


પુસ્તક ૮ ] આશ્વિન ૧૯૮૧ [ અંક ૧

## ગુજરાત અને યુગધર્મ

ગુજરાતે સંસ્કારનો નવો યુગ આરંભ્યો છે. તેની સંસ્કૃતિની મહત્ત્વાકાંક્ષા વધી ગઈ છે. તે સામર્થ્યોથી સમૃદ્ધ બન્યું છે.

એના પુરુષત્વમાં ત્યાગ છે, ઉત્સાહ છે, ઉંડી વ્યવહારિકતા ને ઉંચી અભિલાષા છે એમાં વ્યવસ્થાશક્તિ છે ને સ્વાતંત્ર્યપ્રેમ છે; મુત્સદ્દીપણું છે અને નિશ્ચલતા છે; ભાવનાશીલતા છે અને સેવાધર્મ ને પ્રેમ છે; અને ભગીરથ તપથી માનવતા વિકસાવવાની હોંસ છે.

એના સ્ત્રીત્વમાં ફુલની સુકુમારતા છે, ને છતાં સતીની અડગતા છે. એમાં રસિકતા છે ને સંરક્ષક વૃત્તિ છે; કાવ્યમયતા છે ને તે વ્યવહારિક છતાં બુદ્ધિ સતેજ છે; ધર્માંધતા નથી છતાં, શ્રદ્ધાળુ હૃદયની શક્તિ છે; એમાં પુરુષના સમાન થવાની હોંસ છે, છતાં પુરુષને પડખેજ ઉભા રહેવાનું ડહાપણ છે; નવાનવા ઉલ્લાસો છે, છતાં દુઃખ સહન કરવાની હીંમત છે. અને પુરુષો ને સ્ત્રીઓમાં વિશુદ્ધ પ્રેમની જ્યોત જાગવા માંડી છે.

ગામેગામમાં નવયુગનું ચેતન પ્રસરી રહ્યું છે—ઘેરઘેર નવા સંસ્કારનો સંચાર થાય છે.

જાણેઅજાણ્યે બધા એક ને અવિભક્ત ગુજરાતનાં અંગ બને છે; અને જેમ અંગેઅંગની એકતાનતા પરથીજ આત્મા પરખાય છે તેમ ગુજરાતી સંસ્કૃતિના પ્રતાપી આત્માની સાક્ષી દે છે. કાર્તવીર્ય ને પરશુરામની આ ભૂમિ આર્યસંસ્કૃતિનો વિજયધ્વજ લઇ ઉભી છે; અને આર્યત્વનાં સનાતન તત્ત્વો મહત્ત્વાકાંક્ષા ને વીરતા; સ્વમાન ને સ્વાશ્રય; શુદ્ધિ, સ્વાતંત્ર્ય ને વ્યવસ્થા; તપ, શક્તિ ને સંયમ; પિતૃભક્તિ ને જીવદયા; ગર્ભશ્રીમંતની સર્વાંગસેવા; અને પ્રેમ-નિર્મલ ને નિરંકુશ—આ પુરાણા નવ-આર્યાવર્તના પ્રેરણાથી દશે દિશામાં પ્રસરશે.

—'ગુજરાત—એક સાંસ્કારિક વ્યક્તિ'માંથી



ગુજરાત ] "મારો જીવ અત્યારે સાક્ષી પુરે છે કે હું જીંદગીભર એમના પ્રત્યે તો બહુજ નિષ્ઠુર થયો છું." [ આશ્વિન ૧૯૮૧



# કુમારના અનુભવ

સંપાદક:
રા. ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક
સભ્ય, સાહિત્યસંસદ્

ચિત્રકાર:
રા. રવિશંકર શિવશંકર પંડિત

(૨)

## મધુરીનું બલિદાન

કુસુમના અનુભવથી સ્ત્રીહૃદયની—સ્ત્રીજીવનની મને કૈંક સમજ પડવા લાગી. તેથી મારાં સગાંસંબંધીઓના સ્ત્રીસંસારમાં મને કૈંક વધારે રસ પડવા લાગ્યો, તેમ તેનો વધારે અનુભવ પણ લેવા લાગ્યો. તેમાં કેટલીએ હોંશીઆર છોકરીઓ અનિષ્ટ સંસ્કારથી અને પરતંત્રતાની તાલીમથી વિરૂપ બની ગઇ હશે તેની કલ્પના પણ કરતો, તેમ તેમની હાલની દશાને માટે પુરુષોજ ઘણે અંશે જવાબદાર છે, એ ધીમે ધીમે માનતો થયો. તેથી થોડાજ માસમાં હું વિચારસરણિને એક છેડેથી છેક બીજે છેડે જઇ પહોંચ્યો. સ્ત્રીઓનો વિરોધી મટી, તેમનો ચુસ્ત હીમાયતી બન્યો. અને તેમને પુરુષોની સામે બંડ કરવામાં કેમ મદદ કરી શકાય, તેની યુક્તિઓ શોધવા લાગ્યો.

૧

આવી મનોદશામાં હું હતો, તેવામાં મારા પીતરાઇમાં એક મરણપ્રસંગ બનવાથી પરગામથી તેમનાં છોકરાંછોકરીઓ સહકુટુંબ વતન આવ્યાં. મારા નવા સંસ્કારને લીધે આ બધાંની સાથે જે જુનો આછો સંબંધ હતો, તે જોતજોતામાં મેં વધારી દીધો. અને થોડા દિવસમાં તો એ કુટુંબની એક શાખાના સ્નેહમાં હું એટલો મગ્ન થઇ ગયો, કે તેનાં નાનાં મોટાં બાલકબાલિકાઓની સાથે હું આખો દિવસ ખુબજ ખેલવા લાગ્યો. તે સર્વેમાં રોજરોજ મને કૈં નવાં નવાં તત્ત્વ

જણાતાં તેમને રોજ હું કૈં નાની નાની ભેટ આપું, ને કૈં જુકીસાચી વાતો સમજાવું. તેઓ મને કાલી ભાષામાં પોતાની નવી રમતો શીખવે, તેમાં જેમ તેમ હું મારું ધીમું મગજ પરોવું. એમ કરતાં કેટલાએ દિવસો વહી ગયા.

આ બધાંની મોટી બેન મધુરી તે વખતે આશરે ૧૮ વર્ષની હશે. મધુરી તે ખરેખર મધુરીજ હતી. તેની ઉચી અગલતા સુવિકસિત હતી, છતાં જરાએ સ્થૂલ કે સૂક્ષ્મ ન હતી. કોઇક સુંદરીઓ સૂર્યના જેવા ઝળહળતા પ્રકાશથી જોનારને ચમકાવે છે, ને બાળે છે. પણ મધુરી તો સુધા સમી મીઠો અમૃતરસજ ચોમેર રેલાવતી. તેના વિશાલ અને સહેજ ઉડાં ગએલાં નયન સાધારણ રીતે નમ્ર ભાવે નમેલાંજ રહેતાં. માત્ર વાત કરે કે હસે ત્યારેજ તેનું ધીર ગંભીર તેજ પરખાતું. તેના ચહેરા પર નિરંતર ફરકતા સ્મિતમાં આનંદનો ઉન્માદ ન હતો, પણ સ્નેહની સુરખીજ હતી. તેના કપાળ પર નિર્દય વિધિની ભાગ્યરેખાની માફક ચિંતાનાં ચિન્હ અંકાવા માંડયાં હતાં. તેથી એકંદર તેની આકૃતિ પરથી તેના નૈસર્ગિક આનંદોત્સાહનો અને તેના પર પડેલાં દુઃખનાં વાદળનો સહેજે ખ્યાલ આવતો. છતાં બધુંએ દુઃખ એ તપસ્વિની હસતે ચહેરે પોતાનો ધર્મ સમજીને સહન કરતી. તેથી વિષાદની ઘેરી છાયાને ભેદીને પણ તેના અંતરનો સૌમ્ય નિશ્ચલ પ્રકાશ ઘણુંખરું પ્રકટતો.

મધુરીને થોડાજ વખતમાં મારી સગી બહેન તરીકે હું પુજવા લાગ્યો, ને તેથી તેનાં જે દુઃખની મને પહેલાં થોડીજ ખબર હતી, તે મારા હૃદયને ઘણુંજ સાલવા લાગ્યું. તેના પિતાને નોકરીને અંગે ગામડા ગામમાં ફરવું પડતું હતું. અને તેમનો કુટુંબવિસ્તાર મોટો હતો, તેથી તે ત્રણેક ચોપડીજ ભણી હતી, ને ઘણીજ નાની વયથી તે ઘરકામમાં પરોવાઇ ગઇ હતી. તે પાંચેક વર્ષની હતી ત્યારે એક ખાનદાન કુટુંબના તેનાથી એકેકજ વર્ષે મોટા નવનીતભાઇ સાથે તેનો વિવાહ થયો હતો. પછી દસ વર્ષે તેનું લગ્ન થયું, ને તેરચૌદ વર્ષની વયે તે સાસરે ગઇ. તેના સસરા મુળ મામલતદાર હતા. ત્યાંથી ધીમે ધીમે પોતાની ખટપટથી ને સરકારની મહેરબાનીથી સચીન સ્ટેટના દીવાનની પદવીએ પહોંચ્યા હતા. નવનીતભાઇનાં માતુશ્રી તેમને નાના મુકીને ગુજરી ગએલા હોવાથી દુર્ભાગ્યે દીવાન સાહેબે એક કર્કશા સાથે લગ્ન કર્યું હતુ. ને તેની સાથે તેની બુઢ્ઢી પ્રપંચી માનો અને યુવાન બાલવિધવાનો પડાવ કાયમને માટે તેમને ત્યાંજ રહેતો. નવી સ્ત્રીને એક છોકરો ને બે છોકરીઓ હતી તેથી નવનીતને ટાળીને તેમને જ દીવાન પોતાની બધી પુંજી આપે તે માટે આ સ્ત્રીસંઘ નિરંતર દીવાનના કાન ભંભેરતો, અને સાચાખોટા કીસ્સા ઉપજાવતો. દીવાન ભોળા બ્રહ્મા જેવા દેખાતા છતાં, નવનીત માટે તેમને અગાધ પ્રીતિ હતી તેમણે આ પ્રપંચી પાત્રોની કીમત આંકી લીધી હતી, અને તેથી હૈડે પેટે હસીને તે બધું સાંભળતા, ને તેનાથી જરાએ ભરમાયા વગર પાછું બધું વીસારે મુકતા.

આ ઝેરી વાતાવરણમાં મધુરીનાં પગલાં મંડાયાં. તેની સાસુને અને તેનાં સગાંને નવનીત પર દાઝ હતી, તે બધી બીચારી મધુરી પર હવે ઉતરવા લાગી. નવનીત તો છોકરો, એટલે તેની સાથે તો બોલીનેજ બેસી રહેવું

પરે; ત્યારે મધુરીને તો ચોવીસે કલાક તેના તાબામાં રહેવાનું, એટલે તેની તો રેવડી કરવામાં કશીજ મણા રાખે નહીં. મધુરીએ જાણે પૂર્વ જન્મમાં પાપ કરતાં પાછું જોયું હોય, તેમ આ મુસીબતને બરાબર પહોંચવાને આબાદ ગુણ અને શક્તિ કેળવ્યાં હતાં. ઘરકામ તો તેણે નાનપણથી કરેલું, એટલે તેમાં તો એકકો હતો. સૌના પહેલાં ઉઠવું ને રસોઇમાં અને બીજા કામમાં વીજળીની ઝડપથી ફરી વળવું, નોકર ચાકર સાથે મીઠાશથી વર્તીને ઘરનો ખુણેખુણો ચોખ્ખો રખાવવો, જે જાતજાતનાં માણસ ઘરમાં ભેગાં થયાં હતાં, અને રોજ નવાં આવે જાય, તે બધાનાં મન સાચવવાં, આખો દિવસ જરાએ આળસ કરવું નહીં, અને રાત્રે પણ સૌના સુતા પછી સુવું; —આ બધું તો એ થોડાજ વખતમાં નિયમસર કરતી થઇ ગઇ. આટલું કામ કરતાંએ કોઇને મધુરી કડવો શબ્દ કહેજ નહીં, એટલુંજ નહીં, પણ દીવાનથી તે છેલ્લા નોકર સુધી સૌના પર મામાનો મીઠો રસ વરસાવે.

તેનાં સાસરીઆં હજાર આંખે તેનાં છિદ્ર જોયાંજ કરે, છતાં એકે જડે નહીં. ઉલટું તેમનાં દીલમાં મધુરી માટે વહાલ પેદા થવા જાય. પણ આ ત્રિપુટીએ પોતાના સ્વાર્થનો આંક એવો તો આંકી લીધો હતો, કે તે આવી નબળાઇને વશ તો થાયજ નહીં, પણ ઉલટું પોતાના પાસા ઉંધા પડવાથી મધુરી પર



તેનાં વિશાલ અને સહેજ ઉંડાં ગએલાં નયન સાધારણ રીતે નમ્ર ભાવે નમેલાંજ રહેતાં.

વધારે ને વધારે ખીજાય. તેથી એની ખીજાય સાધારણ રીતે જાળવતા છતાં પણ કોઇ કોઇ વાર નજીવો પ્રસંગ લઇને કે ખોટો મુદ્દો

કાઢીને તેના પર સૌના દેખતાં પીરતાલ પાડવા આ સન્નારીઓ ચુકતી નહીં. આમ જશમાં જુતીઆં મળે તે પણ મધુરી હસતી હસતી ને મનમાં રોશ પણ લાવ્યા વિના સહન કરતી. ને આવી કૈંએ ટીકા થયા છતાં દીવાન તો મધુરીને ગૃહલક્ષ્મી ગણીને પુજતા, તેથી વળી પોતાનાં બધાં બાણ નિષ્ફલ જવાથી તેની સાસુના હૈયામાં વધારે લાય લાગતી.

નવનીતભાઇ વળી એક ઓરજ મૂર્તિ હતા. ભણવામાં તે પ્રથમથીજ કાચા હતા. અને મધુરીની મારે ખરી ઓળખાણ થઇ, ત્યારે મેટ્રીકની પરીક્ષામાં બેત્રણ વાર નપાસ થઇ ચુક્યા હતા. પણ તેમની બુદ્ધિ જેવી કાચી ને લીસી હતી, તેવુંજ તેમનું હૃદય રસિક અને રસાળ હતું. મધુરી પર તેઓ મુગ્ધ હતા. તેમની આંખે મધુરીનુંજ સ્નેહઅંજન થયું હતું. તેમને આખો સંસાર અને જીવન મધુરીમયજ લાગતાં. તેમ ભણવાનું રહ્યું નહીં, વિદ્યાનો વ્યાસંગ નહીં, અને કમાવાની ચિંતા નહીં, તેથી ધીમેધીમે તેમના મનની સર્વ શક્તિ મધુરીના સ્નેહ પરજ અત્યંત એકાગ્ર થઇ. જીવનની ક્ષણેક્ષણ મધુરીનાજ સંગમાં ગાળવાનું ને પળેપળ તેનુંજ મીઠું મુખડું નીરખવાની લગની તેમને લાગતી ગઇ.

પણ પતિસ્નેહના આ આવેશથી મધુરીને જે સુખ થયું હશે, તે કરતાં વધારે ચિંતા ને અગવડ વેઠવાં પડતાં. મધુરીએ નવનીતને પોતાનું હૃદય તો સમર્પ્યુંજ હતું. પણ તેના ખીલતા ડહાપણે અને ધર્મબુદ્ધિએ તેને શીખવ્યું હતું કે, સંસારના સર્વ ધર્મ નિયમસર પાળવા જોઇએ, ને સૌ કુટુંબીઓની અણિશુદ્ધ સેવા કરવી જોઇએ. જો આવા ભરેલા ઘરમાં રહેવુંજ હોય, તો તેની જવાબદારી પણ માથે ઉપાડવી જોઇએ. તેમાં કૈં ભૂલ પડે, તો ઘરનુંજ ખોટું દેખાય, અને તેના પર ટાંપી રહેલાં સાસરીઆં વરુની માફક તુટી પડે. પણ સ્નેહના નીશામાં ચકચુર થએલા નવનીતભાઇને તો આ ડહાપણ અકારુંજ લાગે. તેમને તો ઓરમાન માંના ત્રિપુટીનો કૈં હીસાબજ નહીં, એટલે તે સર્વે મધુરીને કૈં કહે, તેની કોડી જેટલી કીમત પણ નહીં. તેથી જો કોઇ વાતમાં મધુરી તેનો પક્ષ લઇને જરાએ બોલે, તો તેમને ગાળ દેવા પણ ભાગ્યેજ ચુકે. મધુરી પોતાના અને પતિના સુખને કેવળ સ્વાર્થરૂપ ગણી, તેને કુટુંબસેવાથી ઉતરતું ગણે, તે નવનીતભાઇથી સહેવાયજ નહીં. તેઓ બોલાવે ત્યારે ઘરનું કામ મુકીને ન આવે. તેમને ઘરના ગાળામાંથી છુટી કોઇ ગામડે સાથે સહેલગાહ કરવા જવાનું મન થાય, તેનો પણ મધુરી સ્નેહભાવે વિરોધ કરે. આવા પ્રસંગોથી નવનીતભાઇ તેની સાથે કેટલીએ વાર ચીઢાય ને રીસાય, આંસુ ગાળે ને ગળાવે; પરંતુ પરોઢીઉં થાય ત્યારે જાણે કૈંજ બન્યું ન હોય તેમ અર્ધી ઉંઘે ઘરની ઘાણીમાં મધુરી સ્વસ્થ ચિત્તે જોડાય.

આ બધી હકીકત કૈંક મધુરી પાસેથી, કૈંક તેના પીઅરમાંથી મારી જાણમાં આવી. ઉપર સુચવેલા કુટુંબપ્રસંગે નવનીતભાઇ પણ થોડા દિવસને સારુ આવ્યા હતા. તેમની સાથે પણ સાધારણ સગપણમાંથી ગાઢ મૈત્રી જામી, એટલે તેમણે તો મોકળા દીલથી મને પોતાના અને મધુરીના દુઃખની પુરી વાત ગદગદ કંઠે સંભળાવી. એક દિવસ અમે ખડકીમાં હીંચકા પર બેસી આ પ્રકરણ ઉકેલતા હતા તેવામાં મધુરી બહારથી આવી. નવનીતભાઇના ચહેરા પરથી અમારી વાતનો

પ્રયાસ કરી લઇ, તે હસતી હસતી બોલી: "કેમ કુમારભાઇ, તમારી તો કંઈ બહુ લાંબી વાતો ચાલે છે ?"

"આ તમારાંજ પરાક્રમની કથા. તમારી ધીરજની હદ નથી, તેમ અમારી વાતોનો પણ કંઈ છેડોજ નથી આવતો."

"તમે એ બધું કહે છે તે માનશો નહીં. મને કશું એવું દુઃખ નથી પડતું. બાકી સંસાર છે, એટલે સુખ ને દુઃખ બને હોય." મધુરી જરા ગંભીર થઇ હીંચકાના સળીઆને અઢેલીને બોલી. નવનીતે તો એકી ટસે મધુરીના મુખ પરજ મીટ માંડી, પણ મધુરી તો વિવેક ભાવે મારા સામુંજ જોઇ રહી.

"તમે જાણો છો ને, કે હું તો સખત નવા વિચારનો છું, એટલે નવનીતભાઇનો વકીલ બનતો જાઉં છું. છતાં તમારી ધીરજ અને મીઠાશ મને દબાવે છે. ને તમારો વાંક કેમ કાઢવો તે સમજાતુંજ નથી." હું મધુરીના ચારિત્રબળથી મુગ્ધ થઇ ને બોલ્યો.

"હશે, ચાલો. તમારા જેવું હું ક્યાં ભણી છું, કે તમને વાતમાં પહોંચી શકું? પણ હવે બહેનને સંભારીને કોઇ દિવસ સચીન આવશો તો ખરાને ?"

"હાસ્તો. પહેલીજ તકે ચોક્કસ આવવાનો છું. બીજું કંઈજ નહીં, તો તમારા વિચિત્ર સંસારને નીરખવાને. નવનીતભાઇને પણ



"તમે એ બધું કહે છે તે માનશો નહીં .. " મધુરી હીંચકાના સળીઆને અઢેલીને બોલી.

વચન આપ્યું છે."

"બહુજ સારું થયું; ત્યાં આવીને બે દિવસ રહેશો, ત્યારેજ મારી સ્થિતિ સમજ

શકશો."

"જુઓને! અહીંઆં પણ આપણી સાથે વાત કરવાને બેસે છે?" નવનીતભાઇ અધીરાઇથી બોલી ઉઠયા.

મધુરીએ તરતજ સહેજ હસીને ઉત્તર આપ્યોઃ "કેમ કુમારભાઈ! તમારી સાથે તે દિવસ રાતે કેટલી બધી વાતો કરી હતી?" મેં સાક્ષી પુરવાને ઊંકું નમાવ્યું. "પણ સવારમાં તે નીરાંતે વાત કરવાનો વખત છે? અહીંઆં આવી છું, તે કામમાં મદદ કરવાને; વળી કોઇ જુએ તો કેવું ખોટું કહેવાય!"

નવનીતભાઇનો પીત્તો ઉકળી ઉઠયોઃ "આજ મને ચીઢ ચઢે છે. જુએ તે જાય જહન્નમમાં; તેની આપણે શી પરવા?"

એટલામાંજ બારણામાં પગરવ સંભળાયો, એટલે મધુરી દીંચકાની સાંકળ છોડી, નવનીતભાઇના બોલને ખીસ્સામાં મુકી શાંતિથી બોલી: "ત્યારે તો હવે જરુર સચીન આવજો. ન આવો તો મારા સમ." આ બોલતે બોલતેજ તે ચાલી ગઇ. તેના ચહેરા પર ચમકતા વિજયી હાસ્યે મને મહાત કર્યો.

બંને સચીન ગયાં તે પછી મે તેમની સાથે પત્રવ્યવહાર પણ શરુ કર્યો. નવનીતભાઇ ઉકળતા ઉભરા કાઢે, ત્યારે મધુરી મીઠાશથી પોતાનો પક્ષ બતાવે, અને બંને એકજ કવરમાં મને મળે. હું નવનીતભાઇને આશ્વાસન આપતો, ને મધુરીને જરા વધારે સ્વતંત્ર થવા લખતો. પણ તેથી એક નરમ થયા નહીં, ને બીજી ગરમ થઇ નહીં.

૨

સ્ત્રીઓના બંડનો જે વિચાર મેં ખીલવ્યો હતો, તેના પ્રયોગને માટે આથી વધારે કરણ પ્રસંગ કયો હોઇ શકે? છતાં પહેલેથીજ આમ બંડ કરવાની સલાહ આપવાની મારી છાતી ચાલતી ન હતી. અને વધારે પરિચયથી ધીમેધીમે મારું મન એટલું બધું પલળતું ગયું, કે હું સચીન જવા નીકળ્યો, ત્યાં સુધીમાં તો મધુરીનીજ વાત અને વર્તન યોગ્ય લાગતાં ગયાં અને આટલી નાની વયમાં તેણે આવું સ્નેહધર્મનું તપ કર્યું, તે માટે માન અને ગુમાનથી મારું હૈયું ભરાતું ગયું.

મારી વિચારસરણિ ચોખ્ખીજ હતી. જો નવનીતભાઇ પોતે કમાતા હોય તો જુદા રહેવાનો અને સહેલગાહ કરવાનો શો વાંધો હોય? પણ બાપનીજ પુંજી પર નભવાનું હોય, તો તેઓ ગમે તેટલી રજા આપે, તોએ સહેલગાહ કરવી, કે જુદા રહેવું એ નજ શોભે. તેઓ કે ન બોલે પણ તટસ્થ માણસો વ્યાજબી રીતે ટકોર કરી શકે. તેમ જો એ ઘરમાં પણ રહેવાનુંજ હોય, તો મધુરીના જીવનક્રમમાં એક તસુભર પણ સુધારો સુચવવાનો મારો શો અધિકાર? કયાં તેના જીવનની નિશ્ચલ સાધના ને કયાં મારા વાહીઆત વિચારો!

મુંબાઇથી નીકળીને એક દિવસ પરોઢીઆમાં હું સચીન સ્ટેશને ઉતર્યો. નવનીતભાઇ મને લેવા આવ્યા હતા, તેમની સાથે તેમને ઘેર ગયો. ઓટલા પર બેસી દીવાન સાહેબ દાતણ કરતા હતા.

"કેમ આવી પહોંચ્યા? મધુરી તો કયારની ઉઠીને તમારા માટે તૈયારી કરી રહી છે."

"મધુરીબહેનનો ભાવ તો અદ્દભુત છે." મેં પ્રણામ કરીને કહ્યું. તેમની તબીઅતની ખબર પુછી હું ઘરમાં દાખલ થયો, તો ચોકમાંજ પ્રાતઃકાલની પવિત્ર મૂર્તિસમી મધુરીનાં દર્શન થયાં.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૭૧]

# પુનમની રાતડી



લેખક:
શ્રી મંજુલાલ. રણછોડલાલ મજમુંદાર
બી. એ., એલએલ. બી.

—:o:—

સખા! જામે અખંડ કલ્લોલ
ઝીલો સૃષ્ટિના રાસ કે અબોલ:

પુનમની રાતડી રે લોલ—

ચંદ્ર ખીલે, હૈડું ઝીલે, ટપકંતી અમીધાર:
પ્રાણે પ્રાણ પ્રફુલ્લતા, પ્રસરે પ્રભુ સંસાર-

સખી! ઉડીએ પ્રકાશને પ્રદેશ:
છૂટે પાંખો તો ઉડીએ હમેશ:

પુનમની રાતડી રે લોલ—

તારલીઆ ચમકે ઝાંખા, નહાતાં સાયર નીર:
કુંજ થકી સરતો ધીમો, શિતલ સુગંધ સમિર-



સખી! ઊછળે ને તાલ દે અખંડ:
સ્નેહભરતીનાં મોજાં પ્રચંડ:

પુનમની રાતડી રે લોલ—

ઉજ્જ્વલ સારસ જોડલાં. ઝુલે ઉર-હીન્ડોલ:
એવાં રસઘેલાં સખી! રાસ રમન્તાં ગોળ-

સખી! એવો કો જીવન સુવાસ:
વિશ્વભરમાં જગાવે ઉલ્લાસ:

પુનમની રાતડી રે લોલ—





# કીંમત

લેખક:
રા. પ્રતાપકુમાર પોપટ વૈદ્ય
ચિત્રકાર:
રા. હરિલાલ પ્રેમજી ત્રિવેદી

---

મેડાઉઝ સ્ટ્રીટમાંથી એક રોલ્સરોઇસ મોટરકાર નીકળી અને રસ્તાના નાકા ઉપર સીપાઇએ રોકવાથી જરા અટકી. સાંજનુ દૈનિક વેચતો એક છોકરો મોટર પાસે આવ્યો અને તેની હંમેશની રીત પ્રમાણે બુમ પાડી: "એક આના હીંદુસ્થાન! સાહેબ જોઇએ કે? હંસરાજ કેસની છેલ્લામાં છેલ્લી ખબરો."

છોકરો અટકયો. તેણે મોટરમાં બેઠેલા પુરૂષ તરફ જોયું. તેણે પોતાની ભુલ જોઇ. "આ પોતેજ હંસરાજ છે; પછી એને છાપાની શી જરૂર!" એવો વિચાર કરતો કરતો રસ્તાની બીજી બાજુએ ચાલ્યો ગયો.

અને તેની આ વાત ખરી હતી. મોટરકારમાં બેઠેલા માણસ હંસરાજ પોતેજ હતા. તેમના વિશાળ કપાળ ઉપર ચિંતા અને દુઃખની રેખાએ અચુક જણાઇ આવતી હતી.

ક્વીન્સ રોડના શણગારરૂપ આ મોટર ક્વીન્સ રોડ ઉપર પુર ઝડપે દોડી જતી હતી. ફકત એક અઠવાડીઆના સમયમાં, ચિંતાઓથી ગળી ગએલા હંસરાજ, નીચી નજર કરીને બેસી રહ્યા હતા. તેમની નજર મોટરમાં પડેલા કીંમતી ગાલીચા ઉપર હતી. જાણે કેમ એ ગાલીચોજ તેમની આવતી ગરીબીનું સૂચન કરતો હતો.

ફકત થોડા દિવસ પહેલાંજ, તેઓ પોતાને સુખી માનતા હતા. ત્યારે તેમણે માનેલું કે કે જગતમાં પોતે સુખી થવાનેજ સર્જાયા છે. પણ છેલ્લા આઠ દિવસથી, તેમને પોતાનો આ વિચાર ખોટો લાગેલો. અને જ્યારે સમુદ્રની ઉછળતી લહેરો, ઉડતી ઉડતી, તેમને શાંતિ આપવાના પ્રયાસો કરતી હતી ત્યારે હંસરાજના મનમાં ભવિષ્યની ખરાબીના વિચારો આવતા હતા.

એક વર્ષ પહેલાંનીજ આ વાત હતી. ત્યારે તેમણે આવતી ગરીબીની પ્રથમ નીશાની-



છોકરાએ બુમ પાડીઃ "એક આના હીંદુસ્થાન! સાહેબ જોઇએ કે? ... ..."

એ જોઇ હતી. પણ એ વખતે તેમના મગજમાં જરાએ સંશય નહોતો કે ફક્ત એકજ વર્ષના અરસામાં, તેમને હમેશને માટે લક્ષ્મીહીન થઇ જવું પડશે.

તેઓ શ્રીમંત હતા. પણ એ બધું વારસામાંજ મળેલું. કલકત્તામાં રહેતા તેમના કોઇ એક વડીલે આ ગંજાવર પુંજી, મરણ પામતાં હંસરાજને સોંપેલી. અને તેમણે દસ વર્ષ સુધી આ પુંજીનો ઉપયોગ છુટથી કરેલો. પોતે વિધુર હોઇને જગતમાં ફક્ત એક બહેનનીજ દરકાર કરવાની હતી. અને તે પોતાની ફરજ બરોબર બજાવતા હતા.

પણ એક વર્ષ પહેલાંજ, વિદ્યુતની ત્વરાથી, તેમનીજ ન્યાતનો કોઇ એક પુરુષ એકદમ મુંબાઇ તરફ આવેલો, અને તેને આ મીલ્કત ઉપર પોતાનો હક્ક સાબીત કરવો હતો.

ઘણાએ દિવસ સુધી વકીલો વચ્ચે કાગળોની લેવડદેવડ ચાલેલી. અને છેવટે નક્કી થએલું કે એ કેસ કોર્ટમાં ચલાવવો.

કેસ જ્યારે શરૂ થયો, ત્યારે હંસરાજ ધારતા હતા કે થોડા દિવસ કેસ ચાલશે અને છેવટે મીલ્કત તેમનેજ મળશે. પણ કેસ લાંબો ચાલ્યો. આજે આઠ આઠ મહીના થયા મુંબાઇની કોર્ટમાં એ કેસ ચાલતો હતો. ફરીઆદ પક્ષ તરફથી ન ધારી શકાય તેવી સાક્ષીઓ રજુ થઇ હતી. અને છેવટે આજે તેમની એકની એક આશા પણ નષ્ટ થઇ હતી.

"મીલ્કત જશે. 'વિમળ વિલાસ' પેલાના હાથમાં જશે. એ એમાં મોજ માણશે. અને હું! હું ક્યાં? વિમળા ક્યાં? તેનું શું?" આવા વિચારોએ તેમનું મગજ ઘેરવા માંડયું.

પણ હજુ આશાની એકજ બારી ખુલ્લી હતી. કદાચ તેમનો હરીફ બધી મીલ્કત નહીં લઇ લે, થોડુંક તેમને માટે રાખશે. પણ અહીં તેમને પોતાનું સ્વમાન યાદ આવ્યું. એવા એક રખડતા ધુતારા પાસેથી શા માટે તેમણે એ પૈસા સ્વીકારવા? એવા વિચારો કરતા નવી યોજનાઓ યોજતા અને ભાંગતા, પુર ઝડપે જતી મોટરમાં તે બેસી રહ્યા.

બહાર મોટર ડ્રાઇવર પાસે બેઠેલો તેમનો વફાદાર નોકર કાનજી પોતાના શેઠની વ્યથા

સારી પેઠે સમજી શક્યો. તેણે ડ્રાઇવરને મોટર-ની ઝડપ વધારવાનું કહ્યું. અને છેલ્લા આઠ બાર દિવસથી કોર્ટમાં ચાલતા કેસથી વધુ અને વધુ પ્રખ્યાત થએલા હંસરાજ શેઠ પોતાના બંગલામાં આવી પહોંચ્યા.

"મોટાભાઇ! આવ્યા!" વિમળા જરા આનંદથી બોલી. પણ એ કે ખરા દીલનો આનંદ નહોતો. ફક્ત પોતાના દીલગીર ભાઇને આનંદમાં લાવવા માટેજ વિમળા બનાવટી આનંદથી બોલી.

વિમળાની ઉંમર લગભગ ઓગણીસ વર્ષની હતી. એ સંસ્કારી હતી, સુશીલ હતી. શાણી હતી. તેણે ઇન્ટર સુધી અભ્યાસ કર્યો હતો, પણ પછી ન ફાવવાથી અભ્યાસ છોડી દીધેલો અને જે ચિંતાઓથી તેનો મોટો ભાઇ ઘેરાયો હતો તે ચિંતાઓની જાણ તેને પણ હતી. હંસરાજને પોતાની એકની એક બહેન ઉપર એટલું બધું હેત હતું કે તેને કેસ બાબત તે કંઇ પણ વાત ન કરતા. અને જ્યારે જ્યારે વિમળા કેસની વાત કાઢતી ત્યારે ત્યારે તે આડી વાતો કરીને, મુળ વિષય ઉડાવી દેતા.

આજે વિમળાએ પણ એજ વાત કરવાનો વિચાર કર્યો હતો. અને તેમાંએ પોતાના ભાઇના મુખ ઉપર ચિંતાઓનું અધિક સામ્રાજ્ય જોઇને, તેનો આ વિચાર દૃઢ થએલો. પણ તેનો આ વિચાર અમલમાં મુકાય તે પહેલાંજ હંસરાજ પોતાની બહેનનો વિચાર કળી ગયા. તે જાણતા હતા કે જો જાણ્યે અજાણ્યે પણ વિમળા સાથે આ કેસ બાબત વાત નીકળશે તો વિમળા બધી વાતો તેના હૃદયમાંથી કઢાવી લેશે, અને તેથી ખરી પરિસ્થિતિ જાણીને તે વધુ ને વધુ દુખી થશે.

"વિમુ બહેન!" તે સુક્કા છતાં દૃઢ અવાજે બોલ્યા: "જાઓ, જાનકીબાઇ



"હું તેને મારા ખરા દીલથી ચાહું છું."

સાથે ફરવા જાઓ. મારે અત્યારે અત્યંત કામ છે." "કાનજી!" તેમણે નોકરને બુમ મારી, "જા શોફરને કહે, કે બહેનને કોલાબે લઇ જાય. સમજ્યો કે? જાઓ બહેન! કપડાં નહીં બદલો તોએ ચાલશે." આ દૃઢ હુકમ સામે વિમળાથી કંઇ પણ થઇ શકે એમ નહોતું. અને મન ન હોવા છતાં તે મોટરમાં બેઠી અને સામી બાજુએ જાનકીબાઇ ધાટણ બેઠી

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૭૯]




લેખક:
અધ્યાપક ખુશાલ તલકશી શાહ
સભ્ય, સાહિત્યસંસદ.
ચિત્રકાર:
રા. શિવરાવ સજીપ,
એ. એમ.

## મુખ્ય પાત્રો

### પુરુષવર્ગ

અંબાલાલ શેઠ... ... અમદાવાદમાં રહેતા મુંબાઇના એક ગાંધીઘેલછામાં ગરકાવ થએલા વિધુર ધનાઢ્ય.

નરોત્તમદાસ ... ... અંબાલાલ શેઠનો જમાઇ, મધુરીનો વર.

સારાભાઇ... ... ... અંબાલાલ શેઠનો તદ્દન યુરોપીઅન થઇ ગએલો પુત્ર.

મોહનદાસ ... ... નરોત્તમદાસનો બાલમિત્ર.

જીવરાજ ... ... ... અમદાવાદના સુપ્રસિદ્ધ વૈદ્યરાજ, નરોત્તમના સહાભ્યાસી.

સરદાર હીરાસિંહ ... પંજાબનો એક અગ્રેસર તાલુકદાર.

સીવાય નાનાલાલ કવિ, રવીંદ્રનાથ ટાગોર, સી. એફ. એંડ્રુઝ, મોહનદાસ ગાંધી, અનુપરાય ભોમીઓ.

### સ્ત્રીવર્ગ

માયાવતી... ... ... અંબાલાલ શેઠની બહેન–કવિકલાઘેલી ભામિની.

મધુરી ... ... ... અંબાલાલ શેઠની મોટી દીકરી, નરોત્તમની પત્ની.

પુષ્પા ... ... ... તેની નાની બહેન.

નોકર, ચાકર ઇત્યાદિ.

# આગલા પ્રવેશોનો ટુંક સાર

ગાંધીભક્ત શેઠ અંબાલાલના બંગલામાં અનુ ભામીઓ પ્રેક્ષકોને ગાંધીજી, ટાગોર અને કવિ નાનાલાલની પ્રતિમાઓ સંબંધી વિગત જણાવી રહેલા છે. તેટલામાં શેઠનો પુત્ર સારાભાઈ જે પારીસમાં ઝવેરીની પેઢીમાં મેનેજર તરીકે કામ કરે છે તે આવી પહોંચે છે, અને પોતાની નાની બહેન પુષ્પા સાથે વાતો કરી પિતાની પોતાના તરફ કેવી વૃત્તિ છે તે જાણવા પ્રયાસ કરે છે, અને મધુરી અને નરોત્તમના જીવનકલહની વાતચીત કરી પોતાની મહત્તાનાં બણગાં ફુંકી, ગુમ રહેવા ત્યાંથી ચાલ્યો જાય છે. જીવરાજની રુબરુમાં નરોત્તમ અંબાલાલ તથા માયાવતીની પ્રણાલિઓને પ્રબળ રીતે દાંભિક ઠરવે છે અને જીવરાજ સહિત ચાલ્યો જાય છે. એટલામાં ગાંધીજી તથા રવિબાબુનો વિરોધી હીરાસિંહ આવતાં તેમની વચ્ચે કેટલોક વાદવિવાદ થતાં અંતે તે ખીજાઈને ચાલ્યો જાય છે. પુષ્પા ને મધુરી હાસ્યવિનોદ કરતાં હોય છે ત્યાં નરોત્તમ આવે છે. અને મધુરીને પરસ્પરની પ્રણયગ્રંથિ દૃઢ કરવા સમજાવે છે, પણ વિચારની વિરુદ્ધતા પડતાં મધુરી નરોત્તમને તિરસ્કારી પુષ્પા સાથે ફરવા ચાલી જાય છે. નરોત્તમનો જુનો મિત્ર મોહન વિશ્વની યાત્રા કરતો આવી તેને મળે છે એની વાતચીતમાં નરોત્તમ તેને પોતાની જીવનની વાત કહેવા માંડે છે; એટલામાં ટાગોરનો પત્ર તથા ફોટો આવતાં મોહનની ખુબીથી બંને મધુરીને વશ કરવાની માર્મિક પેરવી રચે છે. અંબાલાલ સહકુટુંબ બહારથી ફરીને આવેછે, તે અરસામાં ટાગોરરુપે મોહનની અચાનક પધરામણી થાય છે. પુષ્પા અને ટાગોર–મોહન એકલાં પડતાં સૌંદર્ય કોને કહેવું, કેમ પારખવું વગેરે વાતચીત કરે છે. જમતાં જમતાં લલિત કલા ઉપર ચર્ચા ચાલે છે. જમણ પુરું કરી સર્વે આરામગૃહમાં મુખવાસ લેવા બેસે છે. અહીં અસહકાર, રાષ્ટ્રીય શિક્ષણ અને પંચવિધ બહિષ્કારને લગતી સામાન્ય ચર્ચા ચાલે છે. થોડી વારે સંગીતનો જલસો શરુ થાય છે. ત્યાર બાદ કાવ્ય અને તેના અર્થ ઉપર ચર્ચા ચાલે છે. અંતે કૃતિની સ્વતંત્રતા ઉપર સંવાદ થતાં નરોત્તમ મોહન સાથે ગુસ્સે થઈ ચાલ્યો જાય છે અને સૌ સમય થતાં વીખરાય છે. બીજે દિવસે સવારમાં મોહન અને નરોત્તમ મળે છે. અને હવે બાજી કેમ પાર પાડવી તે વીશે વિચાર કરે છે. મોહનના કૈં પ્રણયાવેશભર્યાં વાક્યોથી પુષ્પા ક્રોધિત થઈ ચાલી જાય છે. નરોત્તમ મોહનને ટાગોર ચીલમ ફુંકે છે વગેરેનું અંબાલાલના કુટુંબને યથાસ્થિત ભાન કરાવી કંટાળો ઉપજાવવા કહે છે અને ચીલમ પણ આપે છે. મોહન આ પસંદ નથી કરતો. મોહન તથા માયાવતી વચ્ચે ઉંઘમાં ઘોર વાગવા વીશે અનિષ્ટ સંવાદ શરુ થાય છે. માયાવતી ચીઢાઇ ચાલી જાય છે. મોહન અંબાલાલ સાથે ગાંધી નીતિ વીશે ઉચ્છેદક ચર્ચા ચલાવે છે અને તે પણ ચીઢાઇ, બીજે દિવસે ગાંધીજીના હાજરીમાંજ વધુ ચર્ચા ચલાવવાનું નક્કી કરી છુટા પડેછે. મધુરી આવી લાગે છે અને મધુરી તથા મોહન વચ્ચે વાર્તાલાપ શરુ થાય છે. કેટલોક સમય ટાગોરનાં ઉત્તમોત્તમ કાવ્યોની અને તેની મૌલિકતાની ચર્ચા ચાલે છે. મધુરીને આ ચર્ચામાંથી ટાગોર હેમભક્ત, દંભી અને આસક્તિવાન્ પુરુષ છે એમ લાગે છે. આ વાર્તાલાપની વચ્ચેજ નરોત્તમ એકાએક પત્ર મુકવાને બહાને અંદર આવે છે. ટાગોરની સ્વાર્થી પ્રેમવૃત્તિથી મધુ નરોત્તમની સ્નેહભક્તિ પારખી શકી છે; તે તેને જોતાં એકાએક ઊર્મિવશ થઇ નરોત્તમને બાઝી પડે છે. પુષ્પા મોહનને નરોત્તમ તથા મધુનો સુયોગ કરાવી આપવા પ્રાર્થના કરે છે. મોહન તેના અમોઘ ઉપાય તરીકે કેટલીક આનાકાનીને અંતે પુષ્પાને તેની સાથે પરણવા જણાવે છે. પુષ્પા આ અણધારી માગણીથી વિસ્મિત થાય છે. એટલામાં ટાગોર અંબાલાલને ત્યાં છે, તેમ હીરાસિંહને ખબર પડતાં શોધ કરતો તે આવી ચડે છે. અને ટાગોરને બધી મંડળી દેખતાં તિરસ્કારે છે. નરોત્તમ તેને યુક્તિપ્રયુક્તિથી આ ટાગોર નથી પરંતુ સર મોહનદાસ માધવદાસ બેરોનેટ છે એમ સમજાવે છે. અંબાલાલ જતાં નરોત્તમ મોહનને હીરાસિંહ સાથે લડવાનું મુકી દેઈ પલાયન કરવાની સલાહ આપે છે. મોહન તેમ કરવા ના પાડે છે અને તે પુષ્પા સાથે પ્રેમમાં પડયો છે એમ જણાવે છે. નરોત્તમ સાનંદ આશ્ચર્ય પામે છે. પરંતુ જ્યાં સુધી મોહન ટાગોર વેષધારી બની રહે ત્યાં સુધી તે કામ અશક્ય છે એમ જણાવે છે. મોહન તેને સ્વાર્થી કહે છે અને ચર્ચા ચાલે છે. અંબાલાલ આવે છે અને ટાગોરને તેમના એક જુના મિત્ર મળવા આવ્યાનું જણાવે છે. કેટલીક આનાકાની પછી તે મળવા જાય છે. સસરાજમાઈ હીરાસિંહથી ટાગોરનું કેમ રક્ષણ કરવું

તેના વિચાર કરે છે. અને આખરે ગાંધીજીને બોલાવવાનું નક્કી થાય છે. અંબાલાલ સંગ્રહસ્થાન વગેરે સાફ કરાવવા જાય છે અને નરોત્તમ ગાંધીજીને આમંત્રણ આપવા જાય છે. પુષ્પા ટાગોરસાથે પ્રેમમાં છે, પોતે એમ મધુરીને કહે છે. મધુરી ગુસ્સે થાય છે અને આ અયોગ્ય છે એમ જણાવે છે. તે ઉપરથી પુષ્પા અને મધુરી વચ્ચે ટાગોર વીશે લંબાણથી ચર્ચા ચાલે છે. પુષ્પા તેના અનેક બહારથી જણાતા ગુણો ઉપર મુગ્ધ થઇ છે, જ્યારે મધુરી તેને અધમ અને નીચશિરોમણિ ગણી ધિક્કારે છે. એટલામાં માયાવતી આવે છે, તે પણ મધુરીના અભિપ્રાય સાથે સંમત થાય છે, અને વેશધારી ટાગોર તે સર મોહનદાસ માધવદાસ બૅરોનેટજ હોવાના સબળ પુરાવા આપે છે. ટાગોર અબ્બાસ તૈયબજીને મળવા ગએલા છે એમ જાણી આ છુપા ભેદની બાતમી મેળવવા માયાવતી પણ તૈયબજીના ઘર તરફ રવાના થાય છે. પછી અંબાલાલ શેઠનો પુત્ર સારાભાઇ વેશ બદલીને ત્યાં આવે છે. મધુરી પહેલાં તેનાથી છેતરાય છે પણ પાછળથી ઓળખે છે. પુષ્પાના પ્રેમની સારાભાઇને ખબર પડતાં તે અજાયબ થાય છે, અને મધુરીને પોતાના પતિ ઉપર ક્રોધ ન કરવા સમજાવે છે.

(હવે આગળ વાંચો.)

સારાભાઈ

એ નીતિશાસ્ત્ર તને ટાગોરે શીખવ્યું? આવી અણીને પ્રસંગે જ્યારે આપણું એક માત્ર પ્રીતિપાત્ર હાથમાંથી સરી જતું લાગે અને તેમાં જીંદગી પણ જોખમમાં લાગે, ત્યારે મારી નજરે તો ગમે તે ઉપાય વાપરવાની છુટ હોવી જોઇએ. અને એની પાસે ઇલાજ શું ઉપરાંઠ જતા હતા કે એ સારાનરસાનો વિચાર કરવામાં અપૂર્વ તક અચાનક મળી તોપણ ખોઇ નાખે? તને એની વાત પણ સાંભળવાની ક્યાં ફુરસદ હતી? ત્યારે બીચારો શું કરે? તારો મનનો માનેલો હીરો નષ્ટ થાય તોજ એનું કૈંક સંભળાય. એટલે એણે એ ઉપાય અજમાવ્યો.

પુષ્પા

સારુભાઇ ઠીક કહે છે, હો બહેન!

સારાભાઈ

અલબત્ત! મને તો આ પ્રયોગોમાં તારા વરના અનંત પ્રેમના અપૂર્વ પુરાવા ઉપરાંત બીજું કશું દેખાતું નથી. એવો પ્રેમ મેળવી શકે-ઉપજાવી શકે-તે સ્ત્રી કેટલી ભાગ્યશાળી?

મધુરી

પણ મારે વેર વાળવું છે!

સારાભાઇ

તે ભલે. તારી એણે મશ્કરી કરી તો તું પણ એની ખુશીથી મશ્કરી કર, એને હાંસીપાત્ર બનાવ અને તારું વેર લે. એમાં અમને કશો વાંધો નથી. અને મારાથી બને તેટલી હું તો ઉલટો સહાય કરવા તૈયાર છું.

મધુરી

[એના સામું એકીટશે જોઇ રહે છે.] મદદ કરીશ કે, ભાઇ?

સારાભાઈ

બેલાશક-થાય તેટલી.

મધુરી

તેં આ ખાદી ઝભો કેમ પહેર્યો?

સારાભાઇ

બાપાને રાજી કરવા. અસહકારી અંબાલાલ શેઠનો સપુત કૈં પરદેશી કલંક અંગ ધરે કે? [હસે છે.]

પુષ્પા

પણ ઠક્કાબની વાત કરતા હતા તેનું શું?

સારાભાઇ

ઇલ્કાબ આપનાર પત્ર મારા ગજવામાં છે; તેનો ઇન્કાર કરનાર પત્ર મેં ટપાલે પેશ કર્યો-હમણાંજ. આવતી કાલના વર્તમાન-

પત્રોમાં ઇલ્કાબ અને ઇન્કાર સાથેજ જાહેર થશે; એટલે બાપાને હું ખરેખરો અસહકારી લાગીશ કેમ નહીં ?

મધુરી

પણ અત્યારે મારી વાત સાંભળ. આ ઝભામાં તું બરાબર ટાગોર જેવોજ દેખાય



સારાભાઇ: આપ મહારાય રવીંદ્રનાથ ઠાકુર ?
મોહન: જી હા. અને આપ મહારાય ?

છે. સાંજ પડવા આવી છે, એટલે બાપાને કે મારા વરને બરાબર દેખાવાનું નથી. તું ટાગોર બની જા.

સારાભાઈ

[અકળાયો] પણ તે કેમ બનાય ?

પુષ્પા

[બાગમાં નજર કરે છે. અંબાલાલ અને નરોત્તમ તથા મોહનને આવતા જુએ છે.] જે કરવું હોય તે જલદી કરો બહેન. બાપા, નરોત્તમભાઇ અને—એ—એમના મિત્ર અહીં આવતા લાગે છે.

મધુરી

[મેજના એક ખાનામાંથી નામપત્ર કાઢી] લે આ ટાગોર નામપત્ર. અહીં આવ, તારો વેશ બરાબર શોભતું. [મધુરી અને સારાભાઇ જમણે દરવાજેથી જાય છે]

પુષ્પા

[એકલી] હા–આ–શ. એ ટાગોર તો નથીજ. હું જાણતીજ હતી કે તે મને ઠગેજ નહીં. [બાગ વાટે અંબાલાલ, નરોત્તમ અને મોહનદાસ આવે છે.]

અંબાલાલ

ત્યારે આપ મારાજ મતના છો, નહીં કવિરાજ? [પુષ્પા આ સંબોધનથી હસી પડે છે.]

મોહન

નરોત્તમભાઇ ગમે તેમ કહે; મને તો એ આવૃત્તિ હસ્તકૃત કાગળ પર છાપેલી બહુજ ગમે છે.

નરોત્તમ

એકજ લખનારના પ્રત્યેક પુસ્તકની સાત સાત જુદી આવૃત્તિ મને તો મુર્ખાઇની અવધિ લાગે છે! એમ પૈસો વાપરવા બેઠા તો ત્રાંબાપત્રે ગાંધીજીના મહદ્દ્ગાર અમર કેમ નથી કરાવતા?

અંબાલાલ

હા. એ પણ ઠીક સુઝાડ્યું. 'નવજીવન'માંથી કેટલાક ઉતારા ખરેખર ત્રાંબાપત્રે અમર કરવા જેવા છે. [નવી વાત યાદ આવવાથી] વારુ, એ તો થઇ રહેશે. પણ આ હીરાસિંહનું શું કર્યું? તમે ગાંધીજીને મળી આવ્યા?

નરોત્તમ

આશ્રમે જઇ આવ્યો. પણ મહાત્માજી તો સ્ટેશન ઉપર ગયા હતા, એટલે માત્ર આશ્રમમાં શંકરલાલજીને ખબર આપી આવવા સીવાય મારાથી કશું બન્યું નથી. [જમણે દરવાજેથી માયાવતી આવે છે.]

પુષ્પા

[માયાવતીને આસ્તેથી] તૈયબજીને મળ્યાં કે?

માયાવતી

[એજ સ્વરે] હું ગઇ ત્યારે તો એ ચાલ્યા ગયા હતા.

મોહન

[નરોત્તમે કહ્યું તેટલી જો માયાવતી ગુસ્સે થઇ હોય તો તે નહીં પરવડે, એટલે એને ખુશ કરવા આવે છે] કેમ માયા બહેન, ઘડી પહેલાં મારા પર બહુજ કોપાયમાન થયાં હતાં નહીં કે? મારી રીતભાત અને વાતચીત બહુ ગ્રામ્ય લાગી, ખરું?

માયાવતી

[રીસમાં] હા જી.

મોહન

ત્યારે તમારે મને ક્ષમા કરવી પડશે– આટલા હાસ્યરસ માટે. તમે મારી મકસદ તો સમજ્યાંજ હશો.

માયાવતી

હા–આ–જી...

મોહન

મને સાહિત્યમાં સત્યદર્શન–તાદૃશ્ય ચીતાર-નો મોહ છે. એટલે હાલ જે હું કાવ્ય રચું છું તેમાં આવા અનુભવના આબેહુબ વર્ણનની જરુર હતી. પણ મેં જ્યાં સુધી પ્રત્યક્ષ ના કર્યું હોય ત્યાં સુધી કેમ લખાય?

પુષ્પા

[વિસ્મયચકિત] એટલે?

મોહન

મારે જોવું હતું કે આવા જુદા તહોમતની મહાનુભાવી, મહદાશયની બાનુ પર કેવી અસર થાય છે.

નરોત્તમ

[વળી આ ધાણવો કેમ બગાડવા બેઠો?] પણ કવિરાજ...

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૮૪]

# શરદ ઉત્સવ

લેખક:
રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ,
સભ્ય, સાહિત્ય સંસદ.



ધવલ ચંદને વ્યોમ તણો મહાચોક આ
લીંપાયો અદ્ભુત ઓઢણીએ આજ જો!
કેવાં વિસ્મય ડુબી હાસ મીઠાં હસે
તારલીઆ સૌ ને સુંદર શશીરાજ જો!
વહાલા! કેવું સારું આવું રોજ જો!

ચાંદનીના અમૃતસ્નાને ભર નાહી શાં
દેહથી ખીલાવી અંગે અંગ જો!
કુદરતદેવી કેશ છુટા ખંખેરતાં;
અલકે શોભિત મુખડે શાં સુસ્મિત જો!
વહાલા! કેવું સારું આવું રોજ જો!

ઉંડી ઉંડી શાંતિ સ્થલ સ્થલ શી સુની !
સુતું જડચેતન સૌ શાંતિઅંક જો !
હૈડાં કેવાં હીંચે શાંતિખાટ આ !
અનુભવ અદ્‌ભુત ઉરમાં ફ્રમેશય જો !
વહાલા ! કેવું સારું આવું રોજ જો !

શાંત પવન આ ફુલવાડી ડોલાવતા,
પારિજાતક ફોરે મીઠા ગંધ જો !
પ્રણયકલહ કો કરીશું પ્રિયતમ ! પાતળા ?
સત્યભામા સમ લઉં શાં રુસણાં આજ જો ?
રુસણાંનો અવસર આવો ફરી ના મળે !

વહાલા ! આપણી વાડીનાં ગુલાબ એ
લચી રહ્યાં અમૃત ઝીલી શાં અંગ જો !
કુમળી પાંદડીઓ વહાલા ! શી લીસ્સી !
કહો વધુ કુમળું શશી કે આ ફુલપાંદડી ?
કુમળું કુમળું આજ બધું સૌ વિશ્વમાં !

વહાલા ! છેડી સુર મધુર સીતારના,
હૃદયવાંસળી મારી એમાં ઝીલજે !
ગીતવાદ્યના દૈવી રવવિમાનમાં
એસી ચાલો વ્યોમ વીહરીએ આજ જો !
    ધન્ય પળોનો યોગ કદી ફરી ના મળે !

શરદો કૈં કૈં રમીઆં સંગે વહાલમાં !
સ્નેહરસાયન રસીઆં આત્મા દેહ જો !
શરદ્સુખો મુગ્ધાવયનાં પણ વીસર્યાં,
કેવા તોએ તુટે ઉરસરકડ જો !
    વહાલા ! કેવું સારું આવું રોજ જો !

પ્રિય પ્રસંગો ઉજવવા આવા પ્રભુ
દેશે વહાલા ! આપણને સદ્ભાગ્ય જો ?
હીંચોળનાં આ ફુલફુલ ઉરઅગાસીએ
રમીશું કૈં કૈં શરદપુનમની રાત જો !
    અવસર આવા રોજે આ જીવને મળે—!

# ચીરી આભનાં ઉંડાણ વીજળી ઝબકે રે !

લેખક :
રા. નાથુભાઇ પટેલ

ચીરી આભનાં ઉંડાણ,
વીજળી ઝબકે રે !
ભેદી કુંજ નિકુંજ અગાધ
કોયલ ટહુકે રે !

વીજલડી રે ! ઝબકી જરા શાને ડુબી જતી ?
કોયલડી રે ! ટહુકી જરા શાને ઉડી જતી ?

ઉંચે ઉંચે આભને ગોખ
ચાંદની રેલતી રે !
હેમ ચિત્રો ઉષા અનુપ
ગગને ચીતરતી રે !

ચાંદરણી રે ! શાને ઝરી ડુબતી છુપતી ?
ઉષા દેવી રે ! ચીતરી ક્યાં ચીતરો ભુંસતી ?

ચીરી ઉરનાં ઉંડાણ
વીજળી ઝબકે રે !
ભેદી ઉર નિકુંજ અગાધ
કોયલ ટહુકે રે !
ઉંડે ઉંડે ઉરને ગોખ
ચાંદની રેલતી રે !
હેમ ચિત્રો ઉષા અનુપ
હૃદયે ચીતરતી રે !

કોયલડી ! ચાંદની ! વીજ ! ઉષા બહેની રે !
પુછું, રહેશો ઉર અખંડ કે ક્ષણ અંજર રે ?



# મારી કમુ ગૃહદેવી કેમ બની ?

લેખક :
રા. કૃષ્ણલાલ મોતીલાલ ઠાકોર,
બી. એસસી.

ચિત્રકાર :
રા. ગદાણી

કમળાના સ્વભાવથી હવે તો હું છેકજ કંટાળી ગયો હતો. મારી પત્ની કમળા જરીપુરાણા (orthodox) વિચારવાળા કુટુંબમાં ઉછરી હતી. ગુજરાતી ત્રીજી ચોપડીમાં હતી ત્યારે એના પિતાની મુંબાઇ બદલી થઇ અને નાની ઉમરની છોકરીને મુંબાઇમાં વહેતી મુકવાની એની માની હીંમત ન ચાલવાથી અને છોકરીને ક્યાં કમાવા મોકલવી છે ! એ વિચારથી નીશાળ છોડાવી હતી. ત્રણ વરસ રહીને પાછી સુરત બદલી થઇ પણ છેક નાની છોકરીઓ જોડે બેસતાં શરમ લાગવાથી કમળાએ શિક્ષણને તિલાંજલિ આપી દીધી. ત્યાર પછી પરણી અને સાસરે આવી ત્યાં સુધી શેરીમાં આધેડ વયની સ્ત્રીઓમાં બેસી ગામગપાટા સાંભળવામાં અને તડાકા મારવામાંજ એનો ફુરસદનો વખત જતો.

હું પહેલી એલએલ. બી. માં હતો ત્યારે મારાં કમળા સાથે લગ્ન થએલાં. પુખ્ત ઉંમરે પહોંચેલી વહુને ઘેર તેડાવવા મારી બા તો તરતજ એક પગે થઇ રહી હતી; પણ આ એક ઉપાધિમાંથી તો મુક્ત થવા દો પછી એ પરીક્ષામાં બેસીશું, એમ કહી વાત ઉડાવી દેતો. એલએલ. બી. થઇ ગયો અને મુંબાઇમાં વકીલાત શરુ કરી. એડવોકેટનો અભ્યાસ કરવો હતો એટલે હજી ઘરસંસારમાં પડવાનો વિચાર ન હતો. પણ હવે ના કહ્યે ચાલે એમ ન હતું. વખતે ચાલે તો ચલાવાય એમ પણ ન હતું, કેમકે મુંબાઇમાં જમવાની સોઇ બરાબર ન હતી. એકબે મિત્રોએ આગ્રહ તો કર્યો પણ એમ અખાડા કરવા ઠીક ન લાગવાથી આખરે મેં નમતું મુક્યું અને કમળાગૌરી પહેલવહેલાં

મુંબાઇ ખાતે સાસરે આવ્યાં.

કયમ એ સ્ત્રીસખા ગૃહદેવી બને? એવા વિચારો મને પણ સ્ફુરેલા. ગૃહલક્ષ્મી મેળવવા અનેક મિત્રોને સાધેલા (અને કેટલીક વખત બનવાનો પ્રસંગ પણ આવેલો) પણ બધી મહેનત પાણીમાં ગઇ. સભાઓ ભુજાવે, પુરસદે શુકલ પક્ષની રાત્રિએ ચંદ્રિકામાં નહાવા અગાસીએ ચઢયાં હોઇએ ત્યારે વીણા, સીતાર કે દીલરુબા લઇ 'કાના કીકી કામણગારી રે,' 'કાનુડા તારી કામણ કરનારી,' 'ઘેર આવો વસંત-વિલાસી,' 'હું તો જોગણ બની છું મારા વાલમની,' વગેરે વગેરે ગાઇ બજાવી દીલને રંજન કરે, રવિવારે વરસાદ આવતો હોય અને બહાર જવાનો પત્તો ખાય એમ ન હોય ત્યારે રવિબાબુ, કેન્ટ, ગેટે, સ્પેન્સર કે ટોલસ્ટોયની આધ્યાત્મિક ફીલસુફીની રેલમ-છેલ કરી મુકી શ્રમિત મગજને ડોલમડોલ કરાવે, ઘરનું બજેટ ભલે ન સમજે (અને સમજે તોએ deficit આવે તો વાંધો નહીં) પરંતુ સર એન્ઝીલ બ્લેકેટના બજેટ અને estimate ઉપર કલાકોના કલાક ગરમાગરમ ચર્ચા કરે, ઓફીસમાંથી થાકયાપાકયા આવ્યા હોઇએ ત્યારે 'કેમ ડીઅર, કંઇ નાસ્તો લાવું?' વગેરે વગેરે શબ્દો બોલી કલેજાને ટાઢું કરે એવી ગૃહદેવીની શોધમાં હુંએ ઠીકઠીક આથડેલો, પણ મનગમતીનો કૈં પત્તો ન ખાધો અને આખરે બીચારાં ખુલાં દીલનાં ભોળાં વડીલો અને સ્નેહીઓના 'પછી રખડી જશો; કઇ પદ્મિની લાવવાના છો?' એવા એવા શુકનો સાંભળી દોરી ઢીલી મુકી મારી બાની પસંદગી-ની ઇંદ્રની અપ્સરા જેવીના તેજમાં હું અંજાયો અને વાચક, મારી જીવનનૌકાને સંસારસાગરમાં ઝંપલાવવાની દરખાસ્તને મેં સાષ્ટાંગ દંડવત્ પ્રણામપૂર્વક સ્વીકારી લીધી.

કમળાગૌરીને ગૃહદેવી બનાવવાના પ્રયત્ન પ્રથમ દિવસથીજ ચાલુ કરી દીધા હતા. કમળા આવવાની હતી તેના આગલા બે દિવસથી મારી room શણગારવા માંડી હતી. રવિવર્માના અશોક વનમાં સીતા, શકુંતલા-પત્રલેખન, કૃષ્ણને ઢુંઢતી રાધા, વનમાં દમયંતી, તથા ચિત્રકાર ધુરંધરના 'A cup of wine,' 'a loaf of bread and thou,' 'Radha's love' લયલામજનુન વગેરે વગેરે ચિત્રોથી દીવાલો-ને શોભાવી દીધી. 'પતિ સમાન દેવ નથી,' 'સ્ત્રી એ પુરુષનું ડાબું અંગ છે,' 'કાર્યેષુ મંત્રી, કરણેષુ દાસી,'–વગેરે સુવર્ણ વચનોનાં પાટીઆં ચીતરાવી યોગ્ય સ્થળે લટકાવી દીધાં હતાં; તેમજ ચંદ્રકાંત, સરસ્વતીચંદ્ર, જયા અને જયંત, ઉષા, બાળવિલાસ, ઇત્યાદિ પુસ્તકોથી એક ભંડારીઉં ભરી દીધું હતું. ગુણસુંદરી, ગુજરાત, સ્ત્રીબોધ, ઇત્યાદિ માસિકો અને સુંદરી સુબોધની જુની ફાઇલ ખુણામાં એક ટેબલ ઉપર ગોઠવી દીધાં હતાં. મારી આટલી તૈઆરી સાથે ગૃહદેવીને વધાવવાને હું તૈઆર થઇ બેઠો.

વાંચનાર, તેં પણ આવી ઘડીઓ અનુભવી હશે. મારા જેવા વિચાર તને પણ સ્ફુર્યા હશે. જો એ મંગળ ઘડી હજી તને પ્રાપ્ત ન થઇ હોય તો મારા તને આશીર્વાદ છે કે એ ઘડી તને જલ્દી પ્રાપ્ત હો.

અને તે પ્રથમ રાત્રિએ મને શા શા અનુભવ થયા? ફોટો મઢનાર ફીદાઅલીએ ફ્રેમ મઢતાં પુરતી સાવચેતી રાખી ન હતી, અને દરેક ફોટા નીચે તે કયા પ્રસંગના છે તે દર્શાવનારી દિશાનો લોપ કરી નાખ્યો હતો. પહેલી રાત્રે તે બીજી શી વાતો હોય? બધા ચિત્રો તરફ પહેલું ધ્યાન ખેંચ્યું. નાના બાળકને સમજાવતાં કેટલી મહેનત પડે છે તેનો તો

કદાચ તનેએ અનુભવ હશે. અને આ તો નવવધૂ હતી. દરેક ચિત્ર સમજાવતાં મારી તો ફુસજ નીકળી ગઇ. પછી વચનામૃતોનાં પાટીઆં સમજાવવાની તકલીફ મેં લીધીજ નહીં. અને ગૃહદેવીની પરીક્ષાની નવી બારી તરફ વળ્યો.

આ સુંદરી સુબોધ વાંચ્યાં છે ? એમ કહી ફાઇલમાંની એક નકલ તેના હાથમાં મુકી. પણ નસીબે યારી ન આપી. પાકશાસ્ત્રના વિષયમાં ખમણઢોકળાં કેમ બનાવવાં તે સૌ. ગુર્જરગૌરી, બી. એ. ના લેખ ઉપરજ તેની પહેલી નજર પડી.

એક શેર... ...ની દાળ લ્યો....વગેરે. આ વાંચતાંજ મારા ભોગ ફરી વળ્યા. "આનાં તે આટલાં શાં વખાણ કરો છો ? આ તમારાં ચોપાનીઆં અને આ સુંદરીને સુબોધ ? લ્યો, ભણીને બીજું કૈં ન સુઝ્યું તે બહેન ઢોકળાં બનાવતાં શીખવે છે. મને લાગે છે કે બહેનને કૉલેજ છોડયા પછી રાધતા શીખવા આવા પાઠોજ શીખવા પડયા હશે. એટલે બીજીઓને એમના જેવી ભોટ સમજી આમ પઢાવતાં હશે. મારે તો આ ચોપાનીઆં વાંચીને આંખ બગાડવી નથી. કોઇ ભણેલી લાવવી હતીને




કમળાએ સુર પારખ્યા અને ભડ લઇને દ્વાર ખોલતાં સાક્ષાત ચંડિકાદેવીનાજ જાણે દર્શન થયા.

ને તેને ઢોકળાં બનાવતાં શીખવા કામ લાગત. મને તો બા મારી માએ બધુંએ શીખવ્યું છે."

બસ થઇ રહ્યું. કેસ છેક બગડી ગયો. દસ શેર ધુળ ખાઇ જુનાં થોથાંમાંથી ઢુંઢીઢુંઢીને ભેગી કરેલી ફાઇલની કીંમત અંકાઇ ગઇ.

" અરે પણ ગાંડી, એ તો મેરી ડાહીઓ

હોય તે એવું લખ્યાં કરે. પણ બીજા લેખ લે વાંચી જોજે ત્યારે તને ખબર પડશે." પણ ઘરના મહાદેવને ખાવા સમજાવવા સહેલા પણ કમળાને સમજાવવી અઘરી છે જાણી પ્રયત્ન છોડી દીધો.

આ તો મારી પ્રથમ દિવસની કહાણી. પરંતુ મેં શરુઆતમાંજ કહ્યું તેમ કમળાલક્ષ્મી જુના વિચારનાં વાતાવરણમાં ઉછરેલાં અને સહેજ લાડકવાયાં હતાં. બાપની એકની એક દીકરી હતી તેમજ કાકા, મામા કે માસીને ત્યાં બહેનના હકમાં ભાગ પડાવનારી બીજી કોઇ ન હતી એટલે બધાના એમના ઉપર ચાર હાથ હતા. ઉંદરથી બીએ, ઘરોળીથી બીએ એ તો જાણે સમજીએ; પણ તીડથી પણ કમળાદેવી બીતાં અને રાત્રે જો જંગલ જવાનું થાય તો વાંદા નસાડવાને અર્ધો કલાક અગાઉથી સેવકને ફાનસ મુકી આવવું પડતું. ઇંગ્લીશ ફીલ્મમાં સમજે નહીં અને દેશી ધાર્મિક ફીલ્મ બંદાને ગમતી ન હોય તોએ કોઇ મિત્રની પત્ની જતી હોય તેના સંગાથમાં સીનેમામાં જવાનો આગ્રહ કરતાં તરતજ "બા, મારે ગામ જઇ બીજીઓની માફક એમ નથી કહેવડાવવું કે મુંબાઈ જઇ ફાટી ગઇ છે; બધુંએ રીતનું શોભે." એ વચનો મુખમાંથી નીકળી પડતાં અને હું ચુપ થઇ જતો. 'રાત્રે ફરવાનું કેવું?' એ મંત્રની બીકથી રાત્રિએ સીનેમા કે ખેલ જોવા જવાનું નહીં. વળી કોઇ દિવસ બેચાર મિત્રો ટોળે મળી Moonlight માં એપોલો બંદર પર હોડીની સહેલ કરવા આમંત્રણ દેવા આવે તોએ મારે એની બીકે નન્નોજ વાપરવો પડે. 'એ તો ઘરકુકડી થઇ ગયો છે,' 'બૈરી પાછળ ગાંડો બની ગયો છે,' 'ભાઇ વકીલ થયા—હવે તે કેં આપણી જોડે ફરે?' આવા આવા મિત્રોના શુકન સાંભળી કાનને બહેરા બનાવી દીધા હતા.

આખરે હું કંટાળ્યો, અને કમળાલક્ષ્મી ગૃહદેવી નહીં તો છેવટ મહાદેવી તો છેજ એમ માની આશ્વાસન લીધું. વકીલાત શરુ કર્યાને ચાર વર્ષ થઇ ગયાં હતાં પણ ભાઇનું ટટ્ટુ હજી બરાબર ચાલતું ન હતું, એટલે કલબ તરફ સ્હેજ વૃત્તિ વધારે દોડતી. કોલેજમાં હતો ત્યારથીજ ક્રીકેટ, ટેનીસ, વગેરે રમતોનો શોખ હતો. એટલે મેં ફુરસદની વેળા ત્યાંજ મારી પંક્તિના મિત્રો જોડે બીલીયર્ડ વગેરે રમવામાં ગાળવા માંડી. આથી ઘેર જવાનું ઘણીવાર મોડું થઇ જતું. હજી પેટે કૈં ફરજંદ ન હતું એટલે કમળા ઘેર એકલીજ રાહ જોતી રાંધીને પોતાના નસીબનો વાંક કાઢતી બેસી રહેતી. એને કૈં 'देवि किमत्र क्रियताम् देवायत्ते वस्तुनि' એ ફીલોસોફીથી સમજાવાય એમ ન હતું. એકાદ બે વખત 'ફુરસદના વખતે વાંચવાને પ્રજામિત્ર કે જામે જમશેદ મંગાવીએ,' એમ કહી દાણો ચાંપી જોએલો પણ 'તમને કોણ જાણે કેમ ધોળા કાકા અળખામણા લાગે છે, રૂપીઆ વીસનું ઘી વધારે ના ખાઇએ?' એ મહામંત્રને શ્રવણ કરવો પડેલો અને મને પણ કેટલેક અંશે ઠીક લાગેલો. મને જેમ બને તેમ જલ્દી ઘેર તરફ વળવાની સુચના કહો કે હુકમ મળી ચુકયો હતો અને બીલીયર્ડ કે પત્તાં રમતાં તાનમાં આવી ગયા હોઇએ અને કદાચ late થઇ જાય તો 'નવ વાગ્યા સુધી કયાં રખડો છો! બ્રાહ્મણ હોય અને વરતારીનું કરવાનું હોય તોએ પરવારીને ઘેર ગયો હોય. આતો હું ને મારી મીરાંબાઇ જેવું છે તોએ રાતના દસ સુધી છુટકોજ નહીં. નવ વાગે છે તોએ અમારું શું થતું હશે તેની ફીકર છે?' વગેરે

વચનોની રેલમછેલ થઇ રહેતી અને પતિપરાયણ પત્નીને વહાલથી જો 'તારે તારી મેળે જમી લેવું હતું કની. હું મારે ગમે ત્યારે આવું તેની રાહ શું કરવા જોયાં કરે છે? જો મારો ધંધો એવો રહ્યો એટલે કોઇ દિવસ મોડું-એ થઇ જાય તેમાં તારી જાતને શું કામ ભુખે મારે છે?' એમ ડહાપણ કરવા જતાં 'એ તમારી વાંતા અને બીજીઓના જેવી મને ના સમજશો. જો સહેજ વહેલા આવવાનું કહ્યું તેમાં તો પુરાણ વાંચવા જાણે બેસી ગયા. બૈરીનું એટલું બધું લાગે છે ત્યારે વહેલા આવતાં શું થાય છે?' એવા



ટહુકા સાંભળતાં હું નરમબની જઇ જમી લેતો.

એક દિવસ ટેનીસ ટુર્નામેંટમાં ભાઇ સાહેબ ઉતરેલા અને સામાવાળાએ સહેજ ઠીક ખબર લીધેલી હોવાથી ટાંટીઆ ભેગા કરી જલ્દી ઘેર આવવું જરા મુશ્કેલ હતુ. વીકટોરીઆ કરી લેવાનો વિચાર તો કર્યો પણ અમારી પાડોશમાંજ રહેતા મનુભાઇએ 'ત્યારે શરદભાઇ, આવોને સહેજ એકાદ બે game બીઝીક તો ખેલીએ; મારી સાથેજ ગાડીમાં આવજો' એવી દરખાસ્ત મુકી અને મને પણ જોકે કમળાનો order યાદ હતો છતાં પણ ધોળાભાઇ ફેંકી દેતાં હીંમત ચાલી નહીં અને રમત શરુ કરી. થોડીવારેજ 'ત્યારે જો ગોટલા ચડયા હોય તો એકાદ ગ્લાસ વીસ્કીસોડા લઇ લો ને મારા સાહેબ, આમ ભણેલા થઇને કેમ ભુલો છો?' પાસે બેઠેલા મી. પંડ્યાએ સુચના કરી અને મારી હા ના કરતાં તો 'બોય, શરદભાઇકા ટેબલ પર ચાર ગલ્લાસ વીસ્કીસોડા ભેજ દો.' એવી બુમ મારાથી સંભળાઇ અને ધોળાભાઇની આમ ખબર લેવાઇ ગઇ. આવેલા ગ્લાસને મને કમને પણ હસ્તે મોંએ સ્વીકારી લીધો.

પછી તો પુછવુંજ શું? ગ્લાસ પુરો થયો ને કમળા ન્હાંભરી. હવે તો પુરી કમબખ્તી આવવાની. ઘેર ખબર પડશે તો શું જવાબ દઇશ તેની બારી શોધવા લાગ્યો રમત પણ રંગતે ચડેલી, સહેજ મોડા ઘેર જઇશું એમ વિચાર કરી હુએ બેસીજ રહ્યો. આખરે ગાડી આવી અને હુ મનુભાઇનો આભાર માનતો નસીબને ગાળો દેતો ચડી બેઠો.

સાડાનવે ઘેર પહોંચ્યો, પણ હજી મસાલા-પાણીની વાસ ગઇ ન હતી. મગજ તો ઠેકાણે હતું પણ બારણું ખોલતાં, 'એ કોણ એ?' નો સાદ અંદરથી આવ્યો. અને પુરતી સાવધાની ન સચવાતાં ગફલતીથી 'પોલીસ' એમ બોલાઇ ગયું. કમળાએ સુર પારખ્યો અને ભડ લઇને દ્વાર ખુલતાં સાક્ષાત ચંડિકાદેવીનાંજ જાણે દર્શન થયાં. કરોવડા ચોથ હતી અને એણે સવારનો પાણીનો છાંટોએ દેખ્યો ન હતો. ભુખે પેટે રાહ જોતી ગોર મહારાજ ઉપરની રીસ મારા ઉપર નીકળી ગઇ અને 'કેમ કયાં પધાર્યાં'તા? અને મોં કેમ ગંધાય છે? કેં આચમન લેતા લાગો છો. હાં, હવે હું સમજી. વાત વંઠી લાગે છે. જ્યારના પેલા મનુભાઇ જોડે ફરતા થયા છો ત્યારની મેં તો કુંડળી માંડીજ મુકી છે કે કેં અગડબગડં શીખશોજ.'

'અરે ના રે, એ તો સહેજ આજે ટુર્ના—'

'કઇ તુરના. આ, બાપરે, આ તો છેકજ ગયા. મને આપણી પાડોશવાળાં શારદાબ્હેન તો રોજ કહેતાં'તાં કે તમે ને પેલા મનુભાઇ કલબમાં રોજ બૈરાં ભેગાં રમ્યા કરો છો, પણ હુ માનતી નહોતી. આજે બધી ખબર પડી. મુઓ એ. મનુડો, એનું સત્યાનાશ જજો. જ્યારથી મુઆનો પગ આ ઘરમાં પડયો છે ત્યારથી જંપીને બેસવાજ દેતો નથી. એમને એમ પોતાની બૈરી તો મારી નાખી અને હવે બીજાના ઘરમાં નખ્ખોદ ઘાલવા બેઠો છે.'

'અરે મુરખી, સહેજ વિચારીને તો બોલ. ધધા અર્થે ગમે તેની જોડે ફરવું પડે. કોઇ આડોશીપાડોશી સાંભળશે તો પાછો ઝગડો થશે. આ વળી શું ધતીંગ માંડયું છે?'

'તે બધાંએ જાણે છે. એમ બગલા થઇને ફરતા હશો એટલે જાણે પોતાની જાતને ડાહ્યા માનતા હશો. પણ લોકો તો બધાએ પાછળ વાત કરે છે કે ઘરની બૈરીને પુછતોએ નથી.

[વધુ માટે જુઓ પૃ૪ ૮૭]



# મૃત્યુ દેવીને !

લેખક :
સ્વ. શરદચંદ્ર મંતુભાઈ મહેતા

—o—

## ચિત્ર પહેલું

વર્ષાની શ્યામ રાત્રિના ઘોર અંધકારમાં, દક્ષિણનો ભયંકર ઝંઝાવાત, સિંધુમાં ઉછાળા મારતાં ભયાનક મોજાંની સપાટી પર, અરક્ષિત નૌકાને ડોલાયમાન કરી મુકે છે—વિશ્વ-નૌકાને ધ્રુજાવી મુકે છે—ત્યારે અંગે શ્યામ વલ્કલ ધારણ કરી, જ્યોતિર્પુંજ સમ તવ દીપકને ખડકની ઉંડી ગુફાઓમાં કે કોતરોમાં છુપવી, ઉગ્ર સ્વરૂપ ધારણ કરી, કવચિત તુજ કેશ-કલાપને ઉરાડતી, યા તવ અમર મૃત્યુદંડને ફેરવતી, વિદ્યુત ચમકારમાં ખડકનાં ઉચ્ચતમ શિખરેથી, અમ નાનકડી નૌકા પ્રતિ તુજને તુજ વજ્રધનુષ્ય તાકતી, અડગ, અચલ, હું નીરખું છું. સર્વ નૌકાજન તુજ ભયંકર સ્વરૂપ ભાળી ત્રાસે છે. "શાંતિ બક્ષો... રક્ષણ કરો"...શી હૃદયદ્રાવક ચીસો સહિત, તુતક પર દોડધામ કરી, ડોલતી નૌકાને વધુ ડોલાયમાન કરી મુકે છે........પામર મનુષ્ય ભાગ્યે જાણે છે તે તેજ શાંતિ યાચે છે જેની તું મૂર્તિમંત પ્રતિમા છે—

દેવી! હું તવ ભયંકર સૌંદર્ય પીછાનું છું. તુજ છુપવેલા, અદશ્ય, શાંત દીપકને નીહાળું છું. સર્વ નૌકાજનથી વીખુટો પડી તુજ ઉગ્ર સ્વરૂપ પ્રતિ દીન સેવકના લેબાસમાં ઉભો રહી તને સંબોધું છું: "દેવી! અખંડ શાંતિનાં મહાન સામ્રાજ્યની ભવ્ય રાણી! સેવકનું નમ્ર આમંત્રણ કૃપા કરી સ્વીકારો—આપને શરણ ધરેલી દીન મોંને ન તરછોડો—અખંડ શાંતિના અદ્‌ભુત પ્રદેશે મુજને પ્રવેશવા આજ્ઞા આપો—દેવી—અખંડ શાંતિ મુજ અંતિમ હેતુ છે."

પરંતુ દીલરુબાના તુટતા તાર સમું તુજ અટ્ટહાસ્ય હું સુણું છું. અને બંસી શો મધુર નાદ શ્રવણેન્દ્રિયે પ્રતિઘોષ પાડે છેઃ "યોગ્યતા પ્રાપ્ત કર—હજીએ કૈંક દિનની વાર છે—"

## ચિત્ર બીજું

માંદગીની અસહ્ય શય્યાએ લોટતાં દીન મનુષ્યના કલ્પાંત વેળાએ બીછાનાની બાજુએ હું તુજને શ્વેત કફની ધારણ કરી કપાલ-પ્રદેશ પર રક્ત શો લાલ ચાંદલો કરી, ગ્રીવાએ હાડમાળા લટકાવી, અનસંસ્કૃત કરતે માત્ર નાજુક હિંસક લોહદંડ ધારી તુજને તવ કાર્ય સ્થિર નેત્રે નીહાળતાં હું ભાળું છું. સર્વ કુટુંબજન કલ્પાંત કરતાં પ્રભુ સમીપ યાચે

છેઃ "શાંતિ બક્ષો, પ્રભુ! બચાવો—!" પામર મનુષ્યગણ ન જાણતો હશે તેએ તેજ શાંતિ યાચે છે જેની તું મૂર્તિમંત પ્રતિમા છે–દેવી! હું તુજને તુજ સર્વ સ્વરૂપે પીછાનું છું અને દીન બની યાચના કરું છું: "સ્નેહ-મૂર્તિ! પરમ દયાળુ પ્રભુનાં શાંતિ સામ્રાજ્યની દ્વારપાલિની!–દીન જન પર કૃપા કરો–હજીએ સમય પુરો ન થયો શું?" કિંતુ ક્રોધયુક્ત તવ જ્વલંત નેત્રો નીહાળી હું ચુપ થઇ જાઉં છું. ફરીએ એજ શબ્દો સ્મરું છું: "યોગ્યતા પ્રાપ્ત કર–સામગ્રી વિના ભવ્ય શાંતિના વિશાલ પ્રદેશે દાખલ ન થવાશે."

હું ભગ્નાશ બની પુનઃ મુજ મઢુલીએ ખિન્ન હૃદે ફરું છું—

અને દેવી! કૈંક ન જેવી સામગ્રી સહિત તારીજ શોધે ફરી નીકળું છું. મને તારી, બસ તારીજ ધુન મચી છે—

હું સમરાંગણે તને ઢુંઢું છું અને વાયુવેગી મૃત્યુ રથ પર આરુઢ થએલી તુજને ભાળું છું. રકતથી રંગાએલાં તુજ વસ્ત્રોમાં રકતબિંદુ શાં અમીબિંદુથી ભરપુર તુજ કમંડલ છુપવતાં તુજને નીરખું છું. પ્રણામ કરી હું પુછું છું: "હજીએ સમય પુરો ન થયો શું?"–કૈં ઉત્તર ન મળતાં હતાશ હૈયે મુજ મઢુલીએ તારીજ ટહેલ નાખતો પાછો ફરું છું.

પ્રભુના સુંદર ઉપવનના એક એકાંત કોણમાં અમે—ભગ્નાશ પ્રેમીઓએ—એક ગરીબ ઝુંપડી બાંધી છે. ત્યાં નીત્યે તારાંજ ભજન ભજાય છે, તારાંજ ગીત ગવાય છે, તારીજ દિનરાત અપેક્ષા રખાય છે—એ દીન ઝુંપડી પર કૃપા કરો–દેવી–ભવ્ય શાંતિનાં અમર દેવી! અમને તારું–બસ તારુંજ ચેટક લાગ્યું છે.

બાગે તારો અધિકાર, હું જાણું છું. ધૂમકેતુના પુચ્છ શા પુષ્પતંતુના દંડ સમા તુજ ક્ષીણ તોએ અચુક દંડના ભોગ થઇ પડતાં અસંખ્ય નાજુક ગુલોને હું મુજ નેત્રે પ્રત્યક્ષ નીહાળું છું. પ્રેમી યુગલોને વીખુટાં પાડી કલ્પાંત કરતાં નીહાળતાં—વિના ક્ષોભે—એકએ આંસુ ઢાળ્યા વિના નીહાળતાં તુજને હું દેખું છું. પાર્થિવ હૃદય ક્ષણભર વિચારવા દોરાય છે: "શાને આ કેર—?" પરંતુ તેજ પળે મેઘની ગર્જના શો ભયંકર તોએ આશ્વાસન-દાયક ઘોર અવાજ સુણાય છેઃ "તેઓ તેજ ભવ્ય શાંતિએ જાય છે જેની તેઓએ યાચના કરી હતી."

શાંતિવીહોણાં કોલાહલભર આ જગમાં, દેવી! તુંજ શાંતિ છે—તુંજ પ્રભુના સુખમય સ્વર્ગની દ્વારપાલિની છે—મનેએ મુજ શિર્ષે તવ કોમલ હસ્ત મુકી આશિષ દે–દેવી–અખંડ શાંતિ સામ્રાજ્યે પ્રવેશવા આજ્ઞા આપ—પ્રિયતમ પ્રભુનાં દુર્લભ દર્શન તારા વડે છે તો આમંત્રણ સ્વીકાર, મને તારી–બસ તારીજ ધુન મચી છે, કારણ, અખંડ શાંતિ મુજ અંતિમ હેતુ છે. ફરી પુછું: "હજીએ સમય પુરો ન થયો શું?"








લેખક:
રા. ભાનુશંકર મણિશંકર ભટ્ટ

ચિત્રકાર:
સૌ. જડાવબહેન વીણુ

તેનું નામ વાસુદેવપ્રસાદ હતું. ચશ્માનેજ પોતાનું ધ્યેય માનનાર ગૃહસ્થોની પ્રથમ પંકિતમાં તે મહાશય ઉચ્ચસ્થાન ધરાવતા હતા. ૩૦ વર્ષની ઉંમર હોઇ હિંદુસમાજની બાહ્ય દૃષ્ટિએ તો આધેડ વયજ ગણાય છતાં તેમના શરીરનું યોગ્ય અવલોકન કરીએ તો તેમનામાં નાસિકાની દીર્ઘતા તથા નેત્રદ્વયની લઘુતા સીવાય અન્ય કોઇ શારીરિક દોષ ન હતો. વાસ્તવિક તો તેમના નેત્રદ્વયના લઘુતા રૂપી દોષને છુપાવવા માટેજ તેમને ચશ્માનું પરિધાન કરવું પડ્યું હતું.

આ દોષોને બાતલ કરીએ તો તેમના મુખનો ઉજ્જ્વળ આભાસ, તેમની શુકચંચુ સમ નાસિકા અને તેમના લઘુ નેત્રોને ઢાંકતા મહેતા બ્રધર્સના વીલ્સન ગોગલ્સ તેમના શરીરના સુંદર અવગાહનને પ્રકાશમાં મુકતા હતા. અને આ સૌંદર્યમાં વળી જ્યારે તેઓ ઇંગ્લીશ સુટનું પરિધાન કરતા, ત્યારે તેમની સોલાહેટ પરનું ફુમતું, અગ્રભાગમાં ગ્રીવાની આસપાસ વીંટળાઇ શોભાવતી ઝેરી નાગણ સમ નેકટાઇ તથા પીઠ ભાગમાં ઉડતો કોટ કૈં અલૌકિક શોભા આપતાં હતાં.

જાતે બ્રહ્મકુલોત્પન્ન હોઇ યજ્ઞોપવિત તો સદા તેમના કંઠમાં વીરાજતું હતું. પણ ન છુટકે. શિખા રાખવાનું પાશ્ચાત્ય દેશોના 'કોડ' માં લખેલું ન હોવાથી તેમણે તેનો સર્વદા માટે ત્યાગ કર્યો હતો ને તેનું સ્થાન સુંદર તેલોથી સુગંધિત ગુચ્છાઓને મળ્યું હતું.

મુંબાઇ શહેરના પ્રખ્યાત બેરીસ્ટરોમાં તેમનું નામ જાણીતું હતું. હું પણ તેના બેરીસ્ટર તરીકેના સર્વ કામમાં સામેલ થતો. તેના મિત્રમંડળમાંનો હું પણ એક મિત્રજ હતો. સદા હું તેના સ્વભાવને અનુકુળ રહેતો તેથી મારા પર તેનો પૂર્ણ વિશ્વાસ હતો. ઘરકામમાં પણ તે મને ખુશીથી ભાગ આપતો.

* * *

દરરોજના નિયમ પ્રમાણે આજે પણ હું સાડાપાંચ વાગે ચોપાટી પર ફરવા જવા માટે વાસુદેવને મકાને ગયો. ત્યાં તે મહાશય તો પોતાની નાનકડી ફ્રેંચ કટની મુછો સાફ કરતા હતા. મને જોઇને તેણે પોતાનો સુટ પહેરવા માંડયો. એવામાં તો અમારો નોકર રામો દીવાનખાનામાં દાખલ થયો ને વાસુદેવના હાથમાં એક વીઝીટીંગ કાર્ડ મુકયું.

"હા, આવવા દે." એમ કહી વાસુદેવે તે કાર્ડ ટેબલ પર મુકયું. મેં તે લીધું તો...

Dr. M. M. SOLANKI,

M. B. C. M.

ના નામથી અંકિત થયું હતું.

"વાસુદેવ, આ કોઇ વીલાયત ગએલો માણસ લાગે છે. બહુ સુધરેલો જણાય છે, નહીં વારુ?" મેં પુછ્યું.

તેવામાં તો દીવાનખાનાનું બારણું ઉઘડયું ને એક ગૃહસ્થ અંદર દાખલ થયો. તેનો પોશાક તદ્દન સાદો હતો. તેણે પીળી કીનારનું એક ધોતીઉં તથા પારસી જેવો લાંબો ડગલો પહેર્યો હતો.

"વાસુદેવ બેરીસ્ટર આપનુંજ નામ કે?" તેણે અંદર આવતાંજ પુછ્યું.

"હાજી; હુંજ વાસુદેવ બેરીસ્ટર. જરા આરામ લો. બેસો આ ખુરશી પર."

ડૉકટર વાસુદેવના કહેવાથી પાસે પડેલી આરામખુરશી પર પડયો ને વાસુદેવ તેની સામેનીજ ખુરશીએ બેઠો.

"જા રામા, ચહા તૈયાર કર."

ઓર્ડર પછી થોડીજ વારે ચહા તૈયાર થઇ ને તરતજ ઇન્સાફ અપાયો. ગરમાગરમ ચહાથી સર્વનાં મન પ્રફુલ્લ થયાં.

"આપનું આમ આકસ્મિક આવવું કેમ થયું છે તે જો હરકત ન હોય તો કહી સંભળાવો."

"હું કહું, પણ આપ અત્યારે બહાર ફરવા જવા માટે તૈયાર થયા છો માટે કાલે સવારે આવીશ."

"નહીં નહીં તેમ કરવાની કંઈ જરુર નથી. મારા ધંધા કરતાં મને અન્ય કંઈ વધારે પ્રિય નથી માટે તમારી હકીકત અત્યારેજ કહી સંભળાવો."

"તોપણ—" તે ગૃહસ્થે મારા સામે વિકટ ભાવથી જોયું અને અટ્ટહાસ્યનો ડોળ કરતો હોયની તેમ કહ્યું: "હું કાલેજ આવીશ."

વાસુદેવ તેનો આશય કળી ગયો ને મારા સામું હસતો હસતો બોલ્યો: "આમને માટે કશોજ સંકોચ રાખશો નહીં. તે મારા મિત્ર છે તેથી તેમની પાસેથી બીજે વાત જાયજ નહીં તે માટે હું તમને ખાત્રી આપું છું."

"જુઓ મારા આચારવિચાર જરા ચમત્કારિક છે, તેથી તે તમને એટલા બધા પસંદ પણ નહીં પડે."

"નહીં નહીં, એવું માનવાની કંઈ પણ જીરુર નથી. કોઇ પણ જાતનો સંશય રાખ્યા સીવાય તમારી હકીકત ખુલ્લા દીલથી કહો."

"સાંભળો બેરીસ્ટર સાહેબ, ગીરગામ પર આવેલા પ્રાગજી સુંદરજી શેઠ મરણને બીછાને છે માટે તેમનું વીલ કરવા માટે કોઇ પ્રખ્યાત વિશ્વાસુ બેરીસ્ટરની જરુર છે. કેમ આવશોને? યોગ્ય બદલો મળશે."

"અરે શેઠજી કેમ નહીં આવીએ? એ તો અમારો ધંધો છે. પણ હેં, પ્રાગજી શેઠ કયા? હું તો તેને ઓળખતો નથી."

"અરે મારા મહેરબાન, તે માટે હું સાક્ષી છું ને મારી બોચી પકડજો ને ચાલો જલ્દી

કરો; વખત જશે તો કયાંક શેઠનું અશુભ થઇ જાય."

"હા ચાલો. મારા મિત્ર પણ મારી સાથેજ આવશે."

થોડીજ વારમાં અમારી ત્રિપુટી વાળી વીકટોરીઆ ગીરગામ બેકરોડ પરના એક બંગલા પાસે આવી પહોંચી. આ અરસામાં ડોકટર તો મારી સામે ટીકી ટીકીને જોતા હતા તેનો દીલ ભડકાવે તેવો ચહેરો, તેની લાંબી શોભાદાર મુછો, તેની કાઠીયા જાતની પેંહણ પાઘડી તથા તેની મરોડદાર આંખોએ તો મને અજાયબીમાં ગરકાવ કરી દીધો હતો. ગમે તેમ હો પણ આ કોઇ ડાકટર ન હોય તેમ કુદરતી મારા આત્મા તરફથી પ્રેરણા થઇ; પણ તે પ્રદર્શિત થઇ શકી નહીં. અન્ય કોઇ પ્રકારની વાતચીત વગર અમારી ગાડી પ્રાગજી શેઠના માળા પાસે આવી પહોંચી. બંગલો વીજળીની રોશનીથી સુશોભિત હતો. તેની આસપાસ થોડે દૂર સુધી એક પણ મકાન ન હતુ તેની આસપાન સુગંધી ફુલોવાળો એક બાગ હતો.

"પ્રાગજી શેઠચા માળા આહે." એમ કહી ગાડીવાને લગામ ખેંચી.

અમે પૈસા ચુકવી સર્વે બીજે માળે ગયા. ત્યાં એક વયોવૃદ્ધ આધેડ પુરુષ મોટા પલંગ પર સુતો હતો. વૃદ્ધાવસ્થા તથા લાંબી બીમારીને લીધે તેનાં જડબાં બેસી ગયાં હતાં. દૈવવશાત મૃત્યુની છાયા તેના દુર્બળ આધેડ મુખ પર તરવરતી હતી. તેના ગંદા બીછાનાથી થોડેજ દૂર બે સ્ત્રીઓ તથા એક બાર વર્ષનો પુખ્ત બાળક રોતો કકળતો ઉભો હતો. થોડે છેટે ઔષધની શીશીઓ લઇ ચાકરો ઔષધ બનાવતા હતા. પણ સર્વના



Dr. M. M. Solanki. M. B. C. M.
ના નામથી અંકિત થયું હતું.

મુખ પર ગ્લાનિ છવાએલી હતી.

"પ્રાગજી શેઠ તે આજ કે?" ડોકટર સાહેબ તરફ જોઇ વાસુદેવે પુછ્યું. પણ તેનું ધ્યાન તો બીજેજ હતું. તે તો પાસેના કબાટમાંથી કાગળીઆં લઇ ઉથલાવતા હતા.

"હાજી, તેજ પ્રાગજી શેઠ." એક નોકરે

તેને બદલે ઉત્તર આપ્યો, ને દમામમાંજ આગળ ચલાવ્યું: "ડાકટર સાહેબ કહે છે કે તેમને ક્ષય લાગુ પડ્યો છે."

વાસુદેવ શેઠની પાસે ગયો ને જોયું તો શ્વાસોચ્છવાસ ઉતાવળે ચાલતો હતો. તેની ત્વચાને સ્પર્શ કર્યો તો જ્વર જરા ભયંકર જણાયો. કોઇએ પોતાને સ્પર્શ કર્યો જાણી શેઠજીએ આંખો ખોલી ને જોયું તો સામેજ બેરીસ્ટર સાહેબ બેઠા હતા. તેણે બેઠા થવા ઘણો યત્ન કર્યો પણ વ્યર્થ. તેનાથી બેઠું થવાયું નહીં.

"ના શેઠજી; બેઠા થવાની કૈં જરુર નથી. જે કૈં કહેવું હોય તે સુતાસુતાજ કહો."

શેઠજીએ લથડતે અવાજે કહ્યું: "આપને શા આશયથી બોલાવવામાં આવ્યા છે તે તો તમોએ ડાકટર સાહેબ તરફથી જાણ્યું હશે."

"હાજી, તે માટે આપે ચિંતા કરવી નહીં." એટલામાં તો એક ચાકરે આવી ટેબલ પર ખડીઓ હોલડર તથા નોટબુક મુકયાં.

"આપને જે કહેવાનું હોય તે વિના સંકોચે કહો."

"બેરીસ્ટર સાહેબ હું આ મરણની પથારીથી બચવા પામું તેમ નથી; મને ક્ષય લાગુ પડયો છે તેવા અભિપ્રાયો મળી ચુકયા છે. માટે મારા અશુભ પછી મારી બે સ્ત્રીઓ તથા એકનો એક પુત્ર કે જેણે..." શેઠનો શ્વાસ રુંધાયો. તેની આંખમાં ઝળઝળીઆં આવી ગયાં તથા તેને આગળ બોલવાથી વ્યથા થતી હોય તેમ તેણે આગળ ચલાવ્યું: "મારી સારી બરદાસ કરી છે તે મારી પછી મારી સ્થાવર જંગમ મીલકતના વારસ થાય. તે પર બીજા કોઇનો હક દાવો નથી. હવે મારું મૃત્યુ નજીક આવ્યું છે માંટાથી... હ...બસ પાણી પાણી." તરતજ નોકરે શેઠને પાણી પાયું. પાણીનો ઘુંટડો લેતાં શેઠને ફરી ચૈતન્ય આવ્યું. પ્રથમ કરતાં વધારે જુસ્સાથી તેમણે આગળ ચલાવ્યું. "મારી પ્રથમ સ્ત્રી અપુત્ર હતી તેથી મારે બીજી પરણવાની જરુર પડી. તો પણ મારી મીલકત પર પ્રથમને પણ બીજી જેટલોજ દાવો છે. તે પણ મારે મન તો સરખીજ છે. આ પુત્ર મારી બીજી સ્ત્રીનો છે."

"મારી મીલકતમાં બે લાખ રુપીઆ રોકડા તથા સ્થાવરમાં આ બંગલા સીવાય પરેલ પરનો ૩૪ નં. નો બીજો પણ બંગલો છે. તે સીવાય આંબાવાડીઉ પણ છે. તે તમો પાછળથી જોવા પામશો. રુઢી પ્રમાણે હું પણ મારા અશુભ પહેલાં ઝગડાનું મુળ મીલકતનું વીલ કરવા ચાહું છું. આ સઘળી દૌલત મારી પોતાનીજ કમાણીની છે. તથા બંને બંગલા તથા સઘળું રાચરચીલું પણ મારું પોતાનુંજ વસાવેલું છે. ફક્ત મને વારસામાં મળેલું આંબાવાડીઉજ છે. ને તેના પર એકલા મારા શશી (તેનો પુત્ર) નોજ હક છે. મારી મીલકતમાંથી અર્ધ હીસ્સો મારા પુત્રને મળવો જોઇએ. બાકીના અર્ધમાં-થી મારી બંને સ્ત્રીઓને અર્ધોઅર્ધ હીસ્સો મળવો જોઇએ. આ બંગલો તથા આંબાવાડીઓ પર હું શશીનો હક ચઢાવું છું ને પરેલ પરનો બંગલો હું મારી બંને સ્ત્રીઓને આપું છું. જો તેઓ ત્યાં રહેવા માગતાં હોય-તો ખુશીથી સલાહસંપથી રહે; નહીં તો તેના ભાડાનો સરખો હીસ્સો વહેંચી મરજીમાં આવે તે વ્યવસ્થા તેઓ કરે.

"બીજું, બેરીસ્ટર સાહેબ! આપની ફી માટે ચિંતા ન રાખવી. તે મેં પ્રથમથીજ ડાકટર સાહેબને કહી દીધું છે."

"નહીંજી તે માટે તમારે કંઇ કહેવુંજ નહીં. મને આપની પર પૂર્ણ વિશ્વાસ છે." વાસુદેવે સર્વ જુબાની લખી લીધા પછી ચશ્માં ઉતારતાં કહ્યું.

આ બધો વખત મારું ધ્યાન તો ક્યાંનું ક્યાંએ ભટકતું હતું. "કેવો સ્વાભાવિક કેસ! સર્વ કોઇ જગ્યાએ બની શકે તેવોજ." આવા વિચારો મારા મગજમાં ભ્રમણ કરતા હતા. મેં સર્વ તરફ ફરીથી એકવાર નજર ફેરવી. વાસુદેવ તો તેના વીલમાંજ ગરક થઇ ગયો હતો. શેઠજીની સ્થિતિ બેહાલ હતી. શ્વાસ

પણ આ દરમ્યાન ડાકટર સાહેબ તો વળી કોઇ જુદીજ ઘટનામાં જોડાયા હતા. કબાટના કાગળ ઉથલાવતા ઉથલાવતા તેણે એક નોકર તરફ જોઇ કંઇક આશ્ચર્યથી આંખનો ઇશારો કર્યો કે તરતજ દીવાનખાનાનું બારણું ઉઘાડી તે પસાર થઇ ગયો.

વાસુદેવનું ધ્યાન આ તરફ ન હતું પણ મેં તો તે બરોબર જોયું હતું.

થોડી વારે પ્રાગજી શેઠને ફરીથી જુસ્સો પ્રગટ્યો. આ તેમનો મરણનોજ ઓસાર હતો. તેણે ટટાર બેઠા થઇને કહ્યું: "ડાકટર સાહેબ!



"ના શેઠજી; બેઠા થવાની કંઇ જરૂર નથી; જે કંઇ કહેવું હોય તે સુતાસુતાજ કહો."

મારી ચીઠ્ઠીથી આપને બેંકમાંથી રુપીઆ મળશે, તે આ બેરીસ્ટર સાહેબને આપજો."

તેની જીભ ઝલાઇ ગઇ વધુ બોલવાનું અશક્ય હતું. તેની નાડીઓ તુટતી હોય તેમ અવયવો હાલવા લાગ્યા. તેણે મહા મહેનતે સર્વ તરફ ફરી નજર ફેરવી. પુત્ર તરફ જોવાથી તેને મહા દીલગીરી પેદા થઇ.

થયો હતો. આ સ્થિતિથી લોખંડનું હૃદય પણ પીગળ્યું ને મારા નેત્રમાંથી બે અશ્રુબિંદુઓ ઝરી પડયાં. સ્ત્રીઓની ચિકિત્સા કરવા ધાર્યું પણ તેમણે તો ઘુંઘટમાં મુખો છુપાવ્યાં હતાં. પુત્રની સ્થિતિ તપાસી તો તે રડતો હતો પણ નેત્ર તો તદ્દન સુકાં હતાં, આથી મને આશ્ચર્ય થયું. 'રડતા માણસનાં નેત્ર સુકાં કદી પણ ન હોય' તેમ મને થયું પણ પાછું 'તે તો હોય' તેમ થયું.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૯૩]




એટલું સારું છે કે કોઇ પૈસાદાર માણસે જગદ્‌ગુરુને પુછ્યું નથી કે જીવનનો પ્રશ્ન ઉકેલવા હું શું કરું? જો પુછ્યું હોત તો જરુર જવાબ મળત કે જે બધું તારી પાસે છે તે વેચી નાંખ અને ગરીબને આપી દે. આનાથી સરલ રીત કઇ હોઇ શકે?

એવો પૈસાદાર માણસ તેના સદ્‌ભાગ્યે નીચેનુ દશ્ય જોવા હાજર નથી. હોત તો!

વૈશાખ માસના સખ્ત તાપમાં એક પચાસેક વરસની ઉમરનો ગરીબ માણસ શાકથી ભરેલી રેંકડી ધકેલતો, ભુખ અને ઉંમરના પરિણામે મુંજતા અવાજે "શાક લ્યો, શાક" એમ બુમ મારતો ચાલ્યો જતો હતો. ડાબી બાજુએ દરેકે દરેક બારણા આગળ અટકી બુમ મારતો પણ તેના કરતાં જુવાન અને મજબુત અંગવાળા ક્યારના ત્યાં ફરી વળ્યા હતા. થોડી વારે થાક ખાવા અટક્યો; માથેથી મેલી ફાટેલી ટોપી ઉતારી અને કોટની બાંયથી કપાળ પરનો પસીનો લુછ્યો. જમણી બાજુએ પોતાનો માલ વેચવા મહેનત કરવી કે આગળ વધવું તે વીશે વિચાર કરતો હતો. બીજે દિવસે રેંકડી ધકેલવા જેટલી શક્તિ ટકાવી રાખવા માટે જરુર પુરતા પૈસા મળે તો પણ કેવું અહોભાગ્ય!......

તે વૃદ્ધ પોતાના માલની બુમ મારતો પણ આસપાસ દોડતી ટ્રામ અને મોટરોમાં તેનો નબળો અવાજ કયાંથી સંભળાય? તેની પાસેથી કોઇએ કૈં લીધું નહી. થાકેલો—બધાથી ત્યજાએલો—એક જગ્યાએ આરામથી બેઠો ત્યાં પણ સૂર્યનાં કિરણોએ શોધી કાઢ્યો અને ચટકા ભરવા માંડ્યા. તે થાકેલા મુસાફરને સૂર્ય કેવો ઘાતકી લાગ્યો હશે! ......રગેરગને ઢીલી કરતી અને સ્નાયુને તોડી નાખતી અસહ્ય ગરમીમાંથી બચવા વરસાદની કેવી ઇચ્છા રાખતો તે ત્યાં બેઠો હશે!......પણ ગરમીની તીવ્ર વેદના ભુખની વેદનાને ન ભુલાવી શકી કે ન મટાડી શકી; આવતી કાલની બીકને......તે ઉઠ્યો અને રેંકડી ધકેલતો આગળ

ચાલ્યો. ત્યાં સદ્ભાગ્યે ચાર આનાનો માલ વેચાયો. તડકામાં સુકાતાં શાકને વારંવાર પાણીથી ભીંજવવું પડતું. આગળ ચાલતાં એક પૈસાદાર જે બે ઘોડાની ગાડીમા બેસી પોતાના



શાકથી ભરેલી રેંકડી ધકેલતો, ધ્રુજતા અવાજે 'શાક લ્યો, શાક' એમ બુમ મારતો ચાલ્યો જતો હતો.

બંગલામાં જતો હતો તેણે તે વૃદ્ધ સામે બહુ કતરાઇને જોયું......કદાચ તે પણ જીવન પ્રશ્ન ઉકેલવાનોજ વિચાર કરી રહ્યો હશે......

ન કોઇ બાગબંગલાવાળાએ કે ન કોઇ હોટેલવાળાએ તેની પાસેથી ખરીદ્યું. હોટેલમાં કેટલાંક માણસને નીરાંતે જમતાં જોયાં. દેખાવે ખાધેલ પીધેલ હોય તેમનાં મોં પણ ચઢેલ હતાં—જાણે જીવવાની દુઃખદાયક ફરજ પરાણે બજાવતાં ન હોય! તે વૃદ્ધ માણસને મન તો તેઓ ઘણા સુખી હતા કેમકે તેઓએ મરણ થોડા કલાક તો દૂર કાઢયું હતું, જ્યારે તેનાં અંગ તો સુક્કા પાપડની જેમ કડકડ થતાં હતાં.

રસ્તાના નાનામોટા ખાડાએ તેની નસેનસ હચમચાવી નાખી. તેણે સવારથી કે અન્ન મોંમાં નાંખ્યું ન હતું. તેનો અવાજ ક્ષયરોગીના જેવો ખોખરો થઇ ગયો હતો. તેનો અવાજ માલ વેચવા કરતાં મદદની આર્ત માગણી વધારે સુચવતો. વારંવાર નીસાસા મુકતો તે આગળ ચાલ્યો. પણ ઉદ્યોગી શહેરની સુધરેલી પ્રજાને આવું જોવા કયાં નવરાશ હતી?

પગનાં તળીઆં બળતાં હતાં અને હાથ ધ્રુજતા હતા. ગરમીથી થોડું ઘણું બાકી રહેલ માંસ પણ પીગળી જતું હોય તેમ તેને લાગ્યું. મસ્તકમાં ગરમ લોહી ધમધમ કરતું વહેતું હતું. એટલામાં રસ્તે એક દારુની દુકાન આવી. અંદર જઇ એક પ્યાલું લેવા વિચાર થયો પણ એ ચાર આના કેં એમ ખરચી નખાય? વળી રેંકડી ધકેલતો આગળ ચાલ્યો અને કબ્રસ્તાન પાસે અટકયો.

અંદરનો ભાગ કેટલો સુંદર અને આસપાસ કેટલી ઠંડક હતી! તેને લાગ્યું કે ત્યાં વસેલા મૃતદેહો ફરી એક વાર સજીવન થઇ કૈં કૈં કથાઓ કહી રહ્યા હતા. એક ચહેરો સહેજ દુઃખી લાગતો કેમકે તેના કાળજામાંથી હજુએ રુધિર વહેતું હતું; બીજો હસતો હતો જાણે કે બધું પુરું થયું તે બહુ સારું થયું; ત્રીજાના ચહેરા ઉપર ઉદાસીન વૃત્તિ સાફ દેખાતી હતી કે બીજું તો કૈં નહીં પણ જીવનનો કોયડો તો ઉકેલાયો; તે મરી ગયો ત્યાં સુધી જીવ્યો—ન તો હવે કપડાંની જરુર હતી, ન ખોરાકની, ન આશ્રયની—ન ચિંતા કે ન દુઃખ—ત્યાં વસેલાં બધાંને જીવનની લહાણ મળી ચુકી હતી. જરુરીઆત, માંદગી, યુદ્ધ, દુષ્કાળ, રાજ્યક્રાંતિ, સરકારી જુલ્મ કે અન્ય કોઇ દુન્યવી બનાવથી તેઓની શાંતિમાં ત્રુટી આવે તેમ ન હતું. સ્વપ્ન વગરની નિદ્રા......કેવી મૃદુ! જાગૃતિની બીક વગરનું શયન...કેવું સુંદર!

તે વૃદ્ધને તેઓની ઇર્ષા આવી.

ત્યાંથી બહાર નીકળતાં છેલ્લી ઉત્સુક દૃષ્ટિ ફેંકી આગળ ચાલ્યો. એક મંદિર આવ્યું ત્યાં અટકયો. બહાર રેંકડી કોઇને ભળાવી ભક્તિભાવથી અંદર ગયો. સામે એક ભટજી કથા કરી રહ્યા હતા. વચ્ચે વચ્ચે ઉપદેશનાં વચનો નીકળી રહ્યાં હતાં: "વિચાર કરો, તમે કુતરા કરતાં શું સારું જીવન ગાળો છો!" ગમે તે સંબંધમાં ઉચ્ચારેલું વૃદ્ધને તો પોતા પર સચોટ લાગ્યું. વળી સંભળાયું: "ઇશ્વર આધારે બધું મળશે." તે વૃદ્ધના મનને થયું "શું બધુંએ?......"

[ચોર થાકે, ખાનાંખીર, જગ્યા પાસેથી એક ધનિક ત્યાં સ્તંભને અઢેલી, જુની
ટોપી ઉતારી અને કોટનાં બાંયથી ... ઉપર વિચાર કરતો અને, જીવનના હેતુ
...ના લુછયો. જમણી બાજુએ તે ઉઠયો. એવુ માટે જુઓ પૃષ્ઠ ૯૧ ]



ગુજરાત ]

વળી રેંકડી ધકેલતો આગળ ચાલ્યો અને કબ્રસ્તાન પાસે અટક્યો.

[ આશ્વિન ૧૯૮૧

—જીવન મસ્ત

—પૃષ્ઠ ૩૮



# સ્વપ્નદ્રષ્ટા

લેખકઃ
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
બી. એ., એલએલ. બી., એડવોકેટ;
પ્રમુખ, સાહિત્યસંસદ.

ચિત્રકારઃ
શ્રીમાન્ પુરુષોત્તમ,
સભ્ય, સાહિત્ય સંસદ.
અને
રા. રવિશંકર રાવળ

## આગલાં પ્રકરણોનો સાર

આણંદના સ્ટેશન ઉપર મુંબાઇના બેરીસ્ટર અને ધારાસભાના સભ્ય ના. જગમોહનલાલને તેમના બાલમિત્ર ને ભાવિ વહેવાઇ રા. બ. પ્રમોદરાયનો મેળાપ થાય છે. તેઓ સાથે વડોદરે જાય છે. રા. બ. પ્રમોદરાયનો પુત્ર સુદર્શન કોલેજમાં બી. એ. નો અભ્યાસ કરે છે. તેને સ્વદેશભક્તિની ધુન લાગી છે. તે અનેક સ્વપ્નો રચે છે. તેને મળવા તેઓ બંને કોલેજ રેસીડંસીમાં જાય છે. પરંતુ તે પ્રો ઘોષના ભાષણમાં ગયો છે એટલે રા. બ. પ્રમોદરાય ત્યાંજ બેસે છે અને ના. જગમોહનલાલ તેમના સાળા રાજાભાઇને ત્યાં રા. બ. ને અને સુદર્શનને જમવાનું નિમંત્રણ આપી જાય છે.

થોડી વારે સુદર્શન આવે છે અને પિતાપુત્ર મળે છે. દેશની પરિસ્થિતિ વીશે વિવાદગ્રસ્ત ચર્ચા ચાલે છે. રા. બ. સુદર્શનને લઇ નામદારને તથા તેમના કુટુંબને ને સુલોચનાને–તેની ભાવિ પત્નીને–મળવા માટે રાજાભાઈને ત્યાં જવા તૈયાર થાય છે. સુદર્શન કચવાતે મને જાય છે.

રાજાભાઇને ત્યાં રાવબહાદુરની મોટી દીકરી–સુલોચના–આજે તેને ભવિ પતિ મળવા આવનાર હોઈ તેનો વિચાર કરતી બેઠી છે. સુદર્શનનો વિચાર આવતાં તે તેને 'બેચીયુ' ગણી હસી કાઢે છે.

પ્રમોદરાય અને સુદર્શન ત્યાં આવી પહોંચે છે. વડીલો કેટલાંક અગત્યનાં કામમાં રોકાય છે અને એક ખંડમાં સુદર્શન અને સુલોચના–ભાવિ વરવહુ–અબડાશથી એકમેક સામે જોઈ રહ્યાં છે. આખરે સ્પષ્ટ,

વાર્તાલાપ શરૂ થાય છે. અને સુદર્શન સુલોચનાને પોતાનું જીવનધ્યેય સમજાવતાં એકમેકનો પાટો નહીં ગોઠે અને તેથી તેની સાથે લગ્ન નહીં કરવાનું સુલોચના પાસેથી વચન લે છે.

સાંજના રાવબહાદુર અને પ્રમોદરાય પોતપોતાને સ્થળે વિદાય થાય છે

સુદર્શન રૂમ ઉપર પાછો જાય છે. રસ્તામાં હીંદની સ્થિતિ વીશે વિચાર કરવા માંડે છે અને હીંદ દેવીની મૂર્તિને સેવાની આજ્ઞા કરતી જુવે છે. થોડી વારે આ સ્વપ્નમાંથી જાગ્રત થઈ તેના મિત્રોને જઈ મળે છે અને તેના મિત્રમંડળ સાથે સાંકેતિક સ્થાને-ભીમનાથના તળાવે-મળવા તૈયાર થાય છે. સુદર્શનનું બાલજીવન કોઈપણ જાતના ચમત્કાર વિના, ભાનુશંકર મહેતાજીની નીશાળે પાટી પર ધુળ નાખ્યાના દિવસથી શરૂ થાય છે. તેને આઠ વર્ષે યજ્ઞોપવિત આપી બ્રહ્મચારી-બ્રાહ્મણ-બનાવે છે; અને તેને લાગે છે કે તે કૌશિકાદિ ઋષિવરોની સાથે બેસવા યોગ્ય બન્યો છે. નાટકો જોતાં, ઈતિહાસ વાંચતાં તત્કાલના વિશ્વનાયકો-તેમના ભાવના-સાથે તેને મૈત્રી થાય છે; અને તેને તેની મદદથી તેઓ પોતાનું કાર્ય સાધતા લાગે છે.

મુસલમાન રીયાસત વાંચતાં હીંદુ મુસ્લીમ વિરુદ્ધ ઝનુનથી ઉશ્કેરાઈ જાય છે. પરંતુ બડેમીયાંકાકા વગેરેના તેના પ્રતિની પ્રીતિ જોતાં તે ઓસરી જાય છે. આ રીતે તે નાનપણથી ઉચ્ચાભિલાષી સ્વપ્નો સેવતો દિવસેદિવસે મોટો યતો જાય છે.

સુદર્શન તેના પિતા સાથે ફરવા જાય છે અને રસ્તામાં એક અંગ્રેજ ઘોડેસ્વાર મળે છે. ગોરો સવાર બને બાપદીકરાને બીજે દિવસે તેની સ્ત્રીના જન્મદિવસ નિમિત્તે આમંત્રણ આપે છે.

ગોરા અમલદારને ત્યાં બીજા નાગરિકો માધવલાલ માભાઇ અને દલાલ વગેરે આવે છે. પરંતુ ગોરા અમલદારની વિચિત્ર અને અભિમાનભરી વર્તણુક ને વાતચીતથી તેને પોતાનું, પોતાના પિતાનું અને બીજાઓનું ખરું સ્થાન શું છે તે સમજાય છે.

માધવલાલ, માભાઇ અને દલાલ તેમજ તેના પિતાના ખુશામતભર્યાં હલનચલનથી તેને પોતાના દેશીઓ ગોરી પ્રજા આગળ કટકા ટુકડા માટે પુંછડીઓ પટપટાવતા શ્વાનસમા લાગે છે. અને તેના હૃદયમાં ડામ ઉઠે છે.

તેને તેના સ્વપ્નમિત્રો ઉપર, તેના પૂર્વજો ઉપર ઘણો ક્રોધ ચઢે છે.

સુદર્શને મેટ્રીકની પરીક્ષા પસાર કરી. અને વેકેશન બહારનું વાચન વધારવામાં ગાળી. પરોઢાની ગમન સાથે એક દિવસ લગ્ન વીશે ચર્ચા થઈ. તેમાં તેને હીંદુસમાજ ને માભાઈનું પ્રભવસ્થાન જણાયું આ સામે તેના સ્વપ્નવિલાસી મને બળવો કર્યો તેને બ્રાહ્મણત્વની માત્ર નીશાનીઓ તરફ તિરસ્કાર થયો. તેને નેપોલીઅનનું જીવન પ્રેરણા પાઇ રહ્યું. વાચનની મર્યાદા તેણે વિસ્તૃત કરી. અને અમદાવાદની કોંગ્રેસ અને હીંદના મેઝીની સુરેંદ્રનાથના ભાષણે તેનામાં રાષ્ટ્રીય અસ્મિતા જાગ્રત કરી.

તેને દેશની અને સમાજની ગુલામી અવસ્થાનું તીવ્ર ભાન થયું ને તે જળી ઉઠયો. ઇતિહાસ અને વીર નરોનાં જીવનચરિત્રોએ તેને વિપ્લવની પ્રેરણા પાઇ. તેણે તોડવું, ફોડવુ ને ભાંગવુંજ એમ સ્વપ્નો જોયાજ કર્યાં. અને આ બધા વિનાશને અંતે એક નવી સૃષ્ટિ-તેની કાલ્પનિક સૃષ્ટિમાં તે વીહરવા લાગ્યો.

(હવે આગળ વાંચો.)

## પ્રકરણ ૬ ઠું

## ભારતીની આત્મકથા

૧

એક દિવસ જાપાને અંધકારમાંથી બહાર પડી રશીઆને-યુરપને-પડકાર કર્યો. રશીઆ-જાપાનીઝ વિગ્રહ શરૂ થયો. નિરાધાર એશીઆવાસીઓના જીવનમાં પૂર્વમાં ઉગેલા સૂર્યનાં કિરણો હીંમત, આશા ને ચેતન લાવી રહ્યાં.

ને હવે ગુલામો નહોતા; તે નિર્જીવ નહોતા ને પરાધીન રહેવા સર્જાયા નહોતા. એન પુરાવા ગોરીઆનાં ક્ષેત્રો ને સમુદ્રો આપવા લાગ્યા એશીઆની જુગજુની નિરાધારી જતી રહી ચીનના અફીણે ઘેરેલાં મગજોમાં, હીંદના ધર્મઘેલ હૃદયોમાં, ઇરાનના અજ્ઞાનગ્રસ્ત અંતરોમાં નવીન ચેતનાની સજીવ જ્વાલા પ્રતાપ પ્રેરવા લાગી.

આ વિગ્રહની અસર વડોદરા કૉલેજમાં જબરી થઇ. છાપાંનો શોખ વધી ગયો. જાપાન વીશે પુસ્તકો લાઇબ્રેરીમાં આવી પહોંચ્યાં. અરવિંદ ઘોષે જાપાની ભાષા શીખવા માંડી એવી વાત ઉડી. જાપાનના વિજયની વાટ બધા જોવા લાગ્યા.

સુદર્શનના અંતરમાં નવી આશા પ્રગટી. આ વિગ્રહ તેને માત્ર જાપાની નહીં લાગ્યો. એણે યુરલથી જાપાન સુધીનો એશીઆ કુંભકર્ણી ઉંઘમાંથી ઉઠતો જોયો. પોતાની વિકરાલ યાળ ઉછાળતો એ મહાખંડ, સદીઓથી સહેલા અન્યાયથી અકળાતો, ત્રાડ પાડતો હતો. આ વિરાટ જંબુદ્વીપ યુરપના દોરને ડારતો પોતાની શક્તિની અસ્મિતા અનુભવતો હતો.

સુદર્શનની દૃષ્ટિને દેશ જાતિ કે ધર્મની સીમા રહી નહીં. એશીઆનો જીવનસ્રોત આર્યાવર્તમાં પ્રગટી બુદ્ધગયાના પુનિત ઘાટ પરથી તેણે નીર્ઝરતો જોયો. હીંદી બુદ્ધિ, ને હીંદી શૌર્યથી સમૃદ્ધ થઇ તે વધ્યો એક તરફ મધ્ય એશીઆનાં રણોમાં; અફઘાનીસ્થાનના ગિરિગહ્વરોમાં. તે પ્રસર્યો ચીનમાં ને જાપાનમાં; આસામ ને બ્રહ્મદેશમાં; ઇરાન ને જાુડીઆમાં. આ મહાનદના ફાંટાઓ ચારે દિશાને જલમય કરી રહ્યા; અને ઇસ્લામરૂપે ઇરાનથી, ને એશીઆની અસ્મિતારૂપે જાપાનથી આ જન્મભૂમિમાં પાછા વળી આખા એશીઆને રસાળ કરી સજીવ કર્યો.

'એશીઆની એકતા'નાં સ્વપ્નાંમાં સુદર્શન પલવાર મુગ્ધ થઇ ગયો. અરબસ્થાન, તુર્કસ્થાન, તાતાર ને હીંદને જહાંગીરી જંજીરથી એક કરી 'ઇસ્લામખંડ' કરવાનાં ખલીફાનાં સ્વપ્નાં; જાપાન, ચીન ને હીંદને સાંસ્કારિક બંધનોથી એક કરી 'બુદ્ધખંડ' બનાવવાનાં ઓકાકુરાનાં સ્વપ્નાં તેને અધુરાં ને અસ્પષ્ટ લાગ્યાં. એનાં સ્વપ્નાં તો આર્યાવર્તથી જાપાન ને તુર્કસ્થાન સુધી એક પ્રચંડ મહાવિપ્લવ પ્રસારી, રાજ્ય, સમાજ, ને ધર્મના ભેદો વીસરાવી એશીઆને નવે અવતારે આણવાની યોજનામાં ગુંથાયાં.

૨

પણ એશીઆઇ મહત્તાનાં સ્વપ્નાં જેવાં ઉદ્ભવ્યાં તેવાંજ શમ્યાં. બ્રીટીશ સત્તાધીશનાં વચનો ને કૃત્યો તેને વાસ્તવિક સ્થિતિનું ક્રૂર ભાન કરાવી એનાં સ્વપ્નાંની મશ્કરી કરવા લાગ્યાં. એના લોક માટે પ્રલાપ ને સત્તા નહોતાં, એના દેશ માટે સ્વાતંત્ર્ય નહોતું એ વાતનું તીવ્ર ભાન અવારનવાર થતાં 'એશીઆઇ' એકતાની અશકયતા તે જોતો.

જ્યારે તેણે ૧૯૦૩ માં દીલ્હીમાં થએલી તાજપોશીની કહાણી સાંભળી ને તેનાં ચિત્રો જોયાં ત્યારે સુદર્શનને અકળામણ થઇ. દીલ્હીને સિંહાસને—જ્યાં પાર્થિવે પણ પગ નહોતો મુકયો, જ્યાં પૃથ્વીરાજનાં શૌર્યસ્મરણો હજુ દેખાતાં, જ્યાં મોગલશાહોએ હીંદી ગૌરવ પ્રાપ્ત કર્યું, ત્યાં પરદેશી રાજાના પ્રતિનિધિને બેસતો જોઇ તેના હૈયામાં હોળી ઉઠી. હીંદમાં કંઇ ગૌરવ રહ્યું હોય એવું જણાયું નહીં...કયાં જાપાન ને કયાં હીંદ ?

જ્યારે કર્ઝને કહ્યું: "વિકાસની હાલની સ્થિતિ જોતાં હીંદને રાજકીય ક્ષેત્રમાં મુક્તિ મળવાની નથી. હીંદમાં, સાધારણ રીતે, મોટી દીવાની નોકરી અંગ્રેજોને મળવીજ જોઇએ—"* અને તે નીતિ અમલમાં મુકી ત્યારે સુદર્શનને કોઇએ તમાચો મારી ભાન આણ્યું હોય, એમ લાગ્યું. એનાં સ્વપ્નાં નકામાં દેખાયાં. એ ઘેલા જેવો એશીઆની સત્તાની વાત કરતો હતો; પણ ખરું

* ૧૯૦૪ના બજેટ વખતનું ભાષણ

જોતાં તો તેના દેશમાં તેનું સ્થાન માત્ર આશ્રિતનું હતું. એકદમ તેને જાપાન ને હીંદ વચ્ચેનો ભેદ સ્પષ્ટ થયો: જાપાન સ્વાધીન ને હીંદ પરાધીન. આ ભેદની પ્રતીતિ તેના અંતરમાં વિષની માફક પ્રસરી.

પણ નવી બીનાઓ ઝપઝપ બનતી ગઇ; અને સુદર્શનની દૃષ્ટિ બંગાલ પર ઠરી, ને તેનું હૈયું ત્યાં પ્રગટતી ઊર્મિઓ સાથે સંવાદમાં નાચી રહ્યું.

૧૯૦૪ માં બંગભંગની યોજના થઇ; યુનીવર્સીટીઓએ સ્વાતંત્ર્ય ખોયું. ૧૯૦૪ની કોંગ્રેસમાં મુંબાઇમાં તોફાનની ઝાંખી થઇ. ૧૯૦૫ની ૧૧મી ફેબ્રુઆરીને દીને કર્ઝને હીંદીઓને જુઠ્ઠા કહ્યા. ૧૯મી જુલાઇએ બંગના ભંગનો ઠરાવ બહાર પડયો; ૭મી ઓગસ્ટે આખા બંગાલે સ્વદેશી વ્રત લીધું; ૧ લી સપ્ટેંબરે નવા પ્રાંતનું જાહેરનામું બહાર પાડયું.

જાણે અંગ કપાતું હોય તેમ બંગાળને—હીંદને વેદના થઇ.

નેતાઓ વીફર્યા. યુવકો નવે ચેતને પ્રેરાયા. સુરેંદ્રનાથની જીભ પર સંજીવિની મંત્ર આવી વસ્યો. અને રાષ્ટ્ર જાગ્યું ઉગ્ર ને ભયંકર.—તેની અસ્મિતાએ સ્વરુપ લીધું સ્વદેશીનું; તેના ક્રોધે સ્વરુપ લીધું બહિષ્કારનું.

૧૬મી ઓક્ટોબરે બંગભંગ અમલમાં આવ્યો તે દહાડે બંગાળાએ શોક સજ્યો; 'વંદેમાતરમ્'ના ગીતે કલકત્તા ગાજ્યું; બંગવાસીઓ એકમેકને સ્વદેશી વ્રતનું રક્ષાબંધન કરી રહ્યા; સાંજના રાષ્ટ્રની એકતા સાચવવા ફેડરેશન હોલનો પાયો નંખાયો. બંગાળાએ પડકાર કર્યો: જેણે ઇતિહાસે ને સંસ્કારે એક ર્યાં છે તેને ખંડિત કરવાની મગદુર કોની?

વડોદરા કોલેજના વાંચનાલયમાં બંગાલી પ્રોફેસરની પ્રેરણાથી પ્રગટેલા વાતાવરણમાં એણે એણે સુદર્શન નવાં નવાં સ્વપ્નાં જોવા લાગ્યો; ને નવા ભાવો અનુભવવા લાગ્યો. તેં સ્વદેશ બધા મહાપાષાણો ભાંગવાની તૈયા કરતો હતો. તેણે બીડન સ્કવેરની મીટીંગો જો કાલીઘાટ પર રક્ષાબંધન કર્યું ને કરાવ્યું, તે બંગાળની અવિભાજ્યતા રાખવાનું વ્રત લીધું.

પણ જ્યારે તેને સ્વદેશી વ્રતનો ખ્યા આવ્યો, ને 'વંદેમાતરમ્'નું ગીત વાંચ્યું ત્યા એની આંખ નવો પ્રકાશ સહન કરી શકી નહ

'મા'ની ભાવના અપરિચિત ને આકર્ હતી. એ અત્યાર સુધી તેના મગજમાં કેમ ઉદ્ભવી એ વિચિત્ર લાગ્યું. તેનાથીજ અંધકાર પ પ્રકાશ—જળહળનો—પડયો હતો. તેની આંખ પડળ ખુલી ગયાં. જે ન જોવાતું તે તેણે જોયું જે ન સમજાતું તે સમજાયું. અંતરની આશાઓ ઊર્મિઓ કેંદ્ર થઇ. સ્વદેશ એ દેશ નહોતો, પણ જીવંત વ્યક્તિ હતી. તે માત્ર વ્યક્તિ નહોત પણ દુઃખાર્ત માતા હતી. હીંદીઓ માણસ નહોતા પણ માતાના શરીરના પરમાણુ હતા 'સ્વદેશી વ્રત' એ વ્રત નહોતું ને પડકા નહોતો—એ તો માતાના આત્માનું દર્શન હતું.

જેમ જેમ તે વિચાર કરતો ગયો તે 'માતા'નું દર્શન સ્પષ્ટ થતું ગયું. 'સુજલા સુફલામ્ માતરમ્'......તે બોલ્યાં જતો. એ પરમ તેજસ્વી વ્યક્તિ તેની આંખ આગ રમી રહી...

૩

નવેંબર ડીસેંબરમાં તે પોતાને ઘેર ગયો.

આખી દુનીઆએ નવું સ્વરુપ લીધું. ત્યાં ત્યાં 'માતા' જોવાનો, ઓળખવાનો પ્રયત

ફરવા લાગ્યો; અને વ્યક્તિઓ, સંસ્થાઓ, પ્રણાલિકાઓ તેના નાનામોટા અંગોની માફક ગોઠવાવા લાગ્યાં. ઘરમાં, ન્યાતમાં, ને ગામમાંથી અણુકલ્પેલી ભાવનાઓ નીતરવા લાગી. તળાવ ને નદી, જુનાં મંદિરો ને મસ્જીદો, ખેતરની લીલોતરી ને ગામડાના ગંદવાડમાં નવું રહસ્ય દેખાયું. એ બધામાં 'મા'ની તેજસ્વિતા દેખાવા લાગી.

શીઆળામાં બ્રાહ્મ મુહૂર્તે ઉઠી તે ગામ બહાર ફરવા જવા લાગ્યો. નિર્જન ને અંધકારમય રસ્તા પરથી ભુતાવળ સમાં સુનકારભર્યાં ઘરોની અંધારી હારો વચ્ચેથી તે ચાલ્યો જતો; અને છતાં તેની આંખ આગળ આ નવા દર્શનનો પ્રકાશ રહેતો. દૂરથી સંભળાતી બળદની ઘુઘરીઓ, મધુર સ્વરના સંવાદ સાથે સંભળાતો ઘંટીનો ઘરઘરાટ, વહેલી ઉઠેલી ટાઢથી ધ્રુજતી પનીઆરીઓના વાર્તાલાપ—આ બધાં 'માતા'ના સૌંદર્યનું ભાન તેને કરાવતાં. અને શીઆળાની કડકડતી ઠંડીમાં ગામ બહાર ખેતરોની કેડીઓ પર થઇને જતાં જ્યારે તે કણસલાના ભારે નમતા છોડાને પ્રભાતના સમીરમાં નર્તન કરતા જોતો;—જ્યારે સવારના વધતા પ્રકાશમાં, પૂર્વ દિશામાં તપતા સુવર્ણ સરમાંથી નીકળતી સરિતા રાંખરંગી બની, પશ્ચિમમાં ક્ષિતિજના વાદળામાં ભળી જતી તે જોતો;—જ્યારે કોઇ ટેકરી પર ફરફરતા પવનમાં ઉભા રહી ડુંગરની અસ્પષ્ટ હારની પાછળથી સવિતાનારાયણનું સોનેરી બિંબ નવજીવનના સત્વ સરખું ઉપર આવતાં જોતો ત્યારે એનામાં વસતી વિનાશકતા ને ઝનુન જતાં રહેતાં, અને 'માતા'ના દેહલાલિત્યની પ્રેરણાથી ભક્તિના અંકુરો તેના હૈયામાં ફુટતા. એક વખત પ્રણયીના અધીરા જુસ્સાથી તે બોલી રહ્યો: "મા! મા! તું અદ્ભુત છે."

એક દિવસ સવારે પાંચ વાગે ઉઠી તે ગામ બહાર ફરવા નીકળ્યો. રાતે તેને ઉંઘ આવી નહોતી એટલે તેને ઉજાગરો લાગતો હતો. ગામથી થોડેક દૂર એક ટેકરી પર જઇ તે નદી તરફ જોઇ રહ્યો. 'મા સુતી છે. કેવી સુંદર લાગે છે!...'

ત્યાંથી ક્યારે ઉઠ્યો તે યાદ રહ્યું નહીં. કઇ તરફ ગયો તેનો પણ કૈં હીસાબ રહ્યો નહીં. પણ તે વધારે ને વધારે દૂર ચાલ્યો......

...ખેતરો દૂરને દૂર, અદ્દષ્ટ થતાં હોય એમ લાગ્યું. પગથીઓ સાંકડી ને અસ્પષ્ટ દેખાતી. એકબીજામાં ઘટા ભેળવી વૃક્ષો ગમે ત્યાં ગમે ત્યાં દેખાયાં. અને આગીઆની ચમક ઠેર ઠેર ચમકી. ન જણાય એવા સ્રોતનો રવ કાને પડતો.

અંધકાર હતો તે છતાં કૈંક કૈંક ઉજાસ કોઇક ઝાડ નીચે દેખાતો.

એકદમ તે અથડાઇ પડ્યો. તેણે અંધારામાં ગભરાઇને, બીને ચારે તરફ જોયું. એક ઝાડ નીચે માથે હાથ દઇ એક સ્ત્રી બેઠી હતી. તેની આસપાસજ માત્ર આછો પ્રકાશ હતો.

તેનું મુખ તેણે જોયું હતું–ક્યાં તે યાદ નહોતું. તેની સૌંદર્યથી શોભતી ભવ્યતા કોઇક દહાડો તેણે પ્રશંસી હતી—ક્યારે તેનું ભાન નહોતું. તેની આંખમાં વેદના હતી—ન જોઇ શકાય ન કલ્પી શકાય એવી. તેના પર કુલીન સુંદરીઓના શરીરને સ્વાભાવિક એવી મૃદુતા હતી; અને તેનાં અંગો પીડાતાં હોય એમ દેખાતું.

સુદર્શન તેને જોઇ ગભરાટમાં પડ્યો. આવી તેજસ્વી સ્ત્રી આ નિર્જનતામાં, અંધકારમાં એકલી ને નિરાધાર કેમ આવી? કેમ પડી છે? કોણ સાથે છે?

તેના પગ ધ્રુજી ઉઠ્યા. તેને નાસવાનું મન થયું. પણ તેના પગ પાછા ફર્યા નહીં. એકદમ તેના હૈયામાં પુર આવ્યું હતું—એ પુર પેલાં વેદ

નયનો તરફ ઉછળતું જતું હતું. ગભરાતાંગભરાતાં પણ તેનાથી પુછાઈ ગયું "કોણ છો ? અત્યારે અહીંઆ કેમ ?..."

પેલી સ્ત્રીએ મોં ઉચું કર્યું. તે મુખ પર અદ્દભુત સૌંદર્યનું તેજ હતું–વિષાદે આચ્છાદિત.

"હું હીણભાગી છું. અત્યારે વાટ જોઉં છું." પેલા સુંદર મુખમાંથી દુઃખે કંપિત, છતાં સુમધુર અવાજ નીકળ્યો. સુદર્શનની આંખમાં આંસુ આવ્યાં. તેનામાં રહેલી વીરતા જાગી. આ સ્ત્રીની વારે નહીં ધાય તો તે મરદ શેનો ?

"શું છે? કોની વાટ જુઓ છો? અને તે અહીંઆ ?"

"બેટા ! મારી દુઃખની કહાણી તો લાંબી છે. મારી દુર્દશાનો કાંઠો નથી. ભાઇ ! વન કે શૃંગના એકાંત સીવાય વાટ જોવાનો મારો અધિકાર નથી."

"કેમ ?"

"હું ગુલામ છું. પરાધીન છું. મને કોઇ જંપીને વાટ જોવા દેતું નથી."

"કોની વાટ ?" દશે દિશામાં શોધ કરવા તત્પર થએલો સુદર્શન અધીરાઇથી બોલી ઉઠયો.

"મારા પ્રાણની. વર્ષો વીત્યાં પણ ફરી તે હાથ લાગ્યા નહીં."

એકદમ સુદર્શન તેની પાસે ગયો. તે આ વિરહીણીની વેદના જોઇ શકયો નહીં.

"બહેન ! મને કહો, એ કોણ છે ? કયાં છે ? હું લઇ આવું."

"ભાઇ ! તારાથી એ મારો પાલનહાર પાછો નહીં લવાય."

"કેમ નહીં લવાય ?"

"તારા જેવા ઘણા આવ્યા, ને ઘણા ગયા. ઘણાઓ વચન દઇ ગયા પણ ફરી તેને દીઠા નહીં. ઘણાએ બીડું ઝડપ્યું ને કમોતે મુવા."

"પણ મને કહો તો ખરાં. આટલા ગયા તો હું એક વધારે" સુદર્શને આત્મત્યાગની ઝનુનથી કહ્યું.

"એ સાંભળી શું કરશે ?..."

"કહો, કહો. કેમ જાણ્યું તમારું દુઃખ મારેજ હાથે ફીટવાનું હોય તો ?"

પેલી સુંદરી હસી. નિરાશાથી તે અશ્રદ્ધાવાન બની હતી. "ત્યારે સાંભળ" તેણે કહ્યું ને જરા ટટાર બની ગળું ખોંખાર્યું.

૪

"ઘણાં વર્ષો થયાં એ વાતને" પેલી સ્ત્રીએ વાત કહેવા માંડી: "હું જન્મી હતી, કલ્લોલતી સરસ્વતીને રમણીય તીરે. પણ મારાં માબાપને હું પીછાનતી નથી. ભાન આવ્યું ત્યારથી ગગનવિહારી ગિરિરાજ હિમાલયને મેં પિતા લેખ્યા છે. ને વિશાળહૃદયી સિંધુદેવીને માતા માની છે.

"હું સુંદર હતી. આશાઓનો અંબાર મારા બાલકરુપમાં બધાને જણાતો. સરસ્વતીને તીરે વસતા કવિઓ મને હેતથી ઉછેરતા ને મારા સુકુમાર હૃદયમાં અપૂર્વ સંસ્કારનાં બીજ રોપતા. હું તેમની લાડકી હતી. તે મારે મન પિતા સમાન પૂજ્ય હતા. નિર્દોષ આનંદના ખેલમાં બાલપણ ચાલ્યું ગયું.

"વસિષ્ઠ ને અરુંધતીએ મારા લાડકોડ પુર્યા. તેમની પર્ણકુટીની છાયામાં હું મોટી થઇ. પતિએ મને પવિત્રતાના પાઠ ભણાવ્યા. સ્ત્રીએ મને શ્રદ્ધાના સંસ્કાર દીધા. વસિષ્ઠના તપની ભવ્યતા, ને અરુંધતીના આત્મસમર્પણની મહત્તા બંનેની પ્રેરણા હું પામી. તેમના મમતાભર્યા સંરક્ષણમાં હું વધતી ચાલી–કોડીલી ને આશાભરી.

[વધુ માટે જુઓ . પૃ. ૬૩ ]

# દીવાની

લેખકઃ
રા. સીતારામ જે. શર્મા
ચિત્રકારઃ
રા. દત્તાત્રેય જોગલેકર,
એ. એમ.

એ કૈં હંમેશની દીવાની નહોતી; પરિસ્થિતિએ તેને દીવાની બનાવી હતી. તેનુ નાજુક, કોમળ, લાગણીવશ હૈયું વેદનાઓ વેઠી શક્યું ત્યાં સુધી તો એના જેવી ડાહી સ્રીઓ ઘણીજ ઓછી ગણાતી. પરંતુ વીતકની વેદનાઓ વધી પડી, સહન કરવા શરીર અશક્ત થઇ પડયું અને હૃદય પણ ભાર ઝીલી ન શક્યું ત્યારે એની અસર મન ઉપર થઇ, એની ધીરજ ખુટી પડી અને મન ઉપરનો કાબુ ખસી ગયો. ત્યારથી જગત એને દીવાની કહે છે. તે પહેલાં સહુ એને મૃણાલિની તરીકે ઓળખતું.

નાજુક બાંધાની મૃણાલ મીઠા સ્વભાવથી જેમ બાલ્યકાળે પીએરમાં સહુને વહાલી લાગતી તેમ સાસરે આવ્યા પછી, ન્યાતજાતમાં તેમજ પાડોશીઓમાં સહુ એને ચહાતું. જરાક ઉંચી અને પાતળી હોવાથી, સ્નેહભર્યાં નયન અને સુડોળ નાસિકાથી શોભતું એનું ઉત્તમાંગ અદાથી એક તરફ સહેજ નમતું રહેતું; એથી તે મોહક લાગતી. એની ચાલ છટાભરી હતી. સ્વભાવે તે નમ્ર. માયાળુ અને ગમે તેવાનું કામ કરી છુટનારી હતી. પણ એ બધાથીએ લોકોને જે વધુ ગમતું તે તો એનો અલૌકિક મીઠો સુર. જ્યારે તે બોલતી હોય ત્યારે કોઇ કોઇ એમાં કૃષ્ણબંસીની મધુરતા કલ્પતા, તો કેટલાક એને વસંતની કોકિલા સાથે સરખાવતા.

ઘણાંએ સુગંધભર્યાં પુષ્પ જેમ દેવશિરે ચઢવાને બદલે કે કોઇ રસિક જનના ભાગ્યે જવાને બદલે, નિષ્ઠુર મનુષ્યોને હાથે ચઢી કચડાઇ-છુંદાઇ જાય છે, તેમ કેટલાંએ નાજુક હૈયાં સદાએ સંસારના ધગધગતા અગ્નિમાં સીઝાયાંજ કરે છે. વિધિને દયા નથી. આજ

તો જગતનેએ બે ઘડી ઉભા રહી એવાં દીલનાં દાઝેલાંઓને આશ્વાસન આપવાની ફુરસદ નથી.

૨

તે પરણી ત્યારે ઘરકામમાં પુરેપુરી પાવરધી ગણાતી. ગામના કન્યાશાળામાં તેણે પાંચ ધોરણ સુધી અભ્યાસ કર્યો હતો. ત્યાં શીવતાં, ભરતાં, ગુંથતાં અને શાસ્ત્રીય પદ્ધતિથી ગાતાં શીખી હતી. કુમારી મૃણાલ નાની હતી ત્યારે જેને ખોળે ન બેલી હોય તેવા સહૃદયી માણસો ઓછાજ હતા અને કન્યા બની ત્યારે એના સૌજન્ય તરફ જેમનું ધ્યાન ન ખેંચાયું હોય તેવાં માણસો પણ ઘણાંજ થોડાં હશે. શાળામાં તેણે શિક્ષિકાઓનો સ્નેહ મેળવ્યો હતો, બહાર તે સખીઓની માનીતી મનાતી. ઇનામના મેળાવડાઓમાં એના રાસ સાંભળવા સૌ આવતાં, ગૌરીપૂજન અને બીજાં કન્યાઓનાં વ્રતોમાં અને નવરાત્રિના ગરબાઓમાં સૌ એનાં ગીતો અને ગરબા સાંભળવા તલસતાં. પોતાના લગ્ન વખતે મીઠા કંઠે લગ્નગીત ગાવા મૃણાલ આવે એવું એની ન્યાતના પરણવા નીકળતા છોકરાઓ ઇચ્છતા.

અને એ તો એના કૌમારકાળના જીવનની એકજ બાજુ છે. વિવિધ અંગહીલ્લોલ સાથે મૃણાલને પાણી ભરતી કે માથે પાણીની હેલ સાથે એ ચંપકલતિકાને હરિણુ ફાળે નાચતી, કુદતી, ચાલી આવતી જોવી એ કેટલાએ યુવકોના જીવનની મજા હતી. ગામડાના અડધા અંધારીઆ રસોડામાં, ધુમાડાની સામે બાથોડીઆં ભરતી, દાળ વધારતી કે ફુલકા બનાવતી મૃણાલને જોઇને એની માતા પણ હસી પડતી. નાનામોટા તમામ ગૃહકાર્યમાં તે માતાની નીશાળમાં નિપુણ બની હતી. કુટુંબની બીજી સ્ત્રીઓ વાસણ માંજે કે પાણીઆરું સાફ કરે તેમાં અને મૃણાલના એજ કામમાં દેખીતો ફેરફાર જણાતો. એનું માંજેલું પવાલું કે થાળી બીજાં વાસણોમાં જુદાંજ તરી આવતાં. તમને એ એકજ વખત પુલકિત વદને એની લાક્ષણિક છટાથી પાણીનો લોટોપવાલું આપી ગઇ હોય તો જીવનના અંત સુધી તમે એને વીસરી ન શકો.

મૃણાલ નાની હતી ત્યારથીજ એનું ભાવી ભાખનારી પોળની સ્ત્રીઓ હસતાં હસતાં, કન્યાઓને ગમતી મશ્કરીના મીઠા મારથી એને મુંઝવતાં કહેતી: "અલીબાઇ! આ છોકરી જેને ઘેર જશે તેનાં ભાગ્યજ ખુલી જશે. વરના અંધારા ઓરડે એ અજવાળાં પુરશે. પણ કો'ક પુરો તપ કરનારજ એને પામી શકશે!"

એ વખતે તે બીચારીઓને ઓછીજ ખબર હતી કે મૃણાલને નશીબે શું મંડાયું છે!

૩

હીંદુ માબાપો વર શોધવામાં રાખે છે તેટલી કાળજી તો એનાં માતાપિતાએ પણ રાખી હતી. સારું ઘર શોધ્યું, વયમાં પુત્રીને યોગ્ય વર જોયો; પરંતુ ભવિષ્યના જમાઇના ચારિત્ર્યની અને વરકન્યાનાં મનનો મેળ મળી શકશે કે નહીં તે જોવાની કાળજી ન કરી. પણ નાનાં છોકરાંમાં એ તપાસ થઇ પણ શી રીતે શકે?

ઢીંગલા-ઢીંગલીને પરણાવી હીંદુ માબાપ જેટલાં રાજી થાય છે તેટલાં રાજી મૃણાલનાં માબાપ પણ દસ વર્ષની દીકરીનો હાથ સાડા-અગીઆર વર્ષના છોકરાને સોંપીને થયાં. એ પારકા અજાણ્યા છોકરાંનું નાક ખેંચી, ચાર દિવસ વિવિધ જાતની મજાકમશ્કરીઓથી

તેને મુંઝવી, સાસુએ જમાઇનો લહાવો લીધો! રુપાળા છોકરાને જમાઇ તરીકે શોધી કાઢવા-માટે ગામની સ્ત્રીઓએ મૃણાલની માતાનાં વખાણ કર્યાં. નોયલી–કુદતી મૃણાલને વહુ બનાવી સૌએ સાસરે મોકલી!

એનો વર દેખાવડો છોકરો હતો. ભણવામાં પણ છેક ઠોઠ નહોતો. પરંતુ તોફાનમાં એનો નંબર પહેલો આવતો. પણ પરણ્યા પછી તેટલી કુટેવો શીખે, નીશાળમાં ઇચ્છા મુજબ જાય આવે કે માબાપને મન ફાવે તેવી પુષ્પાંજલિથી વધાવે: તે બધું સહન કરવું એ છે. એ વાતાવરણમાં મૃણાલની જીવનનૌકાનો સુકાની, એનો પૃથ્વી ઉપરનો પ્રભુ ઉછરી રહ્યો હતો! બાપને ફટકાવવો, માતાને નિલ'જ્જ ગાળો દેવી, પોળનાં છોકરાંને મારવાં, બહાર જતાં દુકાનદારો તથા રાહદારીઓના અટક-



તેણે મંજરીને પાણીમાં ડુબાડી દીધી, બંને હાથે દાબીને ડુબાડી.

નીશાળમાં વિદ્યાર્થીઓએ એની મશ્કરી કરવા માંડી, એટલે મૃણાલ પહેલી વખત સાસરે રહી ત્યાં સુધી એણે શરમાઇ શરમાઇને દહાડા પુરા કર્યા; પણ મૃણાલ પીએર ગઇ ત્યારથી નીશાળને એણે બાર હાથના નમસ્કાર કર્યા!

એકનો એક છોકરો એટલે માબાપનો ખુબ માનીતો. અને માનીતા દીકરાનાં લાડ કરવાં એટલે તે ગમે તેવાં તોફાન કરે, ગમે ચાળા કરવા એ તો તેનો નિત્ય વ્યવસાય હતો. અને એ બધાની બરદાસ કરવામાં મૃણાલનાં સાસુ–સસરો એકના એક લાડકેલા પુત્રના લાડકોડ પુરવાનો સંતોષ અનુભવતાં. એનું ફળ મૃણાલને મળ્યું!

૪

તે સાસરવાસીની થઇ તે પહેલાં એના સસરા સ્વર્ગે સીધાવી ગયા હતા; એના વરે

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૯૭]

# જ પ મા ળ

લેખક :
બ્હેન હીરણ

ગાળ્યા સુખના દિવસ જે કાળ,
તે મારા જપની પ્રિય માળ.
પ્રિય સંવાસની એક ઘડી,
મારે મન હીરાથી વડી.

જપની માળાએ અણમુલ મોતી,
ગણતાં ગણતાં આંસુએ ધોતી;
એ મારી જપની માળ.

હૃદય સુહવે એ જપમાળ,
પ્રિય સ્મરણની એ જપમાળ,
અનેરા ભાવ જગવે એ જપમાળ,
જીવનમાં લાવે લહાવ એ જપમાળ.

વીત્યાં વર્ષનાં સ્વપ્ન રસાળ,
ઉજ્જ્વલ કરે મારી જપમાળ.
હૃદયની દુર્બલતા હરતી,
ઉરમાં નવચેતન ભરતી.

પ્રભુદર્શનની હું આકાંક્ષી,
અદ્વૈત પ્રેમની પ્યારી સાક્ષી;
એ મારી જપમાળ.

પ્રેમ વધારે એ જપમાળ,
માન ભુલાવે એ જપમાળ.
હૈયાની સખી એ જપમાળ,
પ્રાણથી પ્યારી એ જપમાળ.

# હું વહેલો કેમ જન્મ્યો?

લેખક:
રા. પૂર્ણાનંદ છગનભાઈ વ્યાસ

ચિત્રકાર:
રા. કલાનિધિ

———o———

પુત્ર જન્મવું કે પુત્રી, હીંદમાં જન્મવું કે પછી કોઇ બીજા દેશમાં, ગરીબ કુટુંબમાં જન્મી લાકડાના ઘુઘરે રમવું કે પછી સમૃદ્ધિવાન માબાપને ત્યાં જન્મી ચાંદીના ચમચે ચહા પીવી, આ જેમ આપણા હાથમાં નથી તેમ વહેલા જન્મવું કે મોડા એ પણ આપણા હાથમાં ક્યાંથી? આ માટે તો પેલા પરમેશ્વરનેજ દોષ દેવો રહ્યો.

કેટલાકો મોડા જન્મ્યા માટે પરમેશ્વરને ફરીઆદ કરે છે, પણ હું તો વહેલો જન્મ્યો માટેજ ફરીઆદ નોંધાવું છું. પરમેશ્વર પણ બીચારો શું કરે? એની સ્થિતિ પણ સુડી વચ્ચે સોપારી જેવીજ! તે કોનું કહ્યું કરે? જો મોડો જન્મ આપે તો પછી વહેલા આવનારા આકાંક્ષીઓ પ્રભુની કોર્ટે ચઢે કારણ કે તેમને તો કાલિદાસના પહેલાં જન્મી 'શાકુંતલ' તથા શેકસપીઅરના પહેલા 'Merchant of Venice' લખવાની મરજી હતી. જો તે બીચારો મોડો જન્મ આપે તો મારા જેવા તેને બહેરો, આંધળો વગેરે ઉપનામો આપી સંબોધે! અરે, અરે! પરમેશ્વર પણ-જરા અક્કલના બુઠ્ઠા ખરા. તેમણે મને કેમ નહીં પુછ્યું હોય? હું તો તેમને એવીજ સલાહ આપત અને આપું છું કે કોઇને જન્મજ ન આપવો. પછી રહ્યાઓ ક્યાંથી ફરીઆદ કરવાના હતા!

તમે પુછશો કે 'કેમ ભાઇ, તમને હજુ મોડા જન્મવું હતું?' હાજી, આ તમારો પ્રશ્ન અસ્થાને નહીં ગણાય. મારી પોતાની દલીલો પણ છે અને તે જાણ્યા પછી કદાચ તમારા મોઢામાં પણ મોડા જન્મવા પાણી છુટશે. હું કૈં કૃતઘ્ની નથી કે વગર વાંકે પેલા પરમેશ્વરને બહેરો કહું.

હું વધારે નહીં, ફક્ત પચાસજ વર્ષ મોડો જન્મવા માંગતો હતો. (કદાચ મારા છોકરાઓને આ ફરીઆદ કરવી નહીં પડે.) એમાં એના બાપનું શું જવાનું હતું? પણ એના નસીબમાંજ ગાળો એટલે હું શું કરું?

પચાસ વર્ષ પછી એટલે શું? અરે, સીવીલ લગ્નો તો રોજનાં થઇ પડત; કોઇ સ્નેહી જીવડાઓને જરા પણ ડરવાનું રહેતજ



બે પાંખો બગલમાં ચઢાવીને ઝાંપ દાબી કે ઉડયા......







નહીં. કોઇ બે સ્ત્રીપુરુષની આંખે આંખ મળી ને ઇસારો થયો કે આ...લો રજીસ્ટ્રારની ઓફીસમાં. પછી ભલેને એક ઉચ્ચ કોટિનો બ્રાહ્મણ હોય ને બીજી એક ગોવાનીઝ ટાયપીસ્ટ. આવું જો થાત તો પછી મારે સ્વજ્ઞાતિની ખુશામત પણ કરવી પડતે કે? પણ એ અહોભાગ્ય કયાંથી? અને છુટાછેડા? અરે રોજ. એક સ્પેશીઅલ કોર્ટ પણ સ્થાપવી પડત અને કેટલાક વકીલોને હમણાંની માફક માંખો મારવાનો પ્રસંગ ન આવત.

કલિયુગ તો લોકો ભુલી જાત અને તેમને એમજ લાગત કે 'વિજ્ઞાનયુગ'માં રહેવાનું-જન્મવાનું-ભાગ્ય પ્રાપ્ત થયું છે. જગદીશ બોઝો અને એડીસનો તો દરેક ઘરમાં પાકતા હોત અને વૈજ્ઞાનિક શોધોની તો વાતજ નહીં. કં રોજની હજારો જોવાનું મારું ભાગ્ય હોત. આપણી ઘરવાળીને રસોઇ કરવાની તસ્દી-જ નહીં. આ એક બટન દાબ્યું કે સડસડાટ વીસ મીનીટમાં દાળ, ભાત, રોટલી, શાક અથવા જે જોઇએ તે તૈયાર. હું તો જરુર આના સંશોધકનો ઋણી બનત, કારણ કે અમારા ઘરવાળાં રોજ ઉઠીને સંભળાવે છે કે "રોજ ઉઠીને આનું આ શું? તમારા ચુલા ને તપેલાંથી તો હવે કંટાળ્યાં!" આ તો ઠીક પણ બીચારા રસોઇઆઓ તો પેલા સંશોધકને જીવતોજ ન રહેવા દેત. . .





આંખે આંખ મળી ને ઇસારો થયો કે ચા...લો રજીસ્ટ્રારની ઓફીસમાં.

અને સાક્ષરો! H. G. Wells, નાનાલાલ, કે પછી ભાર્ગવ બ્રાહ્મણ જો મારા વખતમાં જન્મ્યા હોત તો તેઓને ભુખે મરવાનો પ્રસંગ આવત. કોઇ નવલકથા કે કાવ્યો વાંચવા નવરું પણ હોત કે? અરે, રામરામ કરો. શોધખોળની પાછળ બધા એટલા મંડયા હોત કે ખાવાની તો શું પણ આપણી જીવન-સહચરી સાથે સ્નેહગોષ્ટી કરવાની ફુરસદનાં પણ ફાંફાં! રેડીઓ અને ઇલેકટ્રીકની પ્રગતિ વધતીજ હોત. પુસ્તકો લખાત તો નહીં કે 'ઈંદુકુમાર' અને 'Tono Bungay' જેવાં. અરે, બધાં વિજ્ઞાનને લગતજ. કોઇને નહીં તો મને તો આ ઘણુંજ ફાયદાકારક થઇ પડત. સાહિત્યનો તો મને શોખજ નથી એટલે એની ખોટ મને ભારે ન પડત. મારે વાંચવા જોઇએ 'Latest Radio News' કે એવુંજ કૈં, એટલે મને તો ઘણી મજા પડત.

બધું તો ખરું પણ મુખ્ય વાતજ હું તમને કહેવાની ભુલી ગયો. આ પેલા ટ્રામ કંડકટરોથી તો તોબા! સવારના પુષ્કળ ભીડ હોય ને પેલું જાળી જેવું છે તે બંધ હોય ને આપણે ભુલેચુક ચઢયા તો કમબખ્તી. "એ આદમી, જગા નહીં ને કાયકુ દરવાજા ખોલા? ઉતર જાઓ." આમ બુમ મારી આપણને ઉતાર્યા વિના જંપે નહીં. અને વીકટોરીઆવાળા! સાલાઓને જરાક ઓછું ભાડુ આપ્યું કે કમબખ્તી. કહેશે કે "શેઠને આઠ આનામાં ધોબીતળાવથી વાલકેશ્વર જવું છે!" પણ જો ફક્ત પચાસ વર્ષ પછી જો તમારે ગીરગામથી બોરીબંદર જવાનું હોત તો? કૈં ખટખટજ નહીં. ટ્રામ કંપની તો કયારનીએ લીકવીડેશનમાં! આ બારીમાં ટીંગાડેલી બે પાંખો બગલમાં ચઢાવીને ચાંપ દાબી કે ઉડયા તમે સ..ર...ર અને બે મીનીટમાં તો બોરીબંદર. અને પેલી પાંખોની કીંમત? ફક્ત પચાસ રુપીઆ, અને નહીં ઘોડા



મ્યુનીસીપાલીટી તથા ધારાસભામાં પુરુષ સામે સ્ત્રીઓ ઉમેદવારી કરતી હોત.

કે પેટ્રોલ. ટાયર પંકચર થવાની તો ધાસ્તીજ નહીં. આપણા છોકરાઓના ભાગ્યમાં તો આ ખરું. ચાલોને આપણે એટલેથીજ સંતોષ માનીએ!

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૦૨]



# પ્રાસંગિક ચર્ચા*

૧

લેખક:
ડા. સુમંત બ. મહેતા

## સ્ત્રી ઉન્નતિનો યુગ

જેવી રીતે ૧૯૧૯ થી ૧૯૨૪ સુધીનાં પાંચ વર્ષ 'રાજકીય અસહકાર'નાં ગણાય તો ૧૯૨૫ થી ૧૯૩૦ સુધીનો યુગ સ્ત્રી ઉન્નતિનો થશે એવાં ચિન્હો જણાય છે. ખરું છે કે માનસિક કેલવણીનો પ્રચાર જોઇએ તેટલો થયો નથી, લાખો સ્ત્રીઓને અજ્ઞાનના અંધકારમાં પડી રહેવું પડે છે, તે છતાં તેમનામાં નવું ચેતન આવ્યું છે. જ્યારે ઇરાન, મીસર અને તુર્કીની પડદા પાળનારી સ્ત્રીઓ જાહેર જીવનમાં આગળ પડતો ભાગ લેતી થઇ જાય ત્યારે હીંદુસ્તાનની સ્ત્રીઓ બહાર પડે તેમાં શી નવાઇ? ગાંધીજીની ચળવળમાં સ્ત્રીઓએ જાહેર સભાઓમાં છુટથી જવાનું શરુ કર્યું અને તેમની રાજકીય ચળવળમાં તથા રચનાત્મક કાર્યમાં ભાગ લેતાં થયાં. જનસમાજમાં ઘણા ફેરફારો માત્ર દેખાદેખીથી થાય છે. જ્યારે અમેરીકાએ દારુનિષેધને માટે કાયદા કર્યા ત્યારે તેની અસર આખા યુરોપમાં અને એશીઆ ખંડમાં પણ થઇ રહી. વડોદરા રાજ્યમાં પ્રાથમિક કેલવણી મફત અને ફરજીઆત થઇ એટલે તેનો ચેપ હીંદુસ્તાનના બીજા ભાગોમાં ફેલાઇ ગયો. દેશના એક ખુણામાં એક જુવાન સ્ત્રીએ કન્યાવિક્રયના ત્રાસથી કંટાળીને આત્મઘાત કર્યો એટલે તેની નકલ બીજા પ્રાંતોમાં થવા માંડી. યુરોપના કારીગરોએ ત્યાંના લાગણી વિનાના મુડીવાળાઓ સામે લડત જમાવી એટલે તેનો પડઘો દૂર હીંદુસ્તાનમાં પણ સંભળાયો. યુરોપની સ્ત્રીઓ વર્ષોથી જાહેર-જીવનમાં કામ કરી રહી હતી, તેમને સારી કેલવણી મળે છે તે છતાં તેમને રાજકીય મતાધિકાર આપવામાં આવ્યો ન હતો. લડાઇના વિકટ મામલા વખતે સ્ત્રીઓએ તે હક્ક ઝુંટવી લીધો, જ્યારે આપણા દેશમાં વગર લડાઇએ, અને લગભગ વગર માગ્યે એ હક્ક તેમને મળ્યો છે. બ્રીટીશ હીંદની ચોવીસ કરોડ માણસોની

* પ્રાસંગિક ચર્ચાના મથાળા નીચે પ્રગટ થતા અભિપ્રાયો માટે તંત્રી જવાબદાર નથી.

વસ્તીમાંથી આશરે બાર કરોડ સ્ત્રીઓ છે તેમાંથી બારસો સ્ત્રીઓને કાઉન્સીલના મતાધિકાર વીશે તીવ્ર ઇચ્છા હોય એવું માનવાને કારણ નથી. એટલે એક લાખ સ્ત્રીઓમાંથી નવાણું હજાર નવસોને નવાણું તો આ પ્રશ્ન વીશે દરકાર પણ કરતી નથી, તે છતાં તેમને મતાધિકાર પ્રાપ્ત થયો છે.

સાહિત્ય અને કલાના પ્રદેશમાં સ્ત્રીઓએ પ્રવેશ તો ક્યારનોએ કર્યો હતો; હવે તેમની સંખ્યા ખુબ વધતી જાય છે. તેમનાં મંડળોની સંખ્યા ઘણી વધી છે, પોતાના મતપ્રકાશનને માટે માસિકો પણ નીકળ્યાં છે અને સામાન્ય માસિકોમાં તેમની કૃતિઓ પ્રગટ થયે જાય છે

ગુજરાતી પ્રજામાં જે ચિન્હો છેલ્લા બે-ત્રણ માસમાં દેખાવાં છે તેના વર્ણન ઉપરથી ખાત્રી થશે કે ગુજરાતી સ્ત્રીઓની ઉન્નતિનો યુગ શરુ થયો છે.

### સ્ત્રી પુસ્તકાલય

મુંબાઇની મ્યુનીસીપાલીટીએ ગુજરાતી હીંદુ સ્ત્રીમંડળના મકાનમાં સ્ત્રીઓ માટે મફત પુસ્તકાલય ખોલ્યું છે અને તેમાં રુ. ૨૫૦૦ નાં પુસ્તકો રાખવાની વ્યવસ્થા કરી છે. આવાં પુસ્તકાલય અગર વાંચનાલયોમાં જો બાલકોને રમવા માટે ગોઠવણ કરી હોય તો છોકરાં એક બાજુએ ખુશીથી રમ્યાં કરે અને સ્ત્રીઓ ખુશીથી વાંચી શકે. વડોદરામાં આવી યોજના ઘણી સફળ નીવડી છે. છોકરાંઓને રમત શીખવવા માટે એક સન્નારી છે તે પોતાનાં કામમાં એટલો બધો રસ લે છે કે હવે તો છોકરાંઓને લીધે માતાઓને લાયબ્રેરીમાં જવુંજ પડે છે.

### ભાવનગરમાં નવી કન્યાશાળા

ભાવનગરમાં કન્યાઓની માધ્યમિક કેલવણી માટે એક હાઇસ્કુલ છે પણ તેમાં જોઇએ તેટલો જીવ નથી. જુલાઇની ૨૫ મી તારીખે સૌ. શારદાબહેન મહેતાને હાથે મહિલા વિદ્યાલય ખુલ્લું મુકવાની ક્રિયા થઇ હતી. આ વિદ્યાલયનું કાર્ય એક અનુભવી શિક્ષકમંડળે ઉપાડી લીધું છે, અને બહેન વિનોદિની યાજ્ઞિક તેનાં સુપ્રીન્ટેન્ડંટ છે. ગયે વર્ષેજ ભરુચ મહિલા વિદ્યાલયનું મકાન સૌ. શારદાબહેને ખુલ્લું મુક્યું હતું. સુરત તથા અમદાવાદના વિદ્યાલયોમાં સંખ્યા વધતી જાય છે. હવે નડીઆદ, રાજકોટ, જુનાગઢ, ગોધરામાં એવી શાળાઓ સ્થાપવાની શરુઆત શા માટે ન થાય?

### હુન્નરઉદ્યોગનું શિક્ષણ

ગોકળમાં એક બ્રાહ્મણના કુટુંબની વિધવા બાઇ મુસલમાન સાથે પરણી તેને લીધે ઘણો હોહાકાર થઇ ગયો હતો. હોહાકાર કરવો તો સહેલો છે પણ આવા બનાવ અનેક વાર થાય છે તેનું કારણ શોધવાની જરુર છે. બાળલગ્નને લીધે આપણી હીંદુ છોકરીઓ બહુ નાની વયે પરણે છે અને જો કમનસીબે તે વિધવા થાય તો ઘરકામ સીવાય તેમને કૈં પણ કામ હોતું નથી. જો છોકરીઓને કેલવણી ન મળી હોય તે સારાં પુસ્તકો વાંચવામાં પણ પોતાનો વખત રોકી શકે નહીં, અને દરેક સ્ત્રીપુરુષને વ્યવસાયની જરુર છે. જો સ્ત્રીઓને હુન્નરઉદ્યોગો શીખવ્યા હોય તો તેમની શક્તિનો સદુપયોગ થાય અને તેમાથી કમાણી પણ થાય. લાખો કુટુંબોમાં કમાણીની જરુર છે અને જે નિરાધાર વિધવાઓ કુમાર્ગે જાય છે તેમાંની ઘણી આર્થિક મુશ્કેલીમાં હોય છે. જો સ્ત્રીઓને કોઇ પણ કારણસર સ્વતંત્ર જીવન ગાળવાની જરુર પડે તો પવિત્ર જીવન ગાળવા માટે તેમને સામાન્ય કેલવણી અને કોઇ હુન્નર ઉદ્યોગનું જ્ઞાન હોય એ આવશ્યક છે. આપણે આ પ્રકારના શિક્ષણ

તરફ બહુ લક્ષ આપ્યું નથી. કેટલાંક ગામોમાં સ્ત્રીઓને વેપારીઓ મારફત કામ મળી શકે છે પણ તેમાં અનીતિમાં ફસાઇ જવાનો ભય રહે છે. તેથી સ્ત્રીઓને માટે ઉદ્યોગાલયો સ્થાપવાની ઘણીજ જરૂર છે. નવસારી, સુરત, વડોદરા, નડીઆદ, પેટલાદ, ઉમરેઠ, અમદાવાદ, વીસનગર, પાટણ, સિદ્ધપુર, ભાવનગર, અમરેલી, દ્વારકાં વગેરે ગામોમાં આવી સંસ્થાઓ છે પણ તેમને વધારે ખીલવવાની જરુર છે અને આવી સંસ્થાઓ તો દરેક ગામમાં હોવી જોઇએ. રાજકોટના ઠાકોર સાહેબે હમણાંજ તેવી ગોઠવણ રાજ્ય તરફથી કર્યાનુ સંભળાય છે. વિધવાઓને મુડી નાખીને ખુણામાં બેસાડવાથી તેમના શીલનું રક્ષણ થવાનું નથી પણ જો તેમને માનસિક, ધાર્મિક, નૈતિક કેલવણી મળશે અથવા તેમને ઉદ્યોગ અગર જનસેવાના કામમાં રોકયાં હશે તેજ તેમનું રક્ષણ થશે. સ્ત્રીઓએ નર્સીંગનું કામ ઉપાડી લીધું છે એવા ધંધામાં ભય નથી એમ કોઇ પણ માણસ હીંમતથી કહી શકશે નહીં, પણ ઘરના ખુણામાં પણ અનીતિ થઇ શકે છે એ હકીકત ગોંડળની બહેન મંગળાએ ફરીને જાહેર કરી છે.

## સ્ત્રી સંસ્થા માટે સખાવત

આપણા દેશના ઉદ્યોગ વેપારને સજીવન કરનાર મહાન પુરુષ જમશેદજી ટાટાના નામથી કોણ અજાણ્યું હોય? તેમનાં બહેન શ્રીમતી રતનબાઇ બામજી નવસારીમાં રહે છે અને તેમણે સ્ત્રીઓને માટે વાંચનાલય, ઉદ્યોગાલય, મોટી ઉમરની સ્ત્રીઓને માટે વર્ગો વગેરે કાઢવાને માટે રૂ. ૨૫૦૦૦ ની સખાવત કરી છે. એ ઉદાર વિચારનાં અને ઉદાર દીલનાં બહેનને ધન્ય છે. વડોદરાની સરકારે મદદ કરવાની હા પાડી છે અને નવસારીની સ્ત્રી પ્રજા માટે એક અતિ ઉપયોગી સંસ્થા ખડી થશે.

નવસારીમાં પારસીઓની વસ્તી સારી સંખ્યામાં છે, અને પોતાની કોમ માટે કન્યાઓની હાઇસ્કુલ, દવાખાનું, પ્રસુતિગૃહ, છોકરાઓની નીશાળો વગેરે સંસ્થાઓ છે, પણ હીંદુઓ માટે સુવાવડખાનું નથી. હાલમાં ત્યાંના એક આગળ પડતા જુવાન વકીલે એ કામ હાથમાં લીધું છે અને પોતે રુ. ૨૫૦૦૦ આપવાનું કબુલ કરીને એક લાખ રૂપીઆ ઉઘરાવવાની યોજના કરી છે.

## વડોદરામાં સ્ત્રીઓ માટે હોસ્ટેલ

જે ગામોમાં માધ્યમિક અને ઉચ્ચ કેલવણી આપવાને માટે સંસ્થાઓ નથી ત્યાંની છોકરીઓને શિક્ષણાર્થે પરગામ મોકલવાને માટે કંઈ પણ યોગ્ય વ્યવસ્થા આખા ગુજરાત કાઠીઆવાડમાં આજ સુધી નહોતી. કોઇ કોઇ છોકરીઓને વનિતાવિશ્રામોમાં રહીને અભ્યાસ કરવાની ગોઠવણ થઇ શકતી હતી, પણ સારા વિદ્યાર્થીગૃહની યોજના થએલી નહીં. કેલવણીમાં આગળ પડેલા વડોદરા રાજ્યે એક હોસ્ટેલ ખોલી છે અને તેમાં લગભગ પંદરેક કન્યાઓ દાખલ થઇ છે. તેના ઉપર દેખરેખ રાખવા માટે એક આધેડ વયની અનુભવી બહેનની યોજના થઈ છે અને હવે બહારગામની કોઈ પણ સ્ત્રી અગર કન્યાને હાઇસ્કુલ, કોલેજ અગર બીજું શિક્ષણ લેવાની ઇચ્છા હશે તેને રહેવા માટે સુંદર વ્યવસ્થા થઇ છે.

## મુસલમાન સ્ત્રીઓ

ઉપર બતાવેલી ઘણીખરી હકીકત હીંદુ તથા પારસી સ્ત્રીઓને લગતીજ હશે એવો ખ્યાલ વાંચક વર્ગનો થાય તો તેમાં ભૂલ છે. ઘણીખરી સંસ્થાઓ સામાન્ય પ્રજાને માટે છે અને તેમાં દરેક કોમ લાભ લઇ શકે છે.

પણ મુસલમાન સ્ત્રીઓ હજી પછાત છે, અને જાહેર સંસ્થાઓનો લાભ લેવા જેટલી તેમની તૈઆરી નથી. પણ હમણાંજ પુનામાં તેમણે મહિલા પરિષદની બેઠક વખતે કેલવણી, બાળલગ્ન, બાળવિધવા, ખરાબ રુઢીરીવાજો, વગેરેની ચર્ચા કરી છે. જ્યાં સુધી દરરોજ કામ કરવા માટે એક મંડળ અને ઓફીસની વ્યવસ્થા થાય નહીં ત્યાં સુધી પરિષદોમાંથી બહુ ફળ મળવાનું નથી. મુસલમાન ભાઇઓ તથા બહેનો કોમી સેવા કરવામાં ગુંથાઇ જાય એવું આપણે ઇચ્છીશું. છેલ્લા બેત્રણ મહીનામાં બનેલા પ્રસંગોનું ટુંકું વિવેચન કર્યું છે તેટલા ઉપરથી સર્વ કોઇની ખાત્રી થશે કે સ્ત્રી વર્ગમાં ખુબ જાગૃતિ આવી છે.

૨

લેખક :

રા. ઈંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક
સભ્ય, સાહિત્યસંસદ

—⁂—

## ત્રિવિધ તાપ

દરેક રાજ્ય અથવા સ્વરાજનો આધાર મુખ્યત્વે કરીને ત્રણ તત્વો ઉપર રહે છે: (૧) રાજ્યનું સમતોલ અને સુઘટિત બંધારણ—કે જેથી કોઇ વ્યક્તિ કે અધિકારીઓ આપખુદ સત્તા ન ચલાવી શકે તેમજ બહારના શત્રુઓની સામે રક્ષણ કરવામાં ને અંદરની શાંતિ સાચવવાને તે સમર્થ નીવડે; (૨) રાજ્યની લશ્કરી વ્યવસ્થા—જેથી કાયમના થોડા લશ્કર ઉપરાંત દેશનાજ ચુનંદા યુવકોનું જોઇતું સૈન્ય જરુરને વખતે મેળવી શકાય અને છતાં સુલેહના વખતમાં તે સૈન્યના અધિકાર ઉપર યોગ્ય અંકુશ મુકાય; અને (૩) દેશના વેપાર અને ઉદ્યોગની વ્યવસ્થા—જેથી દેશમાં સારા ઉદ્યોગો ખીલી શકે તેમજ માલની આયાત નીકાસને માટે યોગ્ય સગવડ મળી શકે. આ ત્રણે બાબતોને વીશે અતિશય મહત્વના સવાલો ગયા માસ દરમીઆન મુખ્યત્વે કરીને સીમલાની ધારાસભામાં ચર્ચાયા છે; અને તે ત્રણેને વીશે સરકારે છેકજ વિપરિત બુદ્ધિ ધારણ કરીને અસંતોષનું જંગી આંદોલન દેશભરમાં ફેલાવ્યું છે.

## રાજબંધારણનો સુધારો

આમાં પહેલો રાજબંધારણનાં સુધારાનો સવાલ લઇએ. લોર્ડ બર્કનહેડે અમીરોની સભામાં ભાષણ કર્યું, તેથી તો સર્વે નિરાશ થયા હતા. છતાં તેમાં એવું જણાવ્યું હતું કે ના. વાઇસરોયની સાથે મસલત કરીને તેમણે કંઇક દરખાસ્તો તો ઘડી છે, પણ તે વીશે હીંદી સરકારની કારોબારી સભાની તેમજ ધારાસભાની સલાહ લીધા સીવાય કંઈ પ્રગટ કરી શકાય નહીં. આ ઉપરથી સ્વરાજવાદીઓ જેવા વિચક્ષણ રાજપુરુષોના મનમાં પણ એમ થયું, કે વાઇસરોય સાહેબ પોતાની થેલીમાં કંઇક પણ લઇને આવે તો છેજ, અને તેથી કલકત્તામાં તેમણે જે ઠરાવ કર્યો તેમાં પણ તે સાહેબના શ્રીમુખેથી થવાના પ્રવચન પર ઘણો આધાર રાખવામાં આવ્યો હતો. છેવટે તેઓ સાહેબ પણ બોલ્યા; પણ તે તો લંડનના છેક પડઘા જેવુંજ લાગ્યું. એટલે રહી છેવટે ધારાસભાની વાત. મુડીમેન કમીટીનો સુધારા સંબંધી હેવાલ ધારાસભામાં આવવાનો હતો, તેની ચર્ચા દરમીઆન પણ કદાચ સરકાર પોતાનાં છેવટનાં પાનાં ખુલ્લાં

મુકે અને લોર્ડ બર્કનહેડે આસમાને ચઢાવેલી સભાનું વલણ જોઇને સરકારનું દીલ કૈંક બદલાય એવી આછી આશા પણ રહી હતી. તે પણ છેવટે નિષ્ફળ ગઇ છે. સર્વ રાષ્ટ્રીય પક્ષોએ વધુમતે પસાર કરેલા સુધારા સંબંધી ઠરાવનો બેધડક રીતે વિરોધ કર્યો એટલુંજ નહીં પણ તે સભામાં ઉડી ગએલો સર એલેકઝાંડર મુડીમેનનો ઠરાવ પોતાની બહુમતીથી રાજસભામાં પસાર કરાવ્યો, એથી તો હવે સરકારની આખીએ પ્રપંચ-જાળ છેકજ પ્રકટ થઇ ગઇ છે.

સરકારી અને પ્રજાકીય દષ્ટિની વચ્ચે મુડીમેન કમીટીમાંજ જે ભેદ દેખાયો હતો, તેજ ધારાસભામાં પણ તરી આવ્યો છે. લોર્ડ બર્કનહેડે પણ કબુલ કર્યુ છે કે પ્રાંતોની દ્વિમુખી પદ્ધતિ તેમને પહેલેથીજ બહુ પસંદ ન હતી. તેના અમલ દરમીઆન તેમાં કેટલાક દોષો પણ જણાયા છે એમ પણ તેઓ સાહેબે કબુલ કર્યું હતું. અને છતાં પણ સરકારનો તો આગ્રહ એજ છે કે હાલનું બંધારણ ગમે તેટલું દોષિત છે છતાં પણ તેનો અમલ કરીને તેનો બને તેટલો લાભ ઉઠાવો અને પછી યોગ્ય વખતે—એટલે ૧૯૨૯ માં બાદશાહી કમીશનની મારફત તમારી પરીક્ષા લઇને રાજ્યબંધારણના સુધારાનો વિચાર કરીશું ત્યારે બીજી પાસ નરમ અને ગરમ, એ સર્વે પ્રજાકીય પક્ષો એવી દલીલ કરે છે કે જેને તમેજ કૈંક તો દોષિત અને અવ્યવહારિક ગણો છો અને જે અમારા કેટલાકને પુરા અનુભવ પછી નિરુપયોગી ને નિઃસત્વ માલુમ પડયું છે, તેના વધારે અમલથી કોઇનું કૈં પણ કલ્યાણ થઇ શકવાનું નથી, માટે હવે એક ક્ષણની પણ રાહ જોયા સીવાય બાદશાહી કમીશન, સર્વ પક્ષ સંમેલન કે એવા કોઇ પણ મંડળની મારફત રાજ-બંધારણને વીશે ફરીથી તરત તપાસ કરીને તેના સાંગોપાંગ સુધારાને માટે સત્વર પગલાં ભરવાં જોઇએ.

ટુંકામાં સરકારને ૧૯૧૯ ના કાયદાનો અક્ષરે અક્ષર કાયમ રાખીને તેના ચારે ખુણાની અંદર રહીનેજ જે કૈં નજીવા વહીવટી સુધારા થઇ શકે તે કરીનેજ સંતોષ માનવો અને આપવો છે, જ્યારે પ્રજાપક્ષને એ કાયદાનેજ અથથી ઇતિ સુધી સુધારવો છે, અને તેને માટે યોગ્ય વિચાર કરવાને તરત પગલાં ભરવાં છે. આને અંગે બીજો પણ એક મહત્ત્વનો મતભેદ તરી આવ્યો કે આપણા સુધારાની પ્રગતિનો, અને છેવટના બંધારણનો નિર્ણય કોણ કરી શકે? સરકાર ૧૯૧૯ ની જુની પોથીને વળગી રહીને, પોપટની માફક તેના મંત્ર ભણે જાય છે—અર્થાત્ આ વીશે છેવટની સત્તા બ્રીટીશ પાર્લામેંટનીજ ગણે છે. ત્યારે પ્રજા પક્ષ એ પહેલેથી કાયદાને ટપી જઇને લડાઇ દરમ્યાન ઘણા ગવાએલા આત્મનિર્ણયના સિદ્ધાંત મુજબ આ સત્તા હીંદના પ્રતિનિધિઓ-નીજ ગણે છે. આ મતભેદ ઉંડો અને અગાધ છે, ને તે ધારાસભાની ચર્ચા દરમ્યાન વધારે ઉભળી આવ્યો હતો.

પરિણામે ૭૨ વિ. ૪૫ મતે રાષ્ટ્રીય પક્ષ તરફથી પંડિત મોતીલાલજીએ રજુ કરેલો ઠરાવજ પસાર થયો. એટલે વીલાયતની પ્રજા આગળ તેમજ દુનીઆના દરબારમાં અચુક પુરવાર થઇ ચુકયું કે હાલનું બંધારણ પ્રજાને બીલકુલ નાપસંદ છે, અને તે માત્ર અમલદારોની આપખુદીથી અને લશ્કરના દારુગોળાથીજ પ્રજામતની વિરુદ્ધ નીભાવવામાં આવે છે.

પંડિત મોતીલાલજીએ જે મહત્ત્વનો ઠરાવ રજુ કર્યો હતો, તેમાં ખરું જોતાં તો તેમણે

હાલના રાજબંધારણમાં દાખલ કરવાના મુખ્ય સુધારાની દિશાઓજ સુચવી હતી.

મુખ્ય મુદ્દા

(૧) ૧૯૧૯ ના કાયદામાં પણ એ ધતીંગ ચાલુ રાખવામાં આવ્યું છે કે હીંદી રાજવહીવટ તો ૬૦૦૦ માઇલ દૂર વીલાયતમાં વસતા હીંદી વજીરને અને તેમની શોભારુપ કાઉન્સીલને સોંપાએલો છે. આ કેવળ શબ્દોની વાત નથી પણ હાલની વસ્તુસ્થિતિ સુચવે છે. હજી ઘણી ખરી મહત્ત્વની બાબતો વીશે લંડનના હુકમનોજ અમલ હીંદી સરકારને કરવો પડે છે, અને તે મોટે ભાગે સીમલાના સરકારની ભલામણ મુજબજ હોય ત્યારે પણ તે સ્વાભાવિક રીતે લંડનની ઓફીસનો આશ્રય લઇ શકે છે. આમ જ્યાં સુધી હીંદી સરકાર એક પરદેશી અમલદારને જવાબદાર હોય ત્યાં સુધી તે હીંદી ધારાસભાને વશ થઇ શકેજ નહીં. તેથી હાલના બંધારણના આ થડ ઉપરજ કુહાડો મારીને અગ્રેસરોએ એવો સિદ્ધાંત રજુ કર્યો છે કે હવે તો હીંદ સમસ્તનો રાજવહીવટ હીંદી વજીરને અને તેની સમિતિને બદલે સીમલા–દીલ્હીમાં વીરાજતી હીંદી સરકારને હસ્તકજ રહેવો જોઇએ. આથી બે મહત્ત્વના ફેરફાર તો એ થાય કે હીંદનાં નાણાંનો વહીવટ આજે ઘણે ભાગે લંડનમાં ચાલે છે તે મુંબાઇ અને કલકત્તામાં ચાલે, અને ઉંચામાં ઉંચી સનંદી અને બીજી નોકરીઓને માટે નીમણુંક કરવાની જે સત્તાઓ હાલ હીંદી વજીરને હસ્તક છે, તે હીંદી સરકારને સ્વાધીન રહે. આ બે સુધારા થવાથીજ હીંદી રાજતંત્ર ચોખ્ખી રીતે વધારે રાષ્ટ્રીય બને. વળી હીંદી વજીર મોટે ભાગે સંસ્થાનોના મંત્રીની નીચી પાયરી ઉપર આવી જાય અને પછી ઘેર બેઠેલા અમલદારોના કે અહીંઆંના રાજકીય જીવનમાંથી ઉતરી ગએલા સજ્જનોનાં ખીસ્સાં ભરવાને વીલાયતમાં સમિતિ પણ ચલાવવી ન પડે. આમ હીંદી વજીરનો અંકુશ નાબુદ થાય એટલે હીંદી સરકારને મોટે ભાગે ધારાસભાને જવાબદાર કરવી જોઇએ.

(૨) છતાં હાલના પ્રાંતો જેવી વિભાગી રચના કરવાની નહીં, પણ લશ્કર અને પરદેશ સાથેના સંબંધ જેવાં જે ખાતાં ખુદ વાઇસરોયનેજ હસ્તક રહે તે સીવાયના તમામનો વહીવટ પ્રધાનોનેજ સોંપાવો જોઇએ. એટલે કારોબારી સભા કેવળ પ્રધાનોનીજ બને અને તેઓ પોતપોતાના ખાતાને માટે વ્યક્તિ તરીકે તેમજ પ્રધાન મંડળ તરીકે ધારાસભાને જવાબદાર રહે. એટલે ન રહે હાલના જેવી આપખુદ કારોબારી સભા કે ન રહે તેમાં હાલના જેવા મદોન્મત સીવીલીઅનો. લશ્કર વગેરે જે ખાતાં વાઇસરોયને હસ્તક રહે તે વીશે તો ઠરાવેલી મુદત સુધી તે હીંદી વજીરને જવાબદાર રહે, અને તે મુદત પુરી થયે હીંદી સરકાર સર્વાંગે ધારાસભાનાજ અંકુશમાં આવે અને ખરેખરું હીંદ સ્વરાજ સ્થપાય.

(૩) જેમ હીંદી તંત્રમાં તેમજ પ્રાંતિક તંત્રમાં પણ સદંતર સુધારો થવો જોઇએ. સરકારનાં બે પાંખાં અને તેના ખાતાંનો ભેદ નાબુદ કરવો અને સમગ્ર કારોબારી સત્તા કેવળ પ્રધાનોનેજ સોંપાય અને તેઓ ધારાસભાનેજ જવાબદાર રહે. આમ પ્રાંતિક તંત્ર સળંગ અને અવિભક્ત થવું જોઇએ એટલુંજ નહીં પણ તે પોતાના વિષયમાં તો હીંદી સરકારના અંકુશમાંથી પણ મુક્ત થવું જોઇએ. અર્થાત ટુંકામાં કહીએ તો, પ્રાંતિક સ્વરાજ સત્વર સ્થાપવું જોઇએ.

(૪) આપણા રાજ્યધારણના સુધારાની આ ત્રણ દિશાઓ સુચવ્યા પછી રાષ્ટ્રીય પક્ષોએ એવી માગણી કરી છે કે છેવટના બંધારણનો ખરડો ઘડવાને અને તેના અમલનો ક્રમ નિયત કરવાને માટે હીંદુસ્થાનના હીંદીઓ અને અંગ્રેજો—સર્વેના પ્રતિનિધિરુપ એક મંડળ સરકારે સત્વર બોલાવવું જોઇએ અને તે જે ખરડો તૈઆર કરે તે હીંદી ધારાસભા આગળ રજુ કરીને તેનો છેવટનો નિર્ણય બ્રીટીશ પાર્લામેન્ટ આગળ સંમતિને માટે મુકવો જોઇએ.

પ્રજાપક્ષની આ મુખ્ય માગણીઓ છે. તેનો તરતજ અમલ કરવાનો સર્વેએ મળીને આગ્રહ કર્યો છે, અને સરકારે તેના એકે એક અંગનો જુદીપણે વિરોધ કરીને પોતાની નિરકુશ આપખુદીનું પુરું પારખું બતાવ્યું છે.

## ગોળીબાર પર અંકુશ

જેમ રાજ્યધારણની તેમ લશ્કરની બાબતમાં પણ સરકારે આપણને નિરાશ કર્યા છે. માત્ર અડધો ડઝન હીંદી ટુકડીઓમાં ધીમે ધીમે હીંદી અમલદારો દાખલ કરવાનો અખતરો કેટલાએ દસકા પછી પુરો કરવાની ને તેના પરિણામ મુજબ સમગ્ર હીંદી લશ્કરને રાષ્ટ્રીય બનાવવાની લોર્ડ બર્કનહેડની તરકીબ તો આપણી આગળ મોજુદજ છે. તેની સખતમાં સખત ઝાટકણી તો સર શીવસ્વામી આયર જેવા નરમ દળના અગ્રેસરે કાઢી છે, તે પરથી આ સરકારી નીતિની અપ્રિયતાનો સહેજે ખ્યાલ આવે છે. તે પછી લશ્કરને હીંદી બનાવવાના સમગ્ર સવાલનો વિચાર કરવાને સ્કીન કમીટી નીમાઇ છે, અને તેમાં મી. જીણા અને પંડિત મોતીલાલજી પણ નિયુક્ત થયા છે, તેથી આ વીશે કૈં સત્વર પ્રગતિની આશા ઘણાને રહેશે.

છતાં લોર્ડ બર્કનહેડ જેવા આપમતલબી રાજપુરુષે બધો કયાસ કરી જે નિર્ણય અમીરોની સભામાં આટલા આગ્રહપૂર્વક જાહેર કર્યો છે, તે સ્કીન કમીટીની ગમે તે ભલામણો છતાં પણ થોડા વખતમાં ફરી શકે એમ માની શકાતું નથી:

પણ આ સંબંધમાં ખરેખરો આઘાત તો શ્રી. રંગાચારીના કાયદાના ખરડા વીશે સરકારના વલણથી લાગ્યો છે. એ કાયદાનો હેતુ તો સાવ ચોખ્ખોજ છે. હમણાં હમણાં પ્રજામાં જાગૃતિ આવવાથી ઉશ્કેરાએલાં છતાં નિઃશસ્ત્ર ટોળાં ઘણી વાર જામી જાય છે, અને તેથી તેને સહેલાઇથી વીખેરવાને માટે જે લશ્કર બોલાવવામાં આવે છે, તે નિરંકુશ અને નિર્દય રીતે ગોળીબાર કરવાનોજ સુલભ માર્ગ લે છે. આથી ઘણીવાર જલીયાંવાલા બાગના જેવા અનેક કીસ્સા બન્યા છે, અને તેથી લશ્કરની વર્તણુકને કૈંક આંકમાં લાવવાને માટે શ્રી. રંગાચારીએ ચાર મુખ્ય મુદ્દા રજુ કર્યા છે:

(૧) કોઇ ટોળું બીજી કોઇ રીતે વીખેરવાનું નજ બની શકે ત્યારે છેક છેલ્લા સાધન તરીકેજ બંદુકનો ઉપયોગ કરવો;

(૨) આવી રીતે ગોળીબાર કરવાની જરુર લાગે ત્યારે પણ છેવટે તેમ કરતાં પહેલાં નિર્દોષ માણસોને ખસી જવાની તક આપવાને માટે તેમજ ગાંડાતુર બનેલા માણસોને સાન લાવવા માટે ગોળીબારની ચેતવણી આપવી;

(૩) દરેક વખતે ગોળીબાર થયા પછી તે વીશે વિગતવાર હકીકત પાસેમાં પાસે રહેતા મેજીસ્ટ્રેટને લશ્કરી અમલદારે મોકલી આપવી; અને

(૪) આવા કોઇ નિયમનો ભંગ કરીને ગોળીબાર કર્યાના કારણસર લશ્કરી અમલદાર પર ફરીઆદ માંડતાં પહેલાં સરકારની મંજુરીની જરુર હોવી જોઇએ નહીં.

આ ચારે અંકુશની જરુર દીવા જેવી દેખીતી છે. છતાં સરકારે તેમાંની ત્રીજી સીવાય બાકીની ત્રણેનો વિરોધ કરીને અને છેવટે ધારાસભાએ વધુમતે પસાર કરેલો આ ખરડો રાજસભાની મારફત રદ કરાવીને હીંદી પ્રજાનું હડહડતું અપમાન કર્યું છે.

### મીલો પર જકાત કાયમ

છેવટે મીલોની જકાત રદ કરવા વીશે-અથવા તેને આ સાલને માટે મોકુફ રાખવા વીશે કંઇક કહેવાનું રહે છે. આ સવાલ ખુબ છણાઇ ગયો છે. સરકારે પોતે તે પહેલી તકે રદ કરવાનું વચન આપ્યું છે. પણ સરકાર તે વીશે કંઇ પણ કરે તે પહેલાં આ સાલ દરમીઆનજ મીલોની સ્થિતિ ઘણીજ ખરાબ થઇ ગઇ છે. તેથી થોડા માસ પરજ મીલમાલીકોએ જકાત દૂર કરવાને એક વીનંતીપત્ર ના. વાઇસરોયને મોકલ્યું હતું પણ તેને તો એક નકારા જવાબથીજ પતાવી દેવામાં આવ્યું. પછી તેમણે આ ઉદ્યોગને જેમ તેમ ટકાવવાને માટે અને લગભગ ૨ લાખ ગાંસડી જેટલો ભરાઇ ગએલો માલ કંઇક ઓછી કીંમતે કાઢી નાંખવા માટે મજુરોના પગારમાં ૧૧⅔ ટકાનો ઘટાડો કર્યો છે. આ પગલાંના અન્યાય વીશે ગમે તેટલી ટીકા કરનાર પણ કબુલ કરે કે છેક છેવટની અણી ઉપર આવ્યા સીવાય માલીકો આવું પગલું ભરે નહીં. પછી તેમનું પ્રતિનિધિમંડળ વાઇસરોય સાહેબને સીમલે મળવા ગયું, ત્યાંથી પણ ખાલી હાથેજ પાછું આવ્યું.

રાજ્યબંધારણના સુધારા વીશે છેકજ નિરાશ કરનાર બડા સાહેબ આ ઉદ્યોગ તરફ કંઇક રહેમ નજર રાખશે એવી આશા પણ છેક નિષ્ફળ ગઇ. પણ છેકજ નહીં. સર પુરુશોત્તમદાસ ઠાકુરદાસ આ વીશે ધારાસભામાં ઠરાવ લાવે, તે વખતે તો સરકારનું વલણ કંઇક બદલાશે એવી આશા પડી હતી. તે ઠરાવ ચર્ચાય તે પહેલાં મજુરોની જંગી હડતાળ પણ મુંબઇમાં શરુ થઇ ગઇ. તેનો પણ કંઇક ધમકારો સીમલાના શિખર સુધી પહોંચશે એમ ધાર્યું હતું. પણ આ બધીએ ધારણાઓ ફોકટ ગઇ છે, ને સુધારા તેમજ લશ્કર નીતિ વીશે વિપરિત બુદ્ધિ ધારણ કરનાર સરકારે આ વીશે પણ આવી આંધળી અને અવિચારી નીતિ સ્વીકારીને પોતાનું લોષ્ટકાષ્ટવત્, જડ, અક્કડ અને નિષ્ઠુર સ્વરૂપ પ્રકટ કર્યું છે.

આથી સહકારને પંથે પડતા રાજપુરુષોના ક્રોધાગ્નિમાં છેલ્લાં થોડાં અઠવાડીઆમાં સરકારે ખુબ આહુતી આપીને તેને પ્રજ્વલિત કર્યો છે. વળી તેથી પંડિત મોતીલાલ નેહરુનો સ્વરાજ પક્ષ અને મી. જીણાનો સ્વતંત્ર પક્ષ સાથે મળીને ધારાસભામાંથી એક સાથે રાજીનામું આપીને અને પછી ફરીથી આવતી સાલ ચુંટાઇને સરકારની સામે જામતો પ્રજામત અણીશુદ્ધ સિદ્ધ કરવાની યોજના રચે છે. પણ તે વીશે આ લખતી વખતે કંઇ છેવટનો નિર્ણય થયો નથી તેથી તેની પુરી ચર્ચા તો આવતે મહીનેજ કરી શકાશે.




## ડા. રામકૃષ્ણ ભાંડારકર

આઠ્ઠાશી વરસની પાકટ ઉમ્મરે ડાકટર સર રામકૃષ્ણ ભાંડારકર આ ભાદ્રપદ માસમાં પુણામાં સ્વર્ગવાસી થયા. સમગ્ર હીંદુસ્થાન અને દુનીઆના જે જે ભાગોમા સંસ્કૃત વિદ્યા તરફ અભિરુચી છે ત્યાંના અગ્રગણ્ય પંડિતોમા ડાકટર ભાંડારકરનું નામ સંસ્કૃત પંડિત તરીકે અતિ પરિચિત છે. આપણા દેશમાં તો અંગ્રેજી ચોથું ધોરણ શીખનાર વિદ્યાર્થીવર્ગથી માંડી તમામ શિક્ષિતજનોને માર્ગોપદેશિકા અને મંદિરાન્ત પ્રવેશિકાના રચનાર તરીકે તેઓ ગુરુસ્થાને રહ્યા છે.

ડાકટર ભાંડારકર પોતાની ચોકસાઇ, શુદ્ધિ અને શ્રમવાળી વિદ્વત્તાથી સંસ્કૃત ભાષા જાણનાર અંગ્રેજ વિદ્વાનોમાં પણ એટલાજ પંકાએલા હતા. તોપણ પોતાના જીવનમાં એક કરતાં વધારે વખત જે માન તેમનાથી ઘણી ઓછી વયના અંગ્રેજોને સહેજે મળતું તે માન મેળવવા બેનસીબ રહ્યા હતા.

આપણા દેશમાં બ્રાહ્મણનું મુખ્ય કાર્ય ભણવું અને ભણાવવું એ મનાય છે અને એ દૃષ્ટિથી જોતાં તો સર રામકૃષ્ણનું આખું જીવન બ્રાહ્મણજીવનજ ગણી શકાય તેમ છે. તેમાં નથી ધનને માટે લીપ્સા કે નથી હોદ્દા અથવા અધિકારને માટે પ્રયત્ન. જે માન એમને પગે પડતાં આવ્યાં તેજ તેમણે સ્વીકારી પોતાના જીવનની શ્રેષ્ઠતા સિદ્ધ કરી છે. યુનીવર્સીટીએ એમને ડાકટરની પદવી આપી તેથી યુનીવર્સીટીની શોભા વધી છે, તેમજ સરકારે એમને સર નાઇટ બનાવ્યા તેથી સરકારની આબરુ વધી છે. આવી ઉપાધિઓ વિના પણ સાદા ભાંડારકરની અધ્યાપક તરીકે અને ગુરુ તરીકે સેવા એટલી બધી ઉચ્ચ અને વિસ્તૃત છે કે એમનું નામ સંસ્કૃત સાહિત્યના એક પંડિત તરીકે અમર રહે તેમ છે.

ડાકટર ભાંડારકરની સેવાઓ ચિરંજીવ રાખવાના જે પ્રયાસ થયા છે તેમાંનો ભાંડારકર રીસર્ચ ઇન્સ્ટીટયુટની સ્થાપનાનો સૌથી મહાન

અને પ્રશસ્ય પ્રયાસ છે. અમે આશા રાખીએ છીએ કે જે શુદ્ધિ અને ચોકસાઈ માટે ડાકટર ભાંડારકર દેશદેશાન્તરમાં પ્રસિદ્ધ થયા છે તેનેજ અનુરુપ કાર્ય આ સંસ્થા તરફથી થશે.

ડાકટર ભાંડારકરનું ખાનગી જીવન અતિ વિશુદ્ધ હતું. તેમનો વિદ્યાનો વ્યાસંગ તેમની સંતતિમાં પૂર્ણ અંશે ઉતર્યો હતો. અને તેમનું આખું કુટુંબ—પુત્ર, પુત્રીઓ, પૌત્રો વગેરે સૌએ યુનીવર્સીટીની કેળવણી લીધેલ છે, અને સુશિક્ષિત કુટુંબ તરીકે પ્રતિષ્ઠા પામેલ છે.

ડાકટર ભાંડારકરના એક પુત્ર રા. દેવદત્ત અત્યારે કલકત્તા યુનીવર્સીટીમાં કામ કરે છે, અને તેમના પિતાને પગલે ચાલી તેઓ પણ તેટલીજ કીર્તિ સંપાદન કરશે એવી અમો આશા રાખીએ છીએ.



સ્વ. ડા. રામકૃષ્ણ ભાંડારકર.

અંતમાં આપણા દેશમાં ડાકટર ભાંડારકર જેવી વિદ્યાવ્યાસંગી વ્યક્તિઓ એક કરતાં વધારે ઉત્પન્ન થાઓ એવી પરમાત્મા પ્રત્યે પ્રાર્થના સાથે વીરમીએ છીએ. પરમાત્મા સ્વર્ગસ્થના આત્માને શાંતિ આપો!






૧

લેખક :

**રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી,**

સભ્ય, સાહિત્ય સંસદ.



**જુવાનોએ જાણવાની અને પરણેલાંએ પાળવાની.** લેખકઃ સૌ. દીવાળી જગજીવન ત્રિવેદી, અમદાવાદ. પ્રકાશક: રા. જગજીવન શિવશંકર ત્રિવેદી, પુસ્તકપ્રચારક ઓફીસ, નં. ૭૪, રીચીરોડ, અમદાવાદ. કીં. રુ. ત્રણ.

સ્ત્રીપુરુષના સંબંધ વીશે આ જમાનામાં આપણી ભાવના બદલાતી જાય છે, તે સાથે સાથે એ સંબંધ વીશે જાગૃતિ પણ વધારે આવતી જાય છે. સ્ત્રીજાતિ અને પુરુષજાતિ વચ્ચે અનાદિ કાળથી આકર્ષણ છે. પ્રાણી માત્રનો એ એક સહજ સ્વભાવ છે. એ સ્વાભાવિક આકર્ષણને બળે આ જગતનું તંત્ર હંમેશાં ચાલ્યાં કરે છે. પણ બીજાં પ્રાણીઓ કરતાં મનુષ્યજાતના જીવન ઉપર આ આકર્ષણે ઘણી બળવાન અસર કરી છે. માનવજીવનના સુખદુઃખનો ઘણો આધાર સ્ત્રીપુરુષના સંબંધ ઉપર છે. આ જમાનામાં વૈજ્ઞાનિક દૃષ્ટિથી આ સંબંધ વીશે ઘણો વિચાર થયો છે, અને પાશ્ચાત્ય દેશમાં આ વિષય ઉપર હજારો ગ્રંથો લખાયા છે. આ પાશ્ચાત્ય ગ્રંથોની અસર આપણા ઉપર પણ થઇ છે અને દેશી ભાષાઓમાં આ વિષય ઉપર લખાણો થવા લાગ્યાં છે. હજી નવા વિચારો દર્શાવતું કે નવા સિદ્ધાંતો પ્રતિપાદન કરતું કંઇ લખાયું નથી પણ આ નવી દિશા ઉઘડી છે. પ્રસ્તુત પુસ્તક લખનાર એક બાઇ છે એ ઘણુંજ ખુશી થવા જેવું છે. સ્ત્રીકેળવણીની વર્તમાન દશામાં એક સ્ત્રી આવા વિષય ઉપર લખવા તૈયાર થાય એજ નવાઇ છે.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૦૩]

## સ્વપ્નદ્રષ્ટા

—૦—

[અનુસંધાન પૃષ્ઠ ૪૪ થી]

"બધા મને જોઇ મોહ પામતા, ને એકમેક તરફ ગર્વથી જોતા. મને જોઇ નાના બધા ઉત્સાહઘેલા થતા, વૃદ્ધો બધા જીવનની સફલતા સિદ્ધ થઇ સમજતા. મને સંસ્કારી અને સમૃદ્ધ કરવામાં બધા મચ્યા રહેતા; ને મારું ગૌરવ વધારવામાં પ્રાણુની પણ પરવા રાખતા નહીં.

"પછી આવ્યો મારો પ્રાણ–ભરતોમાં શ્રેષ્ઠ એવો મારો કોડીલો–વિશ્વના વિજેતા સમો મારો રાજર્ષિ. એના ડગમાં વિજયનો ઉત્સાહ હતો. એની આંખમાં ગર્વની મસ્તી હતી. એની ભુજામાં વિનાશની સચોટતા હતી. એની જીભે જાતવેદા રહેતા. એની બુદ્ધિમાં સવિતાના ભર્ગવરેણ્ય વસતા. એ હતો મારો વીર, મારો કવિ, મારો દ્રષ્ટા, ને મારો માલીક.

"એની લટકે લોભાઇ મેં આત્મસમર્પણ સાધ્યું. એની માનવતાથી હું મહાદેવી થઇ. મારી આર્યતાથી એ આર્ય થયો. મારો કંથ દેવોનો લાડીલો ને આર્યોનો અધિપ હતો. એના મંત્રોથી જીવનનો સંચાર થતો. એના પરાક્રમ- થી પૃથ્વી ગાજતી. એની આર્ષ દૃષ્ટિ આગળ ત્રણ કાલ ટુંકા થઇ જતા.

"જેમ વીર અર્ધાંગના ગ્રહે તેમ તેણે મને ગ્રહી–માનવતાના પ્રાબલ્યથી ને ઉત્સાહના જોશથી. પલવારમાં નાનકડી બાલામાંથી હું વીરાંગના બની–ને તેની પડખે મહારાણી પદ લેવા તલસવા માંડી.

"તેણે દયા કરી શુનઃશેપ ઉગાર્યો, ને દ્વેષથી હરિશ્ચંદ્રને રઝળાવ્યો. તેની હીંમતથી સુદાસનો ઉદ્ધાર થયો, ને ક્રૂરતાથી શતપુત્રના પિતા વસિષ્ઠ સંતાનહીણા થયા. તેણે રસિકતાથી ઉર્વશીને વશ કરી, ઔદાર્યથી અનાર્યોને સંસ્કારી કર્યા, ને આશ્રિત ત્રિશંકુને તારવા નવું સ્વર્ગ સરજાવી મઘવાની મહત્તા તોડી. અને છતાં મહત્તાને સુલભ એવી નમ્રતાથી તેણે અમર પ્રાર્થના ઉચ્ચારી: 'ધીયોયોનઃ પ્રચોદયાત્'

"મારા કંથની દેવી હું–ભરતશ્રેષ્ઠ પરથી ભારતી લેખાઇ. મારા અસંખ્ય પુત્રોના ગર્વનું નિધાન હું–ભારતમાતા કહેવાઇ. ગૌરવ ને સત્તાથી ચકચુર બનેલી હું મારી મોહીનીથી ત્રણ ભુવનને ગાંડાં કરી રહી. મારે આંગણે દેવોના દેવ અવતાર ધરી આવવા લાગ્યા.

"મારામાં વિશ્વવિજેત્રીની મહત્ત્વાકાંક્ષા આવી, જગજ્જનનીની અતુલ શક્તિ આવી; અને છતાં મારી રગમાં ઉછળતા પ્રણયમાં ભરતી આવ્યાંજ કરતી ને મારી દૃષ્ટિ જ્યાં પડતી ત્યાં સૌંદર્યના અદ્ભુત રંગો વિસ્તરતા. મને લાગ્યું કે મારા વિજયપ્રયાણને મર્યાદા નહોતી. મારા પ્રેરણા- બળથી ખંડો ને દ્વીપોની સરહદો હતી ન હતી થઇ ગઇ."

અને આ બોલતાં તે સ્ત્રીની આંખમાંથી અજબ જેવી વિદ્યુત્ ચમકતી સુદર્શને જોઇ. તેના અવાજમાં વિજયી ઉલ્લાસનો ધ્વનિ તેણે સાંભળ્યો. આ સુંદરીના શબ્દોનું રહસ્ય તે સમજ્યો નહીં, છતાં સમજાયું હોય એમ લાગ્યું. આ બધી જીવનકથાથી જાણે પરિચિત હોય એમ લાગતું હતું, છતાં તે નવી જણાઇ.

"પણ ભાઇ!" પેલી સ્ત્રીએ ખિન્ન સ્વરે આગળ ચલાવ્યું: "મારું નશીબ આવી રહ્યું. એક દિવસ, હમેશની માફક હું વાટ જોઇ બેઠી હતી– પણ તે નહીં આવ્યા. મારો વિયોગ જે કદી સહી શકતા નહીં તે મને વિયોગવેદનાથી રીબાતી રહ્યા. મને તે કદી છોડી જાય નહીં એવી ખાત્રી હતી, છતાં તે ન આવ્યા. સમય વહ્યો –હું વિયોગિનીજ રહી.

"ને આવશે એમ તો મને લાગતુંજ હતું–ને

છતાં તે ન આવ્યા. એના ને મારા સંયોગથી ઉદ્ભવેલા વીરો પિતાનું તેજ દેખાડી રહ્યા. નદી ને પર્વતો ઓળંગી તે મારી કીર્તિ સમુદ્રના અંત સુધી લઈ ગયા.

"વર્ષો વહ્યાં પણ ન આવ્યા મારા નાથ, ને ન ખુટી મારી આશા. મે તો વાટ જોયાંજ કરી. તે નવે અવતારે આવશેજ એવી શ્રદ્ધાથી હું મારા વિરહી હૃદયને આશ્વાસન આપી રહી. એક દહાડો મને કોઈકે મંગળ સંદેશ કહ્યો—કે જે માનવતાએ મને મોહાંધ કરી હતી તેણે યમુના તીરે દેખા દીધી. મારા હૈયામાં ઉત્સાહ આવ્યો. મારા વીર સાથે જે દિવસો ગાળ્યા હતા, તેનાં સ્વપ્નાં આવવા માંડ્યાં. હું તેને મળવા તત્પર થઈ. અમે મળ્યાં ને મારું હૃદય નિરાશ થયું. આ મારો વીર નહોતો. મેં આમાં સ્વસ્થતા જોઈ, ઉસ્તાદી જોઈ, જ્ઞાન જોયું—પણ ગગનભેદી ઉત્સાહ ને પ્રાબલ્યથી ઉછળતી પ્રચંડ માનવતા—મારા પ્રિયતમની એંધાણી—મેં જોઈ નહીં. આશા ભંગ થએલી ભામિની હું છાતી-ફાટ રડી.

"આ નવા વીરને પોતાની દૈવી સંપૂર્ણતા-ના દર્પ આગળ મારો હીસાબ નહોતો. તેણે મારા પુત્રોને માંહ્યોમાંહ્ય લઢાવ્યા. નિરાશાની મૂર્છનામાં પડેલી એવી મને તે બધા વીસરી ગયા; ને નાનાં મોટાં અભિમાનો છેદવામાં મારી નિરાધારી વધતી હતી તે જોવાની કોઈએ પરવા કરી નહીં.

"આશા છોડી, મારા પિયુથી અપરિચિત થઈ રહેલા મારા ઉમરા પર બેઠી બેઠી હું એક દિવસ આંસુ સારતી હતી. મને થયું કે મારા નાથ વિના જીવવું નિરર્થક હતું. ત્યાં વૃદ્ધ ને જ્ઞાનગંભીર એવા એક દ્વૈપાયન નામના મહાત્મા આવ્યા. તે મને વિરહવ્યાકુળ જોઈ સલાહ આપવા લાગ્યા: 'બેટા! શ્રદ્ધાવાન કદી આશા ખોતું નથી.' તેની ભલમનસાઈથી આકર્ષાઈ મેં તેને મારી કરુણ કથની કહી સંભળાવી. જ્ઞાનભીના હૃદયના ઔદાર્યથી દ્વૈપાયને મને કહ્યું: 'સાંભળ! આશા વિના શ્રદ્ધા શક્ય નથી; શ્રદ્ધા વિના સિદ્ધિ સંભવતી નથી.' મેં તેને કહ્યું કે હું શ્રદ્ધા તે કેમ કરી રાખું? તેણે મને જવાબ દીધો: 'સ્મરણોના સેવનથીજ શ્રદ્ધા નિશ્ચલ બને છે. બેટા! તારા નાથનાં સંસ્મરણો મને કહે. હું તેની સંહિતા બનાવી આપીશ. એ સંહિતાના પાઠથી તારી શ્રદ્ધા સચવાશે.' એમ કહી તેણે મારો ઇતિહાસ સાંભળ્યો ને તેની સ્મરણસંહિતા બનાવવા માંડી. તેણે તે થોડી રચી. ને તેના પછી નૈમિષારણ્યમાં ભેગા મળેલા તેના શિષ્યોએ તેને પુરી કરી. તે સંહિતાનો પાઠ કરી શ્રદ્ધાની જ્યોત સજીવન રાખવાનો પ્રયાસ કરતી હું જેમતેમ જીવન વીતાવી રહી.

૫

"નવી પ્રગટેલી શ્રદ્ધાથી મેં મારા પ્રાણની વાટ જોયાં કરી. તે આવે ત્યારે રખે મારું વિશાળ ભુવન ઝાંખુ દેખાય એવી બીકે મેં બધું હતું તેવું રાખવાનો પ્રયત્ન કર્યાંજ કર્યો. સ્મરણસંહિતા ગણગણતી હું ઉત્સાહને અવિચળ રાખવા કૈં કૈં નવું કર્યાં કરતી. અને તે આવે ત્યારે તેજસ્વિતા હતી તેનાથી વધારે બતાવવા જ્ઞાનની સમૃદ્ધિ એકઠી કરવા માંડી. તે આવે ને મને જોઈ નિરાશ થાય તો!

"થોડે વખતે એક પ્રબુદ્ધ પુરુષ આવ્યા. તેણે સુમધુર સ્વરે મારું દુઃખ પુછ્યું, અને અનુકંપા ધરી એ દુઃખ નીવારવાના રસ્તા યોજ્યા. મારા નાથનો રાગ છોડી, કીર્તિ ને આકાંક્ષાનું આકર્ષણ છોડી, મારા પ્રણયનો ઉત્સાહ ડામી બેદરકારીની શાંતિ કેળવવાનું તેણે મને શીખવ્યું. દુઃખ અને વિરહથી અશાંત બનેલા મારા હૃદયને શાંત બનાવવા હું તે તથાગતને શરણે ગઈ.

"કેટલાક ઉપાયો રોગથી પણ વધારે ભયંકર હોય છે. આ નવા ઉપાયથી જરા શાંતિ વળી ખરી; પણ મારા પ્રેમનો અગ્નિ મંદ થયો, મારા નાથના રટનથી પ્રગટતો ઉત્સાહ અદષ્ટ થયો, ને તેને માટે મારી જાત, ને મારો રસ સાચવી રાખવાની પરવા જતી રહી. હું વિરહઘેલી ગૃહિણીને બદલે શરમ વિનાની સાધ્વી થઇ. મારું ગૌરવ સાચવવાનું ભુલી, પારકાનો ઉદ્ધાર શોધતી હું ભટકવા લાગી. મારા વિશાળ ભુવનોમાં ને રમણીય કુંજોમાં મારા નાથના અવાજના પ્રતિશબ્દો સંઘરવાને બદલે તેમાં જેને ને તેને–અનુકંપાના આડંબરથી–મેં કોલાહલ કરવા દીધો. આ નવા ધર્મને શરણે જતાં મેં મારો સ્વધર્મ પણ સાચવ્યો નહીં.

"આમ સાધ્વી થઇ, મારા ઉદ્ધાર પહેલાં જગતનો ઉદ્ધાર સાધવાની હોંસથી હું ચારે દિશામાં ભટકતી હતી ત્યારે બે જણ મને મળ્યા. એક કૌટિલ્ય નામનો મુત્સદ્દી હતો, બીજો એક તેનો શિષ્ય હતો. દ્વૈપાયને સંઘરેલી સ્મરણસંહિતામાંથી મારા નાથની પ્રેરણા તેમને મળી હતી. તે મને આવીને મળ્યા, ને મારું સ્વરુપ ને સ્વભાવ જોઇ ખેદ પામ્યા.

"'દેવી!' કૌટિલ્યે ભ્રકુટી ચઢાવી મને કહ્યું: 'તમે આ શું લઇ બેઠાં છો? તમારા પ્રાણનાં સંસ્મરણો વીસારે મુકયાં? શું તેની વાટ જોવાનું માંડી વાળ્યું? શું પ્રણયદ્રોહી વિધવાની માફક તમે પણ સતીત્વને સાધુતામાંજ શોધવા માંડયું? દેવી! નિર્બલ હોય તે વિસ્મૃતિની શાંતિ શોધે; દેવોને દુર્લભ એવી તમારા જેવી જનનીને એ શોભે? ચાલો પાછાં ઘેર. તમારા પ્રાણ પાછા આવશે તો શું તેને અપાસરા સમા શયનાલયમાં ઉતારશો? તેને પિતૃયજ્ઞ કરવો હશે તો શું યજ્ઞ ને ભીનસંઘના પાદસ્પર્શથી ગલીચ થએલી વેદી બતાવશો? તેને તમારાં કુંજોમાં તમારું સૌંદર્ય નીરખવાનું મન થશે તો શું વ્રતથી શુષ્ક થએલા શરીરનો ઉપહાર ધરશો? પાછાં ચાલો. અમે તમારા નાથને પાછા લઇ આવીશું. ને તમે તમારું આંગણું સમારી તૈઆર થાઓ.'

"જ્યારે પેલા પ્રતાપી કૌટિલ્યને મેં બોલતાં સાંભળ્યો ત્યારે મારો ભ્રમ દૂર થયો, અને હું કેવી અધમ થઇ રહી હતી તેનો મને ખ્યાલ આવ્યો. તરત સાધુતાનો આડંબર છોડી હું મારે ઘેર ગઇ. મારા હૃદયમાં રહેલો પ્રણય ફરી જાગ્યો ને નવોઢાના ઉત્સાહથી મારા પ્રાણની વાટ જોતી હું બેઠી.

"પેલા બે જણે પણ બનતું કર્યું. સામાન્યોના સંચારથી ભ્રષ્ટ થએલું મારું ભુવન પાછું સુઘડ ને સુંદર થવા લાગ્યું. મારા વીરની કીર્તિને છાજે એવી તેની ભવ્યતા ફરીથી ભભકી રહી. તેની માનવતા જ્યાં વીસામો લઇ શકે એવી મોહક કુંજોમાં પંખીઓનો કલ્લોલ ફરી સંભળાયો.

"ને મારા પુત્રો પણ પિતાને શોધી પાછા લઇ આવવા પ્રેરાયા. તેમણે દરેક દિશામાં સંચાર કર્યો. મને સંદેશા પણ આવવા લાગ્યા. મારા નાથનો પત્તો મળ્યો હોય એમ લાગ્યું. વર્ષોની વિરહીણી હું પ્રણયઘેલી બની. મેં કેશ સમારી, કુમકુમની શોભા ધરી. મેં છોડેલાં વસ્ત્રો ફરીથી સ્વીકાર્યાં. વાટ જોતાં સ્થિર થએલી છાતી, અધીરાઇથી ઉછળવા લાગી. એ આવ્યા–એ આવ્યા–ના ભણકાર વાગી રહ્યા; ને મારા વીરના ઉત્સાહની ઊર્મિઓ જાણે ચારે તરફથી આવતી હોય એમ લાગ્યું. મેં મારા નાથનો પગરવ સાંભળ્યો–તેનો અવાજ મારે કાને અથડાયો. હું તેને આવકાર દેવા દોડી—

૬

"—ને ખબર આવ્યા કે કૌટિલ્ય ને તેનો મિત્ર

બંને સ્વધામ ગયા. નિરાશ હૃદયે હું પાછી આવી. કૌટિલ્યના મિત્રના અનુજે બહુ આશ્વાસન દીધું. મારા નાથને શોધી આપવાનું વચન આપી તે બહાર ગયો. ગયો તે ગયો. તથાગતે શીખવેલી શાંતિથી અશોક થવામાં તે મારા પ્રાણની શોધ કરવી વીસરી ગયો. સંસારને ભ્રમણા માની, તેણે ધાર્મિક દિગ્વિજયથી દેવોને પ્રિય થવાનું પસંદ કર્યું.

"ભાઇ ! હું સુરક્ષિત પડી રહી ખરી, પણ મારા દુર્ભાગ્યનો પ્રારંભ થયો. ગમે તેવા પુત્રો હોય પણ પતિવિહોણી સ્ત્રી નિરાધાર તે નિરાધારજ. બધા મને સાંત્વન આપવા મથતા; મારા ગૌરવનું રક્ષણ કરવા પ્રયત્ન કરતા; પણ મારું સુખ ગયું તે તો ગયું. કેટલાક કહેતા કે તે મારા પ્રાણની શોધમાં ફરતા હતા; કેટલાક નિરાશ બની શાંતિ શોધતા હતા; કેટલાક બેદરકાર બની કશાની પરવા કરતા નહોતા. મારા પ્રાણની વાટ જોવામાં હું તેમને અન્યાય કરતી હતી એમ તે મને કહેતા; અને તેથી મારાથી ખુલ્લે દીલે વાટ જોવાતી નહીં, ને મારી વિરહવેદના કોઇને કહેવાતી નહીં. આવા ઓશીઆળા અવતારમાં કોઇક વખત કોઇ વીરલો આશાનાં અંકુરો પ્રગટાવતો–પણ વળતું કૈં નહીં.

"શી દુર્દશા! મારું હૃદય કહેતું કે મારો પ્રાણ જીવે છે. હું તેની વાટ જોતી. દિવસ ને રાત સેજ સમારી તેના પગરવના ભણકારા સાંભળ્યા કરતી. અને મારા પુત્રો શાંતિના લોભમાં તેને વીસરવા મથતા; નહીં તો પિતાને સદ્દગત થએલા માની તેને શ્રાદ્ધાંજલિ આપવા તત્પર થતા. મારા હૈયામાં શ્રદ્ધા હતી કે મારો પ્રાણ સજીવ છે; મારા પુત્રો તેને મરેલો માની તર્પણ કરતા. આવી ભયાનક સ્થિતિ કોઇએ જોઇ હશે?

"પુરુષ જેવો પત્નીને પ્રિય હોય તેવો પુત્રોને કદી હોય? અશ્રદ્ધાની બેદરકારીમાં કેટલાક તો પિતાનું સ્વરુપ પણ ભુલવા લાગ્યા. મારા પ્રાણની પ્રચંડ, તપસાત્મક, સર્વાંગસુંદર, પ્રફુલ્લ માનવતા વીસરી પેલા યમુનાવાસી વાસુદેવનાં ઉસ્તાદી, સ્વસ્થતા, ને ખાસ કરી વિલાસને નજર આગળ રાખી તેને અર્ઘ્ય આપવા લાગ્યા. જેને તે મારો પ્રાણ લેખતા, તેની મને પરવા નહોતી; જેની મને પરવા હતી તેને બધા વીસરવા લાગ્યા હતા.

"મારાં ગાત્રો શિથિલ થયાં, મારું સ્વરૂપ ઝાંખુ થતું ચાલ્યું, મારો ઉત્સાહ મંદ પડવા માંડયો. કાલ્પનિક શાંતિ કે નિર્માલ્ય વિલાસ શોધતા મારા પુત્રોને પોતાનું ને પારકું સમજાયું નહીં. લોકો પરોણા થઈ ઘરધણી થવા લાગ્યા. પહેલાં તે માન આપવાને બહાને ઘરમાં આવ્યા. ને મારું સંરક્ષણ કરવાને બહાને ઘરમાં રહ્યા. મારા પુત્રોએ પિતાના પાછા ફરવાની આશા છોડી દીધી, ને પરાશ્રયમાં મોટાઇ માનતાં શીખ્યા. જાણે યુગોની નિરાધારી મારે શિર આવી પડી હોય તેમ હું અશક્ત ને અસ્વસ્થ બની પડી રહેતી; ને પરાધીનતા ને વિરહની તીવ્ર વેદના વીસરવા મારી સ્થિતિનો વિચાર કરતીજ નહીં.

"મારા પુત્રો મારો પ્રાણ વીસર્યા ને મને પણ વીસરવા લાગ્યા. મારાં ભુવનોમાં પારકાઓ રાસ ખેલતા, મારા ઉદ્યાનોમાં પારકાનો પગરવ સંભળાતો. અને પારકાઓ મારા, મારા પુત્રો અને મારી સમૃદ્ધિના માલીક બની મહાલવા લાગ્યા. સૃષ્ટિનાં સૌંદર્યસત્ત્વની મૂર્તિ જેવી હું પરાયાની મીલ્કત બની રહી. તેમણે મને હીરે મઢી, ને કીનખાબે ઢાંકી. અગણિત બાંદીઓ મારી સેવા ઉઠાવતી. મારે બારણે હાથીઓ ઝુલતા, ને ડંકાનીશાન ગગડતા. મારા

રંગમહેલમાં ગવૈઆનાં તાન ને સુવર્ણની ઝાંઝરથી શોભતા મયૂરોનાં નર્તન સદાય સંભળાતાં.. મારો ઠાઠ બેગમ સમો હતો; મારી ગુલામગીરી પડદાનશીન જેવી હતી.

"—હાય! હજારો વર્ષોના આવા એશઆરામને હું શું કરું? એક પલવાર મારો પ્રાણ પાછો આવે—એક પલવાર હું તેની પડખે રહી અમારા સંયુક્ત સુરથી મારા કુંજો ગજવું—એક પલવાર અમારા સંયુક્ત બલથી અમે વિજયપ્રયાણ આરંભીએ! પણ એ ક્યાંથી? મોજમજાહના અંધકારમય વાતાવરણમાં કોઇકવાર મારા નાથનું મને સ્મરણ થતું; અને થરથર કાંપતી હું ડોળા ફાડી ચારે તરફ જોતી. મારો પ્રાણ આવે તો! શું મને આવી અધમ જોઇ ચાલી જશે?" પેલી દેવી સમાન તેજસ્વી સ્ત્રીએ નિશ્વાસ મુક્યો; ને ઝાડપાન ને પૃથ્વીએ નિશ્વાસપરંપરાથી દિશાઓ કંપાવી. સુદર્શનની આંખમાં ઝળઝળીઆં આવ્યાં.

"એક દિવસ સહ્યાદ્રિ શૃંગેથી એક વીર ઉતરી આવ્યો" દેવીએ આગળ ચલાવ્યું "ને અનેક અંતરાયો ભેદી તે મને મળ્યો. તેની તીક્ષ્ણ આંખો તિરસ્કારમાં ફાડી તેણે મને કૈં કૈં કહ્યું: 'મા! મા! તને શરમ આવે છે? તું પણ અપ્રતિમ એવા તારા પ્રાણની વાટ જોવાનું વીસરી આ ક્ષુદ્ર વિલાસમાં બેભાન બની ગઇ છે! તું આમ તેને વીસરશે તો અમે તેને કેમ શોધીશું, તેનાં સ્મરણો કેમ સતેજ રાખીશું? અંબા! તું પણ તારું ગૌરવ, ને તારો ટેક વીસરી ગઇ? અમારું શું થશે?'

"બેટા!" દુઃખાર્ત હૃદયે મેં કહ્યું: "બધા મને ભુલ્યા તો પછી હું મારી જાતને ભુલું એમાં શી નવાઇ?" 'હું તને નહીં ભુલવા કે નહીં ભુલાવા દઉં' શંકરના અવતાર સંરખો તે ઉગ્ર વીર બોલ્યો: 'મને પિતાની એંધાણી ને તારી આશિષ આપ. હું જઇને તારા ને અમારા પ્રાણનો પત્તો મેળવી આપીશ.'

"કૃતજ્ઞ હૈયે, મેં તેને આશિષ આપી, ને મારા પ્રાણના સ્મરણચિન્હોની 'ભવાની' ઘડી મેં તેને સોંપી; ને જનાનાની જાહોજલાલી ભુલી હું વાલમની વાટ જોવા લાગી.

"પણ હું શું વાટ જોઉં? મારું ભાગ્ય ફુટેલું હતું. જે શોખી પરભાર્યા મારા ઘરમાં વસ્યા હતા, તેને મેં છતી પોતાના કર્યા હતા. પણ એ બધા ને મારા પુત્રો એવા મોજીલા બન્યા હતા કે હાથે કરી પાકા વ્યાપારીઓને ત્યાં વેચાવામાં તે મોજ માનતા. અમારું સર્વસ્વ તેમના હાથમાં ગયું.

"તેમને મન હું નહોતી મહાદેવી, નહોતી જનાનાનું નુર—હું તો માત્ર હતી એક કામ કરનાર લુંડી. મારી સમૃદ્ધિ તેમનાં સદન શોભાવવા ગઇ. મારા પુત્રો તેમની સેવા કરવામાં રોકાયા. અને હું આર્યજનની, જેના ઉદ્ધાર માટે દ્વૈપાયન જેવા જ્ઞાની, ને કૌટિલ્ય જેવા મુત્સદ્દી મરી ફીટ્યા હતા તે દાસીની દાસ બની રહી.

૭

"હું અધમમાં અધમ થઇ રહી છું. હવે આથી અધમ દશા કલ્પાતી નથી. મારા ગૌરવનું ઠેકાણું નથી. મારા ઘરમાં પેટપુરતું ખાવાનું નથી. મારાં છોકરાં નબાપાં થયાં છે, તે હવે નિર્માલ્ય ને નિરાધાર થઇ પડયાં છે. મારે રાત ને દિન વૈતરું કરવું પડે છે. એથી પણ વધારે અવદશા તો મારા અંતરની છે: હું મોજશોખમાં હતી ત્યારે મારી દશાનું ભાન હું ભુલી હતી; અત્યારે સેવાધર્મ આચરતાં તેનું મને તીવ્ર ભાન થાય છે. મને મારું ગએલું તેજ સાલે છે. મારું ભગ્ન થએલું ગૌરવ મને સદાએ ડંખે છે. મારી લુંટાએલી સમૃદ્ધિનાં સમણાં મને આવે છે. મારા પુત્રોની નિરાધારી જોઇ મારી છાતી ફાટે છે. મારા પ્રાણની પ્રતાપી મૂર્તિ ધરીએ ને પજે મારી

આંખ આગળ રમે છે—મને ઠપકો દેતી, મારો તિરસ્કાર કરતી, મારી હાંસી કરતી. એ સદાએ કહેતા સંભળાય છે કે 'હું આવું છું, હું આ આવ્યો; પણ ક્યાં તું હતી તે, ને ક્યાં તું આજે ?'

"ઓ ભાઇ! એનાં દર્શન કરવા, એનું સ્વાગત કરવા, એનાં પાયવંદન કરવા હું તલસું છું—પણ એ ક્યારે આવશે?—ને આવશે તો આવી અધમને સ્વીકારશે? આવા વિચારે વ્યાકુળ બની હું આ એકાંત વનમાં વાટ જોતી બેઠી છું. બાપુ! તું જ્યાંથી આવ્યો ત્યાં ચાલ્યો જા. મારી કથનીમાં બહુ સાંભળવા જેવું નથી."

સુદર્શન આ વાત સાંભળી દીંગ થઇ ગયો. તેને આ સુંદરીની ઓળખાણ જાણે પહેલેથી પડી હોય એમ લાગતું હતું. પણ તે કોણ હતી તે સ્પષ્ટ સમજાયું નહીં. આ નિરાધારની વારે ધાવાને તે તત્પર થયો.

"મા! ગભરાશો નહીં. હું તમારા પ્રાણને શોધી આપીશ. હું પ્રતિજ્ઞા કરું છું. પણ એ કેમ જડે? એ કેમ ઓળખાય?"

આંસુ સારતી સુંદરીના મ્લાન નયનોમાં તેજ આવ્યું. "મારા પ્રાણને કેમ પીછાનવો? બેટા! એને પીછાનવો સહેલ છે કેમકે સૃષ્ટિમાં એનો કોઇ સમોવડ નથી.

"જ્યારે ગગનવિહારી ને મહત્ત્વાકાંક્ષી માનવતા જુએ—જ્યારે રૌદ્રરસપ્રેમી ને વિનાશ-વિલાસી પ્રભાવ જુએ—જ્યારે સર્વાંગસંપૂર્ણ વ્યવસ્થાત્મક સર્જકતા જુએ ત્યારે ઓળખજે એ મારા પ્રાણને.

"જ્યારે મર્યાદાવિહોણું ને ભ્રાંતિ વિનાનું જ્ઞાન જુએ—જ્યારે સૂક્ષ્મ ને વિશાળ દૃષ્ટિ જુએ—જ્યારે અંધકાર ભેદવાની સતત ઉત્કંઠા જુએ ત્યારે ઓળખજે એ મારા પ્રાણને.

"જ્યારે આચાર ને વિચારની બેપરવાઇ જુએ—જ્યારે ઉગ્ર ને અવિચળ આત્મનિષ્ઠા જુએ—સમય ને સ્થિતિનું સ્વામિત્વ મેળવવાનો નિશ્ચય જુએ ત્યારે ઓળખજે એ મારા પ્રાણને.

"જ્યારે મનોહર ભાવનાની સતત સેવા જુએ—જ્યારે સ્થૂલ ને સૂક્ષ્મ સૌંદર્યની અવિરત ભક્તિ જુએ—જ્યારે તેને વ્યક્ત કરવાની સર્વભક્ષી મહેચ્છા જુએ ત્યારે ઓળખજે એ મારા પ્રાણને.

"જ્યારે દુષ્પ્રાપ્ય કીર્તિની વૈશ્વાનરસમી ભુખ જુએ—જ્યારે સર્વોપરી સત્તાનો સીમા વિનાનો મોહ જુએ—જ્યારે અપાર સમૃદ્ધિ સરજાવવાનો ને સંચય કરવાનો શોખ જુએ ત્યારે ઓળખજે મારા પ્રાણને.

"જ્યારે રસઘેલી મસ્તીનો મોહક નીશો જુએ—જ્યારે ક્ષણેક્ષણનો વિલાસ અનુભવવાની અધીરતા જુએ—જ્યારે સ્થલ, કાલ ને દેહના ભેદ છતાં મેળવેલી પ્રેમની પરમ સિદ્ધિ જુએ ત્યારે ઓળખજે એ મારા પ્રાણને.

"જ્યારે દેશ ને જાતિથી પર એવો ન્યાય જુએ—જ્યારે વર્ણ ને યોનિથી પર એવું ઔદાર્ય જુએ—જ્યારે દાનનોજ નિરંકુશ લોભ જુએ ત્યારે ઓળખજે એ મારા પ્રાણને.

"જ્યાં આ બધાં લક્ષણો એકાગ્ર થાય—જ્યાં પળેપળમાં જીવનનો રસ જણાય—જ્યાં પ્રાપ્તિ, કર્તવ્ય ને ઉપભોગમાંજ પળેપળની તપશ્ચર્યા સમાપ્ત થતી જણાય—જ્યાં પ્રફુલ્લ શક્તિનો નિષ્કામ આવિર્ભાવ જણાય ત્યાં જડશે એ મારા પ્રાણ." કહી પેલી સુંદરી ગર્વથી ચોમેર જોઇ રહી. દિશાઓએ વિજયઘોષ કર્યો હોય એમ લાગ્યું. અને સુદર્શને એને ઓળખ્યા. તેણે માથું નમાવ્યું "ઓળખું છું, ઓળખું છું. મા ગભરાશો નહીં. એને લઇ આવીશ. પણ તમે ક્યાં મળશો ?"

પેલી સુંદરીએ ઉંચુ જોયું. તેની ભવ્ય મુખમુદ્રા પર અવર્ણનીય વેદના જણાઇ...તેની મોટી ને મોટી થતી આંખોમાં ઠપકો હતો..." મને,

મને !" અપમાન પામી હોય તેમ તેણે કહ્યું. "નબાપા જંતુઓને મા ક્યાંથી મળે ?..." અને દિશાઓએ રુદન આરંભ્યું. ચારે તરફથી કલ્પાંત કરતાં તરુઓનું આક્રંદ સુદર્શનનો શ્વાસ રુંધી રહ્યું. તેને પરસેવો અકળાવી રહ્યો.

"હું ઓળખું છું—ઓળખું છું" કહેતો તે 'મા' ની પાસે જવા ગયો...

—ને એકદમ સૂર્યનો તાપ તેને સતાવી રહ્યો. ચારે તરફ જોયું તો નિર્જન ટેકરી પર તે બેઠો બેઠો આંખો ચોળતો હતો. તડકામાં પાસે વહેતી સરિતા ચમકતી હતી.

સુદર્શને આંખો ચોળી, માથું દાબ્યું; શું તે ઉંઘતો હતો ? શું આ સ્વપ્નું હતું ? શું તે સ્વપ્નું આવ્યું કે તે હૃદયમાં રહેલા ભાવોની સંકલના કરી રહ્યો હતો ? શું તેણે દૈવી સંદેશો સાંભળ્યો કે ઉત્તેજીત દેશભક્તિથી નિબંધ લખવાની સામગ્રી ભેગી કરી ?

તે ઉઠ્યો. સત્ય શોધવાની તેને પરવા ન રહી. તેણે 'મા' ને જોઇ હતી, તેનો સંદેશ સાંભળ્યો હતો. તેનું દુઃખ નજરોનજર જોયું હતું. માએ તેને પોતાની દુર્દશાનું રહસ્ય કહ્યું હતું—તે તેના પ્રાણની વાટ જોતી હતી. તેનો પ્રાણ...'જ્યારે જુએ ત્યારે ઓળખજે એ મારા પ્રાણને ..' કહી સ્વપ્નામાં સાંભળેલાં વાક્યો તે યાદ કરી રહ્યો.

"મા! મા! હું તમારા પ્રાણ પાછા લઇ આવીશ" તે ઠમકીને ઉભો "—નહીં તો પ્રાણ જતા કરીશ" કહી તે ત્યાંથી ચાલ્યો; અને દોડતો દોડતો ટેકરી પરથી ઉતરતાં બોલ્યો: 'વંદે માતરમ્.'

[આ વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં.]

# કુમારના અનુભવ

—:૦:—

[અનુસંધાન પૃષ્ઠ ૮ થી]

તેના સાત્વિક સ્વભાવને શોભે તેવું શુભ્ર વસ્ત્ર તેણે પહેર્યું હતું. તેના લગભગ અર્ધ ચંદ્રાકાર કપાળની વચમાં ઝીણો રાતો ચાંદલો અને તેની ઉપર નીચે ભસ્મની રેખાઓ શોભતી હતી. હાથમાં રુદ્રાક્ષની માળા હતી. સ્નેહના ઉત્સાહથી તેનું મુખકમલ પ્રફુલ્લ દેખાતું હતું. તે સર્વાંગે સ્વચ્છ હાસ્ય કરતી લાગી.

"અહો હો! વચન આપીને કેટલે મહીને આવ્યા? હવે તો પંદર દિવસ પહેલાં જવાજ નથી દેવાની."

"પહેલીજ તકે આવ્યો છું, ને આવું બોલો છો? હું મુંબાઇ ગયો, ત્યારે તો તમે પીએરમાં હતાં, એટલે પાછા ફરતાંજ અવાયને?"

"ચાલો પણ તમે આવ્યા, તે તો બહુજ સારું થયું." મારો જવાબ ઉડાવી તે બોલી.

"તમને તો જેમ વધારે તસ્દી આપીએ, તેમ તમને વધારેજ ગમે!"

"જો વળી આવ્યા ત્યારથી તસ્દી ને પાડની વાત કરવા માંડી કે?"

"હમણાંજ દીવાન સાહેબે કહ્યું કે આજે સવારે ચાર વાગે ઉઠીને તમે ખટપટ કરવા માંડી છે. અને આ તો હજી મંગળાચરણ થયું."

"હું તો હમેશાં વહેલીજ ઉઠું છું આજે તમે આવવાના હતા, એટલે અડધોએક કલાક વધારે વહેલી ઉઠી, એટલુંજ."

પછી કુટુંબીઓની ખબર અંતર પુછી અમે નિત્યકર્મમાં ગુંથાયાં.

બેચાર દિવસ તો મોજમઝામાં ચાલ્યા ગયા. પણ નવનીતભાઇએ લાગ સાધીને પોતાની બાજી તો ગોઠવીજ હતી. તેમના નિત્યના સ્નેહકલહની અને સ્નેહવિવશતાની અસર તેમના કોમળ શરીર પર પણ થઇ હતી. તેમની આંખો ઉંડી ગઇ હતી, તેમનો ચહેરો ફીક્કો પડયો હતો. અને કોઇકોઇ દિવસે તાવ પણ આવતો હતો. તેથી કોણ જાણે કેટલાએ વાર તેમણે થોડાં અઠવાડીઆં માટે મધુરી સાથે કુમસ પાસે ભીમપુરમાં રહેવા જવાની ગોઠવણ કરવા માંડી હતી. તેમાં વાંધો હતો માત્ર મધુરીનોજ, ને તેનો નીકાલ કરવાનો મારે માટે રાખ્યો હતો.

એક દિવસ રાત્રે દસેક વાગે હું નવનીતભાઇ-ની સાથે તેમની ઓરડીમાં બેઠો હતો. અમારી નીચેનાજ ખંડમાં મધુરી સાસુના મંડળને કયારનુંએ વીદાય કરી ઘરમાં છેલ્લાં ઢાંકાસાકાં કરતી હતી અને સવારને માટે નોકરોને સુચના આપતી હતી. તેને એ હંમેશાં સાલતું હતું, કે બીચારા નોકરોને વાસણ માંજવાને મોડે સુધી જાગવું પડે છે અને પાછું સવારમાં ચુલો સળગાવી ગરમ પાણી મુકવા બહુ વહેલું ઉઠવું પડે છે. તેથી તે આજે તેમને કહેતી હતી: "કાલથી તમારે કોઇએ સવારે બહુ વહેલા ન ઉઠવું. હુંજ ચુલો સળગાવીને પાણી મુકીશ. સમજ્યા કે?"

રાત્રિની શાંતિમાં આ શબ્દો અમે બંનેએ સાંભળ્યા. બીજાં બધાએ કયારનુંએ ઘોરવા માંડેલું, છતાં આટલે મોડે સુધી મધુરી કામથી ન પરવારે તેથી તો નવનીતભાઇ હંમેશાં ચીઢાતાજ અને તેમાં વળી તેણે ખાસ નોકરોનીજ દાઝ જાણીને સવારનું પણ નવું કામ માથે લીધું, તેથી તેમનો પીત્તો ઉકળી ઉઠયો.

"જુઓ, આ તમારી બહેનનાં પરાક્રમ. કૈંક ને કૈંક આવું કરે. પછી કેમ ટંટો ન થાય?"

હું જવાબ આપું તે પહેલાં તો દાદર પર મધુરીનાં પગલાં સંભળાયાં. તે આવી એટલે આવેશથી બેઠા થઇ, નવનીતભાઇએ તેના પર મીટ માંડી. મધુરી તો નિશ્ચલ હાસ્યથી મારા સામે જોઇ બોલી: "કેમ કુમારભાઇ! આજે ખુબ ગરમાગરમી જામી છે કે'?"

"તમારીજ ખાતર. હમણાંજ તમે નોકરોને સવારની છુટ આપી, તેથી નવનીતભાઇ તમારા પર ખુબ ગુસ્સે થયા છે."

"હું ધારતીજ હતી, કે મારા બોલ તમને સંભળાશે અને આવું કૈં થશે પણ સાચું કહેજો, એ પણ આપણા જેવા માણસજ છેને? આપણને પુરું ઉંઘવાનું જોઇએ અને તેમને ન જોઇએ? અને વળી હમણાંજ એક બે જણને તો તાવ આવી ગયો. હું તેમની ખુજ ન જાણું, તો બીજું કોઇ જાણનાર તમે આ ઘરમાં જુઓ છો?"

"થયું ત્યારે આખી દુનીઆની ખુજ જાણજો. વહેતો મુકજો ફક્ત મનેજ." નવનીતભાઇ તડુકી ઉઠયા.

"હું કોઇને વહેતા શું કરવા મુકું? પણ ઇશ્વરને ઘેર તો શેઠ ને નોકર સૌ સરખાંજ છે. એટલે સૌની દયા જાણવી જોઇએ."

આ શબ્દોની મારા ઉપર તો જાદુઇ અસર થઇ. મધુરીના જીવનશાસ્ત્રની જે ચાવી હું શોધતો હતો તે મને મળી ગઇ. તે નહોતી સ્નેહને ઝંખતી કે નહોતી સ્વતંત્રતાની ભુખી. તે બન્ને તો સંસારનાં ક્ષણિક તત્ત્વો છે. તેનું દીલ તો સંસાર પર નહીં પણ પરમાર્થ પર લાગેલું હતું—તેને વિશુદ્ધ સ્વાર્થની નહીં, પણ દિવ્ય ધર્મની લગની લાગેલી હતી. ઇશ્વરે જે જુદાં જુદાં માણસો સાથે સંબંધ ઘડયો છે, તે સૌ પ્રત્યે પ્રેમભાવે યથાયોગ્ય ફરજ અણિશુદ્ધ બજાવવી– આમ કરતાં ન કૈં અભિમાન રાખવું, કે ન કૈં ફળની આશા રાખવી—સૌ કર્મ નિષ્કામ ભાવે ઇશ્વરનેજ અર્પણ કરવાં—એ તેનો જીવનમંત્ર જણાયો. હું આ બધા વિચાર કરવામાં રોકાયો, તે દરમીઆન પતિપત્નીની સાઠમારી વળી નવેસર શરુ થઇ.

"ઠીક, હવે તમારે ભીમપુર આવવું છે કે નહીં! તે કહી દો, એટલે પછી છેવટનો નીકાલ આવી જાય." નવનીતભાઇ વાત ફેરવીને બોલ્યા.

"ભીમપુરમાં શું છે?" મધુરીએ જરાક મજાક કરતા પુછ્યું.

નવનીતભાઇ તરત મારા સામે ફરીને બોલ્યા: "જુઓ આ નવું નાટક. જાણે કૈં જાણતાંજ નથી!"

"નવનીતભાઇની અને તમારી પણ તબીઅત સારી રહેતી નથી, તેથી થોડા દિવસ હવાફેર કરી આવો તો ફાયદો થાય. તે માટે દીવાન સાહેબે પણ રજા આપી છે," મેં સંધિનો પ્રયાસ શરુ કર્યો.

"મારી તબીઅત તો સારીજ છે. અને એમનું તો મન જ્યાં સુધી શાંત નહીં થાય, ત્યાં સુધી તો તબીઅત એવીજ રહેવાની છે!"

"એટલે મારી તબીઅત તો જહન્નમમાં જાય ને તમારો તો પાછો નન્નોજ છે, એમ ને?"

"મેં ના કયાં કહી છે? હું કૈંજ સમજતી નથી, એમ શું કરવા ધારો છો?"

"ત્યારે તમારા મનમાં બીજું શું ખટકે છે?" મેં ધીમેથી પુછ્યું.

"સસરાજી તો રાજા માણસ છે. તેમની તો કોઇ દિવસ નાજ નથી. પણ સાસુજીનું મોં ચઢે એ મને ગમતું નથી."

"જુઓ, હું તમને કહેતો હતો, તેજ વાત પાછી આગળ આવીને!" નવનીતભાઇ મારા તરફ ફરીને બોલી ઉઠ્યા.

"પણ મારી વાત ખરી છે, તેને કૈં એમ કાઢી નંખાશે? બધાનાએ તરફ જોવું તો પડેજ ને?"

"મહેરબાની કરીને વધારે ન બોલશો, નહીં તો એ સા......ળાંઓને હું ગાળ દઇ બેસીશ."

"મને આજ નથી સમતું. આપણે કોઇને ગાળ શું કરવા દઇએ? જે ખોટું કરે તેને પાપ લાગે, તેમાં આપણું મોં શા માટે બગાડવું?" મધુરીએ જરા જુસ્સાથી કહ્યું.

"તમારી ફીલસુફી તો જાણી. સાર એટલો કે સાસુજી કોઇ દિવસ રાજીખુશીથી રજા આપે નહીં, અને તમે ભીમપુર આવો નહીં."

"એમ પણ શું કરવા માની લ્યો છો? પહેલાંના કરતાં મારે તેમની સાથે કેટલું સારું બને છે, એ તમે કૈં નથી જાણતા? પણ કેટલા મહીનાની રાતદિવસ મહેનત કરીને મીઠાશ મેળવી હોય, તેમાં સાતદસ દિવસની મોજ કરવાથી પાછું ઝેર મળે, અને કીનારે આવેલું વહાણ ડુબી જાય!"

નવનીતભાઇની કમાન હવે છેકજ છટકી ગઇ. આવેશમાં ઉભા થઇ કાંપતે સ્વરે તે બોલ્યા: "ઠીક, ત્યારે તમારે મારું કામ નથી, મારે તમારું નથી. તમે સાસુજીનું મન સાચવ્યાં કરજો, એટલે ભવસાગર તરશો. અને આમ મારા લોહીનું પાણી થયાં કરે, તેના કરતાં તો......" વાક્ય અધુરું મુકી નવનીતભાઇ છલંગ મારી દાદર પાસે ગયા, અને ધડબડ ધડબડ નીચે ઉતરીને ચોકની છો પર ચઢયા. મધુરીએ મને સાન કરી, એટલે તરત હું તેની પાછળ ઉતર્યો, અને એક ઓરડો ઓળંગી બહાર નીકળતાં ચોકની છો પર તેમને ચત્તાપાટ પડેલા, ને ડુસકાં ભરી આંસુ સારતા જોયા. કેટલીએ વાર સુધી તો મારું કહ્યું સાંભળેજ નહીં, અને કૈંક ને કૈંક યદ્વાતદ્વાજ બોલ્યાં કરે. પછી તેમના માથા પર થોડી વાર સુધી હાથ ફેરવી, ગોળીમાંથી ઠંડું પાણી પાઇ, તેમને શાંત કર્યા. અમે પાછા ઉપર આવ્યા, ત્યારે મધુરીના ચહેરા ઉપર ચિંતા અને શોકની સાથે ગભરાટની પણ છાયા મેં સ્પષ્ટ જોઇ. થોડી વાર સુધી સૌ શાંત રહ્યાં. છેવટે મેં ધીરેથી મધુરીને કહ્યું:

"તમારી વાત તો હું હવે બરાબર સમજી ગયો છું. પણ તમેજ કબુલ કરશો કે તમારી પહેલી ફરજ નવનીતભાઇ તરફ, અને પછી બીજાંની તરફ. આમ ને આમ કરતાં તેમના શરીર કે મનને કૈં વ્યાધિ થઇ જશે, તો પછી શું કરશો? અને આવું દરદ પહેલેથી કૈં નોટીસ આપે છે?"

"મને પણ થોડા વખતથી આવી બીક લાગે છે. પણ જેમની સાથે આખો દિવસ રહેવાનું તેમને પણ નેવે શી રીતે મુકાય?" મધુરી કૈંક નરમ પડીને બોલી.

"પણ બધીએ બાબતમાં કૈંક હદ હોય છે. તમે સાસરે આવીને બીજેજ દિવસે સહેલગાહ કરવા ઉપડો તો તે ખોટું દેખાય, એ હું પણ કબુલ કરું છું. પણ તમને તો અહીંઆં કેટલાંએ વરસ થઇ ગયાં, અને દીવાન સાહેબની રજા પણ મળી છે, તોએ તમે નવનીતભાઇની તબીઅતના ખાસ કારણ છતાં આટલો બધો સંયમ રાખો, એ તો વધારે પડતુંજ કહેવાય."

મધુરી કૈંક ઉંડા વિચારમાં પડી. મેં આગળ ચલાવ્યું:

"છતાં હું જાણું છું કે સાસુની પરવાનગી વિના તમને જવાનો ખરો ઉમળકો ન આવે ને તમારું દીલ ડંખ્યા કરે. તેથી હું એ પરવાનગી મેળવી આપવાનું માથે લઉં તો ?"

"તે સસરાજી કહે તો તમારી આગળ ઉપરઉપરની રજા તો સાત વાર આપે એમાં શું ?" મધુરીએ પોતાની દલીલ નરમાશથી ચાલુ રાખી.

આ સાંભળીને નવનીતભાઈ ફરી પાછા પથારીમાં બેઠા થઇ ગયા, અને ખુબ ગુસ્સામાં આંખો ફટારીને મધુરી સામું એકી ટસે જોઇ રહ્યા. પણ એમને બોલવાનો કૈં અવકાશજ ન આપવાને હું તરતજ બોલ્યો :

"એમ પણ નહીં. તેમની રજા ખાનગીમાં નહીં, પણ ચોકમાં સૌ સાથે જમવા બેઠાં હોઇએ, ત્યારે લઉં તો પછી કૈં વાંધો રહેશે?"

"પછી તો સાત સમુદ્ર ઓળંગીને પણ એ જ્યાં દોરે ત્યાં જાઉં."

આ શબ્દો સાંભળીને નવનીતભાઇનો ચહેરો નરમ પડયો. તેમના કપાળ પર કરચલી શમી, છાતી હલકી થઇ, અને થોડી વારમાં તેમના મુખ પર જરા સ્મિત પણ સ્ફુર્યું. પણ મધુરીને તો જેમ પહેલા શોક ન હતો, તેમ હવે અતિ હર્ષ પણ થયો નહીં. તે તો એની એજ રહી, નિશ્ચિત ધર્મની અચલ પ્રેમલ મૂર્તિ.

બીજેજ દિવસે સવારે મે દીવાન સાહેબ સાથે ખાનગીમાં આ વીશે વાત કરી, તેમના પુત્ર અને પુત્રવધુ બંનેનાં મન સમજાવ્યાં. પછી તેમણે એકબે દિવસ તેમના પત્ની સાથે ખાનગી ચર્ચા કરી. એવામાં એક દિવસ વળી નવનીતભાઇનું માથું સખત દુખવા આવ્યું. મધુરીની કાયા પણ જરા કરમાઇ તો હતીજ. છેવટે જમવાની વખતે વાત નીકળી. તેજ દિવસે ભીમપુરના મકાનવાળા જમીનદાર પણ જમવા આવ્યા હતા. સૌ પુરુષવર્ગે નવનીતભાઇને મહીના માસ માટે ભીમપુર મોકલવામાં એકમત થયો. અને અમે તેની તબીઅતના કારણને એવું ગંભીર સ્વરુપ આપ્યું, કે બધી સ્ત્રીઓએ પોતેજ જરા ગભરાઇને—જરા કચવાતે મને, અને કૈંક મધુરીના તપથી તેમનું પથ્થર જેવું દીલ કૈંક પીગળવાથી તેને પણ સાથે મોકલવાની ભલામણ કરી.

પછી થોડાજ વખતમાં બંનેને ભીમપુર જવાનો દિવસ નક્કી થયો. બધી ગોઠવણ ચોક્કસ થઇ. મારું કામ પુરું થયું, એટલે મેં મારે ગામ જવાની રજા માગી.

"બધું નક્કી કરીને તમે ઠીક ખસી જાઓ છો ? તમારે થોડા દિવસ તો આવવું જ પડશે." મધુરીએ બહુજ ભાવથી આગ્રહ કર્યો.

મેં હસીને જવાબ આપ્યો: "વકીલાતનું કામ પુરુ થયું, એટલે બંદા છુટા."

બીજે દિવસે હું મારે પંથે પડયો. પણ મને શી ખબર કે હું તેને સાજીસમી છેલ્લીજ વાર જોતો હોઇશ !

૩

આ પછી લગભગ એક વરસે નવનીતભાઇએ શામનગરમાં નોકરી લીધી. તે કાયમની થઇ, એટલે મધુરીએ સાસુસસરાની આશિષ લઇને ત્યાં ઘર માંડયું. તે દરમ્યાન મને સચીન આવવાનું ઘણી વાર આમંત્રણ તો મળતુંજ હતું, પણ મને ત્યાંનું વાતાવરણ અતિશય દુઃખદાયક લાગતું, તેથી હું તો એકજ જવાબ આપતો, કે "તમે બંને જુદું ઘર માંડશો, ત્યારે આવીશ." તેથી હવે તો નગરથી મધુરીએ ઘણોજ આગ્રહ કરવા માંડયો, તે સ્વીકારવાનો રસ્તો શોધતાં થોડા મહીના થઇ ગયા. એટલામાં અમારા વતનમાં અમારા બંનેના સંબંધીઓમાં લગ્ન હતાં, તેથી તે

પ્રસંગે તે પણ આવશે, એમ ધારીને ઘેર આવ્યો. તેનાં માતપિતા અને ભાઇભાંડુ પણ ત્યાંજ ભેગાં થયાં હતાં—કોલેજો અને કોર્ટોમાં પણ રજા પડી હતી—અને પાંચેક વરસથી નહીં થએલું એવું સ્નેહીસંબંધીઓનું અસાધારણ સંમેલન થયું હતું. અમારું આખું કુટુંબમંડળ મધુરીને ઝંખતું હતું, કારણકે તેના દુર્ભાગ્યથી સૌને તેની દયા આવતી, તેમ તેના અલૌકિક ગુણો પર સૌ આફ્રીન થતાં. મેં અને બીજાં ઘણાંએ આ પ્રસંગે પાંચસાત દિવસ બધાંને મળીને મન મોકળું કરવા, ને સૌના આનંદમાં વૃદ્ધિ કરવા અમે તેને ખુબજ લખેલું. પણ અમે કોઇએ હજી તેને પુરી પીછાની ન હતી.

લગ્નના ત્રણ દિવસ પહેલાં તેનો નીચે મુજબનો જવાબ મને મળ્યો:

"મુ. કુમારભાઈ,

તમારા સૌના માયાળુ આગ્રહ માટે ઘણોજ આભાર માનું છું. પણ જણાવવાને ઘણીજ દીલગીર છું કે મારાથી આ વખતે તો આ ઘર છોડીને બધાંને મળવા નહીંજ આવી શકાય.

કારણ તમને શું લખું ? એમણે તો મને ક્યારનીએ રજા આપી છે—મારા આવવાથી એમને કૈં ખાવાપીવાની હરકત પડે એવું પણ નથી. પણ ઘર માંડયે બેત્રણ મહીનાજ થયા છે, એટલામાં તે છોડીને આવતાં મારો જીવ ચાલતો નથી.

તમે જાણો છો કે, અત્યાર સુધી મોટા ઘરમાં ઘણાંનાં દીલ સાચવવા જતાં મારાથી એમને માટે કૈંજ થઇ શક્યું નથી. તેથી તેમના હૈયામાં હંમેશાં હોળી સળગતીજ રહી છે—એમનું લોહી સુકાતુંજ ગયું છે—અને તે બધાનું કારણ હું પોતેજ. પણ હવે પરમેશ્વરે એકાંતે તેમની સેવા કરવાનો પ્રસંગ આપ્યો છે, તેવે વખતે મારા ચાર દિવસના સુખને ખાતર હું મારો ધર્મ કેમ ચુકું ?

સાચું કહું તો બધાંને, કાકાને (પિતા), બહેનને (માતા), ભાઇઓને, તમને બધાંને મળવાનું મન તો ઘણુંએ થાય છે. અત્યાર સુધી તો સાસરે ને પીએર ભર્યા ઘરમાં રહેવાની ટેવ પડેલી, તેથી બપોરે પહેલું પહેલું ઘણુંજ સુનું લાગતું, અને હજી પણ સંધ્યાકાળે એ ઘરમાં ન હોય ત્યારે સૌને સંભારી કોઈ વાર જરા રોવા જેવી પણ થઇ જાઉં છું. એટલે આટલાં બધાં ભાઇભાંડુને એકજ વખતે મળવાનું તો બહુએ ગમે, પણ ઇશ્વરને ગમે તેજ ખરું !

એટલે જે ભાઇઓ મને સંભારે તેમને કહેજો, કે હું બહુજ ખુશીમાં છું. અને સૌએ એમજ સમજવું કે જાણે હું ત્યાં આવેલીજ છું. સૌને મારા નમસ્કાર કહેજો.

સૌ. મધુરીના પ્રણામ."

આ વાંચી અમને બધાંને ઘણુંજ દુઃખ થયું. પણ તેની અડગ ધર્મબુદ્ધિ આગળ અમારો સંસારી સ્નેહ શા કામનો ?

લગ્ન થયા પછી સૌ પાછાં વેરાયાં, અને હું મુંબાઇ ગયો. પણ તે પછી થોડાજ દિવસમાં મને ઓચીંતી ખબર પડી કે ચૈત્ર માસમાં નવરાત્રિ પૂજા કરવાની બીજા કોઇને સગવડ ન હોવાથી મધુરીને બોલાવી હતી, તેથી તે નવનીતભાઇની રજાથી તરત ત્યાં ગઇ હતી. મુસાફરીમાં શરદી લાગવાથી કે નવરાત્રિનાં વ્રત કરવાથી—ગમે તે કારણથી બીજેજ દિવસે તેને સખ્ત ટાઢ ચઢી, અને તાવ આવ્યો. આ વીશે તેણે નવનીતભાઇને સહેજ લખી જણાવ્યું, પણ તેની સાથે કામ મુકી નકામા દોડી ન આવવાનું પણ સુચવ્યું. છતાં તેમની 'ધીરજ તો રહીજ નહીં, તેથી તેઓ તો પહેલીજ ગાડીમાં બેસીને સચીન આવી પહોંચ્યા. મધુરીની તબીઅત પણ સુધરવાને બદલે ધીમે ધીમે બગડતીજ ગઇ. તોપણ લીધેલું વ્રત તો ગમે તેટલું સહન કરીનેએ પુરું કરવાની તેણે હઠ લીધી. ખુબ ખેંચાઇને તે નવમીનાં પારણાં સુધી પહોંચી. પણ શરીર આટલો જુલમ કેમ સાંખી શકે ? દસમના દિવસથીજ

તેનું દરદ વધ્યું. એ ત્રણ દિવસમાં દાકતરોએ ન્યુમોનીઆ પારખ્યો. તરતજ નવનીતભાઇએ મને તાર કર્યો. એ વાંચીને હું ચમક્યો. ત્યાં પહોંચ્યો, ત્યારે તેની જીંદગી ખરેખર જોખમમાં છે, એમ સમજાયું.

સચીનની છેલ્લી સ્નેહયાત્રા કરવા નીકળ્યો. તેની ઓરડીમાં ગયો એટલે મને જોતાં વારજ તેની આંખો ભાવથી ચળકી ઉઠી. પથારીમાંથી જરા ઉંચી થવા પણ ગઇ, પણ સૌએ વારી. ખાટલાની એક બાજુ પર તેણે જગ્યા કરી આપી, ત્યાં હું બેઠો.

"કેમ. તમે કૈં આટલે દૂરથી ઓચીંતા?"

"કેમ. તમારે ઘેર આવવાની બંધી છે?"

"ના, ના. ઘર તો તમારુંજ છે, પણ મારી ફીકર કરીને આવવા જેવું તો હતુંજ નહીં."

"તમને કેમ છે હવે?"

"ખાસ કૈં નથી. મારું શરીર તો જરા એવુંજ છે. તેમાં વળી માતાએ બેઠી, એટલે જરા તાવ આવ્યો; તે જોતજોતામા ઉતરી જશે, એટલે પાછી ઉભી થઇશ."

"અમારે તો એજ જોઇએ છે. પણ તમારી તબીઅત લથડી, ત્યારે પૂજા બીજા કોઇને કરવા દીધી હોત, તો ન ચાલત?"

"જુઓ હું પૂજામાં કેટલા વરસે બેઠી? જરા તાવ આવ્યો, તેમાં કૈં અધુરી મુકાય?"

"પણ રજનું ગજ તો સહેજમાં થઇ જાય. શરીર સારું હોય, તો સૌ વાનાં કરી શકાય."

"અરે, એમ તે મને શા ધા વાગવાના હતા? ને વળી કોઇ દિવસ મરવું તો છેજ ને! તો માતાજીની પૂજાને નિમિત્તે દેહ પડે, તે કરતાં વધારે રુડું શું?"

હું ચુપ થઇ ગયો, પણ મધુરીની જીભ આગળ ચાલીઃ

"પણ મને એક દુઃખ થાય છે ખરું. મારી ખાતર બધાંને રાતદિવસ બહુજ ફીકર ને મહેનત કરવી પડે છે!"

હું જરા ચીઢાયોઃ "આવું તમારાથી બોલાય? તમે ધર્મ કરતાં પથારીવશ થયાં, તો બીજાં પોતાની ફરજ ન બજાવે?"

મધુરી ચુપ થઇ, ને તેની આંખ ઘેરાવા લાગી, એટલે હું બીજા ખંડમાં ગયો.

એત્રણ દિવસમાં તો તેની માંદગી છેકજ વધી ગઇ. તેને ચિત્તભ્રમ થવા લાગ્યો, ને લવારી શરુ થઇ. ગામના અને સુરતના સારાસારા ડોકટરો ભેગા થયા. ઘણી તપાસ અને મસલત કર્યા પછી, છેવટે સૌએ તેના જીવવાની આશા મુકી. તેથી તે છેલ્લી અવસ્થાએ પહોંચી જાય તે પહેલાં તેની આખરની વિદાય લેવા તેના ખંડમાં ગયો. મધુરી ખાટલાની એક બાજુ પર તકીઆમાં માથું દબાવી સુતી હતી. નવનીતભાઇ પણ તેની બાજુએ ઘુંટણ વાળી મધુરીના એક હાથને પોતાના બંને હાથમાં લઇને બેઠા હતા. હું દાખલ થયો, એટલે નવનીતભાઇએ માથું ફેરવી મારા સામું જોયું. તેમની આંખો આંસુથી છલકાતી હતી. ઓચીંતા આવેલા અંતિમ દુઃખથી તેમનો ચહેરો ધોળો પુણી જેવો થઇ ગયો હતો. મધુરી ઉંઘતીજ હોય, તો તે ન જાગે, એમ ધીમેથી હું પાસે બેઠો. સહેજ વારમાં મધુરીએ મારા સામું જોયું, અને બહુજ ધીરેથી નવનીતભાઇના હાથમાંથી પોતાનો હાથ સેરવવાનો પ્રયત્ન કર્યો. પણ નિષ્ફલ!

મધુરીનાં પણ આંસુ તાજાંજ લોહેલાં લાગ્યાં–ઝળઝળીઆં તો દેખાતાં પણ હતાં. આથી પણ વધારે આશ્ચર્યકારક તો એ લાગ્યું કે તેના આ અંતિમકાળે તેના વદન પર વિરાજતી વિજયી પ્રસન્નતા ઓસરી ગઇ હતી.

સંયમ અને સેવાથી શરીર અને સંસાર પર તેણે જીંદગીભર જે અજબ સામ્રાજ્ય સ્થાપ્યું હતું, તેનો લોપ થતો જણાયો. વ્યાધિ સાથે તેનું યુદ્ધ શમતું હતું,—તેનું શરીર હવે ધીમે ધીમે વ્યાધિને વશ થતું હતું, તેમ તણે જે કોમળ ને માર્મિક પ્રેમભાવની સાથે જીંદગીભર યુદ્ધ કર્યું હતું, તે આ ઘડીએ તેના હૃદય પર સામ્રાજ્ય ભોગવતા હોય-તેની મીઠડી આંખોમાં નિરંકુશપણે વિલસતા હોય-એમ લાગ્યું. તેની મુખમુદ્રા પર કેવળ આનંદ અને ઉત્સાહને બદલે નરી કોમલતા અને પરમ વાત્સલ્યભાવ છવાઇ રહેલાં દેખાયાં.

"કેમ, તમે ક્યારના આવ્યા છો?" ઘણાજ નરમ અવાજે મધુરીએ પુછ્યું.

"સ્હેજજ વાર થઇ."

"આજે તો કંઈ ઘણા દાકતરો ભેગા થયા હતા, અને પછી અહીંઆંથી કંઈ બધાંએ ચાલ્યાં ગયાં છે, એ શું?"

"તમારે તે કશાનો વિચારજ ન કરવો. જે કરે છે, તે તમને વ્હેલો આરામ આપવાનેજ"

"તમે ન કહો, પણ હું સમજી ગઇ છું કે દાકતરોએ હવે મારું ભવિષ્ય ભાખ્યું છે. પણ મારો આવરદાજ પુરો થયો હશે, તેમાં કોઇ શું કરે?"

આ બોલતાં બોલતાં મધુરીની આંખમાં આંસુ ઉભરાયાં. મેં સંયમ રાખવાનો ઘણોએ નિશ્ચય કરેલો, તે સરવા લાગ્યો. ઉપદેશ આપવાની પણ હીંમત ન રહી. આંસુ લુછતાં તે બોલી: "મને આજે શા માટે આંસુ આવે છે, તે જાણો છો? બાકી મારી આંખમાં કોઇ દિવસ તમે ઝળઝળીઆં સરખાં પણ જોયાં છે?"

મેં મુંગે મોંએ ડોકું હલાવ્યું. "મને કંઈ મરવાની બીક છે એમ ધારો છો? મરવાથી તો આ દુનીઆમાં પાપ ઓછાં કરાશે, અને પ્રભુની પાસે વહેલાં પહોંચાશે. તેમ મને કંઈ સુખની પણ વાસના રહી નથી. ઘેર અને અહીંઆં પણ આટલી ઉમરમાં કંઈ મણા નથી રહી."

હું કંઇક કહેવા જતો હતો, પણ મારા શબ્દો મારા હોઠ પરજ સુકાઇ ગયા.

"સૌ સગાંવહાલાંને છોડતાં કંઈ દુઃખ ન થાય, એમ તો નહીં. મરતાં પહેલાં એક વાર પણ કાકાને, બહેનને, ભાઇબહેનોને મળાયું હોત, તો તો બહુજ ગમત."

આ શબ્દો બોલતાં તો તેની આંખમાંથી આંસુની છોળ ઉછળી ને ડુસકે ડુસકે તે રોઇ પડી. પણ વળી આંસુ લોહીને તે બોલી:

"પણ આએ મને એટલું નથી સાલતું. બાકી તમે તેમને મળશો, ત્યારે કહેશોજ કે તેમને સંભારતો સંભારતીજ હું ગઇ છું."

હવે મારી આંખમાંથી પણ શ્રાવણ ભાદરવો વરસવા લાગ્યા. મેં રુમાલથી આંસુ લોહી નાખ્યાં.

"જેમ જેમ છેલ્લી ઘડી આવતી જાય છે, તેમ તેમ સૌ સગાંવહાલાં ને સાસુસસરાજી તરફ જે કંઈ કડવા બોલ બોલી છું—ભુલચુક કરી છે—ને માટે બહુજ પસ્તાવો થાય છે."

"તમે એટલાં બધાં પુણ્ય કર્યાં છે કે ઇશ્વર ઉદારપણે માફી આપશે."

'પણ આટલાં બધાં આંસુ કેમ આવે છે તે જાણો છો? જેમને માટે સારો ભવસાગર ખેડયો તેમને માટે તો મારાથી કંઇજ ન થઇ શક્યું તેથીજ." તેણે કંઇક અદ્દભુત પ્રેમલ દૃષ્ટિ નવનીતભાઇ તરફ ફેરવી. બંનેથી એકબીજાના હાથ દબાઇ ગયા. નવનીતભાઇ તો ચોધાર આંસુ સારતા, ઇસ પર માથું મુકી ઢીંગડું વળીને પડ્યા.

અંતિમ ક્ષણે અંતરના પટ ખોલવાનો કંઇક અજબ આવેશ મધુરીના વદન પર જણાતો ગયો.

"મારો જીવ અત્યારે સાક્ષી પુરે છે, કે હું જીંદગીભર એમના પ્રત્યે તો બહુજ નિષ્ઠુર થઇ છું. મેં બધાનું સંભાળવામાં તેમને નજ ગણ્યા ! તેમણે મને હંમેશાં ફુલની માફક માથે રાખી, ત્યારે મને કોણ જાણે શીએ બુદ્ધિ સુઝી, કે હું તેમને હંમેશાં ઠોકરજ મારતી ગઇ!"

અંતકાલનાં આંસુનું પણ કેવું ગહન રહસ્ય ! જે કઠિન સંયમ જાણીબુજીને પાળતાં પોતાની જીંદગી ખતમ કરી તે માટેજ છેવટે પોતાને દોષ દેવો એ તો નિર્દય આત્મ-પરીક્ષાની અવધિજ !

એ આવેશ પણ છેવટે નરમ પડતો ગયો.

"મારા મનમાં તો એમજ હતું, કે ચાર દિવસ સુખેદુઃખે કાઢી નાંખીને પછી જુદાં રહીશું, ત્યારે જીંદગી સુધી પુરેપુરો ખંગ વાળીશ. એ દિવસ પણ આવ્યો, પણ તે પરમેશ્વરને નજ રુચ્યો. એટલે હું તો ફક્ત પાપનીજ ગાંસડી બાંધીને પરલોકમાં સીધાવું છું."

આમ કહેતાં તો તેની બધીએ ધીરજ ખુટી ગઇ. ફરી પાછી તકીઆ પર માથું નાંખી ઢગલો થઇને પડી.

હું તો દિંગ્મૂઢ બની ગયો હતો. આ કરણ પ્રસંગ લંબાવવાથી તો તેને નુકશાનજ થાય એમ હતું, તેથી બંનેને એકલાં મુકી હું ત્યાંથી નીકળી ગયો.

બીજે દિવસે તેને દમ ઉપડયો, તે પહેલાં એક વાર જરા દૂરથી નીહાળવાનો અવસર મળ્યો. તે વખતે ગીતાજીનો પાઠ થતો હતો. તે બોલતી બંધ થઇ હતી. કદાચ શરીરની વેદના પણ શમી હતી. તેના પશ્ચાત્તાપનાં આંસુ પણ પુરાં થયાં હતાં. સંસારની સાથે તેણે છેલ્લો હીસાબ કરી લીધો હતો. હવે તો તેનો જીવ શરીરનાં બંધન છોડી સ્વતંત્ર થવા-તેનો આત્મા આ સંસારને તજી પરમેશ્વર સાથે એકતાર થવા મથતો હતો. તેના પવિત્ર વદન-કમલ પર કોઇ અનન્ય શાંતિની દિવ્ય સુરખી છવાઇ રહી હતી. તે મનુષ્ય મટી દેવ બનતી હતી.

તેનાં આ દર્શન કરી મારો શોક પણ શમ્યો. હું પણ કલ્પનામાં કૈં જુદીજ દુનીઆમાં વિહરવા લાગ્યો. એટલામાં તે કેવળ નિશ્ચેષ્ટ થઇ, એટલે ઘરમાં રોવાનો ઘણો કોલાહલ થઇ ગયો. તેની મારા ઉપર કૈં અસર થઇ ન થઇ, એટલામાં તો અમે સ્મશાનમાં ચાલી નીકળ્યા.

ચિતા પર તેના શબને પધરાવી, યોગ્ય વિધિ કરીને અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો, એટલે હું દૂર એક ટેકરા પર જઇને બેઠો. ત્યાંથી કેટલીએ વાર સુધી એ ભડભડતી ચિતામાંથી નીકળતી જ્વાલાઓ ઉપર ભાસતા વિવિધ રંગ પર-તેમાં ભસ્મીભૂત થતા મધુરી-ના શબ પર મેં એકી ટસે ભેયાન કર્યું. મારા મનમાં તો ફરીફરીને એ વિચાર આવ્યાંજ કરે, કે જેમ તેનો દેહ પંચમહાભૂતમાં મળે છે, તેમ તે મધુર પુષ્પનો પુણ્યપરાગ છેક ઉંચા આકાશમાં ઉડી સ્વર્ગમાં ભળતો જાય છે.

ત્રણ ચાર કલાકે ચિતા શમી ગઇ. તેની ભસ્મ અમે નદીમાં ઢારી. પ્રવાહની સાથે તે પણ સમુદ્રમાં મળી-તેનો અમર આત્મા પણ પરમાત્મામાં ભળી ગયો.

આર્યસંસાર આવી કેટલીએ મધુરીઓથી મધુર બનતો હશે-કેટલીઓને અકાળે સ્મશાન-માં સુવાડતો હશે, એનો વિચાર કરતો કરતો હું ઘેર ગયો.

# કીંમત



[ અનુસંધાન પૃષ્ઠ ૧૩થી ]

કે તુરત મોટર ચાલવા લાગી, અને વિમળાને લઇને કોલાબા તરફ પ્રયાણ કર્યું.

× × ×

લગભગ એકાદ કલાક વહી ગયો.

× × ×

વીજળીની બત્તીઓથી સુશોભિત દીવાનખાનામાં હંસરાજ શેઠ બેઠા હતા. સમુદ્રના મોજા સમા વિચારોમાં તેઓ એટલા બધા અટવાઇ ગયા હતા કે તેમાંથી નીકળવું તેમને તદ્દન અસંભવિત લાગતું હતું. આઠ દિવસની અંદર આ દીવાનખાનું, આ નોકરો અને અન્ય સર્વસ્વ પેલા દુષ્ટ પ્રમોદરાયના હાથમાં જવાનું હતું. અને હવે કલકત્તાથી પોતાની મીલ્કત માટે ખાસ આવેલો પ્રમોદરાય, આ કેસમાં જીતે એમ ચોક્કસ લાગતું હતું.

એ સમજી શક્યા હતા કે મનુષ્યને અધિક સુખનો અધિકારજ નહોતો. પણ એ જ્ઞાન એમને બહુ મોડું આવેલું. અને અત્યાર સુધી શ્રીમંતાઇમાં મહાલેલા હંસરાજ શેઠ હવે દૂરથી દેખાતી ગરીબીથી અત્યંત બીતા હતા.

વિચારનાં વહેણ વહેતાં વહેતાં એકદમ અટક્યાં. બહાર મોટરનું ભુંગળું વાગ્યું. કોણ ! વિમુબહેન ? ફરીને આવ્યાં ? નહીં ! નહીં ! રોલ્સરોઇસ આટલો બધો અવાજ કરેજ નહીં.

"કાનજી !" હંસરાજ શેઠે બુમ મારી.

"જી" દીવાનખાનાના અંદરના ભાગ તરફના એક બારણામાંથી આવીને કાનજીએ જવાબ આપ્યો.

"જો તો કોણ છે એ ?"

"જી" કાનજી બહાર ગયો. અને થોડીક પળોમાં એક કાર્ડ લઇ પાછો આવ્યો.

"કોણ છે ?" હંસરાજે પાછું પુછ્યું.

કાનજીએ કાર્ડ આગળ ધર્યું અને પછી બોલ્યો: "આપને મળવા માગે છે."

કાર્ડ ઉપર અંગ્રેજી અક્ષરોમાં નામ હતું:

**Pramodray Hariray Nanavati**

*Calcutta.*

કોણ જાણે કેમ પણ હંસરાજની વાંચવાની શક્તિ ગુમ થઇ ગઇ. અત્યાર સુધી વિચાર કરતું તેમનું મગજ એકદમ શૂન્ય થઇ ગયું. અને એ શૂન્યતા એટલે સુધી આગળ વધી ગઇ કે આ માણસ પોતાનો હરીફ છે એમ હંસરાજ ભુલી ગયા. કેટલીક વાર જ્યારે મનુષ્ય વિચારશૂન્ય થઇ જાય છે, ત્યારે તેના આસપાસના વાતાવરણનો, પોતાની તથા બીજાની પરિસ્થિતિનો વિચાર નથી રહેતો. એ પોતાની ભ્રમણામાંજ અટવાયાં કરે છે, અને એ વખતે પોતે પણ ન સમજી શકે એવું કાર્ય કરી નાંખે છે.

પ્રકાશ દેતી વીજળીની બત્તી સામે હંસરાજ જોઇ રહ્યા. એક બે પળો એમને એમ પસાર થઇ. અને કાર્ડ વાંચ્યું ન વાંચ્યું, ત્યાં તો તેમણે કાનજીને આવનારને અંદર મોકલવાનું કહ્યું.

આવનાર એક ધાટીલો યુવાન હતો. વિજયદેવી કેમ જાણે તેની ઉપર કલશ ઢોળીને પણ ન ધરાઇ હોય એવું તેનું મુખ હતું.

તેને જોતાંજ હંસરાજના મુખ ઉપર ઘણા ફેરફારો થયા. પોતાના કટ્ટા હરીફને સામાન્ય માણસ જે નજરે જુએ, એ નજર હંસરાજે પ્રમોદરાય તરફ ફેંકી.

"કોણ પ્રમોદરાય? કેમ અત્યારે? તારું અહીં શું કામ હતું?" હંસરાજ કૈંક તપી ગયા. તેના મુખ ઉપર ક્રોધની નીશાનીઓ તરવરી રહી.

"હંસરાજ શેઠ તપી ન જાઓ. હું એક યાચના કરવા આવ્યો છું," પ્રમોદરાય વિનયથી બોલ્યા.

"યાચના! તેએ મારી પાસે?"

"હા. તમારી પાસેજ. હંસરાજ શેઠ! જુઓ હું આ કેસ પાછો ખેંચી લેવા માગું છું."

જે શાંતિથી પ્રમોદરાય આ શબ્દો બોલ્યા એ શાંતિ કૈંક અજબ જાતનીજ હતી. અને આ જોઇને હંસરાજ પણ શાંત થયા.

"એટલે?" તેમણે પુછ્યુ.

"એટલે એમ કે હવે હું મારો હક્ક સાબીત કરવા નથી માગતો."

હંસરાજ શેઠના મગજની આસપાસ અજાયબીએ ઘેરો શરુ કરી દીધો.

"તું શું કહે છે એનું તને ભાન છે?" તેમણે પુછ્યું.

"હું અત્યારે સંપૂર્ણ ભાનમાં છું, સમજ્યાને શેઠ?"

"શા માટે તું એમ કરવા માગે છે?" વિસ્મયભર્યા શબ્દોમાં એમણે પુછ્યુ.

"એક વ્યક્તિને ખાતર."

"કોને ખાતર?"

"એક બાળા ખાતર."

"એ બાળાને શું, તારે શું ને આ મીલ્કતને શું?" હંસરાજ બહુજ અજાયબ થઇ ગયા હતા

"એ સ્ત્રી—એ બાળા—હા. એ બાળા આ મીલ્કતના માલીકની બહેન—સગી બહેન થાય છે." પ્રમોદરાયનો અવાજ ધીમો પણ મીઠો હતો. એવા અવાજ ઘણાએ ક્રોધીને ઠંડા પાડે છે.

"હેં!" હંસરાજે પુછ્યું.

"હા, તમારીજ બહેનને ખાતર આ કેસ હું છોડી દેવા માગુ છું."

"છોકરા તું તારા ભાનમાં છે?" ક્રોધના આગમનથી અજાયબી ચાલી ગઇ, "તારું ફટક્યું તો નથી ને?"

"નહીંજ. અત્યાર જેટલા સંપૂર્ણ ભાનમાં હું બીજા કોઇ પણ વખતે હતોજ નહીં." પ્રમોદરાયના અવાજમાં હંસરાજથી ન સમજી શકાય એવી તટસ્થતા હતી.

"તારી કૈંક ભૂલ થતી હશે. તું કોઇ બીજા કેસ માટે વાત કરવા માગતો હોઇશ. મારું નામ હંસરાજ, છોકરા, હંસરાજ નાગરદાસ ઓઝ, સમજ્યો?" એક વડીલ પોતાના બાળક પ્રત્યે જે જાતના શબ્દો બોલે, તે જાતના શબ્દો હંસરાજથી બોલાઇ ગયા.

"નહી! મારી ભૂલ થતીજ નથી ને! હું બરોબર સમજી શકું છું અને જે હક્ક હું આ બંગલા ઉપર અને બીજી અન્ય મીલ્કતો ઉપર સાબીત કરવા માગતો હતો તે હુ પાછો ખેંચી લેવા માગું છું."

'વિમળ વિલાસ'ના દીવાનખાનામાં બે વ્યક્તિઓ બેઠી હતી. એક પ્રૌઢ હતો અને એક યુવાન હતો. યુવાનમાં ચોખ્ખી તટસ્થતા ફરકતી હતી અને પ્રૌઢ અજાયબીના પ્રદેશમાં પુર ઝડપે આગળ વધતો હતો.

"શા માટે તેં કહ્યું?" જાણે કેમ કે સાંભળ્યુંજ ન હોય તેમ હંસરાજ શેઠ બોલ્યા.

"કેમ મેં એક વાર કહ્યું તે ન સમજી શકયા? તમારાં બહેનને ખાતર—વિમળાદેવીને

ખાતર-આ કેસ હું છોડી દેવા માગું છું. સમજ્યા ?"

"એટલે ? તારે અને વિમળાને શું લાગે વળગે?" હંસરાજના મગજની સ્થિતિ લખી લખાય એવી નથી; એ અનુભવીનેજ સમજાય એવી છે.

"વધુ કંઇજ નહીં! જ્યારથી હું વિમળાદેવીને જોતો આવ્યો છું ત્યારથી એમને પુજતો આવ્યો છું. હું એમને અત્યંત ચાહું છું," એમ કહેતાં કહેતાં પ્રમોદરાયની આંખો પાસે એક પ્રતિભાવાળી પ્રતિમા ખડી થઇ. અને તેણે મનમાંજ એ પ્રતિમાને અંજલી દીધી.

"એટલે શું ? તું આ કેસ પાછો ખેંચી લે, તે પછી હું વિમુનાં લગ્ન તારી સાથે કરું એમ ? તારું તે ઠેકાણે છે કે નહીં ?" હંસરાજ ક્રોધથી મોટે અવાજે બોલ્યા.

'હા. એથી રુડું શું હોઇ શકે ?" પ્રમોદરાય બહુ ગંભીરાઇથી બોલ્યા. "મારો સ્નેહ એમની પ્રત્યે એટલો બધો વધી પડ્યો છે કે હું એમને દુઃખી કરવા નથી માગતો. અને એટલા માટેજ-એમને ખાતરજ આ બધું હું કરું છું."

હંસરાજ સમજી ન શક્યા કે આ યુવકને શું કહેવું-એની પ્રત્યે કેવું વર્તન ચલાવવું. જે વિચારોમાંથી તેઓ બહુજ મુશ્કેલીથી નીકળી શક્યા હતા એજ વિચારોમાં પાછા ડુબી ગયા.

"જુઓ શેઠ !" પ્રમોદરાયે એકદમ પોતાના ઘડીઆળ તરફ જોઇને કહ્યું: "અત્યારથી બરોબર સવા કલાક પછી મારે મારા વકીલ સાથે એપોઇન્ટમેન્ટ છે. અને ત્યાં સુધી હું મારે બંગલે છું. જો તમને આ બાબત ઉપર કંઈ પણ વિચાર થાય તો નં. ૨૭૬૯૭૪માં ટેલી......."

"એટલે શું તું એમ સમજે છે કે કોઇ દિવસ પણ તને આ બાબત હા પાડીશ ? છોકરા, મરી જાઉં તોએ નહીં-સમજ્યોને ? મારી આટલી આબરુ તો કોર્ટમાં ઘસડીને પાણીમાં નાખી અને હવે બાકીની પણ રાખવા નથી દેવી. તું તે માણસ છે કે કોણ છે ?" હંસરાજ ક્રોધથી બુમ પાડી ઉઠ્યા. પ્રમોદરાય પણ જરા કમકમ્યા.

"શેઠ ! માફ કરજો હું કે. મેં તમને બહુજ હેરાન કર્યા છે. ચાલો સાહેબજી." પ્રમોદરાય જાણતા હતા કે હંસરાજને સાહેબજી કહેવાની ફુરસદ નહોતી. અને તે શાંત અને ધીમે પગલે ઓરડામાંથી ચાલ્યા ગયા.

અને ફરી પાછી શાંતિ દેવી દીવાનખાનાની વ્હારે ધાઇ.

હંસરાજ પાછા વિચારોમાં ડુબ્યા. તેમની પરિસ્થિતિનો પુરેપુરો ખ્યાલ તેમને અત્યારે આવ્યો. કદાચ તે વિમળાનાં લગ્ન પ્રમોદરાય સાથે કરે અને પ્રમોદરાય મીલકત ઉપરથી પોતાનો હક્ક ઉઠાવી લે તો લોકો શું વાત કરે ?

"લોકો શું કહેશે ?" તેઓ બબડ્યા. "શું મીલ્કતના બદલામાં વિમુને આપું ?-બહેનને આપી દઉં ?" અને પ્રમોદરાય પ્રત્યેના ક્રોધાવેશમાં છેલ્લા શબ્દો કંઇક જોરથી બોલાઇ ગયા.

ઓરડાનું બારણું ઉઘડ્યું. અને તેમણે બારણા તરફ નજર કરી. સામે વિમળા પોતાના શાંત અને પ્રભાવભર્યા મુખ સાથે ઉભી હતી.

"મોટાભાઇ !" તે ધીમેથી બોલી.

"વિમુ ! બહેન ! તું અહીં ક્યાંથી ?" એમની આંખોમાંથી અશ્રુનું એક ટીપું સરી

પડયું. હંસરાજ સમજી શકયા કે જે વાત તે એનાથી છુપાવવા માગતા હતા એજ વાત વિમુએ સાંભળી હતી.

"બસ હવે વાતો ચોખ્ખી રીતે કરવામાં વાંધો નથી." તેમણે મનમાં વિચારી લીધું. વિમળા તેની સામેનીજ, એક મખમલથી જડીત, આરામખુરશીમાં બેઠી.

"ભાઈ ! આવતાં આવતાં એવું બન્યું કે આપણા બંગલાથી થોડે દૂર પેટ્રોલ ખલાસ થઇ ગયું. અને તેથી જાનકીબાઇ સાથે ચાલીને અહીં આવતી રહી. અને જે વાત મારે સાંભળવી ન જોઇએ તેજ વાતો ઉભાં ઉભાં સાંભળી !" વિમુ શાંત અવાજે બોલી.

"એ તો તારૂં મુખજ કહે છે કે તેં એ વાતો સાંભળી છે, ને તારી આંખો કહે છે કે એ વાત ઉપર તેં પૂર્ણ વિચાર કર્યો છે. કહે બ્હેન ! અત્યારે આપણે આ વાતનો નીવેડો આણવોજ જોઇએ." હંસરાજના શબ્દોમાં પણ હવે અદ્વિતીય શાંતિ હતી.

"તમારા શબ્દો સાંભળીને તમારી પ્રત્યેની મારી ચાહનામાં વધારો થતો જાય છે."

"તેથી કંઈ થોડોજ આ વાતનો નીવેડો આવે એમ છે ? આજ નહીં તો કાલ, પણ તારે પરણ્યા વગર કેં છૂટકો છે ?"

થોડી વાર ભાઇબ્હેન બંને મુંગાં રહ્યાં. અને પછી ધીમે ધીમે જાણે કેમ પોતાના મન સાથેજ વાતો કરતા હોય તેમ હંસરાજ બોલ્યા:

"મારે હવે કંઈપણ જોઇતું નથી. મને હવે મીલકતનો મોહ રહ્યો નથી. મારે હવે શાની જરુર છે ? બહુ દિવસ આનંદમાં કાઢયા. ભલે પ્રમોદરાય મીલકત ઉપર હકક સાબીત કરે. વિમળા પણ મરજી પડે તેની સાથે પરણે. પણ કેસ પાછો ખેંચી લેવાની જે વાત પ્રમોદરાય કરે છે એ તો મને ગમતી નથી. એ બધું અસંભવિત છે."

"ભાઇ હસુભાઇ ! મારી ખાતર ! તમારી એકની એક બહેનની ખાતર એટલું ન કરો ? એ અસંભવિત વાતને સંભવિત ન બનાવો ?" વિમળાનું મુખ બહુજ દયામણું થયું.

હંસરાજ શેઠના મુખ ઉપર પાછા ફેરફારો થયા. તેમનું મુખ દયાર્દ્ર બન્યું. અને તેમણે ધીમેથી પોતાનું મસ્તક ઉચું કરીને વિમળાની આંખો તરફ જોયું. એ આંખોમાં સ્નેહનો પવિત્ર અગ્નિ જળહળતો હતો.

"ત્યારે શું તને આ યુવાન...બહુજ..."

"ભાઇ શું કહું ?" વિમળા વચમાંજ બોલી ઉઠી: "હું તેને મારા ખરા દીલથી ચાહું છું." એટલું કહેતાં કહેતાં શરમીંદી બની ગઇ અને તેણે પોતાનું મુખ કોમળ હસ્તો વડે ઢાંકી દીધું. જાણે ચંદ્રદેવ વાદળા પાછળ છુપાઇ ગયા.

હંસરાજની આંખોમાં આંસુનાં ટીપાં ફરી ખર્યાં. દૂર બારણા પાસે ઉભેલો કાનજી પણ પોતાના શેઠ અને તેની બહેનની આ કરુણાજનક સ્થિતિ જોઇને, ખભા પર પડેલો રૂવાલ આડો રાખીને નાક છીંકવા મંડયો.

"પણ બહેન ! તને ખબર છેને કે જે નજરે તું આ વાતને જુએ છે, તેનાથી ઉંધીજ નજર સમાજની હશે."

"પણ ભાઇ ! દુનીઆભરમાં એક આત્મા તો ખરું સત્ય જાણશેને ? એ આત્મા જાણશે કે તમે શા માટે આમ કર્યું અને એ તમારા આ કૃત્યને માટે તમને દેવની જેમ પુજશે."

હંસરાજની અધીરાઇ વધી ગઇ. "શું તું એને એટલી બધી ચાહે છે ?" તેણે પુછયું.

"ભાઇ મન રોકયું રોકાતું નથી. જેમ જેમ મનને તેની પ્રત્યે જતું રોકું છું તેમ તેમ તેનીજ તરફ ખેંચાતું જાય છે" આ

શબ્દો કહીને બીજીજ પળે વિમળા ઓચીંતી ઉઠી અને બંગલાના અંદરના ભાગમાં ચાલી ગઈ.

હંસરાજ બેસી રહ્યા. એ વિધિનું વૈચિત્ર્ય અનુભવતા હતા. એક બે કલાકમાં શા શા ફેરફારો થઇ ગયા તેનો વિચાર કરતા હતા. ત્યારે શું તેણે પ્રમોદરાયની આ વાત સ્વીકારવી? અલબત, વિમળાને પોતાનું ખરું સુખ મળશે, પણ એ સુખની કીંમત એમને બહુજ ભારે પડશે. ગામે ગામમાં, ચૌટે ચૌટામાં, લોકોમાં આજ વાત ચાલશે કે "મીલ્કતના બદલામા બ્હેન વેચી નાંખી." શું થઇ શકે?

ટેલીફોનની ઘંટડી વાગી. તેનો સંગીત-સુચક સ્વર આખા ઓરડામાં ગાજી રહ્યો.

હંસરાજે રીસીવર હાથમાં લીધું અને કાન પાસે ધર્યું. સામેથી કોઇ બોલતું હતું:

"કોણ? હંસરાજ શેઠ કે?-હું પ્રમોદરાય -હું હવે મારા વકીલ પાસે જાઉં છું. મારી માગણીનો સ્વીકાર નહીં કરો? વિમળા ખાતર—"

"પણ મેં તને ક્યારનુંએ કહ્યું છે કે આ બાબતમાં હું દા—"

"હા. હા. પણ તમે જાણો છોને કે તમારી 'હા' 'ના' ઉપર ત્રણ જીંદગીનો આધાર રહ્યો છે—મારો, તમારો ને વિમળાનો. પ્રભુને ખાતર એટલી મહેરબાની કરો અને મને આ કેસ પાછો ખેંચી લેવા દો. અને તમે પણ તમારા વકીલ સાથે તેવીજ ગોઠવણ કરજો. હું જાઉં? જાઉં કે હંસરાજ શેઠ?"

એકજ પળ શાંતિથી પસાર થઇ. પણ એ એક પળમાં તો હંસરાજના મગજમાં પ્રચંડ તોફાન થયું. કોઇ સમુદ્રમાં તોફાન થાય તેવું. અને પછી.....

"હા! હા! કેસ પાછો ખેંચી લે અને–જ–જ–જોઇએ તો જહન્નમમાં જા."

અને એ છેલ્લા શબ્દો પુરા બોલાય તે પહેલાંજ તેમણે રીસીવર પોતાના હાથમાં લઇને, તેની જગ્યાએ પછાડ્યું.

હંસરાજ ઉભા થઇ ગયા. તેમને કમકમાં આવ્યાં. તે પછવાડે ફર્યા. દીવાનખાનાના અંદરના ભાગના બારણા આગળ વિમળા ઉભી હતી. તેની આંખોમાં આંસુ ભર્યાં હતાં.

"ભાઇ, જમવાનું તૈયાર છે!" શાંત અવાજે તે બોલી.

અને બહેનની પાછળ પાછળ ભાઇએ જમવાના ઓરડા તરફ પ્રયાણ કર્યું.

× × ×

આ બનાવ પછી દોઢ મહીનામાં વિમળા અને પ્રમોદરાયનાં લગ્ન થતાં, ઘરઘરની ડોશીઓને અને બીજો કૈં પણ ધંધો ન લઇ બેઠેલા નવરા ટીકાખોરોને, નવી ટીકા કરવા માટે સારો ખોરાક મળ્યો હતો.

## મોહન માયા



[અનુસંધાન પૃષ્ઠ ૧૮ થી]

મોહન

[બહુજ ગંભીર અવાજે] નરોત્તમભાઇ, કવિલોકને માયિક મીલ્કત બહુ નથી હોતી, એટલે જે વ્યક્તિને એ લોકો માન આપે. સંપૂર્ણ ભાવે આદરમન્માન કરે, તેને અમર બનાવવાનો આ એમનો દીનજનસુલભ એકજ ઉપાય. મને [માયાવતી સામે જાદુભરી નજર–સ્મિત હાસ્ય] માયાવતી બહેન સમાન એવું બીજું પાત્ર ક્યાં સાંપડે?

માયાવતી

[રીહા, રીહા! ટાગોરની કૃતિમાં અમરત્વ!!] ઓ કવિરાજ!

પુષ્પા

[અંબાલાલને–કટાક્ષમાં] આએ બુદ્ધી અધુરી નથી.

મોહન

[હવે તો માયાવતીને પુરી મહાત કરવી છે.] હઝાર વર્ષ–લાખ યુગ જીવીશ તોપણ મારાં કુવેણુ કટાક્ષથી માયા બહેનની આંખમાં જે જીવતી, જાગતી, જ્વલંત જ્યોત જોઇ તે ભવિષ્યમાં કદી દેખાવાનીજ નથી.

માયાવતી

[ખુશ ખુશ] એ શું બોલ્યા, મહાશય? મને શરમાવો મા.

મોહન

[તેને પાસે જઇ] ત્યારે આ બંદાને માનવા પરવાનગી છે કે એના પરનો માયા બહેનનો ઘડી પહેલાંનો કોપ નષ્ટ થયો?

માયાવતી

[કોપને બદલે હવે તો એના પર મરી રીટવા લાગી છે] સદંતર.

મોહન

[હેલ્લો ફટકો–માયાના હાથને ચુંબન કરે છે] ઉપકાર, માયા બહેન!

પુષ્પા

[નરોત્તમને આસ્તેથી] કેવી અનન્ય અમીરાત!

નરોત્તમ

[એજ સ્વરે–પણ ક્રોધ છુપાવી નથી શકતો] અથવા તો બદમાશી, કહે!

મધુરી

[જમણે દરવાજેથી આવે છે.] આઇએ, સરદાર સાહેબ.

[હીરાસિંહ તેની પાછળ–પાછળ આવે છે. તેને જોઈ વળી સૌ ગભરાય છે].

હીરાસિંહ

[બીજા સર્વ પ્રતિ માથું નમાવી, ટાગોરને] મય દતના જલદી વાપસ આઉંગા, અયસા આપકો ખ્યાલ ભી થા?

મોહન

ખ્યાલ ભી નહી, ઓર પરવા ભી નહીં.

હીરાસિંહ

આપકો ખુબ શિક્ષત દેને પહેલે, ચોકસ કરને ચાહતા હું કે આપ ખુદ ટાગોર હો યા નહીં. ઉસ બાબમેં મયને કુછ તલ્લાશ કી હય.

મોહન

ફીર ક્યા?

હીરાસિંહ

સુબ્હા આપને ટાગોરકા મોદીકા પુરાના બીલ ચુકવાયા હય, સચ?

મોહન

બીલકુલ.

હીરાસિંહ

તો ફીર આપ ખુદ ટાગોર હય અયસા સાબીત હો ચુકા.

મોહન

ખાત્રી હુઇ, તો ફીર કાયકો સર પકાતા હય ?

[નોકર નામપત્ર લઈ આવે છે.]

નોકર

[અંબાલાલને નામપત્ર આપે છે.] સાહેબ, આપને મળવા માગે છે !

અંબાલાલ

[નામ વાંચી બુમ પાડે છે] ઓ! આ શું ગજબ ?

માયાવતી

કેમ, શું છે ?

અંબાલાલ

[નામ વાંચે છે.] ડૉ. રવીન્દ્રનાથ ટાગોર.

[સૌ ગભરાયા.]

મધુરી

[ઠંડે કલેજે] ટાગોર બીજો !

મોહન

[આરતેથી નરોત્તમને.] આ કેવો ઘોંટાળો !

નરોત્તમ

[એજ સ્વરે] હું ગાંધીજીને આશ્રમે ગયો ત્યાં જરા મોડું થયું. સ્ટેશને પહોંચ્યો ત્યારે તો ગાડી આવી ગઇ હતી. અને સાંભળવા પ્રમાણે કવિરાજ, એંડ્રુઝ, સૌ ગાંધીજી સાથે આશ્રમે ગયા હતા. હું ઉતાવળે આ હીરાસિંહની મોકાણ પતાવવા અહીં આવ્યો, એટલામાં નવી વિટંબના થઇ. જરુર આશ્રમમાં એમણે કંઈ સાંભળ્યું હશે, એટલે જાતે અહીં આવ્યા લાગે છે.

હીરાસિંહ

[મોહન–નરોત્તમની ગુફ્તેગો દરમીઆન નામપત્ર લઇ વાંચે છે.] યે કાર્ડ તો બરાબર ખુદ ટાગોરકાજ હય.

અંબાલાલ

[મોહનને–સલુકાઇથી] પણ સાહેબ, ત્યારે આપ કોણ ?

મોહન

સાંભળ્યું નહીં, શેઠજી ? સરકાર કહે છે કે હું ટાગોરજ છું.

અંબાલાલ

[કાર્ડ બતાવી] પણ ત્યારે આ શખ્સ— ચાલો આ ભેદ ખુલ્લો કરીએ. [નોકરને] દાખલ કર એ ગૃહસ્થને. [નોકર જાય છે.]

માયાવતી

[પુષ્પા–મધુરીને હળવેથી] મારી તો ખાત્રી છે કે આજ કવિશિરોમણિ રવિબાબુ છે. એના મોં પર શી અનન્ય શાંતિ, કેટલું તેજ ઝળકે છે! વેશધારીનું એમ હોય કે ?

મધુરી

નિશ્ચય, ફોઇબા !

માયાવતી

હાસ્તો ! કેમ વીસરી ગઇ, મઠ કાલે તને પોતાને ટપાલમાં મળેલી ટાગોરની તસ્વીર ?

નરોત્તમ

[પોતાનાજ ખ્યાલથી ગભરાયો છે.] હવે શું કરશું ?

મોહન

[એજ સ્વરે] જોઇ લઇશું ! આવવા તો દે.

[જમણે દરવાજેથી ટાગોર વેશધારી સારાભાઈ પધારે છે. અંધારું થવા આવ્યું છે; અને મધુરી–પુષ્પાએ મળી જઈ દીવાનખાનામાં બરાબર રોશની કરવા નથી દીધી.]

અંબાલાલ

પધારો સાહેબ. આપનો સાનંદ સત્કાર કરવામાં સેવકને ફક્ત એકજ મુશ્કેલી નડે છે: અહીં પણ એક ટાગોર મોજુદ છે.

સારાભાઇ

ખરેખર શેઠજી ? કે મશ્કરી કરો છો ! રવીન્દ્રનાથ ઠાકુર અહીં ?

અંબાલાલ

જી હા. ગઇકાલ સાંજથી.

સારાભાઈ

ત્યારે કૃપા કરી સેવકનો એ મહાશય સાથે મેળાપ કરાવશો ?

અંબાલાલ

[મોહન તરફ આંગળી ચીંધી] આ રહ્યા.

સારાભાઇ

[ એની પાસે આવી, મોહનને ] આપ મહાશય રવીન્દ્રનાથ ઠાકુર ?

મોહન

[ બેધડકનો ડોળ ] જી હા. અને આપ મહાશય ?

સારાભાઇ

હું પણ ડો.–કૌંસમાં સર–રવીંદ્રનાથ ઠાકુર. અજબ છે નહીં ?

મોહન

અતિશય.

અંબાલાલ

પણ સાહેબો, કદાચ આપણે ભુલ તો નથી કરતા ? અહીં આપણે હીંદના કવિવર, નોબેલ પ્રાઇઝ જીતનાર, બંગાળી નરવીર ડો. રવીંદ્રનાથ ઠાકુર–યાને ટાગોરની વાત કરીએ છીએ.

સારાભાઇ

એજ.

અંબાલાલ

કે જેણે બંગાળીમાં પુસ્તકો લખ્યાં–અંગ્રેજીમાં કેટલાકનું ભાષાંતર થયું છે.

મોહન

એજ.

અંબાલાલ

જેણે બોલપુરમાં શાંતિનિકેતન નામા નીશાળ સ્થાપી અને હાલ વિશ્વભારતી નામા વિદ્યાપીઠ–યુનીવર્સીટી–કરવા ઉત્સુક છે.

સારાભાઇ

બેશક.

અંબાલાલ

અને જેણે પંજાબના અત્યાચાર સામે વાસ્તવિક વિરોધરૂપ પોતાને મળેલા ઇલકાબનો ઇનકાર કર્યો.

મોહન

દરિંચે શક.

નરોત્તમ

[ હળવેથી મોહનને ] પણ આમ જીદ કર્યે શું વળવાનું ?

મોહન

[ એજ સ્વરે ] મુંગો મર ! જોયાં કર.

અંબાલાલ

મેં તો એ નામના–એ કામના–એકજ ગૃહસ્થ સાંભળ્યાં છે.

સારાભાઇ

એ છેજ નહીં.

[ આ રસિક નાટકનો વિશેષ ભાગ આવતા અંકમાં ]

# મારી કમુ ગૃહદેવી કેમ બની

[અનુસંધાન પૃષ્ઠ ૨૮ થી]

અને કાલે તો કહેજો કે ધંધા અર્થે ઘરમાં રાંડ ઘાલવી પડે !'

હું તો મઝગામનો બંબોજ બની ગયો. વાત વીફરી છે જાણી કમળાદેવીને મનાવવાની વાત વીસારે મુકી નિદ્રાદેવીને શરણે ગયો અને કમળાને પણ ગોર પૂજા કરાવવા આવેલો હોવાથી એના કાર્યમાં પડી.

આ દિવસથી સાચું કહું તો મારું એ દીલ સહેજ ઘર ઉપરથી ઉઠવા માંડેલું. ઘરના કંકાસથી અને વધતી જતી practice ના દબાણથી મારો સમય વધારે ને વધારે બહાર ગાળવા માંડયો. ફક્ત કમળાનો ટાઇમ અને બીજા હુકમો સહેજ સાચવી લેતો. એ પણ બેદરકાર બનતી લાગી. અને એમ અમારો સંસાર વાવાઝોડે ચઢયો.

મારો એક મારીજ ન્યાતનો પરમ સ્નેહી મિત્ર શાંતિલાલ વીલાયત ગયેલો અને મને ભાઇ સમાન ગણતો હોવાથી એની પુખ્ત ઉંમરે પહોંચેલી બહેન વિદ્યાની સુપરત મને કરતો ગયો હતો. વિદ્યાને એક સાવકા મામા હતા, તેને ત્યાં એ રહેતી હતી, પણ એની ખબર વારંવાર હું રાખતો. વિદ્યા મેટ્રીક પાસ થઇ કોલેજના પ્રથમ વર્ષમાં અભ્યાસ કરતી હતી. શાંતિલાલને વીલાયત બે વર્ષ વધારે રોકાવાનું હતું એટલે એના મામા વિદ્યાને હવે ઠેકાણે પાડવાને ઇંતેજાર થઇ રહ્યા હતા. શાંતિને એકબે કાગળ લખી જોયા પણ એણે તો એ વાત મારી અને વિદ્યાની મુનસફી પરજ છોડી મુકી. આ વાત એના મામાને રુચતી ન આવી પણ તેમ કર્યા વગર છુટકો નથી એમ જાણી એક દિવસ મારે ત્યાં રાત્રે સાડા આઠ વાગે મારા એક બીજા મિત્ર વિષ્ણુને લઇને આવ્યા. હું જમવા બેઠો હતો એટલે એ બહાર હોલમાંજ રોકાયા અને એ મુદ્દા ઉપરજ વાત કરતા હતા. મેં કમળાને પાનની બીડીઓ બનાવી મુકવા કહ્યું અને એ પાસેનાજ ખંડમાં પેઠી લઇ સ્વભાવ મુજબ હોલની વાત ઉપર ધ્યાન આપવા લાગી.

"વિષ્ણુભાઇ, બધે તપાસ કરી જોઇ પણ કોઇ હાથ મુકવા દેતું નથી. વિદ્યાએ હવે કૈં નાની છે? આ આષાઢ મહીને ઓગણીસમું બેસશે. પેલા ભાઇ તો વીલાયત જઇ સાહેબ બની બેઠા છે—કૈં રાંધ્યું ધાન પણ પારખતા નથી. શરદભાઇને તો કોઇ કહેવા આવે નહીં પણ છોકરી મોટી થઇ એટલે લોકો હજાર વાત પુંઠ પાછળ કરે. અરે કેટલાએ મુઆઓ તો ગમે તેવા કાગળો પણ લખે છે, દુનીઆને મોઢે તે કયાં હાથ દેવા જઇએ ? અને હવે તો મોં બતાવવુંએ ભારે પડે છે. પાડપાડોશીએ રોજ સવાર પડતાં ટુંપી ખાય છે. માટે મારી નજરમાં તો હવે એ શરદજ ખુંપી રહ્યો છે. જો એની જોડે કોઠું બેસી જાય તો સોમ નાહ્યા. મારો તો માથેથી અર્ધો ભાર ઉતરી જાય. માબાપ વગરના છોકરી એટલે વધારે ફીકર અને હવે તો સાંભળ્યું છે કે પેલી જોડે રોજ ખટખટ થાય છે એટલે પરણશે કે નીકળશે જુદો. ખાસ્સો એલએલ બી. થયો છે અને વિદ્યાને કયાં બાપનું ઓછું છે? એટલે મારા ધ્યાનમાં તો આ વાતજ ઉતરી ગઇ છે. માટે તમે જો બે અક્ષર કહેશો તો શરદભાઇ હાલ તુરતાતુરત માની જશે અને વિલંબ ન કરતાં આ શીઆળેજ ચોકઠું બેસાડી દઇએ."

હું જમીને બહાર ગયો અને 'વિચાર

કરી, આ બાબતમાં વિદ્યાનો શો મત છે તે જાણી તમને આ અઠવાડીઆમાં જરુર જવાબ દઇશ' એમ કહી પાનસોપારી આપી વિદાય કર્યા અને હું મારા કામમાં પડ્યો. કોણ જાણે શાથી પણ પાન આપતી વેળા કમળાની આંખમાં જાણે જગદંબા પધાર્યાં હોય તેમ મને લાગ્યું. અને 'સવારતુ પચ્યું નથી માટે ખાવું નથી' કહી એ તો પોઢી ગઇ અને હું પણ જરાક કામ વધારે હોવાથી તે ઉપર ધ્યાન ન આપતાં કામે લાગી ગયો.

*બીજે દિવસે વિદ્યાને મોઢે વાત કરતાં શરમાશે માટે કાગળ લખવો ઉચિત ધારી એક કાગળ લંબાણથી લખી બધી રીતે વાકેફ કરી. વળતી ટપાલે કાગળનો જવાબ આવી ગયો.*

તા....મી ઓગસ્ટ ૨૪.

મુ. વહાલા શરદભાઈ,

તમારો કાગળ વાંચીને ખુબ વિચાર કરી જોયા. મામાએ પણ કહેવામાં બાકી રાખી નથી પણ શીઆળાની વાત છે ત્યાં અત્યારેજ આ વાત છછેડવાની જરુર હું જોતી નથી. પણ એક બે વર્ષ રાહ ખમી શકાતી હોય તો સારું એમ મારી તો અંતઃકરણની ઇચ્છા છે. ભાઇએ બધું તમારા ઉપરજ નાખ્યું છે અને જ્યારે મામા પણ તેમજ કહે છે ત્યારે શરદભાઈ, આટલી વખત મને બચાવી લ્યો. આગળ ઉપર જોઈ લેવાશે. જો કે અનુચિત લખાયું હોય તો માફ કરશો. એજ

લી. સ્નેહાધીન,
વિદ્યા.

તા ક.—તમે પરમ દિવસે રાતના એક કાગળોની ફાઈલ અહીં ભુલી ગયા છો તે પણ આ સાથે મોકલી છે.

કાગળ વાંચી ટેબલ ઉપર મુકયો ને હું નહાવાની ઓરડીમાં ગયો.

દરમીઆન કમળાની આંખ કાગળ ઉપર પડીજ હતી. હું નાહીને બહાર આવ્યો એટલે ટહુકી.

"આ શું ધતીંગ માંડયું છે?"

"કંઈ નહીં. તારે એ બાબતમાં માથું મારવાની જરુર નથી." મેં જવાબ આપ્યો.

"કંઈ નહીં શું? એમ કંઈ હું છેક ડોબું નથી કે તમારી હીલચાલ ન સમજું. આ વિદ્યા માટે શું ધાંધલ ઉભું કરો છો? રોજ એને ઘેર જતા હતા તે તો જાણે હું ગમ ખાઇ જઇ બોલતી નહોતી પણ હવે તો એના *હિતેશ્રી, વહાલા બન્યા છો? કેમ બીજી* કરવી છે?"

"એ તારું ભલું થાય, એ વળી કોણે કહ્યું? તુએ નવી નવી સૃષ્ટિ રચે છે." મેં આભા બનતાં કહ્યું.

"કોણે શું કહ્યું? તે દિવસે પેલા બે આવ્યા'તા તે બધી વાત મેં સાંભળી છે. હું રોજ ખટખટ કરું છું અને તમને પજવું છું તેથી તમે જાતેજ આ કામ ઉભું કર્યું છે. વિદ્યા મોટી થઇ હોય તો નાખે દરીઆમાં કે કુવોટાંકું કરે તેમાં મારા દુશ્મન બનીને શું કામ બધા બેઠા છો?"

"અરે જીભને કાબુમાં રાખીને તો બોલ" મેં *ગળગળા બની જતાં* કહ્યું.

"બહુ દિવસ કાબુમાં રાખી. પહેલેથીજ સપાટા માર્યા હોત તો મારે આ દિવસ ના આવત. એવું તે શું મેં તમને કર્યું છે કે છેક આમ કરો છો? મારો એવો તે શું વાંક છે કે આટલું બધું લઇ બેઠા છો? તમને તે કેટલું કહીએ, મારો તો છેકજ કાંકરો કાઢી નાંખ્યો છે. હું તો જાણતી'તીજ કે એ મુઆને ત્યાં જવા માંડયું છે તે કંઈ નવું જુનું થશેજ."

"પણ તું ધીમી પડે તો બધી વાત સમજાવું."

"મારે તો કંઈ સમજવુંએ નથી ને સાંભળવુંએ નથી. તમે તમારે સુખે ફરો અને ફાવે તેમ કરો. જાણે હું તો એક ઘરની ઘાટણ ને બાંમણી તે રોજ વૈતરું કરું ને તમે તમારે અમનચમન કરો. પણ (ડુસકાં ખાતાં) ભટ્ટસાહેબ, મારો ગુન્હો તો હું જાણું. એ ભણેલીઓ જેવી હું નહીં હોઉં પણ એમાં હું શું કરું? હું કંઈ નથી સમજતી? પણ ટેવ પડેલી તે બોલાઇ જવાય છે. હું જાણું છું કે મારું બોલવું તમને પસંદ પડતું નથી, એટલેજ તમે બહાર ફર્યાં કરો છો. પણ હવે હું જરુર સુધરીશ. કોઇ દિવસ કંઈ નહીં બોલું, આટલી વખત માફ કરો. હું તમે કહેશો તેમ કરીશ, મારા સમ, બાપાજીના સમ."

હું તો સડકજ થઇ ગયો. પણ સમો ચેતી ગયો, અને ગૃહદેવી બનાવવાની મોડી મોડીએ તક આપી તે માટે સર્વશક્તિમાન પરમાત્માનો આભાર માનતો સહેજ અક્કડ થયો અને દમ ચઢાવી બોલ્યોઃ "જો ત્યારે, આટલી વખત જતું કરું છું. હવે પછી કંઈ ફરીઆદ આવી તો તારી વાત તેં જાણી. પછી મારો વાંક ન કાઢીશ."

"જરુર, વ્હાલા; પણ આટલી વખત માફ કરો."

× × ×

ઉપલી બીનાને દોઢ વર્ષ વીતી ગયું છે. હવે અમે એકએકના શબ્દોમાં સીવા દોર થઇ ગયા છીએ. પ્રભુએ છેવટ અમારી તરફ જોઇ એક સુંદર પુત્રની ભેટ કરી છે. એક દિવસ ઉનાળાનો વખત હોવાથી રાત્રે અગાશીમાં ચઢયાં હતાં ત્યારે જુની ફાઇલો ઉથલાવતાં પેલી ફાઇલ હાથ આવી. તેમાંથી એક પત્ર કાઢી મેં કમળાના હાથમાં મુક્યો. તે વિદ્યાના મામાના એક દૂરના સગાનો હતો.

'જો તમારો ગીરધરલાલના શરદ સાથે વિવા માટે વિચાર હોય તો જન્માક્ષરની નકલ મોકલશો. છોકરો આ વરસેજ એલએલ. બી. થયો છે–અને હવે તો ઘરમાંએ ઠીક બને છે–વગેરે.'

કાગળ વાંચી કમળા તો સડકજ થઇ ગઇ. "ત્યારે શું ગીરધરલાલના શરદ માટે પેલા બે વાત કરતા હતા? હાય, હાય, હું પણ કેવી મુરખી! વહાલા, મને જરુર માફ કરો." કમળાએ નાના કિશોરને મારા ખોળામાં મુકતાં કહ્યું.

"મેં તો કયારનીએ માફી આપી છે. પણ જોયું, તેં કયાં સુધી વાત બાફી મારી હતી ને?"

કમળાને ગૃહદેવી બનાવવાની તક શોધતાં કંઈ હાથ ન લાગી, પણ આમ ઓચીંતી સહેજે મળી ગઇ. હવે મારે પણ કબુલ કરવું જોઇએ કે પેલી વીણા, સીતાર, દીલરુબા, કે રવિબાબુની પીક્ચુરી કે જાહેર મીટીંગોમાં એનું અને સાથે સાથે મારુંએ નામ આગળ લાવે–એવી ગૃહદેવી તો એ ન બની પણ હવે એ ગૃહદેવી તો કહેવાયજ.

# જીવન પ્રશ્ન



[અનુસંધાન પૃષ્ઠ ૩૮ થી]

અને મુળતત્ત્વો સમજવાનો પ્રયત્ન કરતો હોય નહીં તેમ ઉભો હતો. તેને નવાઇ લાગતી કે મનુષ્યે મહામુશ્કેલીએ પસાર થતા વખતનાં સાઠ સાઠ સીત્તેર સીત્તેર વર્ષો શા સારુ ગાળવાં?........જો તેનાથી બની શકે તો જરુર જઇને તે વૃદ્ધને પુછે: "ભલા ભાઇ, જીવનના કોયડાનો તારો ઉકેલ મને કહે?"

ભુખ અને તરસથી બેફ્રામ ન બની ગયો હોત તો તે જવાબ દેત: "જીવન કેમ ટકાવી રાખવું તેજ જીવનનો કોયડો છે."

"બસ, એટલુંજ?" તે ગૃહસ્થ અજાયબી વચ્ચે બોલી ઉઠત.

"શું એટલું બસ નથી?"

"આપણે એકબીજાને સમજતા નથી."

'ખરેખર! આપણે એકબીજાને કદી નથી સમજ્યા અને નથી સમજવાના........"

"કારણ કે તું એક સ્વાર્થી મનુષ્ય છે. તું સદા તારે માટેજ જીવ્યો છે. પણ જનતા... .."

"મહેરબાન! હું પણ જનતા ખાતર જીવ્યો છું. મેં ચાર બાળકને ઉછેર્યાં છે અને કેળવ્યાં છે—એ કોયડો તમારા જેવા માટે કઠણ છે. એનો ઉકેલ તમે ચોપડીવાળાને ત્યાંથી સહેલાઇથી ખરીદી શકો—પણ એટલું-જ......હા, તમારી પાસે હોય તે બધું વેચી નાખો અને ગરીબને આપી દ્યો ત્યારેજ તમને ખબર પડશે કે જીવનમાં બીજા કશાને અવકાશ છે કે નહીં......"

પણ તે ધનિકને તો જીવન પ્રશ્ન અણઉકેલ્યો રાખી પોતાનું ધન સાચવી રાખવાનું વધારે ગમતું એટલે એ વૃદ્ધનો અભિપ્રાય માગ્યોજ નહીં. ગરીબ બીચારો વૃદ્ધ કથાકારના શબ્દોમાં આશ્વાસન લેતો આગળ ચાલ્યો.

સંધ્યાકાળ દિવસનો ગંભીર સમય છે. આખા દિવસની તનતોડ મહેનત પછી, અને વ્યથિત આત્માઓને ભયંકર સ્વપ્નાંઓ અને દુઃખદાયક યાદદાસ્તો પહેલાં બે ઘડીનો આરામકાળ છે.

તે વૃદ્ધે બંધ ઘરનાં પગથીઆં પર બેસી ગજવામાંથી પૈસા કાઢી ગણ્યા. ખરીદેલી ચીજોની કીંમત પણ નહોતી આવી. માલધણીને શું દેવું? ખોરાકના પૈસા કયાંથી દેવા? ઘેર પણ રાત્રિ પહેલાં કેમ પહોંચવું તે મોટો પ્રશ્ન હતો......તેણે આસપાસ જોયું. એક દવાવાળાની દુકાનમાં રાતાભુરા રંગના બાટલા ચમકી રહ્યા હતા. અભરાઇઓ દવાથી ભરેલી હતી. તે આંચકા સમેત ઉભો થયો અને એક ખરીદનારના જોશથી તે દુકાનમાં ગયો.

"આઠ આનાનું અફીણ આપોને, બાળાગોળીમાં નાખવું છે તે..." આટલું કહેતાં તેનાં બાળકો યાદ આવ્યાં અને આંખમાંથી આંસુ ટપકયાં. દુકાનદારને એ જોવા નવરાશ ન હતી. તે કોઇ ઘરાકનીજ રાહ જોતો હતો. એક પડીકું બાંધી તેને આપ્યું અને પોતે પોતાને કામે વળગ્યો.

તે વૃદ્ધ પડીકું ગજવામાં મુકી વળી રેંકડી ધકેલતો અને વગર અર્થની બુમ મારતો આગળ ચાલ્યો. એક ચોપડીવાળાની દુકાન આવી. તે તરફ તેણે એક જીજ્ઞાસાપૂર્ણ દૃષ્ટિ ફેંકી; જાણે પોતાની કૃત્તેહ જગજાહેર કરવાનું ન સુચવતો હોય!

તેની વિચિત્ર દૃષ્ટિથી ખેંચાઇ કોઇ તેને બોલાવે તે બીકે પડીકું એકદમ મોંમાં ખાલી કર્યું. વધારામાં ભુખનો ભભુકતો અગ્નિ શાંત કરવા કાગળ પણ ચાટ્યો કે વળી કૈં બાકી રહી ન જાય. રસ્તાની બાજુએ લાંબો થઇ સુતો. થોડા વખતમાં આંખના પોપચાં ચઢી ગયાં—જાણે આથમતા સૂર્ય સામે ફાટી આંખે જોઇ ન રહ્યો હોય ! શરીરમાં સહેજ અચકાટ આવ્યો; ગાલ ઉપર સુકકી ભુરાશ ફરી વળી; કપાળ પર પસીનો આવી ગયો; ધસધસાટ ઉઘતો હોય તેમ નસ્કોરાં બોલવા લાગ્યાં......થોડી વારે તે શાંત થયો.

તેનો ચીમળાએલો ચહેરો તેના છેલ્લા વિચારો કહી રહ્યો હતોઃ "જીવન કેટલીક વાર સારું છે અને ઘણી વાર તો ખરાબજ છે. પણ સારામાં સારી ચીજ છેવટે આવે છે. મેં જીવન-પ્રશ્ન ઉકેલવા થાય એટલી મહેનત કરી પણ તે એટલો સહેલો ન હતો. જો કે તે ધનિકને તો એટલુંએ પુરતું ન લાગ્યું. આખર અમે એક-બીજાને સમજી નજ શકયા. ખરેખર ! મનુષ્ય એકબીજાને નજ સમજી શકવા સરજાયાં છે !!!"



# સોનેરી ટોળી



[ અનુસંધાન પૃષ્ઠ ૩૫ થી ]

પણ આજે મારું મન તો તલપાપડ થતું હતું. રાત્રિ પડી હતી. તેથી મને તો ભુખ ખુબ લાગી હતી. "કેમ આ ડોસો વહેલો મરે તો પાર પતે." પણ દૈવ તો મારાથી વિરુદ્ધ હતું; ઉલટું તે તો મને બેસી રહેવાજ પ્રેરતું હતું. "આ શું? આ સર્વ કૈં ભેદ છે. સર્વ કોઇ રડે છે પણ કોઇની આંખમાં અશ્રુ નથી. વળી ધણીના મરણ સમયે ઘુંઘટ શો? માટે તેમાં પણ કૈં ભેદ હોવો જોઇએ." તેમ મને વિચારો સ્ફુરતા.

"પ્રભુ તમારું ભલું કરો. સ-સ-સ-ર-વ-તે મ-મ-મા........." બસ થઇ ચુકયુ. પ્રાગજી શેઠ પોતાના કર્મનાં ફળ ચાખવા પ્રભુના દરબાર-માં ચાલ્યા ગયા હતા. આંખો બંધ હતી. શરીર ઠંડું પડી ગયું હતું. દેહમાં ચૈતન્ય ન હતું. સ્થુળ દેહ પડયો હતો પણ આત્મા ન હતો. પિંજર સાબુત હતું પણ પોપટ ન હતો. તરતજ એક નોકરે આવી શેઠને ચાદર ઓઢાડી દીધી. "વળી આનું કારણ શું હશે" તેમ મને થયું. આખા મકાનમાં રોકકળ થઇ રહી. મને પણ થયું: "આખરે સર્વ કોઇની આજ દશા થવાની છે." તેમ થતાંજ મારાં ચક્ષુમાં-થી પણ બે બિંદુઓ ખરી પડયાં. પણ તેવામાંજ દ્વાર પાસેના એક નોકર તરફ મારી નજર ગઇ. તે મારી સામે જોઇ ધીમેધીમે હસતો હતો. "સાલો કમબખ્ત પોતાના શેઠના મૃત્યુથી પણ આનંદ પામે છે. નક્કી આમાં કૈં ભેદ જણાય છે." મારો પીત્તો ઉછળ્યો. જાણે હમણાંજ નોકરને મેથીપાક આપું એમ થઇ ગયું. પણ વાસુદેવની આબરુ જાળવવી જોઇએને?

એવામાં તો દીવાનખાનાનું દ્વાર ઉઘડયુ ને બે મારવાડી ગૃહસ્થો તથા એક વોરા ગૃહસ્થ ધસમસતા દાખલ થયા.

'એ બેરીસ્તર સાહેબ, જડા ઢીમા પડો ઢીમા. વીલ પછે કડજો પણ અમારા કરજના રુપીયા ચુકવી ડો. એમ કૈં પચવા દઇએ તેમ નથી."

આથી વાસુદેવ તો ગભરાયો ને મારા સામું જોઇજ રહ્યો

"મહાશય તમો પણ આવી રીતે લોફરાઇ ચલાવો તે સારું ન કહેવાય. જરા શાહુકારી રીતે બોલો તો સારું." મેં દમામમાંજ કહ્યું.

"અરે શાહુકારી રીત ગઇ જહાન્નમમાં. અમારા પૈસા ચુકવી દ્યો, નહીં તો જોવા જેવું થશે." તેણે પણ દમ ભીડાવ્યો.

"ના મહાશય, તે વાટ સદ્દર આના ને બે પાઇ. પૈસા ચુકવવા અમારે માથે પણ જોવા જેવુ શું થશે?"

"અરે થાય શું? વગર ભાડાની કોટડીની યાત્રાએ શેઠને બદલે તમોજ જશો."

"એમ છે ત્યારે તો થાય તે કરી લેજો." એમ કહી મેં પણ બાંયો ચઢાવી.

"નહીં રે બાવા અમાડે કૈં લડવું નહી. અમોને અમાડા પૈસા મલે એટલે બસ."

હવે વાસુદેવમાં પાછું ચૈતન્ય આવ્યું. તેણે પણ વચમાં ટાપશી પુરી.

"પણ આપના પૈસા જાણ્યા વગર, હું કેવી રીતે હા કે ના પાડી શકું?"

"અરે સાહેબ અમારે તો ફક્ત થોડાજ પૈસાનું લેણું છે-ફક્ત બે હજારજ રુપીઆ. અને આ વોરા મહાશયને તો તે જાણે."

"હા સાહેબ, મારે પણ માત્ર હજારજ છે."

વાસુદેવ તો હવે વધારે ગભરાયો. તેણે જોયું તો શેઠજી તો સ્વધામ પ્હોંચી ગયા હતા. બંને સ્ત્રીઓ રોતી હતી ને પુત્ર પણ પાસેજ રડતો બેઠો હતો. આખરે વાસુદેવે ડાકટર સાહેબ સામું જોયું.

ડાકટર તેનો આશય કળી ગયો ને બોલ્યો: "બેરીસ્ટર સાહેબ, જો મારી બુદ્ધિ પ્રમાણે ચાલવા માગતા હો તો હું મારો પણ મત જણાવું." મારવાડીઓ તરફ ફરીને "અને આપ તો સવારેજ આવો. તમોને બેંકમાંથી રુપીઆ મળી જશે બીજાું તો શું ?"

"અરે મારા મહેરબાન, સવાર તો તમારી ચાલ્યાંજ કરે ને અમે તો પૈસા વગરના રહીએ."

"પૈસા તમને જરુર મળશે, માટે કાલ આવજો."

"ના શેઠ, તે નહીં બની શકે. અમારે તો અત્યારેજ જોઇએ."

"વાસુદેવપ્રસાદ, આપ અત્યારે આપના ઘેરથી જો આને ચુકવી આપવાનું આપના મિત્રને કહો તો મોટી મહેરબાની."

"નાજી, હું કોઇને ઓળખ્યા વગર કેવી રીતે આપી શકું ?"

"સાહેબ, પણ આપના વીલમાંથી તે સર્વ પૈસા કાપી લેજો."

"હા, તેમ બની શકે પણ તેનું માક્ષી કોણ ?"

"સાક્ષી માટે હું હાજર છું; ને નકામા આવા માણસો જોડે તકરાર કરવી તે આપણુ ગૃહસ્થને ન શોભે."

"હા તે હું સમજ્યો."

તરતજ વાસુદેવે મને એક ચીઠ્ઠી લખી આપી તે લઇ હું તેમના મકાન તરફ રવાના થયો. ફ્લોરા ફાઉન્ટન પર વાસુદેવનું મકાન હતું. એકાદ ઘડીમાં તો હું ટ્રામ સ્ટેશન પર આવી ટ્રામમાં ચઢી બેઠો.

"શેઠજી ટીકીટ ધ્યા"

ટીકીટ લીધી ને થોડીજ વારમાં તેમના ઘરવાળાં પાસે આવી પહોંચ્યો. તેઓ પણ તેમના સ્વામીની જેમ થોડુંઘણું પણ ભણેલાં હતાં. તેઓ વાસુદેવના અક્ષર સારી રીતે પીછાનતાં ને વળી મારી સાક્ષી એટલે તો પુછવુંજ શું ? પણ ઘેર તો તાળું હતું. તેમનાં પત્ની ઘેર ન હતાં. દૈવવશાત ઘાટી ત્યાં આંટા મારતો હતો. તેને પુછવાથી જણાયું કે તેઓ તો ટેનીસ માટે ગયાં છે.

"વાહ નશીબ !" મારાથી પણ બોલી જવાયું.

તરતજ હું વીલે મોઢે પાછો ગયો. વાસુદેવ તો મારીજ રાહ જોતો હતો.

"કેમ સિંહ કે શીઆળ ?"

"ભાઇ શુકન ખરાબ થયા હતા."

"કૈં ફીકર નહીં. તારે મારે માટે તસ્દી લેવી પડી ખરું ને ?"

"નહી રે એવું તો કૈં નથી."

વાસુદેવ મારા તરફ જોઇ નિરુત્તર રહ્યો. થોડી વારે તેણે મારવાડીઓ તરફ જોઇ કહ્યું: "શેઠજી, તમોને ચેક લખી આપું તો ચાલશે ને ? સેન્ટ્રલ બેંકમાંથી તમોને પૈસા મળી જશે."

"હા. તેમ પણ ચાલશે."

"ત્યારે લ્યો આ ચેક. અંદર મારી સહી છે તેથી તમોને કોઇ પણ ના કહી શકે તેમ નથી."

વાસુદેવે ચેક મારવાડીઓને આપ્યો તેમાં

રૂ. ૩૦૦૦ વાસુદેવને નામે આપવાનું લખ્યું હતું. તે લઇ તેઓ વિદાય થયા. "વારૂ મી. મોહનલાલ, હવે અમે રજા લઇશું. રાત્રિનો સમય છે. મારે માટે તમારે મારે ઘેર આવવાની તસ્દી લેવી પડી."

"નહીં રે સાહેબ. અમારે માટે તમારે તસ્દી લેવી પડી." એમ કહી ડાકટર મોહનલાલ મુછોમાં હસ્યા. વાસુદેવે તેની સાથે શેકહેન્ડ કરી રજા લીધી તેની સાથે હું પણ શેકહેન્ડ કરી આ અણુગમના પ્લેટમાથી છુટયો.

અમને પાછા મુકવા માટે વીકટોરીઆ ન હતી. રાત્રિનો પ્રથમ પ્રહર સમાપ્ત થવા આવ્યો હતો તેથી અમારે પ્રાગજી શેઠના બંગલેથી ટ્રામ ટરમીનસ સુધી ચાલવુ પડ્યું રસ્તામાં અમો તો અવાકજ હતા. ટીકીટ લઇ અમો ટ્રામમાં બેઠા. ટ્રામ તો સડસડાટ રતી ફ્લોરા ફાઉન્ટન આવી પહોંચી. વાસુદેવે પોતાનો પોકેટ લેમ્પ પાસેજ રાખ્યો હતો. અમે નીચે ઉતર્યા. એવામાં તો "આટલી મોડી રાત્રે ક્યાંથી ?" એક અવાજે પાસેથી પુછ્યું.

"કોણ ચંદ્ર ?" મેં પાછી નજર કરી તો પાછળ અમારા મિત્રોમાંનો એક ઉભો હતો. તેણે મારા ખભા પર હાથ મુકયો. "અરે યાર, જોને આ બેરીસ્ટર સાહેબની સાથે ગીરગામ બેકરોડ પર આવેલા ૨૭ નંબરના પ્રાગજી શેઠને ઘેર જવું પડ્યું હતું. ત્યાં વીલ કરવાનું હતું."

"અરે ૨૭ નંબરનો બંગલો તો ખાલી છે; ને વળી પ્રાગજી શેઠ ક્યા? મારા મહેરબાન, કે ઉંધું ચતું તો નથી કર્યું ને ?"

"ના, મેં તો કે નથી કર્યું" પણ આ વાસુદેવે રૂ. ૩૦૦૦નો ચેક લખી આપ્યો છે."

"બસ તારે હવે તે પૈસા પાછા મળવાની આશા તો નજ રાખવી."

"કેમ ?"

"એ તો હવે હજમ થઇ ગયા."

"પણ વીલ મારી પાસે છેને" વાસુદેવ વચ્ચેજ બોલી ઉઠયો.

"અરે વીલની કોણ વાત કરે છે? ચાલ વળી વિશ્વાસ ન આવતો હોય તો તેમના બંગલે."

"ચાલ જોઇએ."

આ સઘળી ફીરસાથી મારી ભુખ તો હજમજ થઇ ગઇ હતી. મેં પણ તેમની સાથેજ ફરીથી ટ્રામમાં પ્રવેશ કર્યો.

ફરીથી અમો ત્રિપુટી પાછા પ્રાગજી શેઠના બંગલા પાસે આવ્યા. તો ત્યાં તો લાઇટ પણ ન હતી ને રોશની પણ ન હતી. પાસે જનાર માણસને પુછ્યું કે અહીં કોણ રહે છે ? તો તેણે તો કહ્યું: "કોઇ નહીં; તે બંગલો તો ખાલીજ છે."

"અરે એ તો સર્વે પ્રાગજી શેઠનું પ્રેત બાળવા ગયા હશે." વાસુદેવે બાનું કાઢ્યું. પણ તેના અંતઃકરણથી તો તેણે હાય મારી. "ચાલો તેને પરેલને બંગલે."

"ચાલોને મારી ક્યાં ના છે ?" મેં તો પાણીચું પકડાવ્યું.

પાછા અમો પરેલ સ્ટેશને આવ્યા ૩૭ નંબરનો બંગલો બંધ હતો. સર્વે સુઇ ગયા હતા.

"કોઇ છે કે ?" મેં બુમ મારી.

"કોણ હશે ?"

"જરા નીચે આવોને."

તરતજ ત્યાંનો માલીક નીચે આવ્યો.

"કેમ ભાઇ આ મકાનના માલીક કોણ પ્રાગજી શેઠ છેને ?" વાસુદેવે જલ્દીથી પુછ્યું.

"નાજી, આ મકાનનો માલીક તો મીર્યાં છે."

વાસુદેવ ગભરાયો. "પણ ચિંતા નહીં સવારમાંજ બેંક પર જઇ ચેક રદ કરાવીશ" એમ ધારી મન વાળ્યું. સવારમાં પાછા અમે બંને સેંટ્રલ બેંકના મોટા બીલ્ડીંગમાં ગયા ને 'કેશીઅર' પાસે ખડા થયા. હજી તો વાસુદેવ કોઇ બાબત પુછે તે પહેલાં તો 'કેશીઅર' બોલી ઉઠયો: "સાહેબ, આપના નામથી હમણાંજ બે મારવાડીઓ રૂ. ૩૦૦૦ લઇ ગયા તે આપેજ મોકલેલા ને?'

"હા ભાઇ હા, મેંજ." વાસુદેવે નીસાસો નાખી કહ્યું. "હું પણ આ બધી ભવાઇ શી?"

મને પણ એમજ થયું. ખરેખર આ તો અજાયબીજ. થોડી વાર પહેલાં સઘળા સાબુત હતા ને થોડી વારે તો ગુમ.

થોડી વાર પછી પાછો ચંદ્ર અમને મળ્યો, તેને અમે સઘળી હકીકત કહી.

"અરે મારા મહેરબાન એટલું પણ ના સમજ્યા કે એ તો 'સોનેરી ટોળી.'" ચંદ્રે ટકોર મારતાં કહ્યું.

"પણ પેલા ડાક્ટર સાહેબ તથા મારવાડીઓને શું?" વાસુદેવે પુછ્યું.

"એ પણ એનાજ માણસ. સ્ત્રીઓ પણ એમનીજ ટોળીની અને નોકર પણ એમનાજ. બેરીસ્ટર સાહેબ પણ ઠગાયા." આમ કહી ચંદ્ર ખડખડાટ હસી પડ્યો.

"ખરેખર સોનેરી ટોળી!" મારાથી પણ બોલી જવાયું.

## દીવાની

—:૦:—

[અનુસંધાન પૃષ્ઠ ૪૭ થી]

તો કયારનીએ નીશાળ છોડી દીધી હતી, અને ભરતી વખતે સાગરતરંગો વચ્ચે અથડાતા ભાંગેલા વહાણના એકાદ પાટીઆની માફક, કામધંધા વિનાનો એ બજાર અને ઘરની વચ્ચે આથડતો, ખરાબ મિત્રાની સોબતો વધારતો દિવસ ગાળી રહ્યો હતો. બાપની મુકેલી જુજ પુંજી ઉપર એની માતા ગૃહ-સંસાર નીભાવતી હતી.

વહુ ઘેર આવી એટલે પોળની કોઇ કોઇ સ્ત્રીઓ મૃણાલની સાસુને ઠપકો આપી દીકરાને કામધંધે વળગાડવાની સલાહ આપતાં, ત્યારે તે કહેતીઃ "મારો મંજુ કયાં મોટો થઇ ગયો છે? બધુંએ થઇ રહેશે."

પણ મંજુની માતા સારુ કેં સમય ઓછોજ થોભે છે? મૃણાલની સીમંતિની થઇ અને ન્યાતના રીવાજ પ્રમાણે ખર્ચ આંગણે આવી ઉભું, ત્યારે માતાએ પોતાનું જીવન ગીરો મુકયું.

પછી તો એનો 'નાનકડો મંજુ' છોકરાનો પિતા બન્યો! એટલે હવે છોકરો બેકાર બેસી રહે તે માતાને ઠીક ન લાગ્યું. એક દિવસે રાત્રે તેણે દીકરાને પાસે બેસાડીને કેંક ધંધે વળગવા શીખામણ આપી. પણ દીકરો કયે ધંધે વળગે? કોઇ કચેરીમાં કામ મળે એટલું તે શીખ્યો નહોતો, વ્યાપારીની નોકરીમાં નામાની આવડત જોઇએ તે પણ હાથ કરી નહોતી. પારકી તાબેદારીમાં શાંત અને સંયમી પ્રકૃતિની જરુર પડે એ તો માતાને અત્યારેજ પહેલી વખત સમજાયું હતું! વિચાર કરતાં ચારે તરફ નિરાશા જણાઇ. અને છેવટે જયારે સારાએ હીંદુસ્થાનનું ધ્યાન ખેંચી રહેલ મોહમયી તરફ દીકરાની દૃષ્ટિ ગઇ ત્યારે તો બાપદાદા જે મકાનમાં જન્મીને જીવ્યા હતા તે પણ ગીરો મુકી દેવું પડયું હતું. મૃણાલ જેવી શાણી યુવતી એ સ્થિતિમાં મુંઝાયા વિના કેમ રહે? અને નવા ઘરમાં આવેલી જુવાન વહુ દીલ ખોલીને વાત પણ કોની સાથે કરે? પત્નીને સારુ વાત કરવાનું વિશ્રામસ્થાન પતિ હોય છે, પણ જ્યાં એ સ્થાનજ સુયોગ્ય ન હોય ત્યાં મનમાં ને મનમાં મુંઝાઇ મરવા સીવાય બીજી શી વલે થાય? આમ મૃણાલની ચિંતાનું મંગલાચરણ સાસરામાં પગ મુકવાની સાથેજ મંડાયું. બાલ્યકાળની એ હસતી, ખીલતી પંખિણીને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશતાંજ ભવિષ્યની ભયંકરતાએ પ્રૌઢા બનાવી દીધી. પુત્રવતી થવા માટે તેને હર્ષને બદલે એથીજ શોક થયો.

### ૫

વિધિ પોતાની બાજી ખેલ્યે જતો હતો. મંજુ જ્યાં જતો ત્યાંથી કેં ને કેં ગુમાવીને મહીને બે મહીને ઘેર આવતો. બીજી બાજુએ ઋણનો ભાર તો વધતોજ જતો હતો. મૃણાલના હૃદય ઉપર એની ભારે અસર થઇ હતી, ત્યાં તો એનાં માતાપિતાને વિધિએ પોતાની રમતનાં પ્યાદા બનાવી એના નાજુક અને ઘવાયલા હૃદય ઉપર કાતીલ ફટકો માર્યો. પીએર પક્ષમાં એને કોઇ ન રહ્યું. બીજી તરફ પતિ તરફની ચિંતા તો કાયમની હતીજ; તેમાં દારિદ્રય વધવાથી સાસુની સતામણીનો ઉમેરો થયો.

કોમારાવસ્થામાં સખીઓ સાથે કલ્પેલો અને સ્નેહકથાઓમાં વાંચેલો પતિનો સાચો પ્રેમ તેણે કદી પણ અનુભવ્યો નહીં. તે બે સંતાનની માતા બની છતાં વરની ગાળો અ

એના હાથપગની પ્રસાદી એને સારુ હમેશનાં સાથી થઇ પડ્યાં હતાં; તેમાં ઓછું રહેતું તે સાસુનો સંતાપ પુરું કરતો!

મંજુની દશા જેમ વખત જતો હતો તેમ વધુ ને વધુ બગડતી જતી હતી. વ્યાજ ન ભરાવાથી લહેણદારોએ ગીરો મુકેલી વસ્તુઓ જપ્ત કરવાની ધમકીઓ આપવા માંડી હતી; તેને ચિંતા થતી તો પણ સંસારની જવાબદારીની ધુરા મર્દ બનીને ખેંચવાનો વિચાર તેણે ગંભીરપણે કદી પણ કર્યો નહોતો. એનો એ સ્વભાવજ નહોતો.

એક તરફથી લહેણદારોએ ઉતાવળ કરવા માંડી અને બીજી તરફથી ઘરખર્ચ કેમ કાઢવું તેના વિચાર થવા માંડ્યા. એવી દશા ઉભી થવાથી, પીએરમાંથી મળેલી જે નજીવી રકમ મૃણાલે પોતાનાં સંતાનો સારુ સાચવી રાખી હતી, તે એની પાસેથી છીનવી લેવામાં આવી! મૃણાલનો એકનો એક આશરો પણ ગયો.

પરંતુ એટલેથીજ એના દુઃખની અવધિ આવી નહીં. તે ત્રીજા સંતાનની માતા થવાની તૈઆરીમાં હતી, તે વખતે એનું રહ્યું સહ્યું સ્ત્રીધન પણ એના હાથમાંથી પરવારી ગયું! લાગણીવશ મૃણાલના હૃદય ઉપર એ ફટકો કાતીલ નીવડ્યો. રોઇ રોઇને એણે સુવાવડનો સમય પુરો કર્યો. પહેલી સુવાવડ પછીની બંને સુવાવડો મંજુએ એને માથે ફરજીઆત લાધી હતી. કમાવાની શક્તિ ન હોય તેના ઘરમાં સંતાન સુખને બદલે ભારરૂપ થઇ પડે છે એ એની માન્યતા હતી; પરંતુ મંજુ ભલે કમાતો ન હોય, તે મૃણાલનો વર હતો કે નહીં? અને હીંદુ સમાજમાં વરને ક્યા ક્યા હક નથી હોતા?

૬

મૃણાલ નિર્ધન વરને પાને પડી હતી, છતાં એનું આત્મગૌરવ તેથી મરી ગયું નહોતું. જો તે નિર્માલ્ય બનીને સહાયતા માગવા જાય તો, દૂર દૂરનાં સગાં પણ મદદ કરે તેમ હતાં. પરંતુ પરાશ્રયી બની એવી સહાયતાથી કંગાલ જીવન જીવવા કરતાં, સ્વાશ્રયી બની મજુરી કરી સ્વમાન જાળવી સુકા રોટલા ને મરચાથી જીવન જીવવું એને અત્યંત પ્રિય હતું. એટલે તે લગારે સંકોચ રાખ્યા વિના લોકોનાં દલણાંખાંડણાં કરતી. આથી લોકો એને અભિમાની કહેતાં. કુવાને કાંઠે, મંદિરને ઓટલે કે ન્યાતની વાડીમાં, એની ન્યાતની સ્ત્રીઓ એની મશ્કરી કરતી અને "કેમ અલી મૃણાલ! હવે તારો વર કૈં કમાય છે કે? બા, ત્રણ ત્રણ છોકરાં પેટ પડ્યાં ને હજુએ બેસી રહે તે કેમ પાલવે!" એવા એવા ટાણા મારતી. આ વખતે આંખમાં આંસુ લાવી, પોતાની નિર્ધનતાનું પુરાણ એ નઠોર સ્ત્રીઓ આગળ તે શરુ કરતી નહીં. પણ સ્પષ્ટ રીતે સંભળાવી દેતી કે "તમારે ઘેર ભીખ માગવા આવું ત્યારે ના આપશો બહેન; આમ પારકા ઘરની પંચાતે પેટ દુખવી, વણમાગી સલાહ આપવા નીકળવાને બદલે સૌ પોતપોતાનું સંભાળતાં હોય તો?"

પણ દુનીઆને મોઢે કૈં ગરણું મુકાય છે! હીંદુ સમાજમાં ગરીબાઇને ગુન્હો માનવામાં આવે છે; એટલે ગરીબની લોકો છડેચોક મશ્કરી કરવાની ધૃષ્ટતા કરે છે. આવો અનુભવ થતાંજ મૃણાલે બહાર નીકળવાનુંએ માંડી વાળ્યું.

એવામાં એનો વર બહારગામ ચાલી ગયો અને કેટલાક મહીના સુધી કાગળપત્ર આવ્યો નહીં. એથી લોકોએ અનેક જાતની અફવાઓ

ઉડાવવા માંડી. ઘર ખર્ચ ચલાવવા માટે રાત–દિવસ મજુરી કરી કરીને મૃણાલે કેટલાએ વખતથી કાયા ઘસવી નાખી હતી; તેમાં આ આઘાત તેને અસહ્ય થઇ પડયો. તન તો તવાઇ ગયું હતું અને મન ઉપર પણ સખ્ત પ્રહાર થયો! અરે રે! હીંદુ સ્ત્રીઓને નાની વયમાં કેટલા આઘાત સહન કરવા તૈયાર રહેવું પડે છે!

'ગમે તેવા તોએ એ મારા પતિ છે' એવી ભાવના આર્યસંસ્કારમાં ઉછરેલી મૃણાલની રગેરગમાં રમી રહી હતી. પોતે ભલે પતિનો વાંક કાઢે; પણ બીજાઓ તેનો દોષ બતાવી એને ઉતારી પાડવાની ભાવનાથી દયા ખાય તે એનાથી મુદ્દલે સહન થઇ શકતું નહોતું. આ પ્રસંગે તો એને પતિની ઉપર માઠું લાગવાને બદલે એની સ્થિતિ માટે દયા આવી. "એમાં એમનોએ શું વાંક? માબાપે ખોટાં લાડ લડાવી ઉલટે માર્ગે વાળી દેતાં આંખ ન ઉઘાડી, અને હવે તેમની પાસેથી બીજી જાતની આશા રાખવી એ કેમ બને!... પણ જો પેટ આટલાં છોકરાં પડયાં ન હોત તો એમને આટલો બધો કંટાળો ન આવત......વખત છે ને વખાના માર્યા આપઘાત કરશે તો!"

અને એ વિચારે એના મન પર ઘણીજ ઉંડી અસર કરી. આખો વખત તે એના એ વિચારોમાં મશગુલ રહેતી એટલે બહારથી બેચેન જણાતી અને ઘરમાં સાસુ કે સંતાનની સાથે પણ લગભગ બોલતી નહીં. બે ત્રણ દિવસ આમજ પસાર થયા. એથી એના મન ઉપર ભારે અસર થઇ. આખો વખત દલણાં–ખાંડણાંમાં તે મચી રહેતી, નાની બાલિકાને ધવરાવવા કે સહેજ વિશ્રાંતિ લેવા ઉઠે, ત્યારે પણ એકાદ એકાંત ખુણો શોધીને ઉંડા ઉંડા નીસાસા નાખવા અને રૂદન કરવું એજ એનો નિત્ય વ્યવસાય થઇ પડયો હતો. હમણાં હમણાં નિરંતર તેની નજર આગળ પતિનીજ મૂર્તિ તર્યા કરતી. કોઇ વખત કોઇની સખ્ત મજુરી કરતો હોય તો કોઇ વખત જેલના સળીઆ પાછળ બેઠો બેઠો નીસાસા નાખતો હોય, તો કોઇ વખત દરીઆમાં ડુબતો છેલ્લાં ડચકાં લઇ રહ્યો હોય, તેવો ભાસ એને થતો. એથી તે ગભરાઇ જતી.

વધારેમાં વધારે નજીકથી એકાદ વ્યક્તિ કે વસ્તુની કીંમત જેટલી સમજાતી નથી, તેટલી કીંમત તેમના દૂર થવાથી સમજાય છે. મૃણાલને પણ પતિ ચાલ્યો ગયો એ વિચારની સાથેજ તેની ઉપર અનુકંપામય પ્રેમ થવા માંડયો હતો. પરંતુ એથી એના મન ઉપરનો કાબુ ઢીલો પડતો જતો હતો.

## ૭

મધ્યાન્હનો સમય હતો. ભાનુદેવના કિરણોમાંથી પ્રખર તેજ વર્ષી પૃથ્વીને ઉકાળી રહ્યું હતું. ચારે દિશા નિર્જન અને નિરવ હતી. એકાદ અટુલા મુસાફરની માફક, સરિતા એકલી, અટુલી શ્વસુરભુવન તરફ સીધાવી રહી હતી. ઉનાળાનો મધ્યાન્હકાળ ચારે દિશાઓથી સરિતા તટને સળગાવી રહ્યો હતો, તેમાં તપેલા પાણીમાંથી નીકળતી વરાળ ઉમેરો કરી રહી હતી. વનચરો ઝાડની છાયા શોધી વાગોળતાં બેઠાં હતાં, ખેચરો ઘેરી ઘટાઓ શોધી બાંધેલા માળાઓમાં લેટી રહ્યાં હતાં. જળચરો પાણીની સપાટી ઉપર જવામાં સળગી જવાનો ભય લાગતો હોય તેમ, સ્વચ્છ પવન લેવા લગાર ડોકીમાં કરી અંદર છુપાઇ જતાં હતાં. આવે વખતે એક સ્ત્રી

## હું વહેલો કેમ જન્મ્યો ?



[અનુસંધાન પૃષ્ઠ ૫૧ થી]

પછી યુરોપ, અમેરીકા કે જાપાન જવું હોય તો? કૈં વિચારજ નહીં કરવાનો. જાણે સુરત કે વડોદરે ચાલ્યા. ભાડુતી એરોપ્લેનમાં બેઠા કે ચાલો. થોડાક કલાકમાં તો તમે વેસ્ટમીનીસ્ટર એબી કે પાવલોવાનો નાચ જોવાને ભાગ્યશાળી થાત. કૈં નહીં તો અઠવાડીઆમાં એક વાર તો હું જરુર લંડનની મુલાકાતે જાત.

બધું તો જાણે સમજ્યા પણ આ કેમ? પિતૃઓ જોડે વાતચીત! તમારા બાપ, દાદા કોઇ મરણ પામ્યા હોત અને વીલમાં એકાદ બંગલો તમારા નામ પર કરવો રહી ગયો હોત તો? જરાએ ફીકર કરવાની નહીં. રેડીઓગ્રાફની હેડ ઓફીસમાં જઇ સ્વર્ગનું સેંટર માગ્યું કે બેડો પાર! કરી લ્યો તમારે જે વાતચીત કરવી હોય તે. અને થોડાક દિવસમાં તમને 'પ્રોબેટ' પણ મળી જાત!

સ્ત્રીસ્વાતંત્ર્ય વીશે તો થોડુંજ કહેવું પડશે. બધેજ સ્ત્રીઓની બહુમતી હોત, સાહેબ, સમજ્યા કે? મ્યુનીસીપાલીટી તથા ધારાસભામાં પુરુષ સામે સ્ત્રીઓ ઉમેદવારી કરતી હોત. અને સભ્યોને 'Mr. Chairman' અથવા 'Sir' થી નહીં પણ Madam થીજ શરુ કરવું પડત. પુરુષોને તો ગવર્નમેંટ પક્ષની માફક મુગાજ બેસવાનો પ્રસંગ હોત. જે કારભાર અને બીલો પાસ થાત તે બધાજ સ્ત્રીઓની એટલે હાલના સ્વરાજ પક્ષના જેવીજ બહુમતીથી. મને તો આ ઘણુંજ સમવડમયું થઇ પડત. મને કૈં રાજકીય બાબતનો શોખ નથી પણ જરા અમારાં બાઇસાહેબને એવું કૈં ખરું. તેમને છેવટે ભાડુતી મત મેળવીને પણ ધારાસભાના મેમ્બર બનાવત!

કેમ, આટલું જાણ્યા પછી તો જરુર તમારા મોઢામાં પાણી છુટવું હશે! 'અ...ર...ર ફક્ત થોડાજ વર્ષ મોડા જન્મ્યા હોત તો કેવી લહેર પડત!' આ વિચાર જરુર તમને આવ્યા વિના રહેશે નહીં. તમારો વિચાર બદલશે કે? મારી સાથે તમે પણ પરમેશ્વર પર ફરીઆદ લઇ હલ્લો કરવા થઇ જાઓ તૈઆર, નહીં તો તમારા પ્રતિનિધિ તરીકે હું એકલોજ એ બહેરાને પુરો પડીશ પણ ચાલો, હવે અરણ્યરુદન કરવાથી શું ફાયદો? જે થનાર હતું તે થઇ ગયુ. *

* "હું મોડો કેમ જન્મ્યો?" ના લેખકની માફી સાથે.



# નવું સાહિત્ય

[અનુસંધાન પૃષ્ઠ ૯૨ થી]

અ. સૌ. દીવાળીબહેને "શરુઆતમાં માંદગીમાં માવજત કરવાનાં પુસ્તકો વાંચ્યાં, તેને લગતું શિક્ષણ લીધું અને સેંટ જોન એમ્બ્યુલન્સની 'માંદગીમાં માવજત કરવાની' પરીક્ષા પાસ કરી સર્ટીફીકેટ મેળવ્યું. ત્યાર પછી ઇન્ફ્લુએન્ઝાનું દરદ આખા હીંદુસ્થાન સાથે અમદાવાદમાં ફેલાતાં અમદાવાદમાં બની શકે તેટલી લોકસેવા કરી. ત્યાર બાદ સ્ત્રીઓની અને પુરુષોની ઇસ્પીતાલોમાં કેટલુંક વ્યવહારુ શિક્ષણ લીધું અને દાકતરી લાઇનમાં જોડાવાને અમદાવાદ મેડીકલ સ્કુલમાં બે વર્ષનો અભ્યાસક્રમ પુરો કર્યો." પણ પછી "અભ્યાસ અને દુનીઆદારીના બોજાથી" આ બહેન ભયંકર મદવાડમાં સપડાઇ ગયાં અને તેમાંથી સાજાં થયા પછી આરામ લેવાની જરુર હોવાથી આગળ અભ્યાસ મુલતવી રાખી આપણા ભાગવત , રામાયણ વગેરે ધાર્મિક ગ્રંથો, આયુર્વેદિક સાહિત્ય, સદ્‌ગત વૈદ્યરાજ જટાશંકર લીલાધરનાં પુસ્તકો તથા સ્ત્રીપુરુષના સંબંધ વીશે પાશ્ચાત્ય પુસ્તકો વાંચી તેના તારણરુપે આ પુસ્તકનું કાચું લખાણ તૈયાર કર્યું. અને એમના પતિ રા. રા. જગજીવન શિવશંકર ત્રિવેદીએ બધું લખાણ વાંચી સ્ત્રીવર્ગને લગતું તમામ લખાણ કાયમ રાખી પુરુષવર્ગને લગતા સૌ. દીવાળી બહેનના લખાણમાં પોતાને યોગ્ય લાગ્યો તેટલો સુધારોવધારો કરી આ પુસ્તક છપાવી આપ્યું.

આ ગ્રંથ આ રીતે તૈયાર થયો છે. આ દંપતીનો ઉત્સાહ અને શ્રમ પ્રશંસાપાત્ર છે. આખું પુસ્તક સાદી ભાષામાં છે, અને વિષયવિવેચન પણ શાસ્ત્રીય કરતા સારું, વિસ્તારવાળું અને સહેલાઇથી સમજાય એવું છે.

આ ગ્રંથમાં લગ્ન અને તેના ફાયદા, વરકન્યાની પસંદગી, પ્રેમ એ શી વસ્તુ છે? પુત્રપુત્રીનાં માબાપોને સુચના, સ્ત્રીની જનનેંદ્રિય અને ગર્ભસ્થાન પુરુષની જનનેંદ્રિય, તેની રચના અને ગુણધર્મ, વિષયવાસના—તેનો ઉપયોગ અને ગેરઉપયોગ, બ્રહ્મચર્યનો કાયદો, સંતતિ ઉત્પન્ન કરવાની આવશ્યકતા, આદર્શ સંતતિ નિર્માણશાસ્ત્ર, ગર્ભાધાન માટેનો અનુકુળ સમય, સગર્ભાવસ્થાનું ગર્ભસ્થાન, માણસનું નસીબ ગર્ભાશયમાંજ ઘડાય છે, સગર્ભાવસ્થા, તેનાં ચિન્હો અને મુદત, સગર્ભાવસ્થામાં જણાતાં દુઃખદરદો, સુવાવડ, પ્રસુતા અને બાળકની માવજત, પ્રસુતિ અને બાલમરણ, સુવાવડ અને ઝેરી તાવ, બાળકનું ચારિત્ર્ય માના ખોળામાં ઘડાય છે, બાળકોનાં ખુન, સ્ત્રીઓનાં ખાસ દરદો, તેનાં કારણો, ચિન્હો અને ઇલાજો, પુરુષોનાં ખાસ દરદો, હસ્તદોષ, વાંઝીઆપણું અને નામર્દાઇ—તેનાં કારણો, સારવાર અને સુધારો, સ્ત્રીઓના હક્ક, શારીરિક અને માનસિક સ્વચ્છતા, ઉંટવૈદ્યો દવાઓ અને પેટંટ મેડીસીન, પરણેલું સુખી જીવન કેમ ગાળવું? મનુષ્યજન્મ સાર્થક કરનારું જીવન ગાળો, આત્મનિરીક્ષણ, માણસો પરમાત્માની વિચાર સંતતિ છે: આ પ્રમાણે ૩૨ પ્રકરણો છે તેનાં નામો ઉપરથી આ પુસ્તકનુ વસ્તુ કૈંક ખ્યાલમાં આવશે. જો કે બધાં પ્રકરણનાં નામો તે તે પ્રકરણના વિષયનાં બરાબર સુચક હોય એવું નથી છતાં કેટલા બધા વિષયોને સંગ્રહવાનો પ્રયત્ન થયો છે તે સ્પષ્ટ દેખાય છે. આ પુસ્તકનો મુખ્ય હેતુ સ્ત્રીપુરુષના સંબંધમાં સંયમનો ઉપદેશ કરવાનો છે. અલબત્ત સાથે સાથે સ્ત્રી અને પુરુષના જનન અવયવો, તેના સ્વાભાવિક ધર્મો, સ્ત્રીપુરુષના જનન અવયવોના

ખાસ રોગો, વગેરે વિષયોનું ટુંકું વિવેચન કર્યું છે ખરું. પણ માત્ર આ વિષયનેજ ચર્ચનારાં પાશ્ચાત્ય પુસ્તકો (Sexual Diseases વગેરે) માં આ વિષય જેવો વિગતવાર ચર્ચ્યો હોય છે તેમ અહીં કર્યું નથી. બીજી તરફથી પ્રસૂતિશાસ્ત્રની ઘણી ખાસ્તોનું વર્ણન કરવામાં આવ્યું છે. અલબત્ત એ વિષયનાજ ખાસ ગ્રંથમાં હોય એટલું વિગતવાર નહીં. બીજી તરફથી કામશાસ્ત્રનો વિષય આ પુસ્તકની મર્યાદામાં આવી જાય છે છતાં પ્રાચીન સંસ્કૃત કામશાસ્ત્રની અથવા પાશ્ચાત્ય કામશાસ્ત્રની દૃષ્ટિએ એની બીલકુલ ચર્ચા નથી કરી. જ્યારે 'સારી સંતતિ'નો વિષય ચર્ચ્યો છે (જુઓ પ્રકરણ ૧૦ મું). ટુંકામાં વિષયની મર્યાદા ખુબ વિશાલ રાખી આ પુસ્તક જુવાન અને પરણેલાં સ્ત્રીપુરુષોને નીતિ, ધર્મ અને સંયમવાળું જીવન કલ્યાણકારી છે એમ બોધ આપવા સાથે થોડું વૈદકજ્ઞાન પણ આપે છે. મતલબ કે આ પુસ્તક નવીન જ્ઞાન કે અપૂર્વ રસસામગ્રી આપવાનો દાવો કરતું નથી પણ જગતનાં સામાન્ય કોટિનાં જુવાન સ્ત્રીપુરુષોને સન્માર્ગ દર્શાવવા ઇચ્છે છે. અમે પણ 'જુવાનોને તથા પરણેલાંઓને' આ પુસ્તક વાંચવાની તથા એમાં કહ્યા પ્રમાણે જીવનને અને તેટલું બ્રહ્મચર્ય અને સંયમને માર્ગે વાળવાની ભલામણ કરીએ છ.એ.

૨

લેખક:
રા. રતિપતિરામ ઉદ્યમરામ પંડ્યા

---

**અંગ્રેજી ઠાકોર ભાગ ૧ લો**—લેખક: રા. ઉછરંગરાય કેશવરાય ઓઝા, બી. એ., પ્રકાશક: રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મુંબાઇ. પૃષ્ટ ૧૦૮ મૂલ્ય: રૂ. ૨-૮-૦.

'અશ્વત્થામન'ના તખલ્લુસથી લખતા રા. ઓઝાની 'સમાલોચક'માં કટકેકટકે પ્રગટ થતી સળંગ વાર્તા અંગ્રેજી ઠાકોરનો પ્રથમ ભાગ સ્વીકારતા અમને આનંદ થાય છે. રા. ઓઝાનો જો આ પ્રથમ પ્રયાસજ હોય, તો તે ઘણે અંશે સફળ થયો છે. અને પ્રથમ ભાગની માફકજ દ્વિતીય ભાગ પણ સફળતા પ્રાપ્ત કરે, એમ અમે ઇચ્છીએ છીએ. અંગ્રેજી ઠાકોરની વાર્તાના લેખકને એટલી સુચના કરવાની રહે છે કે આટલેથી અટકી નહીં જતાં ઇશ્વરદત્ત બુદ્ધિનો લાભ તેઓ ગુજરાતને નિરંતર આપ્યાંજ કરે!

અસહકારના જુવાળ પર જુવાળ આખા હીંદુસ્થાનમાં આવવા લાગ્યા, તે સમયે નાનાંમોટાં દેશી રાજ્યોમાં શાંત સળવળાટ શરુ થયો હતો. આપણી ચોતરફ પરિવર્તન થઇ રહ્યું, અને પોતાના સ્વતંત્ર પ્રદેશમાંથી આ પરિવર્તનનું નિરીક્ષણ કર્તાએ જે કૈં કર્યું, તેને આ વાર્તામાં ઉતારવાનો તેમનો પ્રયાસ સફળ થયો છે.

અંગ્રેજી રાજ્યનીતિનાં શાંતિ અને વ્યવસ્થાના ઓઠાના હેઠળ ગરીબડી પ્રજાને કેમ સતાવવામાં આવે છે, પ્રજાનું ભલું વાંછનાર રાજા અંગ્રેજ સરકારને કેમ અકારો થઇ પડે છે; અને રાજ્યમાં પ્રજાનું ભલું કરવાની ભાવના ગમે તેટલી પ્રબળ હોય, છતાં પણ પરવશતાને લીધે તેનાથી કૈં થઇ શકતું નથી, એટલુંજ નહીં, પણ જો રાજા પ્રજાપ્રેમ મેળવવા પ્રયાસ કરે તો રાજ્યનીતિ નહીં જાણવાનો દોષ તેને માથે ઓઢાડી તેને પરદેશ મોકલવામાં આવે છે. દેશી રાજાઓ પ્રત્યે અંગ્રેજી શાસનકર્તાઓના વર્તનની આ જગજાહેર પ્રણાલિકા છે.

અજ્મેજી ઠાકોરની વાર્તામાં ઉપર્યુક્ત સર્વ ના બને છે. શરચ્ચંદ્ર નામનો પાશ્ચાત્ય કેળવણી મેલો રસિક યુવક અને ઉંચી જાતની લવણી પામેલી વિધવા પદ્મા નામની યુવતીના યભિચારનું પરિણામ અજ્મેજી ઠાકોર તરત ન્મેલી અવસ્થામાં હોળીખાડે ત્યજી દેવાય . દેશી રાજ્યોમાં સામાન્ય રીતે બને છે તેમ આ બાળક હોળીખાડેથી કુદરતી રીતે રાણીવાસમાં ગોઠવાય છે, અને પુત્ર જન્મતાં વધામણાં દરબારને દેવાય છે. પુત્ર જન્મને લીધે ઘેલા બનેલા જેતાજી દરબાર પોતાના તાલુકામાં પ્રજાસુખને વાસ્તે રેલ્વે, તાર, ટેલીફોન, વગેરે સગવડનાં સાધનો દાખલ કરે છે.

દરબારના મરણ પછી અજ્મેજી ઠાકોર દરબાર થાય છે. અંગ્રેજી રાજ્યસત્તાનો પ્રતિનિધિ હેમર્ટન અને તેનો મદદનીશ દીવાન શરચ્ચંદ્ર દરબારને અંગ્રેજી વાતાવરણમાં ઉછેરવા યત્ન આરંભે છે. કેટલેક સમયે રાજ્યમાં દુકાળ પડે છે. બીજે વર્ષે પણ વરસાદનાં ચિન્હ જણાતાં નથી, તેથી પ્રજા અકળાઇને તોફાને ચઢે છે. ઠાકોરની જાણ બહાર હેમર્ટન લશ્કરી કાયદો જાહેર કરે છે. દુકાળીઆઓને પરહેજ કર્યાની ખબર અજ્મેજીને થતાં તેનું દીલ દુભાય છે. તેનામાં પ્રજાવાત્સલ્ય ઉભરાય છે. રાજ્યગુરુ ભાસ્કર ભટની સુચનાનુસાર અજ્મેજી પરહેજ કરેલાઓને મુક્ત કરી યજ્ઞ આરંભે છે. યજ્ઞ આરંભાતાં મુશળધાર વરસાદ તુટી પડે છે. લોકો સંતોષ પામે છે, પણ હેમર્ટન તથા દીવાનને દરબારનું સ્વતંત્ર વર્તન ખુંચે છે. આખરે હેમર્ટનના રીપોર્ટથી એજન્ટ ત્યાં આવે છે, અને અજ્મેજીને રાજ્યવ્યવસ્થાનું જ્ઞાન મેળવવા માટે પરદેશ જવાની ફરજ પાડવામાં આવે છે. અર્જુનસિંહનું ભંડળ મીસરમાં આવે છે. મુસ્તફા કમાલ વગેરેની મુલાકાત અજ્મેજીને થાય છે, અને હીંદુસ્થાનનું ભવિષ્ય વીચારાય છે.

અજ્મેજીને દરબારગઢમાં જન્મ અપાવતી વખતે રાણીજીને પેટે અવતરેલી બાલિકા રાજગુરુ ભાસ્કરભટ્ટને ત્યાં ઉષા નામે ઉછરી મોટી થાય છે. આ ઉષા અને અર્જુનસિંહ એકમેકને ચાહતાં શીખે છે. અર્જુનસિંહના દેશવટામાં ઉષા તેની સાથેજ રહે છે. પદ્માને પોતાના પુત્રનું અભિધાન થએલું હોવાથી તે પણ અર્જુન સાથે જળયાત્રાએ જાય છે. જેમલ નામનો અર્જુનનો મામો અને સામંત અર્જુન સાથે આવે છે. આ પુસ્તકના અંતમાં અર્જુનસિંહ તથા ઉષા બોલ્શેવીકોના હાથમાં સપડાઇ રશીઆમાં પડયાં છે; અહીં આ ભાગ પુરો થાય છે.

લેખકે પાત્રોની પસંદગી વાર્તાને અનુકુલ અને સુંદર કરી છે. શૈલી મરળ. અને પ્રિય લાગે તેવી છે વાર્તામાં લાંબાંલાંબાં ટાયલાં કે નકામાં વર્ણનો નથી. નાટકના પ્રવેશની માફક એક પછી બીજું પ્રકરણ આરંભાયું છે. આ વાર્તા ગુજરાતી સાહિત્યમાં ઉંચું સ્થાન ભોગવે એમાં શંકા નથી. આશા છે કે ગુજરાતનો શિષ્ઠ વર્ગ આ વાર્તાને સહર્ષ વધાવી લે.

આ પુસ્તકનું કદ જોતાં કીંમત ઘણીજ વધારે પડતી લેખાય. વાર્તા ગમે તેવી સારી હોય, છતાં વધારે પડતી કીંમતને લીધે તેનો પ્રચાર જોઇએ તેવો થતો નથી, એ વાત વીસરાવી ન જોઇએ. એકની ચોપડીએ પચાસ જણ ચલાવી લેનારા ગણત્રીબાજ ગુજરાતના વાચકોની નાડ પારખીનેજ પુસ્તકોની કીંમત આંકવી ઘટે છે. વળી બે ભાગ પાડવા જેવું પુસ્તકનું કદ ન હોવાથી આ પુસ્તકનો ઉઠાવ એટલો બધો થશે કે કેમ તે જરા શંકાસ્પદ છે. બાકી વાર્તાનું મૂલ્ય પુસ્તકના મૂલ્ય કરતાં ઘણું વધારે છે, એમાં તો શંકા છેજ નહીં.






પુસ્તક ૮ ] કાર્તિક ૧૯૮૨ [ અંક ૨

ગુજરાત અને યુગધર્મ

# અભિનંદન

લેખક :
રા. રસપાલ

સુવર્ણ રસ લીપી આકાશે,
કુંકુમનાં છાંટણ છાંટયાં;
પૂર્વ દિશામાં નવલ રંગનાં,
રક્ત વર્ણ પગલો પાડયાં.
તારક પુષ્પની માળ ગુંથતી,
કો બાલા નચવે નયણાં;
સ્નેહ ભર્યાં મનુજોને આપે,
અભિનંદન નવ વર્ષ તણાં. ૧



સકળ સદન ઉગજો મુજ જેવી,
ભાગ્ય તણી ઉજ્વળી ઉષા;
અજવાળો તમ સ્નેહ સૌખ્યની,
ક્લેશ કુસંપ વિચ્છિન્ન દિશા;
તારક ફુલ નભથી વીણી ગઇ,
ફુટયાં બાલરવિનાં કિરણાં;
લંબાવી કર કનક આપતાં,
અભિનંદન નવ વર્ષ તણાં. ૨



રાજાભાઈને ત્યાં રાવબહાદુરની મોઝીલી દીકરી–સુલોચના–આજે તેને ભાવિ પતિ મળવા આવનાર હોઈ તેનો વિચાર કરતી બેઠી છે. સુદર્શનનો વિચાર આવતાં તે તેને 'બાચીયુ'' ગણી હસી કાઢે છે.

પ્રમોદરાય અને સુદર્શન ત્યાં આવી પહોંચે છે. વડીલો કેટલાંક અગત્યનાં કામમાં રોકાય છે અને એક ખંડમાં સુદર્શન અને સુલોચના–ભાવિ વરવહુ–અઠડારાથી એકમેક સામે જોઈ રહ્યાં છે. આખરે સ્પષ્ટ વાર્તાલાપ શરુ થાય છે. અને સુદર્શન સુલોચનાને પોતાનું જીવનધ્યેય સમજાવતાં એકમેકનો પાટો નહીં ગોઠે અને તેથી તેની સાથે લગ્ન નહીં કરવાનું સુલોચના પાસેથી વચન લે છે.

સાંજના રાવબહાદુર અને પ્રમોદરાય પોતપોતાને સ્થળે વિદાય થાય છે.

સુદર્શન રુમ ઉપર પાછો જાય છે. રસ્તામાં હીંદની સ્થિતિ વીશે વિચાર કરવા માંડે છે અને હીંદ દેવીની મૂર્તિને સેવાની આજ્ઞા કરતી જુવે છે. થોડી વારે આ સ્વપ્નમાંથી જાગ્રત થઈ તેના મિત્રોને જઈ મળે છે અને તેના મિત્રમંડળ સાથે સાંકેતિક સ્થાને–ભીમનાથના તળાવે–મળવા તૈઆર થાય છે. સુદર્શનનુ બાલજીવન કોઇપણ જાતના ચમત્કાર વિના, ભાનુશંકર મહેતાજીની નીશાળે પાટી પર ધુળ નાખ્યાના દિવસથી શરુ થાય છે. તેને આઠ વર્ષે યજ્ઞોપવિત આપી બ્રહ્મચારી–બ્રાહ્મણ–બનાવે છે; અને તેને લાગે છે કે તે કૌશિકાદિ ઋષિવરોની સાથે બેસવા યોગ્ય બન્યો છે. નાટકો જોતાં, ઈતિહાસ વાંચતાં તત્કાલના વિશ્વનાયકો–તેમની ભાવના–સાથે તેને મૈત્રી થાય છે; અને તેને તેની મદદથી તેઓ પોતાનું કાર્ય સાધતા લાગે છે.

મુસલમાન રીયાસત વાંચતાં હીંદુ મુસ્લીમ વિરુદ્ધ ઝનુનથી ઉશ્કેરાઈ જાય છે. પરંતુ બડેમીયાંકાકા વગેરેની તેના પ્રતિની પ્રીતિ જોતાં તે ઓસરી જાય છે. આ રીતે તે નાનપણથી ઇચ્છાભિલાષી સ્વપ્નો સેવતો દિવસેદિવસે મોટો થતો જાય છે.

સુદર્શન તેના પિતા સાથે ફરવા જાય છે અને રસ્તામાં એક અંગ્રેજ ઘોડેસ્વાર મળે છે. ગોરો સવાર બને બાપદીકરાને બીજે દિવસે તેની સ્રીના જન્મદિવસ નિમિત્તે આમંત્રણ આપે છે.

ગોરા અમલદારને ત્યાં બીજા નાગરિકો માધવલાલ માભાઇ અને દલાલ વગેરે આવે છે. પરંતુ ગોરા અમલદારની વિચિત્ર અને અભિમાનભરી વર્તણુક ને વાતચીતથી તેને પોતાનું, પોતાના પિતાનું અને બીજાઓનું ખરું સ્થાન શું છે તે સમજાય છે.

માધવલાલ, માભાઇ અને દલાલ તેમજ તેના પિતાના ખુશામતભર્યાં હલનચલનથી તેને પોતાના દેશીઓ ગોરી પ્રજા આગળ કટકા ટુકડા માટે પુંછડીઓ પટપટાવતા શ્વાનસમા લાગે છે. અને તેના હૃદયમાં ડામ ઉઠે છે.

તેને તેના સ્વપ્નમિત્રો ઉપર, તેના પૂર્વજો ઉપર ઘણો ક્રોધ ચઢે છે.

સુદર્શને મેટ્રીકની પરીક્ષા પસાર કરી. અને વેકેશન બહારનું વાચન વધારવામાં ગાળી. પડોશની ગમન સાથે એક દિવસ લગ્ન વીશે ચર્ચા થઈ. તેમાં તેને હીંદુસમાજ ને માબાઈનું પ્રભવસ્થાન જણાયું. આ સામે તેના સ્વપ્નવિલાસી મને બળવો કર્યો. તેને બ્રાહ્મણત્વની માત્ર નીશાનીઓ તરફ તિરસ્કાર થયો. તેને નેપોલીઅનનું જીવન પ્રેરણા પાઇ રહ્યું. વાચનની મર્યાદા તેણે વિસ્તૃત કરી. અને અમદાવાદની કોંગ્રેસ અને હીંદના મેઝીની સુરેંદ્રનાથના ભાષણે તેનામાં રાષ્ટ્રીય અસ્મિતા જાગ્રત કરી.

તેને દેશની અને સમાજની ગુલામી અવસ્થાનું તીવ્ર ભાન થયું ને તે જાગી ઉઠયો. ઇતિહાસ અને વીર નરોનાં જીવનચરિત્રોએ તેને વિપ્લવની પ્રેરણા પાઇ. તેણે તોડવું, ફોડવું ને બાંગવુંજ એમ સ્વપ્નો જોયાજ કર્યાં. અને આ બધા વિનાશને અંતે એક નવી સૃષ્ટિ–તેની કાલ્પનિક સૃષ્ટિમાં તે વીહરવા લાગ્યો. જાપાને રશીઆને–યુરપને–પડકાર કરવાને યુદ્ધ આરંભ્યું, સુદર્શને આ વિજયથી આખો એશીઆ ખંડ કુંભકર્ણી ઉંઘમાંથી ઉઠતો જોયો. તે 'એશીઆની એકતા'નાં સ્વપ્નામાં પલવાર મુગ્ધ થઇ ગયો, પણ લોર્ડ કર્ઝનના અપમાનભર્યાં શબ્દોથી, અને બંગાલના ભાગલા પાડવાના સરકારના ઠરાવથી તેને બ્રીટીશ હકુમત નીચે કચડાતા હીંદની ગુલામી દશાનું તીવ્ર ભાન થયું, ત્યારે એ સ્વપ્નાં શમી ગયાં.

બંગાળે 'વંદેમાતરમ્'ના ગીતથી 'મા'ની અપરિચિત અને આકર્ષક ભાવના પ્રગટાવી ત્યારે સ્વદેશનું એક પરમ તેજસ્વી જીવંત વ્યક્તિ તરીકેનું ચિત્ર સુદર્શનની દૃષ્ટિ સમક્ષ ખડું થયું. જ્યાં ને ત્યાં તેને 'માતા'નું દર્શન થવા લાગ્યું.

રજાઓમાં તે પોતાને ઘેર ગયો, અને એક દિવસ ગામ બહાર દૂર એક ટેકરી ઉપર ફરવા ગયો, ત્યાં તેને એક તેજસ્વી સ્ત્રીનું અચાનક દર્શન થયું. પેલી સ્ત્રીએ પોતાના જીવનની દર્દભરી કહાણી સુદર્શનના આગ્રહથી તેને કહી સંભળાવી. "હું સેંકડો વર્ષ થયાં વીરમાનવતાની પ્રતિમા રૂપ મારા પતિની–પ્રાણની વાટ જોતી બેઠી છું પણ હજી તેનાં દર્શન થતાં નથી, ઘણાએ પુરુષો અને મારા પુત્રો વચન આપી ગયા છે પણ એકે હજી પૂર્ણ થયું નથી ને હું અધમાધમ દશા ભોગવી રહી છું." એમ કહી તે સુંદરી આંસુ સારવા લાગી. "મા! ગભરાશો નહીં, એમને હું લઇ આવીશ." એમ કહેતો તે ઉંચું જોવા લાગ્યો એટલામાં તો પેલી સુંદરી અદૃશ્ય થઈ ગઇ

"મા! મા! હું તમારા પ્રાણ પાછા લઇ આવીશ–નહીં તો પ્રાણ જતા કરીશ" એમ બોલતો તે ટેકરી ઉપરથી ઉતરી પડ્યો.

(હવે આગળ વાંચો.)

## પ્રકરણ ૬ ઠ્ઠું–(ચાલુ)

## ભારતીની આત્મકથા

૮

'મા'ના પ્રથમ દર્શન પછી સુદર્શનને તેની ઝંખના વધી ગઇ. લગભગ દરરોજ રાતના 'મા' તેને દર્શન દેતી; અને આખો દિવસ તેનું સ્વરુપ, તેનું સૌંદર્ય ને તેની મુક્તિના વિચાર તે કર્યાં કરતો. અને આ વિચારોમાં 'બંગાલી' પત્ર તેને ઘણી મદદ કરતું.

'સ્વદેશી' નો પવન બંગાલમાંથી ચારે દિશામાં પ્રસર્યો. સ્વદેશી વિચાર, સ્વદેશી આચાર, સ્વદેશી વસ્તુ, સ્વદેશી ભાષા–આ બધાં આદરણીય લેખાવા લાગ્યાં. સુદર્શનને 'મા' પોતાનું ગૌરવ ફરીથી પ્રાપ્ત કરતી દેખાઇ; પુત્રો 'મા' ને ફરી ઓળખી રહ્યા લાગ્યા.

...ક નવું દરરોજ થતું હતું. કલકત્તામાં સ્વદેશી વ્રત માટે યુવકો પ્રાણ આપતા હતા; વિદેશી કાપડ ખરીદવા જનાર સુંદરીઓના પગ આગળ આડા પડી તેમને તે સ્વદેશી થવા પ્રાર્થતા હતા; અને 'વંદે માતરમ્'થી 'મા'નો વિજય ઉચ્ચારતા હતા. સ્વદેશી થવા માટે, 'વંદે માતરમ્', ઉચ્ચારવા માટે વિદ્યાર્થીઓને શિક્ષા થતી; નીશાળોને આપવામાં આવતી મદદ છીનવી લેવામાં આવતી; અને લોકોને ડરાવવા પોલીસોને સ્કુલમાં ને ગુરખાઓને ગામમાં બેસાડવામાં આવતા. સરકારે સરક્યુલર કાઢી 'વંદે માતરમ' ઉચ્ચારવું ગુન્હો ઠેરવ્યો. 'વંદે માતરમ' ઉચ્ચારવા બંગ યુવકોએ 'એંટી–સરક્યુલર' સમિતિ કાઢી.

૧૪મી એપ્રીલ ૧૯૦૬ ને દિવસે બેરીસાલમ રસુલ બેરીસ્ટરના પ્રમુખપણા નીચે કોન્ફરંસ ભરાવાની હતી.

બપોરે બે વાગે કોન્ફરંસના સભ્યો, શાંતિથી ત્રણ ત્રણની હારમાં રાજાની હવેલીથી નીકળ્યા. પહેલી હારમાં સુરેંદ્રનાથ, મોતીલાલ ઘોષ, ભુપેન્દ્રનાથ બસુ–બંગાલના અમર નેતા હતા. પછીની હારમાં અરવિંદ બાબુ ને બીજા હતા. પોલીસો લાઠી સહિત હાજર હતા.

જેવા એંટી–સરક્યુલર સમિતિના સભ્યો બહાર પડ્યા એટલે પોલીસો તેમના પર તુટી પડ્યા. નિઃશસ્ત્ર છોકરાઓને મારવા એ સહેલી

વાત હતી; છોકરાઓ 'વંદે માતરમ્'ના ધ્વનિથી જવાબ આપે એ સ્વાભાવિક વાત હતી. પરિણામે માથાં ફુટયાં—સ્વદેશભક્ત યુવકોનાં. ચિત્તરંજન ગુહને તળાવમાં નાખી દેવામાં આવ્યો. સુરેંદ્રનાથને પકડી મેજીસ્ટ્રેટને ત્યાં લઇ જવામાં આવ્યા. બીજે દિવસે પોલીસે કોન્ફરંસ વીખેરી નાખી.

યુદ્ધ શરુ થયું લાગ્યું. આખા હીંદમાં હજારો હૃદયો સમરાંગણમાં ઝંપલાવવા કુદી રહ્યા. સુદર્શનના ઉત્સાહનો પાર રહ્યો નહીં. 'મા'ના 'પ્રાણ' અનેક યુગે પાછા વળતા લાગ્યા.

બેરીસાલનો અનુભવ કરી અરવિંદ ઘોષ પાછા આવ્યા ને વડોદરા કોલેજમાં છોકરાઓને 'માતાની મહત્તા' પર ભાષણ આપ્યું. તેમાં તેમણે બેરીસાલની કહાણી પણ થોડીઘણી કહી. સુદર્શનને લાગ્યું કે બંગાલમાં જે ચેતન પ્રસરતું હતું તેમાં તેનો પણ હીસ્સો હતો.

માતાની મુક્તિનાં, સ્વદેશીનાં, ઉદ્ધારનાં, સ્વાતંત્ર્યનાં અનેક સ્વપ્નાં તેના મગજમાં તરવરી રહ્યાં હતાં; અને તે બધાને તે સ્પષ્ટ સ્વરુપ આપી રહ્યો. એને એમ લાગતું હતું કે 'મા'ના 'પ્રાણ' પાછા આણી આપવાની જોખમદારી માત્ર તેના એકલાનેજ માથે હતી.

ધીમેધીમે કેટલાક સમાનશીલ છોકરાઓ એકબીજાનો પરિચય કરી માતાની ભક્તિના સંપ્રદાયની કંઠી એકબીજાને બાંધવા લાગ્યા.

અરવિંદ ઘોષે એટલામાં રાજીનામું આપ્યું. 'મા'ની મુક્તિ માટે તે બંગાલ જતા હતા. તેમનું છેલ્લું ભાષણ સાંભળવા આ બધા માતૃભક્ત યુવકો આવ્યા હતા, ને રાતે ભીમનાથના તળાવ પર મળવાનું નક્કી કર્યું હતું.

---

# પ્રકરણ ૭ મું

## ભીમનાથને તળાવે

૧

ભીમનાથનું તળાવ અત્યારે ક્યાં છે તે શોધવું મુશ્કેલ પડે એમ છે; કારણ કે તેને પુરી નાખી તેના પર બંગલા કરવામાં આવ્યા છે. ૧૯૦૬ માં કીચડ ને કમળથી ભરપુર એ ગંદુ તળાવ ઢોરોને પાણી પીવામાં ઉપયોગમાં આવતું. કોઇક વખત કોલેજના વિદ્યાર્થીઓ તરવાનું શીખવાને બહાને તેમાં જઇ કુદતા, અને તેમાં વસતી અસંખ્ય જળોને પ્રતાપે પોતાનું લોહી શુદ્ધ બનાવવાની તક મેળવતા.

જ્યારે પાઠક, કેરશાસ્પ, પંડ્યા ને સુદર્શન ત્યાં પહોંચ્યા ત્યારે કાંઠા પર પાંચ છોકરા બે ફાનસ વચ્ચે મુઝી બેઠા હતા. ત્યાં પ્રસરી રહેલા અંધારાની કે અણગણતા મચ્છરોની પરવા રાખ્યા વગર આ ઉત્સાહી યુવકો દેશનો ઉદ્ધાર કરવા અહીંઆં ભેગા મળ્યા હતા. અરવિંદ બાબુના ભાષણના નીશામાં તે ચકચુર હતા. તેમનાં અંતર હીંમત, આશા ને કાર્યતત્પરતાથી ભરેલાં હતાં. તેમની આંખો સ્વદેશભક્તિથી ચમકયા કરતી. 'કે કરવા, વખત આવે મરવા તે તૈઆર થયા હતા.

સુદર્શન જોડે આવેલા ત્રણ જણમાં કેરશાસ્પ ને મગન પંડ્યાના ચારિત્ર્યની રે[illegible] આગળ આપી છે. પાઠક આ બધાથી તીર[illegible] સ્વભાવનો હતો. સુદર્શન તેનો પ્રિય મિ[illegible] હતો; પણ તેના ઉમળકાની સીમા તે મિત્ર[illegible] માંજી આગળ વધતી નહીં. બીજા બધાના તર[illegible] શાંતિથી, ને તિરસ્કારથી તે જોતો. અને જ[illegible]

રાજકીય વિપ્લવનાં સ્વમાં બધાને આવતાં ત્યારે તેની મજાક કરવામાં તે મજાહ માનતો એટલુંજ નહીં, પણ કોઇ દિવસ ગાયકવાડ સરકારના દીવાન બની, દશેરાને દહાડે હાથીએ ચઢી પીંછી ઉરાડવાની આકાંક્ષા સેવતો. તે ગણત્રીબાજ હતો, અને પોતાના મિત્રોમાં પોતાની મહત્તા સ્વીકારાય માટેજ તેમની રાજકીય ને સામાજિક ઉદ્ધારની યોજનાઓમાં સામેલ થતો. તે વાદ-વિવાદમાં એક્કો હતો; અને વારાફરતી દરેકને મહાત કરવા પુરતો રસ વાતચીતમાં લેતો. સરકાર, કોંગ્રેસ, ધર્મ, સમાજ, નીતિ એ. બધાં ખરાં છે તેમજ ખોટાં છે એ તેણે બીજા મિત્રો પાસે સ્વીકારાવ્યું હતું. એ તો અત્યારે ગમ્મતને ખાતર અને સુદર્શન નાખુશ ન થાય એટલાજ માટે આવ્યો હતો.

જે પાંચ છોકરાઓ બેઠા હતા તે બધા દેશ-ભક્તિના ઉત્સાહથી ઘેલા થએલા હતા.

ધીરુ શાસ્ત્રી બી. એસસી. નો અભ્યાસ અને ટેનીસની રમત બંને હાથ કરવાને બનતા પ્રયાસો કરતો હતો. તેણે આર્યસમાજીઓની સોબતમાં ધર્માવલંબી રાષ્ટ્રીયતા કેળવી હતી; અને દયાનંદની દૃષ્ટિએ બધી દુનીઆ તે જોતો હતો. એને ધાર્મિક આંડબર તરફ તિરસ્કાર હતો, અને પ્રતિપક્ષી બીજી રીતે ન માને તો ડાંગના દુઃસહ ન્યાયથી તેને સીધો કરવાની તરફેણમાં હતો. પરીક્ષા પાસ કરી કાંગડી ગુરુકુલમાં અધ્યાપક બની, આર્યસમાજી ધર્મપ્રચારકોને કેળવી હીંદમાં સત્યયુગ પ્રસારવા તે અધીરો બન્યો હતો.

એની પાસે બેઠેલો સનત્કુમાર - જોષી જરા ઉગ્ર દેખાવનો ને સશક્ત છોકરો હતો. સામે થવા, તકરાર કરવા કે વહોરવા તે સદાએ તત્પર રહેતો. તે રોજ સવારે ત્રણસો પચાસ દંડ કાઢતો, ને સાંજના હનુમાનનાં દર્શન કરી અખાડે જતો. એના સ્નાયુઓ લોખંડના જેવા રહે તેની એને ઘણીજ કાળજી હતી. જ્યાં પણ શારીરિક નિર્બલતા તે જોતો ત્યાં એને ઉદ્વેગ થઇ આવતો; અને ચહા, બીડી, ગળપણ, વગેરેના ગેરફાયદા વીશે જ્યાં ને ત્યાં ભાષણો આપતો. એણે અત્યારથી રાવપુરામાં એક અખાડાની યોજના કરી હતી અને વિદ્યાર્થિઓને ઉઠબેસ કરાવવામાં તેને જેવો આનંદ મળતો તેવો એને બીજા કશાથી મળતો નહીં. નાનકડા ને નિર્બલ અંગવાળા સુદર્શન તરફ તેનો તિરસ્કાર કેમે કર્યો માતો નહીં; અને તેને જોતાં પોતાના હાથના સ્નાયુઓ તરફ ગર્વથી જોયા વિના પણ તેને ચાલતું નહીં.

ગિરજાશંકર શુકલ જુનીઅર બી.એ.માં ભણતો હતો. એનો ભાઇ ગાયકવાડી લશ્કરમાં હોદ્દા પર હતો એટલે એને લશ્કરનો ઘણો મોહ હતો. એણે કવાયતની ને લશ્કરની યોજનાની થોડીક નિર્જીવ ચોપડીઓ વાંચી હતી; અને અવારનવાર તેમાંથી મેળવેલા જ્ઞાનનો ઉપયોગ કરતો. દશેરાને દહાડે સવારી નીકળે ત્યારે શુકલ મહારાજ ગર્વઘેલા થઇ જતા. અને પોતાના ભાઇને ઓળખાવવા આતુર રહેતા. તે વડોદરાની પ્રજા હતો, અને સયાજીરાવ ગાયકવાડનો અનન્ય ભક્ત હતો. એને એ નરેશની શક્તિમાં સંપૂર્ણ વિશ્વાસ હતો. ગાયકવાડ મારફતે દેશનો ઉદ્ધાર સાધવાની યોજનાઓ તે હંમેશાં ઘડતો ને ભાંગતો.

નારણ પટેલ પગ લંબાવી, પાછળ હાથ ટેકવી [illegible] જાનવરની બેદરકારીથી તેણે માથું પાછું નાખ્યું હતું. તેનું જાડું શરીર જરાક હાસ્યજનક થતું હતું.

તે બી.એ.માં હતો; અને ગણિતમાં એક્કો હતો. બોર્ડિંગની ભીંતો તેના ગણિતના શોખની સદાએ સાક્ષી પુરતી; અને કાગળ ન મળે તો કોટકે ખમીસ પર હીસાબ ગણતો. દહાડામાં અનેક વખત

તેને જોવામાં કોઇને અજાયબી લાગતી નહીં. એ પ્રોફેસરની મદદ કદી લેતો નહીં, અને ન સમજાય એવા કોયડા તેમની સમક્ષ રજુ કરવામાં મોટાઇ માનતો. મેકોલે કરતાં પોતે ચઢે છે કારણ કે તેને બીલકુલ ગણિત આવડતું નહોતું—એ તેને મન સ્પષ્ટ હતું; અને ગણિતની કચાશને લીધે નેપોલીઅન વોટર્લુની લઢાઇ હારી ગયો, એ અભિપ્રાય તે ઘણી વખત ઉચ્ચારતો.

ઘણી વાર હોઠ પહોળા રાખી, રસ્તા વચ્ચે ઉભા રહી જઇ તે દેશનો વિચાર કરતો; અને કૈંક મોટું તોફાન ઉભું કરવાની યોજના કર્યા કરતો. એ તોફાન પોતાના અપ્રતિમ વકતૃત્વથી થવાનું છે, એવી તેને શ્રદ્ધા હોવાથી તે ભાષણો તૈયાર કરવાનું, ને ગોખવાનું કામ કર્યા કરતો.

મોહનલાલ પારેખ વિદ્યાર્થી નહોતો, પણ ગાયકવાડી નોકર હતો. તે બી.એ પાસ થએલો હતો, અને અરવિંદબાબુની સાથે પરિચયમાં આવ્યો હતો. તે ચોખ્ખો વિપ્લવવાદી હતો ને ગામેગામ વિપ્લવવાદ પ્રસારવામાં મુક્તિ માનતો. તેની નજર ઘણી લાંબી નહોતી, પણ તેનું મક્કમપણું દુર્જય હતું.

આ સંસ્કારી ને વિશુદ્ધ હૃદયના યુવકોના હૈયામાં સ્વાતંત્ર્ય ને માતૃભક્તિની જ્વાલા અખંડ ચેતી રહી હતી. પયગંબરોની શ્રદ્ધા તેમના હૃદયમાં સ્ફુરી રહી હતી. ગુજરાતના પ્રતાપી આત્માના તણખા સમાન આ છોકરાઓ-ને મન રાષ્ટ્ર રચવું એજ, [illegible] હતું; તેને સ્વતંત્ર કરવું એજ પ્રથમ કર્તવ્ય હતું.

૨

"પારેખ! બધા આવ્યા છે કે?" કેરશાસ્પે પુછ્યું.

"ના હજુ પેલા મુંબાઇગરા નથી આવ્યા."

"આવવા જોઇએ; શિવલાલને જગ્યા ખબર છે."

"કેમ ધીરજરામ શી વાત ચાલી રહી છે?" પાઠકે પુછ્યું. અને બધા ફ્રાનસની આસપાસ બેસવા લાગ્યા.

"હું આ ક્યારનો કહું છું" નારણ પરેલે વચ્ચે કહ્યું "કે આપણે Secret Society (છુપી મંડળી) કાઢવીજ જોઇએ. આજે સ્થાપના કરો. ફ્રાંસ, ઇટાલી—"

"છુપા મંડળથી કૈં કવાયત થવાની છે?" શુકલે કહ્યું.

"તમારામાં કવાયત કરવાનું પાણી ખરું કે?" પાઠકે ટકોર કર્યો.

"તમે એમ ધારો છો કે અમે બધા નમાલા છીએ?" સનત્કુમાર જોષીએ પોતાના સ્નાયુવાળા હાથ તરફ અણજાણતાં દૃષ્ટિ નાખતા કહ્યું.

"પણ રાષ્ટ્રીય ઝનુન વગર કેમ?" ધીરજરામે કહ્યું.

"તમારાં ઠેકાણાંજ ક્યાં છે?" પાઠકે કહ્યું.

"જરા સાંભળો." આજન્મ નરેશના ગૌરવથી કેરશાસ્પએ કહ્યું. એની આંખમાં ને વાણીમાં હંમેશા સત્તા હતી. બધા મુંગા થઇ ગયા. "વખત ઘણો થયો છે ને આજનું કામ આટોપી મારે તો હજી કેમ્પમાં જવું છે. વાદવિવાદનો આ વખત નથી. આપણે દરેક જણે પોતાની યોજના ઘડી છે. દરેક જણ પોતાની વાત કહી સંભળાવે તો કૈં સમજાય કે આપણે કઇ બાબતમાં સંમત છીએ?"

"હીંદ સ્વતંત્ર થવુંજ જોઇએ" નારણ પરેલે જાણે ટટાર બેસવાથી સ્વાતંત્ર્ય મળતું હોય તેમ ટટાર થતાં કહ્યું.

"કેવી રીતે એટલોજ સવાલ છે." પાઠકે કટાક્ષથી કહ્યું.

"એજ મુદ્દાની વાત છે." કેરશાસ્પે મજબુત પગ પર હાથ ઠોકતાં કહ્યું. "એ કોણ છે?" કોઈને દૂરથી આવતાં જોઇ તેણે પુછ્યું.

"એ તો હું અંબાલાલ." એક જણે કહ્યું. ને બે યુવકો આવ્યા.

"સાથે કોણ શિવલાલ કે?" પારેખે પુછ્યું.

"હા." કહી શિવલાલ શ્રોફ ને અંબાલાલ દેસાઇ બેઠા.

"હવે આપણે બધા ભેગા થયા છીએ." કેરશાસ્પે કહ્યું. "દરેક જણ પોતાની યોજના કહેવા માંડો. વખત ઘણો થયો છે. નારણભાઇ! તમારી શી યોજના છે."

"મારી યોજના તો સહેલી છે. આપણે એક છુપું મંડળ કાઢીએ–કાર્બોનારી[1] ધારી લોની. એક દહાડો છતા થઇ સત્તા હાથ લઇ લઇએ એટલે પુરું થયું." ઘણુંજ સહેલું કામ કહેતા હોય એમ નારણભાઇ બોલ્યા.

"તમને તો એ લાડવોજ ખાવાની વાત લાગે છે." પાઠક કહ્યું.

"પાઠક હવે વિવાદ જવા દોને." કેરશાસ્પે પોતે લીધેલા પ્રમુખપદેથી કહ્યું.

"ઠીક; બોલો ત્યારે." હસીને પાઠકે જવાબ દીધો.

"પાઠક છેજ એવા" નારણભાઇએ કહ્યું. "મેં ગણિતની માફક ચોક્કસ કરી રાખ્યું છે. પચાસ હજાર અંગ્રેજ તેવા પાંચ લાખનું છુપું મંડળ–એક અંગ્રેજે દસ હીંદી."

"ને તોપોની ગણત્રી નહીં–" પાઠકે સુદર્શનના કાનમાં કહ્યું.

"વારુ મોહનભાઇ! તમારી શી યોજના છે?"

"પણ યોજના ભેગી કરીને પછી શું?" અંબાલાલ દેસાઇએ કહ્યું.

"જોઇએ પછી કેટલું મળતાપણું છે?" કેરશાસ્પે કહ્યું.

"મોહનભાઇ બોલો" શાસ્ત્રીએ કહ્યું.

"હું તો જુસ્સામાં માનું છું. જુસ્સા વિના ત્યાગ આવે નહીં. એ જુસ્સો રાજદ્રોહી સાહિત્ય વિના આવે નહીં. એટલે પહેલાં છાનામાનાં પ્રેસ કાઢી ચારે તરફ ચેતનવંતું સાહિત્ય પ્રસારવું જોઇએ."

"ને પ્રેસ પકડાઇ જાય તો?" પાઠકથી નહીં રહેવાયું.

"એક નહીં તો બીજું, બીજું નહીં તો ત્રીજું. પ્રેસ નહીં તો લખીને ગામેગામ ને ઘેરેઘેર અસંતોષ ફેલાવવો જોઇએ."

"વારુ શાસ્ત્રી તમારી શી વાત છે? કેરશાસ્પે પુછ્યું.

"કેરશાસ્પ! મારી વાત તો ચોખ્ખી છે. હીંદુઓનો ધાર્મિક જુસ્સો જ્યાંસુધી ફેરવાય નહીં ત્યાં સુધી કૈં થવાનું નથી. મારે તો એક વિશાલ ગુરુકુલ સ્થાપવું છે ને તેમાં મહર્ષિઓ પેદા કરવા છે. એક ધર્મગ્રંથીએ બધાને બાંધી અમે દેશના ઉદ્ધારાર્થે આગળ પડીશું ત્યારેજ કૈં શુક્રવાર થશે"

"બધા મહર્ષિઓ માંહોમાંહ્ય મરાશે એટલે ગુરુવારજ રહેવાનો." પાઠકે સુદર્શનને ધીમેથી કહ્યું.

એક ચિત્તે આ બધું સાંભળી રહેલો સુદર્શન કચવાઇને બોલ્યો: "અરે ભાઈ સાંભળવા તો દે."

"હું તમને મારી યોજના કહું." ગીરજાશંકર શુકલથી મુગા નહીં રહેવાયું. "મારી યોજના બધાથી સરસ છે. હું બી.એ. થયો કે ગાયકવાડી લશ્કરમાં જવાનો ને લશ્કર હાથ કરી તેને વધાર્યે જવાનો. ને તે લશ્કરના જોરથી ગાયકવાડ સરકારને હીંદની ગાદી પર બેસાડવાનો."

કેરશાસ્પને પણ જરા હસવું આવ્યું. "એ લશ્કરને પટાકડી ફોડતાં આવડે છે કે?"

---

[1] ઈટાલીને સ્વતંત્ર કરવા ઉભી થએલી છુપી મંડલી

"નહીં આવડતી હશે તો આવડશે." શુકલે ખાત્રી બતાવી.

પાઠકે હાસ્યજનક નજરથી આકાશ તરફ જોયું.

૩

"પંડ્યા તમે શું કહો છો ?" શુકલે કહ્યું.

"હું તો એમ માનું છું કે જ્યાં સુધી વીલાયત કે અમેરીકા જઇ પાશ્ચાત્ય શક્તિનું રહસ્ય હાથ નહીં કરીએ ત્યાં સુધી કૈં વળવાનું નથી. મને તો કોઇ પૈસા આપે તો પહેલાં ત્યાં જઇ શીખી આવું. જાપાન એમજ તરી ગયું ને."

"એ તો પૈસાની વાત છે. જાપાનમાં તો સરકાર છોકરા મોકલતી હતી." સનત્કુમાર જોષીએ કહ્યું.

"આપણે અહીં ગાયકવાડ સરકાર છે." ગિરજાશંકર શુકલે કહ્યું.

"તમારી શી યોજના છે કેરશાસ્પ તે તો કહો." પાઠકે કહ્યું. "આ તો કોઇ એનો મત મળતોજ નથી."

"મારી યોજના તૈઆર છે. પણ એક ફેરા બધાને તો કહી લેવા દો. પછી હું. તમે શું કહો છો પાઠક ?"

"બધા કહી રહેશે પછી મને કૈં સુઝ પડશે. અહીંઆં તો મતભેદ એટલો દેખાય છે કે શું થશે તે સમજાતું નથી."

"વારુ શિવલાલ, તમે શું કહો છો ?" કેરશાસ્પે પુછ્યું.

"જુઓ દેશનો આધાર સંસ્થાઓ પર છે. ને સંસ્થાનો આધાર તેના ચાલક પર છે. જો આપણે એ બધા ચાલકોને કોઇ રીતે નચવી શકીએ તોજ બરોબર કામ થાય. બધી સંસ્થાના આપણે ચાલક બળ થઇએ, એટલે પછી બધી વાત ઝપાટાબંધ થાય."

"એ સહેલીજ વાત છેને" પાઠકે કહ્યું.

"અરે ભાઇ જવા દો. ને અંબાલાલ તમે ?"

"મારી યોજના તો તમે જાણો છો" અવાજ ધીમો કરી નિશ્ચયાત્મકતાથી દેસાઇએ કહ્યું. "હું ને એક મિત્ર બૉંબ બનાવવાની રીત શોધીએ છીએ. વિનાશનાં સાધનો વિના કૈં વળવાનું નથી. શુકલના લશ્કરનો, ને નારણભાઇના છુપા મંડલનો સઘળો આધાર તેના પર છે. એક સોપારી વડે મોટા મહેલો ઉડી જાય પછી શું ?"

બધા એકાગ્રચિત્તે થઇ, ડોકી આગળ ધરી સાંભળી રહ્યા.

"આખા યુરોપની સત્તાનો આધાર આ બળ પર છે. જેની પાસે દારુગોળો તે જીતે. આપણાથી બંદુક રખાતી નથી, તલવાર રખાતી નથી—આપણે એવું કૈં શોધી રાખવું જોઇએ કે એ બધાથી ટપી જાય."

"ને સદુભાઇ તમે શું કહો છો ?" કેરશાસ્પે પુછ્યું.

આ બધા બોલતા હતા તે વખતે જાણે તે ઉંઘી ગયો હોય તેમ તે ચમકી ઉઠયો. તેના મોઢા પર લોહી આવ્યું. તેને જરા ક્ષોભ થયો.

"હું—હું—પાઠક તમે કહો."

"હું છેલ્લો—"

"સદુભાઇ ! એમાં ખંચાઓ છો શું ? તમે તો આવી યોજના પર બહુએ વખત કાઢયો છે" કેરશાસ્પે ઉત્તેજન આપ્યું.

"જુઓ" જરાક ધ્રુજતે અવાજે સુદર્શને કહ્યું. "મારી પાસે યોજના નથી, પણ એક દ્દષ્ટિબિંદુ છે. તમે બધાએ અકેકી યોજના કહી.—પણ તમારા ખાસ દ્દષ્ટિબિંદુથી. 'મા'ના દ્દષ્ટિબિંદુથી નહીં."

"કેવી રીતે ?" નારણભાઇએ પુછ્યું.

[ વધુ માટે જુઓ પૃ૪ ૨૬૧ ]




લેખક:
રા. ધૂમકેતુ
ચિત્રકાર:
સૌ. જડાવબહેન ચી. વીણુ

આ કરુણ કથા નીચે પ્રમાણે બની. હસન નીઝામી જુની વસ્તુઓના નવા નવા સંગ્રહ માટે સારા શહેરમાં નામના ખાટી ગયો હતો. જુનાં ડબલાં, લીપ્ટનના ને બ્રુકબ્રોન્ડના ડબ્બાઓ, મેલીન્સફુડના ને પ્રીન્સેસ ટોફીના રદ્દી કે અર્ધા નવા ડબ્બા કે પેટીઓ, શીશાંઓ, કોરીના ફુટેલ પ્યાલા, ને અરધી ભાંગેલી ચીમનીઓ, આ બધી જડવસ્તુઓ વચ્ચે હસન નીઝામી બાદશાહની માફક બેસતો; 'આનું શું છે?' એટલું પુછે ત્યાં હસન નીઝામીની આંખ ચળકાટ મારે ને રુઆબબંધ જવાબ વાળે: 'છ આના: બીજી માગણી નહીં: ન લેવું હોય તો રસ્તો પકડો' એક સવાલનો જવાબ હમેશાં આ ત્રિપુટીથીજ વાળવાનો એને અભ્યાસ પડયો હતો.

જેવી નામના હસન નીઝામીની હતી તેવીજ નામના કેશવની હતી. આ જુવાન એક છેડેથી નીકળે ને શહેરને બીજે છેડે પહોંચે તેટલામાં જેટલી જુની ચોપડીઓ, જુના દેખાવના કાગળ ને જુની ઢબનું જે કંઈ મળે તે દોડીને ઉપાડે. ને કેશવ ઉપાડે એટલે એમાં કંઈક હશે એમ ધારી વેપારી પણ 'સાહેબ! બીજાના આઠ આના; પણ આપ તો હંમેશના ગ્રાહક છો માટે છઆના દેજો'–એમ બોલી બમણા પૈસા કઢાવે. પણ દરેક માણસનું અર્થશાસ્ત્ર જુદું હોય છે. એટલે કેશવ પૈસા ફેંકી તરત ચાલતી પકડતો. સૌને ખબર હતી કે તે ભુતકાળનો જીવ છે ને વર્તમાનકાળમાં રહે છે! કેશવ ઉછરતો ચિત્રકાર હતો; પણ તેની દૃષ્ટિ ભુતકાળના કલાગુરુઓ પ્રત્યે એવી ચોંટી હતી કે તેના વર્તમાનમાંથી જે ભવિષ્ય ઉત્પન્ન થશે તે ભુતકાળનોજ પડઘો પડશે એમ ઘણા માનતા. આ તરંગી જુવાનને સુંદર ચિત્રકાર તરીકે ઘણા ઓળખતા; જુનીપુરાણી જડ વસ્તુના સંગ્રાહક તરીકે વેપારીઓ જાણતા; ને અચ્છા જુવાન

તરીકે સારું શહેર પીછાનતું. એનામાં ખુબ શક્તિ હતી ને પુષ્કળ આશા હતી. જુવાન છતાં કેટલાક એને વૃદ્ધ જેવું માન આપતા. એને ચાહતા તો બધાજ કારણ કે એના ચહેરામાં એવી નિર્દોષ મધુરતા હતી. સૌ માનતા કે આ જુવાન એક ભાવાહી ચિત્રકાર થવાનો છે.

કેશવનો પિતા ગોપાળદાસ નવી ઢબમાં રહેનાર જુનો પુરુષ હતો. કેશવના ભવિષ્ય પર તો એણે ભારે ઉજ્જવલ અનુમાનો બાંધ્યા હતાં. પણ તે એને ભવિષ્યમાં ફળ આપનાર આમ્ર વૃક્ષ કરતાં, ઘરઆંગણે વહાલથી સીંચાતા તુળશીના છોડની જેમ માનતો. કેશવમાં કંઈ ન હોય તો પણ કેશવને તે ચાહી શકે એવું વત્સલ એનું હૃદય હતું. કેશવ પર વૃદ્ધ ગોપાળની અનેક આશાઓ હતી.

પરંતુ આશા માત્ર સંધ્યાના રંગ જેવી ઠગારી છે. જ્યારે જણાય કે એનો રંગ હવે આબેહુબ ખીલ્યો છે ત્યારેજ એ કરમાતી હોય છે!...

એક દિવસ બપોરે ગોપાળે જોયું કે કેશવ આજે જીંદગીમાં પહેલવહેલો નીરાંતે સુતો છે! વૃદ્ધપિતા તો છેટે ચોકી કરતો બેઠો. એને લાગ્યું કે કેશવ સુતો છે એ એક અદ્દભુત ઘટનાજ માનવી. કેશવે લાંબી સોડ તાણી નિદ્રા પણ લાંબી કરી. તે ઉઠ્યો ત્યારે છેક સાંજના ચાર વાગ્યા હતા. વૃદ્ધ ગોપાળ એની પાસે ગયો પણ એનો ચહેરો જોતાં હોસકોસ ઉડી ગયા! કેશવનું શરીર તાવથી ઉકળતું હતું ને તેના હોઠ પર અતિતૃષાની છારી વળતી હતી!

"કેશવ બેટા!.....તને તાવ આવ્યો છે?"

"હા, પાણી...મને પાણી આપો!"

ગોપાળે પાણી આપ્યું. તે પછી બીજી વાર ને ત્રીજી વાર ને ચોથી વાર...કેશવને તાવ વધતો હતો

ગોપાળ દોડ્યો. પડોશમાં ડો. બાટલીવાળા પોતાનો નવો 'સુટ' પહેરીને, એક જરા આર્છા ને પીળી મુછોવાળા જુવાન સાથે, હીંદુ લોકની રહેવાની રીત પર ચર્ચા ચલાવતા બેઠા હતા.

ગોપાળ આવ્યો. એના ચહેરા પર ભારે ગભરામણ જોઇ ડોકટરે દર્દ અને દર્દીની પહેલાં એનીજ પૈસાની નાડી જોઇ!

૨

ગોપાળ અને ડો. બાટલીવાળા ઘેર પહોંચ્યા. નાડી તપાસી, હૃદય તપાસ્યું. માથું જોયું ને સજા ફરમાવતા હોય તેમ રુઆબબંધ ડોકટર બોલ્યાઃ "તમે હીંદુ લોક કેવા ગંદા છો. તમને લોકને એટલીબી માહીતી નથી કે આપ સામેની 'વીંડો' 'ઓપન' રાખવી જોઇએ!"

ગોપાળે ધ્રુજતે હાથે બારી ખોલી નાખી. બહાર સૂર્યનો પ્રકાશ આનંદદાયક વાતો કરતો હતો!

"તમને કેટલાં વરસ ગયાં ડોસા?"

'જી પચાસ!

"બધાંએ પાણીમાં કે? આ છોકરાને 'બ્રેઇન ફીવર' છે. તમે ક્યાં ઘોરતા હતા?"

"સાહેબ! મારે એકનો એક દીકરો છે!"

"એક દીકરો હોય એટલે 'બ્રેઇન ફીવર' કે 'સ્ટોપ' થાય છ?"

ગોપાળ! ગરીબ ડોસો! એને શું ખબર કે ડોકટર માનસશાસ્ત્રી નથી, માટે અસંબંધ વાતમાં સંબંધ ન જોઇ શકે!

"છોકરો કંઈ ભણે છે?"

"જી હા!"

કેશવેજ વચ્ચેથી ઉત્તર આપ્યોઃ "જી ડ્રોઇંગ શીખું છું!"

"ડ્રોઇંગ તો સીખેછ, પણ ભણેછ સું!"

"ઓઇલપેઇન્ટીંગ!"

'એ તો સીખેછ પન ભનેછ સું?"

"બંને !...ડ્રોઈંગ અને ઓઇલપેઇન્ટીંગ!"

"ઠીક, તમે હીંદુ લોકો માથાકુટીઆ છ. ડોસા! ચાલ મારી સાથે, બાટલી લેતો આવજે!"

ડૉ. બાટલીવાળાએ અનેક ટીકાઓ સાથે બાટલી ભરી આપી.

૩

કેશવના જીવનની છેલ્લી પળો હતી; અને હવે તે નહીં બચે એ વીશે ડૉકટરોમાં પણ બેમત હતો નહીં. તે વખતે ગોપાળના હૃદયને એવો સખ્ત આઘાત લાગ્યો કે આડોસીપાડોસી સૌને તેનું જીવન પણ ચાલ્યું જશે તેમ લાગ્યું. જ્યારે કેશવની આશા નજ રહી, ત્યારે ગોપાળ, તેની પથારી પાસે ગયો; તેની આંખમાંથી આંસુની ધાર ચાલી જતી હતીઃ કેશવને તેણે ચુંબનોથી ભરી દીધો. Germs હોય કે ન હોય આ વત્સલવૃદ્ધ પિતાએ પોતાના એક ના એક જુવાન બુદ્ધિશાળી પુત્રને છેલ્લી વખત મળી લેવા માટે, બધા ડૉકટરોને ધીક્કારી કાઢ્યા!

મોં પર, હાથ પર, પગ પર ને છાતી પર, એકલા શુદ્ધ આત્માનાં નિર્વિકાર ચુંબન થવા લાગ્યાં! ગોપાળ તો ઉન્માદીની માફકજ પોતાના છોકરાને ચુંબન આપવા લાગ્યો!...અને છેવટે કેશવે પણ જરા હસીને આંખો ખોલીઃ એણે આંખો ખોલી ત્યારે તેમાં સંપૂર્ણ તેજ હતુંઃ કેશવ ધીમેથી બોલ્યોઃ 'બાપુ! તમારી મુછના વાળ જરાક વાગે છે!...

અને લોકોના જુદા જુદા મતોને ઠોકરે મારીને ગોપાળે તેજ વખતે પોતાની મુછો મુંડી નાખી. ઘણાએ કીધું એ અપશુકન કહેવાય. સ્ત્રીઓએ કહ્યું એવું હોય નહીંઃ વૃદ્ધો આ અધર્મથી ભડકયા. પણ થોડી વાર પછી ગોપાળ આવ્યો ત્યારે તેનો ચહેરો તદ્દન સાફ હતો; અને એટલાજ પ્યારથી તે કેશવને ફરી ફરીને ચુંબન કરતો હતો!...



હસનનીજામીની આંખ ચળકાટ મારે ને રુઆબબંધ જવાબ વાળેઃ 'છ આનાઃ બીજી માગણી નહીંઃ ન લેવું હોય તો રસ્તો પકડો.'

એણે છેલ્લું ચુંબન લીધું ત્યારે કેશવનાં ગાત્ર માત્ર શિથિલ અને ઠંડાં થઇ ગયાં હતાં. એનું મૃત્યુ થઇ ગયું છે, એ વાત સિદ્ધ થઇ હતી. ને આસપાસનાં સૌએ, બહુ મહેનતથી વૃદ્ધ ગોપાળને કેશવના શરીરથી જુદો પાડયો હતો. પણ ગોપાળને જે ઘા થયો તે એના જીવનને પુરું કરવા માટે બસ હતો. જ્યારે ગોપાળને કેશવથી જુદો પાડી પાસેના ખંડમાં લઇ ગયા, ત્યારે એના હાથ, મૃત મનુષ્યના હાથ જેવા અક્કડ થઇ ગયા હતા. તેના મોં પર નુર હતું નહીં; આશ્ચર્ય અને ખેદની વાત હતી, પણ ગોપાળ પોતે—છેલ્લો શ્વાસ લેતો હતો!

ભારે ગભરાટ થઇ રહ્યો. ગોપાળનું કોઇ ખાસ સગું તો હતુંજ નહીં. પણ જે આડોસી-પાડોસી પાડોસ ધર્મ બજાવવા આવ્યા હતા, તે સૌ મુંઝાયા. હજી તો કેશવનું મરદું ઘરમાં પડયું છે, ત્યાં તો પાસેના ખંડમાંથીજ અવાજ આવ્યો—મૃતમનુષ્યનો છેલ્લો ઘરડકો હોય તેવો—ને ગોપાળ મૃત્યુ પામ્યો હતો! સૌએ કહ્યું કે એક-નો એક જુવાન દીકરો મરી જાય ત્યારે પછી હૈયું કેમ હાથ રહે! બંનેના મૃત્યુની પહેલેથી છેલ્લે સુધી વાતો થવા લાગી; કેશવનાં વખાણ થવા લાગ્યાં; ગોપાળને તો પુજ્યભાવથીજ જોવા લાગ્યા. ને પેલી દશરથ પ્રાણુત્યાગની વાત સૌને સાંભરી આવી. બધાની આંખમાં આંસુ આવ્યાં. ફરી ફરી લુછ્યાં તો એ ફરીફરી આવ્યાં! ને સૌ ગમગીન બની ગયાં!

પણ ત્યાર પછી થોડી ઘડીમાંજ—કેશવ હાલ્યો!...મડદું હાલ્યું!...કેટલાક ભડકયા ને કેટલાક તો ધડાકો થયો હોય તેમ સ્તબ્ધ ઉભા રહ્યા. પછી પાછી—તાળવામાં જીવ રહી જાય છે, ને તે પાછો કેમ આવે છે તે વાત છાની છાની ચર્ચાવા લાગી. એકે કહ્યું કે વાસના હોય તો જીવ જાય નહીં...પણ ગમે તેમ કેશવનો એક હાથ ચાલ્યો હતો. એના મોં પર માંખ બેઠી ત્યારે બીજો હાથ ચાલ્યો;...અને થોડી-વારમાંજ તેણે પાણી માંગ્યું!......

પણ વૃદ્ધ ગોપાળ તો ખરેજ મૃત્યો પામ્યો હતો; કેશવને એ ખબર ન પડે તેમ પાડોશી ગોપાળને સ્મશાન તરફ લઇ ગયાં.

× × ×

ત્રીજે દિવસે કેશવને તદ્દન આરામ થઇ ગયો. થોડા દિવસોમાં તે હરતો ફરતો થઇ ગયો. તે જ્યારે સ્કુલમાં ગયો, ત્યારે તેનાં ચિત્રો તરફ—પુન-ર્જન્મ થયો હોય તેમ—એકી ટશે જોઇ રહ્યો.

માયાળુ પ્રોફેસરે પાસે આવી, તેના ચિત્તને વિનોદ આપવા રાફેલ, 'the various, infinite charm of Raphael' બતાવવા માંડયા; પણ કેશવ તો મૂઢની માફક દરેક ચિત્ર જોયા કરે છે. એક મુકે છે ને બીજું લે છે; પણ કયાં તે પ્રેરણાત્મક જુસ્સાથી, ફરી ફરીને એકનું એક ચિત્રએ નીહાળતો નથી!

પ્રોફે. રાજેન્દ્રને લાગ્યું કે કદાચ કેશવની વૃતિ હવે બદલાઇ ગઇ હોયઃ તેણે—The Gigantic conception of Anjelo કહીને—એન્જેલોની સુંદર કૃતિઓ એક પછી એક ધરી. પણ કેશવનું ચિત્ત પહેલા જેટલી બુદ્ધિ કે આનંદ દેખાડતું નથી!

પ્રોફે. રાજેન્દ્રની આંખમાં આંસુ આવ્યાં. તેને લાગ્યું કે કેશવ જીવે છે પણ મૃત્યુ પામ્યો છે. પોતાના વર્ગનો એક સુંદરમાં સુંદર આત્મા—મંદવાડથી કચરાઇ ગયો—તે જોઇને એને ભારે અફસોસ થયો! તણે પોતાની લાગણી દબાવીને કેશવને પુછ્યું: "કેશવ! હવે તારી વૃત્તિ—Realism તરફ વળી છે?"

કેશવ કૈં બોલ્યો નહીં.

[વધુ માટે જુઓ પૃ૪ ૨૨૯]




લેખક :
રા બટુભાઇ લાલભાઇ ઉમરવાડીઆ, બી. એ.
સભ્ય, સાહિત્ય સંસદ

ચિત્રકાર:
સૌ. જડાવબહેન ચીમનલાલ વીણુ



## પાત્રો

નાગયણ.............................. ......................જયશ્રી
નવીનચંદ્ર.............................. ......................સુશ્રુતા
વનસુખ..............................
રમાકાંત..............................



## પ્રવેશ પહેલો

એક નાના ઘરના ઓરડામાં નારાયણ શેતર જી પર પુસ્તક વાંચતા પડયા છે. અત્યારનવાર તે વાંચતા અટકી જાય છે; વિચારમાં પડતા હોય તેમ લાગે છે. સામે ખુરશી પર જયશ્રી રુમાલ ગુંથતી બેઠી છે; ખુણામાં બારીએ સુશ્રુતા બહેન રસ્તેથી પસાર થતાં લોકોને જોતાં બેઠાં છે. તેની પાસે તનુ અને રમાકાંત શેતરંજ રમે છે. થોડી વાર ઓરડામાં ચુપકીદી હોય છે

નારાયણ

[ચશ્માં કપાળે ચઢાવી] ઠીક, આ તો ભયંકર માણસ લાગે છે,

[બધા નારાયણ સામું જુએ છે. તે બેઠા થાય છે.]

જયશ્રી

[તેમની સામે જોઇ] કોણ ?

નારાયણ

આસ્તો; આ તારો કવિ—શું એનું નામ શું છે ? [ચોપડીમાં જુએ છે.] આ નવીનચંદ્ર.

જયશ્રી

ભયંકર !

રમાકાંત

કોણ નવીન ભાઇ ભયંકર ?

[બધાં ખડખડ હસી પડે છે. સુશ્રુતા બારીએથી જનારાને જોતાં અટકી નારાયણની સામે જુએ છે.]

નારાયણ

કેમ તમે છોકરાંઓ હસો છો કેમ? એમાં હસવા જેવું શું છે!

સુશ્રુતા

એ તો બાળકો છે.

[બધાં ફરી વાર ખુબ હસે છે.

નારાયણ

પણ રાખો તો ખરાં. છોકરાંઓ! કેમ તમે આમ હસો છો?

[જયશ્રી રુમાલ ટેબલ પર ફેંકી દઇ, નારાયણ પાસે આવી બેસે છે.

જયશ્રી

ત્યારે હસીએ નહીં તો શું રડીએ? તમે કેવું બોલો છો?

નારાયણ

એટલે?

જયશ્રી

એટલે શું વળી? નવીનચંદ્રને ભયંકર કહો તે...

નારાયણ

[જરાક સખ્તાઇનો ડોળ કરતો હોય તેમ] છોકરી! તારા કરતાં મેં વધારે દીવાળીઓ જોઇ છે, સમજી?

જયશ્રી

પણ કાકાજી, તમે એને નથી જોયો ને મેં જોયો છે.

નારાયણ

તે ભલેને જોયો હોય.

જયશ્રી

પણ.........

નારાયણ

શું?

જયશ્રી

કાકાજી, એ માણસ તો ભયંકરથી તદન જુદોજ છે.

નારાયણ

તું શું સમજે? [કંઇક વિચાર કરતો હોય તેમ જુએ છે.]

તનસુખ

પણ કાકા! તમે શાથી એને ભયંકર કહો છો?

નારાયણ

તે...તે...હું જાણું છું.

[સુશ્રુતા સામે તેની નજર જાય છે. પણ સહસા તે નજર વાળી લે છે.]

રમાકાંત

તમે કહો એ સાચું નારાયણભાઇ, બાકી એ બીચારો છે તો સાવ ઢીલોપોચો. શેરીમાં કોઇ મરી જાય તોએ રડે; અરે, કોઇ જરા અમથું માંદું પડે તોએ એના હોસકોસ ઉડી જાય છે. કેમ મોટી બહેન, ખરુંને?

સુશ્રુતા

હા, મીઠો છોકરો છે.

તનસુખ

અરે કાકા, એ તો મરતાને મર ના કહે એવો છે.

જયશ્રી

અને કેવી સરળ જીંદગી જીવે છે!

નારાયણ

[વિચારમાં પડતો હોય તેમ] એમ? ત્યારે આમ કેમ?

જયશ્રી

શું આમ કેમ?

નારાયણ

[ચોપડી સામે જોતો, જાણે બબડતો હોય તેમ] બધું એવુંજ છે.

જયશ્રી

શું એવું છે!

**નારાયણ**

આ, આસ્તો ચોપડીમાં.

**જયશ્રી**

ચોપડીમાં?

[ફરી વાર બધાં હસે છે.

**રમાકાંત**

કેમ, ચોપડીમાં આપને શું લાગ્યું? અમને તો કંઈ નથી જણાતું.

**જયશ્રી**

હા, કાકાજી અમને બતાવો, એમાં ભયંકર શું છે?

**તનસુખ**

મને તો કંઈ ન જણાયું. મેં તો બધી કવિતાઓ બેચાર વાર વાંચી પણ એકે ભયંકર નથી લાગી.

[નારાયણ ચોપડીઓનાં પાન ફેરવ્યા કરે છે. બધા હસવાનું દાબી એની સામે જોતા બેસે છે. થોડી વાર પછી]

પછી એ લાગણી નહીં રહે.

**તનસુખ**

અત્યારેજ બોલાવને.

**જયશ્રી**

હા, હા, રમાકાંત તમે બોલાવી લાવો.

[રમાકાંત ઉભા થાય છે.]



રમાકાંત: હે તમે બહુ ભયંકર માણસ છો.

**નારાયણ**

કોણ જાણે, હું સમજાવી નથી શકતો; પણ મને સમજ પડે છે. આમ એકેક કાવ્ય નો ભયંકર નથી લાગતું; છતાં મને એમ થયાં કરે છે. હા, બધું એવુંજ છે.

**જયશ્રી**

ત્યારે તો કાકાજી! તમે એમને જરૂર મળજો;

**રમાકાંત**

જાઉં?

**જયશ્રી**

હા, જાવને. કાકાજી જુએ તો ખરા.

[રમાકાંત જાય છે.]

**નારાયણ**

મને બહુ નવાઇ લાગે છે. તે શું એની

જીંદગી બહુ સામાન્ય છે ? કશુંજ અસામાન્ય નથી ? [જાણે બબડતો હોય તેમ] એવુંજ હોય છે.

જયશ્રી

હા ,વળી જરા નહીં.

નારાયણ

ફ્રીકી, તું એને બરાબર ઓળખે છે ?

[ફરી વાર બધાં હસે છે.]

જયશ્રી

હાસ્તો, રોજ અહીં આવે છે; અહીં પાડોશમાંજ રહે છે. કેમ, બહેન ?

સુશ્રુતા

હા.

નારાયણ

ફીકી, દેખાવે કેવોક છે !

જયશ્રી

બીચારો સસલા જેવો છે. મહેરાં તો એને મુએલો ઉંદર કહે છે.

સુશ્રુતા

શું આમ બકબક કરે છે ? જરા તો ભાન રાખ.

તનસુખ

પણ એ છેજ એવો તેમાં બીજાનો શો વાંક !

[સિલ્લામાં દાદર ઉપર પગલાંનો અવાજ થાય છે. બધાં દાદર તરફ નજર કરે છે. રમાકાંત અને નવીન ઉપર આવે છે. નવીન શરમાતો હોય તેમ નીચા મોંએ આવે છે અને એક ખુણામાં બેસી જાય છે].

જયશ્રી

નવીન ભાઇ, આ મારા કાકા આવ્યા છે.

નવીનચંદ્ર

એમ કે ? બહુ સારું થયું. કયારે આવ્યા ?

જયશ્રી

કાલ રાતે. તમારાં કાવ્યો એમને બહુ ગમ્યાં.

નવીનચંદ્ર

એમ ?

જયશ્રી

હા, તે તમને મળવા માંગતા હતા.

[નારાયણ એકીટસે નવીન સામે જોયા કરે છે.]

નારાયણ

હા, અને માફ કરજો પણ મેં તમને ઘણો અન્યાય પણ કર્યો.

નવીનચંદ્ર

કૈં નહીં; હોય, આપ તો વડીલ છો.

[નારાયણ નવીન સામે જુએ છે; જયશ્રી નારાયણ સામે જુએ છે.]

તનસુખ

અન્યાય શું ? કાકાએ તો તમને દુનીઆમાંથી રદ કરી નાખ્યા હતા. કેમ જયશ્રી, ખરું ને ?

જયશ્રી

હા.

નારાયણ

ચાલો, છોકરાંઓ ! ભુલ તો એક વાર બધાં કરે. ને મેં કરી હતી. [સુશ્રુતા ચમકીને નારાયણ સામે જુએ છે.] પણ નવીનચંદ્રભાઇએ મારી......

નવીનચંદ્ર

અરે, અરે, આપ એવું શું બોલો છો !

[બધાં થોડી વાર ચુપ રહે છે.]

નારાયણ

મને તમારાં કાવ્યો ઘણાં અસામાન્ય લાગ્યાં.

નવીનચંદ્ર

અસામાન્ય ! મને તો એ બહુજ સામાન્ય લાગે છે.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૩૩]





જ્યારે પાઠક, કેરશાસ્પ, પડવા ને સુદર્શન ત્યાં પહોંચ્યા ત્યારે કાંઠા પર પાંચ છોકરા બે ફાનસ વચ્ચે મુકી બેઠા હતા.

—સ્વપ્નદ્રષ્ટા

—પૃષ્ઠ ૧૧૨

# આપણા કેટલાક મહાજનો

લેખક:
રા. સુંદરરામ ત્રિપાઠી

નોંધ: અમને રા. સુંદરરામ ત્રિપાઠી તરફથી કેટલાક જાણીતા ગુજરાતીઓનાં રેખાચિત્રો મળ્યાં છે. તેમાં ઘણું તીખું તમતમતું છે, કેટલુંક સત્ય છે અને ખરું રસ પડે એવું છે. એ ઉપરાંત તે કેટલાંક નવાં અને સુપરિચિત દૃષ્ટિબિંદુઓ સુંદર રીતે રજુ કરે છે. દેશના જાણીતાં સ્ત્રીપુરુષોનાં જુદાજુદાં દૃષ્ટિબિંદુઓથી આલેખાતાં શબ્દચિત્રો યુરોપીય સાહિત્યને આજે સમૃદ્ધ કરી રહ્યાં છે. આપણા સાહિત્યમાં પણ એ પ્રયાસના ઓળા ઉતરવા માંડયાં છે એ આપણા સાહિત્યની પ્રગતિ સુચવે છે આ લેખાવલિ પ્રગટ કરવામાં આ સ્ત્રી પુરુષોની તુલના કરવા કે કરાવવાનો અમારો હેતુ નથી એ અમે અત્યારે સ્પષ્ટ કરવા ઈચ્છીએ છીએ—

ઉપતંત્રી.

## ગાંધીજી

આમારા ગામનો ધનો સુથાર પણ ગાંધીજીને ઓળખે છે અને પોતે ગાંધીજીનો અનુયાયી છે એ હકે બીચારી રંધીને, રોજ રજરે પણ છે. બધા ગાંધીજીને 'મહાત્મા' કહે છે; કોઇ કોઇ એમને 'બાપુ' કહી બોલાવે છે; કવિ નાનાલાલે એક વાર એમને વીસમીસદીના પૃથ્વી ઉપરના પુરુષોત્તમ, કહ્યા હતા એવું યાદ છે. આમ છે એટલે ગાંધીજીની ઓળખ આપવાની જરુર રહી નથી. આપણે માનવુંજ રહ્યું છે કે ગાંધીજી એક મહાન આત્મા છે; હીંદના ઋષિ છે; વિરલ સંત જન છે; 'પૃથ્વી ઉપરના પુરુષોત્તમ છે.'

આમાં તમને કંઈ નવું નહીં લાગે પણ એ તો નસીબની વાત છે. કોલંબસે અમેરીકા શોધ્યો ન હોત તો કદાચ આપણે કોઇ શોધી કાઢત. ગાંધીજી વીશે પણ એવુંજ છે. એમને સારા કહેશો તો તેમાં કંઈ નવું નથી. જેમ અંગ્રેજો 'નાઇટ' બનાવે છે તેમ નાનાલાલે ગાંધીજીને છેક પુરુષોત્તમ તો બનાવી દીધા હતા; અને ગાંધીજી સારા નથી—એટલે કે ગાંધીજીનાં કામોમાં ભુલો છે એ મુદ્દા ઇન્દુલાલે હવે રજુ કર્યો છે એટલે કંઈ નવું તો રહેતુંજ નથી. માણસ કાં તો સારો હોય કે ખોટો હોય.—

× × ×

થોડા વખત ઉપર ગાંધીજીના કામમાં ભુલ બતાવનાર મૂર્ખ છે એમ કહેવાતું; આજે બીચારા ગાંધીજીની સામે કોઇ જોતું પણ નથી. એ તો ઠીક છે કે ગાંધીજીમાં ચીવટ છે; અને તત્વજ્ઞાન છે એમ કહ્યું છું; એટલે બાપડા ગમે તેમ નભાવી લે છે, બાકી ક્રીસ્ટ્સ જેવા હોત તો એમનુ હૃદય બંધ થઇ જાત. ઇસ્કોલમાં

निचैर्गच्छ त्युपरिच दशा ગોખેલું તે આવે વખતે કામ આવે. ગાંધીજીની આ બે દશાઓનો હું વિચાર કરું છું ત્યારે Oh what a fall, my countrymen! એ શબ્દો મને વારંવાર યાદ આવે છે.

અમદાવાદની કોંગ્રેસ વખતના ગાંધીજી એટલે હીંદના હાકેમ. જે જમીન પર એમના પગ ઉતરતા–પડતા તે જમીન પર મંદિરો બંધાવવા લોક તત્પર થાય એવડો એમનો પ્રભાવ હતો. એમની ગમે તેવી ધુન, ગમે તેવી ખોટી આદત, ગમે તેવું અવિચારી આચરણ, ગમે તેટલે ત્રાસજનક જોહુકમી તે વખતે પ્રજાને મન નીતિ, કાયદો, સદાચરણ અને સ્વતંત્રતા હતાં. મારા એક અંગ્રેજ મિત્રની પત્નીએ તે વખતે અમદાવાદમાં મને કહ્યું હતું: "તમારી પ્રજા જુલમ કરે છે; આટલી શ્રદ્ધાથી તો દુનીઆં તરી જાય." એ બીચારીને આપણી ધાર્મિક શ્રદ્ધાનું ભાન નહોતું. એ શ્રદ્ધાને લીધે તો આજે પણ અનેક મંદિરોમાં વેશ્યાવાડ હરિલીલાને નામે ઓળખાય છે; એ શ્રદ્ધાને લીધે—પણ એ જુદી વાત છે. ગાંધીજીનો તે વખતનો પ્રભાવ ખરેખર આંજી નાખે એવો હતો. એમને નામે શલ્યાની અહલ્યાઓ થતી; બધે એમની જય બોલાતી; એમના નામની બાધાથી સગર્ભા સુખરુપ છુટી થતી એમ મનાતું. એક વખત હું અને મારાં વહુ એક ઓળખીતાને ત્યાં ગયાં હતાં. ત્યાં મારા મિત્રની વહુએ ચાહા મુકવા 'સંચો' સળગાવવા માંડ્યો પણ તે સળગ્યો નહીં. એટલે મારાં વહુએ જરાક મજાકમાં કહ્યું: "ગાંધીજીની બાધા રાખો, સળગશે." અને આ લાગણી બધેજ હતી. સુધારાની પરિષદ હોય તો ત્યાં પણ ગાંધીજી પ્રમુખ, (કુધારાની સભાઓ થતી નહોતી નહીં તો ગાંધીજીને આમંત્રણ તો મળતજ.) અત્યંજ પરિષદ હોય, ગામડીઆ પરિષદ હોય, સનાતની પરિષદ હોય, જ્યાં હોય ત્યાં ગાંધીજી ખરા. અરે, સાહિત્ય પરિષદમાં પણ ગાંધીજીને પ્રમુખ કરો." એમ સંભળાતું. જુલમ થતો. ગાંધીજીની શૈલી સારી હતી પણ તે વગર ગાંધીજીને સાહિત્ય જોડે શો સંબંધ તે મને હજી સમજાતું નથી.

બીજું કંઇ નહીં; લોકો ગાંડા થઇ ગયા હતા. ગાંડપણ તો એટલું બધું કે વાત ના પુછો. એક કવિએ કહ્યું: "મોહનની વેણુ વાગી." અસ્યાભઇ! ગાંધીજીની જરાએ ના સંભળાય ને સંભળાય ત્યારે છીંક આવે એવી બોલીજીમાં વળી વેણુનાદ ક્યાં જણાયો? ગાંધીજી સમર્થ મહાપુરુષ છે, વંદના યોગ્ય છે: દેશની પૂજાના અધિકારી છે પણ ભઇ સાહેબ, જ્યારે એમને લલિત કૃષ્ણચંદ્ર જોડે સરખાવવમાં આવે ત્યારે તો અવધિ થતી; અને તેમાં ગાંધીજીનાં ફોઇબાએ એમનું નામ મોહનદાસ રાખ્યું હતું એટલે થઇ રહ્યું. ખરું પુછો તો દેખાવમાં પણ ગાંધીજીને કૃષ્ણચંદ્ર જોડે કોઇ સરખાવે તે સામે મારો સખત વિરોધ છે; ક્યાં કનૈયો ને ક્યાં ગાંધીજી? ગાંધીજીની છબી યાદ કરું છું. ત્યારે તો મારી રસિકતા ઉડી જાય છે. મારી વહુ કૈં બહુ રસિક નથી પણ મેં પુછ્યું કે તમારે ગાંધીજીને પરણવાનું હોય તો કેમ? ત્યારે એણે ધસીને ના પાડી હતી. બીચારા ગાંધીજી!

આ ખરું પણ લોકો તો "ગાંધીજીની વેણું વાગી"ને મોહીજ પડ્યા હતા એ મોહને અંધશ્રદ્ધા કહો કે વીરપૂજા કહો; એ સાવ નિંદાપાત્ર છે એવું તો નથીજ. એ શ્રદ્ધા ગાંધીજીની સફળતાનો પાયો છે. એટલી શ્રદ્ધા ઉત્પન્ન કરવી એ અસાધારણ માણસનું કામ છે. જો એ શ્રદ્ધા ગાંધીજી સયત્ન ઉત્પન્ન કરી શક્યા હોય તો ગાંધીજી ઇતિહાસના અમર મુત્સદ્દીઓમાંના એક છે એમ કહેવું જોઇએ. જો તેમ ન હોય અને જે સિદ્ધાંતોને લીધે ગાંધીજીએ આટલી સત્તા જમાવી એ સિદ્ધાંતોમાં ગાંધીજી ખરેખર

માનતા હોય તો ગાંધીજી એક અતિ સામાન્ય માણસ છે એમ કહેવું પડે. પણ મને એ વહેમ છેજ કે એ સિદ્ધાંતોમાં મુત્સદ્દી નીતિ વધારે હતી. એમનો મુખ્ય સિદ્ધાંત અને તેમણે વડે ઉત્પન્ન કરેલી શક્તિ આપણે તપાસીએ. ગાંધીજી "આધ્યાત્મિક બળ"થી સ્વરાજ્ય મેળવવા ઇચ્છતા હતા. આના ઘણા અર્થો થઇ શકે છે. આનો સાદો અને સીધો અર્થ એ છે કે કેવળ આધ્યાત્મિક બળથી – આત્માની દૈવી શક્તિ વડે સાધ્ય સાધવું. અને હું માનું છું કે ગાંધીજી જેવા વિચારક ખરેખર તો નજ માને કે એમ થઇ શકે. એક પળ પણ શું કોઇ માની શકે કે આટલા બધા લોકો યોગબળ સાધવાના હતા ? ગાંધીજીએ જો એમ માન્યું હોય તો તે એમની ઘેલછા હતી. તેમજ નૈતિક સુધારા દ્વારા સ્વરાજ્ય મેળવવાની વાતો પણ પવિત્ર આશાઓજ છે. ઇતિહાસના પાઠો તરફ બેધ્યાન કરી ન શકાય અને ઇતિહાસમાં એવું એક દૃષ્ટાંત છે ખરું જેમાં સ્થૂલ સ્વરાજ્ય આધ્યાત્મિક બળથી મેળવી શકાયું હતું ? ગાંધીજી આ ન જાણે એ માનવા હું ના પાડું છું. ઉલટું ગાંધીજીએ ઇતિહાસનો સારો ઉપયોગ કર્યો હોય એમ લાગે છે. નિર્બલ અને નિર્જીવ થએલા હીંદુસ્થાનને એક પ્રચંડ સત્તા સામે માથું ઉપાડવા તત્પર કરી શકાય તો તે એકજ રસ્તે—ધાર્મિક ઝનુનથી. છેલ્લો સીપાઇઓનો બળવો થયો તે એને લીધેજ. મર્યા મર્યાં હીંદુસ્થાનમાં ધાર્મિક લાગણીઓ છે



મહાત્મા ગાંધીજી.

અને કોઇ પણ ઉપાયે એ લાગણીઓને ઉશ્કેરી શકાય અને પ્રજાને આશાઓ આપી ઉત્સાહી કરી શકાય તોજ હીંદની પ્રજા કંઇએ કરી શકશે એ ચતુર ગાંધીજીએ જોયું હોય અનેતે માટે આ યત્ન કર્યો હોય તો ગાંધીજીને એક અર્થંગ મુત્સદ્દી તરીકે સ્વીકારવા જોઇએ. અને મેં કહ્યું તેમ એમજ થયું હશે—એટલું છે, જે રીતે ગાંધીજીએ આ કામ કર્યું, એ તો હીંદુસ્થાનમાંજ નભે. "કાલે સ્વરાજ્ય મળશે;" "આ રહ્યું સ્વરાજ્ય લઇ લેવુંજ રહ્યું છે"—એ સુજાણુ વાકયો આજે કોને નથી સાંભરતાં ? અને છતાં કેટલાં લોકને તે દહાડે એમાં જરાએ અવિશ્વાસ હતો ? વાત એમ છે કે હીંદુસ્થાન સાધુઓનો દેશ છે. અહીંઆં એકવાર કોઇ સાધુ થયો એટલે એને બધી જાતનો પરવાનો મળી જાય છે. પછી તેને ન કોઇ જવાબ પુછે; ન કોઇ તેની પરીક્ષા કરી શકે. તેની ગમે તેવી મોટી અને ભયંકર ભુલો પ્રજા સહેલથી ગળે ઉતારી જાય છે. આમ ન હોત તો અથવા કોઇ બીજા દેશમાં ગાંધીજીનું ટટ્ટુ, સાબરમતીથી બારેજડી સુધી ભાગ્યે ચાલ્યું હોત. કે નહીં તો ગાંધીજીએ જન્મભૂમિ પસંદ કરવામાં તો ચતુરાઇ વાપરી એની કોઇ ના કહી નહીં શકે.

ગાંધીજીની સેવા આટલી હીંદને કેમ જગાડી શકાય તે એમણે બતાવ્યું; અને એ સેવા અપાર છે. હીંદનો અને હીંદી પ્રજાનો ભવિષ્યનો ઇતિહાસ ભલે ગમે તેમ રચાય પણ તેમાં ગાંધીજીનો આ નિષ્ફલ અખતરો એક જરૂરી કડી રુપે રહેશે. એ અખતરો નિષ્ફલ થયો. એ ગાંધીજીનો મુખ્ય અને અક્ષમ્ય ગુન્હો છે. પોતે માથે લીધેલો માલ સહીસલામત લઈ જવો એ ફરજ આગબોટવાળાને માથે છે એમ કાયદો કહે છે. "A common carrier is bound to take the utmost care of goods and to carry them safely to the proper place of destination.',

આખા દેશનો સવાલ કોઇ માથે લે તે પહેલાં એને પાર ઉતારવાની હામ, શક્તિ કે આવડત પોતાનામાં છે કે નહીં તે તેણે જોવું જોઇએ. એને ઘેર કોઇ ચોખા મુકવા જતું નથી. ગાંધીજી એ પાર ઉતારી ના શકયા તે માટે ગાંધીજી જવાબદાર છે.

એ અફળતાનાં કારણો અનેક છે; પણ બે મુખ્ય મુદ્દાઓ મને સુઝે છે. હું ધારું છું કે ગાંધીજી કોઇ ધર્મગુરુ થયા હોત તો વધારે સફળ થાત. એ કારણસર. હું પોતે જ્ઞાતિઓની અસરમાં માનું છું. બધી જ્ઞાતિઓ સમાજનાં ઉપયોગી અંગો છે. કોઇ કોઇથી ચઢતી કે ઉતરતી નથી પણ એક બીજીથી જુદી અને ન્યારી છે એટલુંજ નહીં પણ જુદા ઉદ્દેશો માટે સરજાએલી છે. એક જ્ઞાતિનો માણસ બીજી જ્ઞાતિનું કામ કરવા જાય, તો કરે, પણ બહુ સફળ ના થાય. જો આ વાતમાં ન માનીએ તો Heredityના સિદ્ધાંતને આપણે ચેંકી નાખવો પડે. પણ એ સિદ્ધાંત ખરો છે. સંજોગો અને સમય ભલે બદલાયા હોય પણ સૈકાઓથી લોહીમાં જે તત્વ ફરે છે તે દૂર નથીજ થતું રજપુતને બ્રહ્મભોજનમાં મોકલો—એ જાય પણ કંઇક નવાજુની કરી આવશે. તે પ્રમાણે વણિક જ્ઞાતિ દેશની આબાદાની માટે જવાબદાર છે; દેશની આર્થિક ચઢતી પડતીની સુકાની છે; પણ જ્યારે actionની વાત આવે ત્યાં તેનો ઉપયોગ ઓછો થાય છે. "વણિક કેપ્ટન"—કેવું લાગે છે? કોઇ વણિક ગૃહસ્થ લડાઇ જીતી અમર થયો હોય એવું યાદ આવતું નથી. સૌ. બહેન લીલાવતી જેવાં વસ્તુપાળનું નામ આપે. પણ મને તે યાદ નથી આવતું, ત્યારે ગાંધીજી જો વણિક ના હોત તો જરૂર

ઉતી જાત, એ તો બધા જાણે છે—બધાએ જાણવું જોઇએ કે એમ કૈં સ્વરાજ્ય મળી નથી જતું પણ અમદાવાદમાં ગાંધીજીની જગાએ કોઇ બીજો હોત તો હીંદની સ્વતંત્રતા જાહેર કરત; સરકારી અમલદારોને હીંદનો અમલ કરવાનું ફહેણ મોકલત. સ્વતંત્ર હીંદનો વાવટો ઉકલત. અલબત્ત અંગ્રેજ અમલદારો એમ માની જઇ હીંદનું રાજ્ય સુપ્રત કરી ચાલ્યા ના જાત. એ તો છેસ્તો. પણ આ તો mentalityની વાત થાય છે. એમ થયું તો પછી ભવિષ્યમાં સદા સર્વદા પ્રજા સમક્ષ તે દિવસ અને હીંદના સ્વાતંત્ર્યની ઉડતી ગગનચુંબી ધજાનાં દર્શન થયાં કરત. ઉમંગ કેટલો? જોમ કેટલું? ઇતિહાસમાં નામ અમર થઇ જાત. પણ ગાંધીજીએ એમ ના કર્યું, કારણ કે—ગાંધીજી ક્ષમા કરશે પણ—તેઓ વણિક હતા. અમારા ઇ——— હોત તો કદાચ એમ કરી નાખત. અલબત્ત, કદાચ ફાંસીએ જવું પડત પણ હીંદની પ્રજા એક સૈકો આગળ થઇ જાત. ગાંધીજીએ તેમ કર્યું અને બીજી કોઇ રીતે પણ નાવ પાર ના ઉતાર્યું એટલે મુળથી હીંદનું નાહીંમત લોક તે હીંમત હારી ગયું અને આજે પ્રજા બે સૈકાં પાછળ પડી ગઇ. ગાંધીજી એ માટે શો ઉત્તર આપે છે? ભવિષ્યના દેશ સેવકને હવે હીંદની પ્રજા પાસે સત્કાર મેળવતાં નવ નેજાં પાણી ઉતારવાં પડશે. ગાંધીજીને કૈં છે!

ગાંધીજી વીશે આ સખત ટીકા છે એમ લાગે છે. કોઇને એમ પણ થશે કે "અરેરે, ગાંધીજીએ આટલું બધું કષ્ટ વેઠ્યું ને તેમને આવો શીરપાવ? બીચારા કેટલી વખત તો કેદમાં ગયા." આ દલીલ સમજી શકાય એવી છે. જો કે કેદમાં જવું એ તો ચોપાટી પર ફરવા જવા જેવું થઇ ગયું હતું. ગાંધીજીને તો ઠીક છે પણ કેટલાક સજ્જનોને તો પોતીકા ઘર કરતાં કેદમાં વધારે ચમન હતી. અને પ્રખ્યાત થવાનું એ તો જુદું. કેદથી શા માટે આપણે ત્રાસીએ છીએ? લોકોના અપમાનની બીકે; નહીં તો માંદાં હોઇએ છીએ ત્યારે દસ દહાડા એક ઓરડામાં તો શું પણ એક પથારીમાં પડયા રહેવું પડે છે. એટલે લોકો અપમાને નહીં તો કેદમાં શી નાનમ છે?

ગાંધીજીની અફળતા માટે કૈંક અંશે પ્રજા જોખમદાર છે. બધા લોકોએ ગાંધીજીને લગભગ ઘેલા બનાવી દીધા હોય તો મને જરા શંકા ના થાય. કેટલો ઘોંઘાટ? બધાંએ મળી ગાંધીજીને "મહાત્મા" બનાવી દીધા હતા. ગાંધીજી જો મહાત્મા ના થયા હોત તો કદાચ વધારે સફળ થાત. પણ ગાંધીજી શું કરે? બધા લોકો—નાનાંથી મોટાં માંડી સૌ લોક મહાત્મા મહાત્મા કહે એટલે માણું મન ના હોય તોએ ભગતડું થઇ જાય. અમારી કોલેજમાં એક કાપડીયા કરીને છોકરો હતો. બીચારો ઘણો સીધો હતો. અમે એના મનમાં એક લપ વળગાડી કે એ અમુક છોકરી જોડે પ્રેમમાં છે. આસ્તે કદમ એ ખરેખર એમ માનતો થયો કે પોતે એ છોકરીને ચાહે છે; બેએક વરસ પછી મેં સાંભળ્યું કે એ બીચારો ગાંડો થઇ ગયો ને એ છોકરીનું નામ લેતો મરી ગયો. મરી ગયો તેનું કૈં નહીં. આવતે જનમ એ છોકરીને પામશે—આપણે હીંદુ લોકને એ બહુ સારું આશ્વાસન છે. ગાંધીજીની બાબતમાં એમ છે કે એમનું મન પણ એમજ માનતું થાય તો નવાઇ નહીં અને એક વાર મન મહાત્માનું થઇ જાય એટલે રાજદ્વારી રમતમાંથી "out" (આઉટ) થઇ જવું પડે ને નહીં તો ગાંધીજીએ કર્યાં તેવાં છબરડા થાય.

* * *

આ રાજદ્વારી રમતની વાત બાજુ મુકીએ તો ગાંધીજીનું જીવન નિષ્કલંક છે, એમનો આદર્શ પવિત્ર છે, એમની દેશભક્તિ અનન્ય

છે. એમનું નામ લોક કહે છે તેમ પ્રાતઃસ્મરણીય છે એમ સ્વીકારવાનું પ્રાપ્ત થાય છે. પણ લોકો જે દલીલો સામી ધરે છે એથી તો ખરેખર હસવું આવે છે. એક જણે કહ્યું: "આ લો કેટલો બધો ત્યાગ કરે છે? સંસાર છાંડ્યો સુખ છોડ્યું; દેહની માયા છોડી." આ પરીક્ષા બધાંને લાગુ પાડી શકાય નહીં. ગાંધીજી અપવાદરૂપ છે. પણ મનુષ્ય સ્વભાવના અભ્યાસની દૃષ્ટિએ જોઇએ તો એવા માણસો મળી શકે કે. જે લોક ગાંધીજી જેટલી સત્તાને ખાતર બધાનો ત્યાગ કરી શકે. એ સત્તા કૈં જેવી તેવી નથી. કદાચ એનો મહીમા આપણે સમજી પણ નહીં શકીએ. નેપોલીઅને સત્તાને ખાતર આલ્પ્સનાં હિમ વેઠયાં હતાં. એક સત્તા ખાતર માણસ બધાનો ત્યાગ કરી શકે. રખે, ગાંધીજીએ એમ કર્યું છે એમ મનાય તેથી હું સ્પષ્ટ કહેવા ઇચ્છું છું કે તેઓ આના અપવાદ છે એમ હું માનું છું પણ બીજા લોક conspicuous થવા ખાતર દાઢી વધારે છે, ભગવાં પહેરે છે તેમ કોઇ વસ્ત્ર ઉતારે લંગોટી પહેરે એ ધટના બાવાઓના ભર્યા ભાદર્યા હીંદુસ્થાનમાં નવાઇ પમાડે એવી નથીજ. અને કોઇ દુષ્ટજન (એક દુષ્ટાત્માએ કર્યું હતું તેમ) ગાંધીજી વીશે એવી કુશંકા કરી જાય તો તે ક્ષમ્ય છે. આ દેશમાં તો એટલા બધા પચરંગી મહાત્માઓ ફુટી ઉઠે છે કે પ્રજા ચેતતી રહે તો સારું. ચેતતો નર સદા સુખી. બાકી ધનો સુથાર પણ કહે છે કે ગાંધીજી તો પરમેશ્વરના અવતાર છે. તે તો કોણ જાણે. એક દ્રષ્ટિએ તો આપણે બધાજ પરમેશ્વરો છીએ પણ એટલું તો સાચું કે ગાંધીજી એક અદ્દ્ભુત પુરુષ છે. આ યુગના નરોત્તમોમાંના એક છે, એમના જન્મથી ભરતની ભૂમિ અધિકાધિક પાવન થઇ છે, ને ગાંધીજીને લીધે આપણું ગૌરવ વધ્યું છે.

## ૨
## મુનશીજી

ગુજરાતના મહાજનોને ખાસ ચીવટાઇથી નંબરવાર બેસાડીએ નહીં તો મુનશીજીને ગાંધીજી પછી બેસાડી શકાય. આ મંગળાચરણનું કારણ એ કે નહીં તો કેટલાક મહાજનોને માઠું લાગી જાય. અને નાહક ચર્ચામાં ઉતરવું પડે अने चर्चा कालस्य कारणम्

ગુજરાતને ગાંધીજીએ એક રાજદ્વારી પાઠ શીખવાડયો. મુનશીની જીવનકથા લખાય તો એથી ગુજરાત એક સામાજિક પાઠ શીખે. તે સફળ જીવનનો. બધી સરિતાઓ સાગરમાં મળે છે તેમ મુનશીની બધી લગભગ બધી પ્રવૃતિઓ એક દિશામાં વળે છે—સફળ જીવન તરફ. જીંદગીને સફળ કરવાની કળા આપણે ભુલતા જઇએ છીએ; એટલુંજ નહીં પણ જાણે એ હલકું કામ હોય તેમ લોકો તેમાં નાનમ માને છે. એક છોકરો બી. એ. માં ભણતો હતો. તેને તેના કાકાએ કહ્યું: "ભાઇ! જીંદગી સફળ કરવા મહેનત કર" એટલે એ ચિરંજીવીનો પીત્તો ઉછળી આવ્યો: જાણે એને કોઇ ઘોડાવાળાની નોકરી કરવાનું કહેતું હોય તેમ વાત એમ છે કે આપણે લોક જીંદગીના રસીઆ નથી. પણ હું ધારું છું ત્યાં સુધી મુનશી એક જબરા અપવાદ છે. જીંદગીનો એમને રસ છે અને એની કીંમત છે. તમારે જોઇએ તો જીંદગી જીવવાની એમની રીતમાં (amendments.) સુધારા કરો પણ એ જીંદગી જીવે છે ખરા—આપણી જેમ એ મરતાં મરતાં જીવતા નથી.

મુનશીને કીર્તિની ઝંખના પણ હોવી જોઇએ ન હોય તો બહુજ ખરાબ. કીર્તિની ઝંખના રાખવી ના હોત તો આપણે સંન્યાસી ના જન્મત, કે અહીં ચીમનલાલ શેઠની નોકરી કરવા આવત. કીર્તિની અરુચિ એનું નામ રોગ.

\+ + +

અભ્યાસકાળમાં અરવિંદ ઘોષ અને તે પછી નેપોલીઅન એ બે જણ મુનશીના આદર્શો છે. આવી ભિન્ન તરેહના બે આદર્શો કેમ હોઇ શકે એ નથી સમજાતું. મને તો લાગે છે કે તેથીજ મુનશી ન થયા અરવિંદ ઘોષ કે ન થયા નેપોલીઅન. તે હશે પણ મુનશી successful તો થયા. નિર્ધનતા એ જબરામાં જબરૂં કષ્ટ છે. બધી વાત કરવી સહેલી છે—ઉંચા આદર્શો રચવા એ અઘરૂં નથી; સાહિત્યની રસિક કલ્પનાઓ કરવી એ વળી એથી એ સહેલું છે. પણ–પણ આવતીકાલે ભૈયો ભાડાના રુ. ૨૧) અંકે એકવીશ માગવા આવે અને ઘરમાં તે ન હોય ત્યારની વિટંબના સૌથી વધારે કઠણ છે. નેપોલીઅનને કે કૈસરને મહેચ્છાઓ હતી પણ એમને ઐરાં છોકરાંની ચિંતા નહોતી; ભાડાવાળા ભૈયાના પગના ભણકારા એમને સાંભળવાના નહોતા. મારે જો એવી ચિંતા ન હોય તો આમ નેપોલીઅન થઇ જાઉં. નેપોલીઅન થવું એ સહેલું છે પણ ઇસુના વર્ષ ૧૯૨૫માં નિર્વિઘ્ન પેટની વેઠ ઉતારવી એ અઘરી છે. કોઇને એમ કહીએ કે ફલાણો કેવો હોંશીઆર–જોતજોતામાં લાખ્ખો ભેગા કર્યા તો તેણે જાતે જો એમ લખ્ખો ભેગા નહીં કર્યા હોત તો કહેશેઃ "એમાં શું ? એનું બીજું બધું જુઓને; એ તો નસીબને લીધે શ્રીમંત થયો તેમાં શું ?" "નસીબને લીધે એજ કેમ શ્રીમંત થયો ને તમેજ રહી ગયા ?" એમ ના પુછશો—ઉલટો કંકાસ થશે. શ્રીમંત થવું એ લડાઇ જીતવા જેટલુંજ કઠણ છે— કદાચ વધારે. અને શ્રીમંત થનારને એ માટે માન માગવાનો પુરો અધિકાર છે. મુનશીને એ માન ઘટે છે.



મુનશીજી.

મુનશી અમારી પડોશમાં મોરારજી ચાલમાં રહેતા હતા ત્યારથી હું જોતો આવ્યો છું કે ધંધામાં સફ્લતા મેળવવી એ એમનો પહેલો મુદ્રામંત્ર હતો. એ માટે એક હોંશીઆર સેનાપતિ પેઠે એમણે પ્રથમથી-જ બધાં સાધનો ભેગા કરવા માંડ્યાં હતાં. જાહેર જીવનમાં ભાગ લે, સંસ્થાઓ-નું કામ કરે, ગુજરાતી સાહિત્ય-ની સેવા કરે, ભુલાભાઇને ત્યાં હાજરી આપે, એ બધું એડવોકેટના ધંધાના હથીઆરો હતાં. મુનશી એ પણ જાણતા કે મુંબઇના થોડાક ગુજરાતીઓ દારુગોળા જેવા ભયંકર છે. એ વંઠ્યા તો સફળ નહીં થવાય. કે નહીં તો નાહક વિઘ્ન નાંખશે. મુનશી એટલે મુંઝાલના પ્રભા. સામે નાગરો હતા ને કોઇક વણિક ગૃહસ્થો હતા; પણ દર રવિવારે-મુનશી બધાને પોતીકાં કરી લે; મુનશી-ની અત્યાર સુધીની આખી જીંદગીમાં સૌથી

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૪૨]




રા. તારાચંદ પોપટલાલ અડાલજા
એલ. ટી. એમ.

ચિત્રકાર:
રા. રવિશંકર શિવશંકર પંડિત



૧

"પ્રણામ દેવી! આપની આજ્ઞા મને શિરસા વંદ્ય છે."

"કોને કહો છો નાથ?" નખશીખ સૌંદર્યથી ઓપતી એક યુવતી સુખ શય્યામાંથી સફાળી બેઠી થઇ અને આંખો ચોળતી શય્યામાં પડેલા પોતાના પ્રિયતમ તરફ આશ્ચર્યભરી નજરે જોઇ રહી. નિદ્રાવસ્થામાંજ પોતાના પતિને પ્રણામ કરતા જોઇને તેના કુતૂહલનો પાર ન રહ્યો.

"આપને, દેવી! આપના..."

યુવતી ચમકી. પોતાનો પતિ સ્વપ્નાવસ્થામાં તો નથી? તેને ફાળ પડી.

સ્નેહભર્યા ભાવે તેની ચંપકલિકા સમાન કરાંગુલિઓ પોતાના સ્વામીના મસ્તક ઉપર ફરવા લાગી. એ સ્પર્શે સ્વામી ઝબકી ઉઠયો.

એકાએક તે બોલી ઉઠયોઃ "દેવી! હજી આપ..."

"હં, હં, સ્વામી! આમ બોલી મને દોષભાગી ન બનાવો. હું દેવી નહીં, હું તો આપની કિંકરી, ચરણરજની દાસી."

"એમ? ત્યારે દેવી ક્યાં ગયાં?" પુરુષની નજર ચોમેર ફરવા લાગી, જાણે તે દેવીને શોધી રહ્યો હોય!

"નાથ! આજે આપ આમ શું કરો છો? ચોમેર શું જોયા કરો છો? દેવી કોણ?"

"દેવી મયણલ્લા!"

"મીનળદેવી? એ તો સ્વર્ગમાં બીરાજતાં હશે. એ અહીં ક્યાંથી હોય?"

"હતાં. હમણાંજ અહીં મારી પાસેજ હતાં."

"કદી ન બને, પ્રભુ! આપે સ્વપ્ન તો નથી જોયું?"

પુરુષ અનિમેષ નેત્રે એ સૌંદર્યમૂર્તિ તરફ જોઇ રહ્યો. "કોણ? પ્રિયે! જયતલદેવી? ત્યારે દેવી ક્યાં ગયાં?"

"નાથ! જરા સ્વસ્થ થાઓ, મારી ખાત્રી છે કે આપને સ્વપ્ન આવ્યું હશે."

"સ્વપ્ન હોય કે ગમે તે હોય, પરંતુ એ દશ્ય





"કોને કહો છો નાથ ?" નખશીશ સાદર્યથી ઓપતી એક યુવતી સુખ શય્યામાંથી સફાળી બેઠી થઇ અને આંખો ચોળતી શય્યામાં પડેલા પોતાના પ્રિયતમ તરફ આશ્ચર્યભરી નજરે જોઇ રહી.

એટલું બધું પ્રેરક હતું કે હજી મને એનાજ ભણકારા થયા કરે છે.

"એવું તે આપે શું જોયું ' એ જાણવાનો મારો અધિકાર ખરો ?"

"તારો અધિકાર ? શા માટે નહીં ! તું તો મારી અર્ધાંગના–મારા સુખદુઃખની સાથી; તારાથી કૈં છુપાવાય ?"

"અરે વાહરે મારા ભોળા ભરથાર ! ફુલાવી ફુલાવીને છાપરે ચઢાવતાં ઠીક આવડે છે. ઠીક; પણ હવે વાત તો કરો કે સ્વપ્નમાં શું જોયું ?"

"સ્વપ્નમાં મને ગુર્જર દેશાધિષ્ઠાત્રી મીનળ-દેવીનાં દર્શન થયાં."

યૌવના અધીરી બની. "પછી ?" "તેમણે મારા મસ્તકે હાથ ફેરવી આશીર્વાદ આપ્યા અને મારા હિતની એક વાત કહી."

'શી વાત ?"

"એજ કે મારા ભાગ્યનો ઉદય થશે."

"પ્રભુ એ આશિષ પરિપૂર્ણ કરે !" સ્ત્રીનું હૈયું હર્ષથી ઉછળ્યું.

"દેવીએ કહ્યું કે આ ગુર્જરધરા ચાવડા અને ચૌલુક્યોએ વર્ષો સુધી ભોગવી હવે એ ધરાનું સ્વામિત્વ ભોગવવાનું તારા તથા તારા પિતાના ભાગ્યમાં છે. સ્વામીના અભાવે ગુર્જરભૂમિ પરતંત્ર દશામાં પીડાય છે; તેનો તમે ઉદ્ધાર કરો."

"અને તેને માટે કૈં માર્ગ બતાવ્યો ?"

"હા, દેવીએ કહ્યું કે વસ્તુપાળ અને તેજ-પાળને તમારા મંત્રી બનાવજો એટલે તમારો પ્રતાપ ચોમેર પ્રસરશે અને રાજ્ય સત્તા અમર-વેલની માફક વીસ્તરશે."

"એમ !" વનિતા વિચારમાં પડી. તેના સ્વામીએ આ જોયું અને સ્મિત હાસ્ય કર્યું.

"કેમ, એ વાત ન રુચી ? ત્યારે તારા ભાઇ સાંગણ અને ચામુંડરાજને મંત્રીપદે સ્થાપીશું ?"

"શા માટે ?" કુટુંબ કલહનાં બી વાવવા માટે ?"

"પરંતુ બહેનનું વલણ તો ભાઇ તરફજ હોય ના !" પુરુષે કટાક્ષ કર્યો.

"પણ સ્ત્રીનું લક્ષ તો પોતાના સ્વામીના હિત તરફજ હોય. પીયરીઆંના પ્રેમ કરતાં સ્વામીના શ્રેયમાં સ્ત્રીનું સુખ સર્વસ્વ છે, પતિ એજ સ્ત્રીનું પરમ દૈવત છે એટલે એનું હિત સ્ત્રીને હૈયે વધારેજ હોય."

"એમ ? જોજે આ શબ્દો જીવનભર યાદ રાખજે..."

"અને આ પણ પ્રસંગ આવે કસોટી કરી જોજે... ....."

"અરે વાહરે તારી વાક્પટુતા ! બોલે તો તું બંધાય એવી નથી, આ બધું ક્યાંથી શીખી !"

"આપના જેવા વિચક્ષણ વીરનરના સહ-વાસથી. બોલો સાચી વાત કે નહીં ?" લલનાએ પતિના વક્ષઃસ્થળ ઉપર પોતાનું મસ્તક ઢાળ્યું. પતિ આ પ્રેમાળ પત્નીની કનકલતા સમી કાંતિમાન કાયા તરફ પ્રેમભીની નજરે જોઇ રહ્યો. પ્રેમની ઊર્મિઓ ઉછળી. એ મનોહારી મુગ્ધાના કપોળ પ્રદેશ ઉપર મધુરું ચુંબન કર્યું. નવોઢાનાં નયનોમાં પ્રેમભરી મસ્તી ચમકી રહી.

૨

"વીર ધવલ ! આજે કેમ આટલો બધો વિચારમગ્ન જણાય છે ?"

"પિતાજી ! આજે રાતમાં એક સ્વપ્ન દર્શન થયું તેનાજ વિચાર આવ્યા કરે છે."

"સ્વપ્ન ! મને પણ આજે સ્વપ્ન લાધ્યું હતું. સ્વપ્નમાં મીનળદેવીએ આશીર્વાદ આપી આપણી ઉન્નતિ માટે એક માર્ગ સુચવ્યો."

પિતા-પુત્રે એકબીજાને સ્વપ્નની હકીકત જણાવી. બન્નેને એકજ પ્રકારનું સ્વપ્ન લાધ્યું હતું, બન્નેને એકજ આજ્ઞા ફરમાવવામાં આવી

હતી અને તે વસ્તુપાળ અને તેજપાળને મંત્રીપદે સ્થાપવાની.

પિતા પુત્રે લાંબો વખત વિચાર કર્યો, અને શંકાઓનું સમાધાન કર્યું. અને એમજ ઠર્યું કે સ્વપ્નમાં થએલી સુચનાનો અમલ કરવો.

વસ્તુપાલ અને તેજપાલનાં નામો દેલવાડાનાં દેદીપ્યમાન દેવાલયોની સ્થાપના કરાવનાર તરીકે મશહુર છે. આ ભાઇઓ શ્રાવક ધર્મના પ્રાગ્વાટ પોરવાડ વાણીયા હતા. તેમના પૂર્વજ ઘણી પેઢીથી અણહિલપુર–પાટણમાં વસતા હતા.

વીરધવલના સચીવ ચાહડે આ બંને ભાઇઓનાં વીરધવલ પાસે અનેક વખત વખાણ કર્યા હતાં. વીરધવલની નજર તેમના તરફ હતીજ, તેમાં આ સ્વપ્નની ઘટનાને લીધે તેણે એ બંને ભાઇઓને પોતાની સેવામાં રાખી લેવાનો નિશ્ચય કર્યો.

ઇ. સ. ૧૧૬૦ માં વાઘેલ (વ્યાઘ્રપલ્લી) ઉપર ચૌલુક્ય વંશના ભાયાત ધવલકની સત્તા હતી. ધવલક કુમારપાલની માશી વેરે પરણ્યો હતો. વેરાટ્પુરીનું સ્થાન ઉત્તમ જણાયાથી પોતાના નામથી તેણે ધવલકપુર હાલનું ધોળકા– વસાવી તેની આસપાસના પ્રદેશમાં પોતાની સત્તા વીસ્તારી. ઘણા કાળથી તેઓ વાઘેલના ધણી હતા તેથી તેઓ વાઘેલાની અટકથી ઓળખાતા હતા.

તેનો કુંવર અર્ણોરાજ કુમારપાલના દરબારમાં રહી ખુબ સન્માન પામ્યો અને તેનો માનીતો સામંત બન્યો. ધીરેધીરે તે મહા મંડળેશ્વરની પંક્તિમાં દાખલ થઇ ગયો.

મુળરાજ પછી ભોળો ભીમ (બીજો ભીમદેવ) ગાદીએ બેઠો. તે ભોળો હોવાથી ખંડીઆ રાજાઓએ તેના પ્રદેશ ઉપર તરાપ મારી. અર્ણોરાજથી આ સહન ન થયું. તેણે તેઓનો પરાજય કરીને પોતાનો યશ અમર કર્યો.

તેનો પુત્ર લવણપ્રસાદ. કહેવાય છે કે એક સમયે ચિંતાતુર ભીમદેવને કુમારપાળે સ્વપ્નમાં દેખા દઇને કહ્યું કે દુષ્ટ અમાત્યો તારી અવજ્ઞા કરે છે માટે લાવણ્યપ્રસાદને તું સત્તા આપ. ભીમદેવે લાવણ્યપ્રસાદને 'સર્વેશ્વર' નું પદ આપ્યું અને તેના પુત્ર વીરધવળને 'યુવરાજ બનાવ્યો.'

લાવણ્યપ્રસાદ અને વીરધવળ પોતાની સત્તાનો વિસ્તાર કરવા આતુર હતા. તેવામાં વસ્તુપાળ અને તેજપાળ શત્રુંજ્ય, ગિરનાર આદિ તીર્થની યાત્રા કરીને પાછા વળતાં ધોળકે આવ્યા.

રાજગુરુ સોમેશ્વરને પિતાપુત્રે સ્વપ્નની હકીકત જણાવતાં તેમણે આ બંને ભાઇઓના આગમનના ખબર આપ્યા અને સ્વપ્ન ફળદાયી નીવડશે એવી ભવિષ્યવાણી ભાખતાં કહ્યું કે "પ્રભુ તમારા ઉપર પ્રસન્ન જણાય છે. જેનો તમે વિચાર કરો છો તેજ વસ્તુ અહીં આવી ચડી છે. એ બંને ભાઇઓની રાજ્ય સેવા કરવાની ઇચ્છા છે. તેઓ બોતેર કળા જાણે છે, ન્યાયનીષ્ટ છે. કાર્યકુશળ છે. વળી મંત્રીબળ વિના રાજ્યબળ અસંભવિત છે. આપની ઇચ્છા હોય તો તેમને બોલાવું."

પિતાપુત્ર બંનેએ હા કહી. બંને ભાઇઓ આવ્યા. પિતાની આજ્ઞાથી વીરધવલે કહ્યું: "તમે ભલે આવ્યા. અમારા ઉપર રાજ્યભાર આવી પડ્યો છે, તે માટે તમારા જેવા કુશળ અમાત્યની જરૂર છે. સત્તા અને વિભૂતિ તો પૂર્વના પુણ્યબળે મળી આવે પરંતુ તે નીભાવવા માટે તમારા જેવા પ્રવીણ પુરુષરત્નો તો સદ્‌ભાગ્ય હોય તોજ સાંપડે, કહો મંત્રીપદ સ્વીકારશો?"

"ખુશીથી, માત્ર એકજ શરતે. અમાત્યપદ એટલે રાજા ને પ્રજા બંનેનું હિત સાચવવાની જવાબદારી. એમાં કેટલાએ શત્રુઓ પણ ઉભા થાય; વિનાકારણ કેટલાએ આળ અમાત્ય ઉપર

આપનું સ્વામીત્વ સ્વીકારી લે એમ ન માનતા." તેજપાળે વીરધવળની વીરતાને તાવી જોવાનો યત્ન કર્યો.

"તેથી તો ઉલટા આપણા સૈનિકોની શુરવીરતાની કસોટી થશે. શત્રુ બળવાન હોય ત્યારેજ તેને નમાવવાથી આપણી કીર્તિ વિશેષ ઉજ્વલ બને છે."

"તો પછી તેમ કરવામાં કંઈ હરકત જેવું નથી. સૌરાષ્ટ્રમાંથી તો કીર્તિ અને કાંચન બંને પ્રાપ્ત થાય તેમ છે. આપની આજ્ઞા હોય ત્યારે પ્રયાણ કરીએ" તેજપાળે તત્પરતા બતાવી.

"શુભસ્ય શીઘ્રમ્ સારા કામમાં વળી ઢીલ શાની?"

"ત્યારે આજેજ સારું મુહૂર્ત નક્કી કરું છું, સૈન્યને તૈયાર થવાની આજ્ઞા આપી દઉં છું." સૌરાષ્ટ્ર તરફ પ્રયાણ કરવાની તૈયારીઓ થવા લાગી.

૪

પુરતી તૈયારી સાથે વીરધવલની સેનાએ સૌરાષ્ટ્ર તરફ પ્રયાણ કર્યું.

વર્ધમાનપુર—વઢવાણ આવ્યું અને તેજપાલે વીરધવલને એ પ્રદેશનો પરિચય આપ્યો. આસપાસના ઠાકોરોને બોલાવીને વીરધવલે તેઓની પાસેથી ખંડણી લીધી અને પોતાનું સ્વામીત્વ સ્વીકારવાની ફરજ પાડી.

એમ ખંડણી લેતાં લેતાં તેઓ છેક વામન સ્થળી—વનથળી પાસે આવ્યા. આ પ્રદેશ ઉપર વીરધવલના સાળા સાંગણ અને ચામુંડરાજની સત્તા ચાલતી હતી.

વીરધવલે આ ભાઈઓને પોતાની સત્તા સ્વીકારવાનો સંદેશો મોકલ્યો પરંતુ સાંગણ અને ચામુંડ વીરપુરુષો હતા. પોતાના શૌર્યમાં તેમને સંપૂર્ણ વિશ્વાસ હતો. આમ પારકી સત્તાથી ડરી જાય એવા બીકણ તેઓ નહોતા. તેઓ બીરુ નહીં પણ ભડ પુરુષ હતા. ખંડણી આપવાનો તેમણે સાફ ઇન્કાર કર્યો.

વીરધવલે જોયું કે વહાલામાં વીખવાદ થવાનો પ્રસંગ આવ્યો છે. શું કરવું તે તેને સુઝયું નહીં.

વિચાર કરતાં કરતાં એક વાતનું તેને સ્મરણ થઈ આવ્યું. પોતાની અર્ધાંગનાએ એક સમયે ઉચ્ચારેલા શબ્દો તેને યાદ આવ્યા. તેની કસોટી કરવાનો ખરો પ્રસંગ આજે પ્રાપ્ત થયો હતો.

વીરધવલને સૌરાષ્ટ્રમાં ફરવાનું હોવાથી જયતલદેવીએ તેની સાથેજ રહેવાનો આગ્રહ કર્યો. સ્વામી સેવાની હોંસ અને દર્શન કરવાની જિજ્ઞાસાએ તેને સ્વારી સાથે ફરવા પ્રેરી અને વીરધવલે તેની એ ઇચ્છાને સહર્ષ સ્વીકારી. જયતલદેવી પોતાના સ્વામી સાથેજ રહેવા પામી.

વામન સ્થળીથી થોડે દૂર વીરધવલે પડાવ નાખ્યો હતો. જોતજોતામાં એકાદ નાનું ગામડું વસી ગયું હોય તેવો દેખાવ થઈ રહ્યો હતો. સૈનિકોની દોડધામથી કોલાહલ મચી રહ્યો. સૌ સગેવગે થવાની ધમાલમાં પડયાં હતાં.

રાજવંશી શમીયાનામાં એક યુવાન યુગલ વાર્તાલાપ કરી રહ્યું હતું. સ્ત્રીના ચહેરા ઉપર ચિંતાનાં ચિહ્નો સ્પષ્ટ જણાઈ આવતાં હતાં.

"નાથ! એ ટેકીલા રજપુતો છે. એમ તરત માની જાય એવા નથી. એમને પણ સ્વાભિમાન તો હોયજના?"

"પરંતુ આવો ઉદ્ધત જવાબ કોને આપે છે તે તેઓએ સમજવું જોઈએ" પુરુષની ભ્રકુટિ ચઢી.

"પરંતુ એ એના મનથી પોતાને શ્રેષ્ઠ સમજતા હોય એટલે બીજાની એમને શી દરકાર?"

પુરુષ આકળો—અધીરો બન્યો. "જયતલ દેવી! તું પણ તેમનો પક્ષ ખેંચવા લાગી કે!

સાચું છે. કાળીએ મોં તરફજ વળે !"

"સત્ય કહ્યું નાથ !" સ્ત્રીનાં વચનોમાં અજબ શાંતિ હતી. "કાળીઓ મોં તરફજ વળે, અને તેથીજ હું આપના હિતનો વિચાર કરીનેજ બોલું છું."

"તેઓ અપમાન કરે એ મારું હિત?"

"નહીંજ, પરંતુ સગાઓ સાથે સગવટ સાચવતાં ન આવડી એવી લોકનિંદા સાંભળવી ન પડે એમ કરવું એમાં આપનું હિત નહીં?"

વીરધવલ વિચારમાં પડયો. 'જયતલદેવી આજે આમ શબ્દજાળ કેમ બીછાવે છે?' તેને સમજ પડી નહીં.

"નાથ! ક્ષત્રિજાયાને દરેકને પોતાની જાત માટે અભિમાન હોયજ. એ એમના મનથી પોતાને સૌથી સવાયા માનતા હશે......"

"તો હું તેમને બતાવી આપીશ કે શેરને માથે સવાશેર કેવા છે?" વીરધવલ કંટાળ્યો.

"એ બધું કરજો સ્વામી! પરંતુ પ્રથમ તેમને સમજાવવા જોઇએ..."

"સમજાવવા માટે તો સંદેશો મોકલ્યો. તેનો કેવો ઉદ્ધત જવાબ મળ્યો તે તેં ના સાંભળ્યું?"

"સાંભળ્યું; નાથ! મેં એ બધુંએ સાંભળ્યું. પરંતુ એટલાથીજ આપ અધીરા ન બનો. વીર નરને શોભે એવો ઉત્તર તેઓએ આપ્યો છે. પરંતુ આપની સત્તા અને પ્રબલ શક્તિનો ખ્યાલ તેમને નથી, એટલે તેમને વસ્તુસ્થિતિ સમજાવીને તેઓની ભુલ ભાંગવાનો યત્ન કરવો એ એક બહેન તરીકે મારો ધર્મ છે."

વીરધવળ સમજ્યો. જયતલદેવી પોતાના બંધુનો બચાવ કરવા માગતી હતી!

"તો એ ધર્મ ખુશીથી બજાવો. પરંતુ જો જો, કૈંક પીયરના પ્યારમાં લોભાઇ પડતાં નહીં, ભાઇના પક્ષમાં ભળીને..."

જયતલદેવીનું હૃદય વીંધાયું; "ગુર્જરેશ! શું હજી પણ મારી પરીક્ષા આપ ન કરી શક્યા? આપ કસોટી તો કરવા માગતા નથીને?"

વીરધવલ ચમકયો. તે કસોટી કરવા માગતો હતો. મનમાંજ તે બબડયોઃ 'આ પણ જબરી! સામાનું અંતર પારખવાની આ શકિત એણે કયાંથી મેળવી?'

"ના ના, દેવી એમ તો નહીંજ પરંતુ મને કહે તો ખરી કે તું તેમની પાસે જઇને શું કરશે?" વીરધવલે વાત ઉડાવવાનો યત્ન કર્યો.

"શું કરીશ? મારાથી બનશે તેટલા પ્રયત્ને સમાધાન કરાવવા મથીશ."

"અને તે નહીંજ માને તો?"

"તો? તે......" જયતલદેવી વિચારમાં પડી; "એ તો વખત આવ્યે જણાઇ રહેશે."

"ત્યારે જાઓ તમે પણ હોંસ બાકી રહી હોય તે પુરી કરો' વીરધવલે કટાક્ષ કર્યો.

"હોંસ નહીં પરંતુ કર્તવ્ય પાલન" જયતલદેવી જતાં જતાં બોલી.

વીરધવલ કુતુહળ ભરી દૃષ્ટિથી તેની પાછળ જોઇ રહ્યો.

## ૫

સાંગણ અને ચામુંડરાજને વીરધવલના આગમનના સમાચાર મળી ચુકયા હતા. તે માર્ગમાં જે જે ઠાકોર આવે તેની પાસેથી દંડ લઇને ખંડણી ઉઘરાવતો—પોતાની શ્રેષ્ઠતા સિધ્ધ કરતો ચાલ્યો આવતો હતો એ પણ તેઓએ જાણ્યું હતું. પાણી પહેલાં પાળ બાંધવાની સાવચેતી તેઓએ રાખી હતી. વીરધવલને જવાબ આપવાની તૈયારી શરુ થઇ ચુકી હતી.

પોતાનું સૈન્યબળ સુદ્રઢ કરવામાં બંને ભાઇઓ રોકાયા હતા તેવામાં એક અનુચર ખબર લઇ આવ્યો કે જયતલદેવી પોતાના ભાઇઓને મળવા માટે આવે છે. પોતાની બહેન આવે

છે એ જાણતાં તેમને અત્યંત હર્ષ થયો. બહેનનો સત્કાર કરવા તેઓ અધીરા બન્યા.

બહેન આવી. આખા વંથળી ગામમાં હર્ષ ફેલાયો. લોકોએ જાણ્યું કે મોટા ઘરની બહેન આવે છે તો ભાઇના મોભામાં–માન આબરુમાં જરુર વધારો કરી જશે.

ભાઇ બહેન મળ્યાં, એક બીજાના ખબર અંતર પુછ્યા. સુખ દુઃખની વાતો કરી અને ભાઇઓએ બહેનને થોડા દિવસ નીરાંતે વંથળીમાં રહેવાનો આગ્રહ કર્યો.

"ભાઇ, હું અહીં રહેવા માટે નથી આવી. હું તો તમને એક વીનંતી કરવા આવી છું."

"વીનંતી? શાની? જે જોઇએ તે ખુશીથી માગી લ્યો, બહેન! અમે આપવાને લાયક છીએ, તમે લેવાને લાયક છો." સાંગણે ઉદારતા દર્શાવી.

જયતલદેવીની જીભ ઉપડતી નહોતી. પોતે જે કહેવા આવી છે તે કેવી રીતે કહેવું તેના વિચારમાં તે પડી હતી. ચામુડરાજને લાગ્યું કે બહેન સંકોચાય છે.

"બહેન, શા માટે મનમાં સંકોચ પામો છો? જે માગવું હોય તે ખુશીથી માગો. અમારી ગુંજાશ હશે તો જરુર તમને આપીશુ."

"ભાઇ! હું કોઇ પણ વસ્તુ ની યાચના કરવા આપની પાસે નથી આવી. હું તો આપના હિતનું એક કામ કરવા અહીં આવી છું" જયતલદેવીના મુખ ઉપર ધીરેધીરે ગંભીરતા છવાતી ગઇ.

"બહેન ભાઇનું હિત ન તાકે તો પછી બીજું કોણ તાકે?" સાંગણ બહેનના સદ્ભાવથી પ્રસન્ન થયો; તેને લાગ્યું કે બહેનના આગમનથી પોતાને કૈં અલભ્ય લાભ થવાનો હશે.

"તો જુઓ, ભાઇ સાંગણ અને ભાઇ ચામુંડ! તમે વીરપુરુષ છો, શુરા છો, ટેકીલા છો, ક્ષત્રિજાયા એવાજ હોય. મારા ભાઇના એ સદ્ગુણો માટે હું ગર્વ રાખું છું, પરંતુ સમયને માન આપવું એ પણ માનવ ધર્મ છે......"

ચામુંડ અધીરો બન્યો. બહેનનાં વચનોમાંથી કૈં જુદોજ ધ્વનિ નીકળતો જણાયો. "બહેન, જે કહેવાનું હોય તે જરા પણ ભેદ રાખ્યા વિના સ્પષ્ટ કહેજો, શબ્દજાળ રચવાનો વૃથાશ્રમ ન લેશો."

જયતલદેવીએ જોયું કે સત્ય હકીકત કહ્યા વિના છુટકોજ નથી. તો પછી એમાં વ્યર્થ ફાંફાં શા માટે મારવાં?

દ્રઢતાપૂર્વક કોઇ સામ્રાજ્ઞી આજ્ઞા કરી રહી હોય તેમ તે બોલવા લાગી: "ભાઇ! તમારા બનેવી મહાપરાક્રમી છે, જેઓ કોઇ દિવસ દંડાયા નથી એવાને પણ તે દંડે છે. ભલભલાને એ પોતાના ચરણોમાં નમાવે છે. ગૂર્જર દેશમાંથી તે ગામેગામ અને નગરેનગરથી ખંડણી લેતા લેતા અહીં આવ્યા છે......"

"ખંડણી લેવા માટે?" ચામુંડની આંખો ફાટી.

"હા, ખંડણી લેવા માટે. તમારી પાસે તેને આપવા લાયક ધન, ઘોડા અને બીજી જે અમુલ્ય વસ્તુઓ હોય તેનું તેમને નજરાણું ધરીને તેમને અહીંથી માનસહિત વીદાય કરો."

"માન સહિત કે અપમાન સહિત? શું અમે તેનું શરણુ સ્વીકારીએ?" સાંગણનાં રુવાં ઉભાં થઇ ગયાં; અત્યારેજ જાણે તે યુધ્ધે ચઢવા તત્પર બન્યો હોય નહીં!

"એ તો જેવી તમારી મરજી" જયતલદેવી સ્વસ્થ હતી; "તમારું પોતાનું હિત તેમના મનનું સમાધાન કરવામાંજ છે."

ચામુડનો ધૈર્યનો અંત આવ્યો; "બહેન, માઠું ન લગાડશો મને લાગે છે કે વીરધવલનો કદાચ યુધ્ધમાં દેહ પડે, તો આપને વૈધવ્યનું દારુણ દુઃખ સહન કરવું પડે અને આપ નીરાધાર બની જાઓ એવા ભયથી તો આ સમાધાન

[વધુ માટે જુઓ પૃ૪ ૨૦૫]




# નાગાનંદમ્

શ્રી હર્ષદેવ પ્રણિત

(પંચાંકી નાટક)

—o—

અનુવાદક :

રા. રમણલાલ જયચંદભાઇ દલાલ બી. એ.

ચિત્રકાર :

રા. રવિશંકર શિવશંકર પંડિત બી. એ.

## પાત્રો

| | |
|---|---|
| સૂત્રધાર | નટી |
| જીમૂતવાહન (નાયક) | મલયવતી (નાયિકા) |
| વિદૂષક | ચતુરિકા (ચેટી) |

—o—

## અંક પહેલો

—o—

**સ્થળ :**

અરણ્યમાં કોઇ ઋષિ આશ્રમની પાસે દેવીનું મંદિર.

### નાન્દી

[illegible]! ધ્યાન ધરી સ્મરો કઈ પ્રિયા? નેત્ર ઉઘાડો જરા:
સામે આ અબળા પીડાય મદને, પાળો ન ત્રાતા છતાં;
મિથ્યા સર્વ ગણે કરુણ તમને: છો ક્રૂરતાથી ભર્યા—
જેને કામની આમ કે કહી રહી એ બુદ્ધ રક્ષો સદા.

વળી—

કામે બાણો શરાતી મદનસખા, મળી નાચતાં ઢોલતાલે,
ભ્રમરે સ્મિતરૂપે લલિતપનથી મુગ્ધ દિવ્યાંગનાએ;
સિધ્ધોએ શીર્ષ નામી પુલકિત થયા વિસ્મયે ઇન્દ્રદેવે,
જોઈતો યોગપીઠે અચલિત રહીને રક્ષજો એ મુનીન્દ્ર.

[નાન્દી પછી—

સૂત્રધાર

વધુ વિસ્તારનું શું પ્રયોજન? આજે અમરપુરીના અધિષ્ઠાતા ઇન્દ્રદેવના સ્મરણાર્થે ઉત્સવ છે. એ શુભ પ્રસંગે, મહારાજા શ્રી હર્ષદેવના ચરણકમલમાં વંદન કરતા વિવિધ દેશના રાજા મા જુદીજુદી દિશાએથી અત્રે આવેલા છે. તેઓએ મને બહુ માનથી બોલાવ્યો ને જણાવ્યું કે "આપણા મહારાજાધિરાજ શ્રી હર્ષદેવે વિદ્યાધર ચક્રવર્તિની વાર્તા ઉપરથી અપૂર્વ વસ્તુરચના કરી નાગાનંદમ્ નામનું નાટક રચ્યુ છે એમ ઘણા જણના મુખે સાંભળ્યું છે, પરંતુ એ નાટક ભજવાએલું અમે કદાપિ જોયું નથી. સર્વ હૃદયને આનંદ આપનાર એ રાજર્ષિ પ્રત્યે આપને પૂજ્યભાવ છે તેથી, અને વળી કૈં નહીં તો અમારા ઉપર અનુગ્રહ કરવા ખાતર એ નાટક અમને ભજવી બતાવો." તેથી હમણાંજ નેપથ્યરચના કરી એ શુભેચ્છાનુસાર મારું બનતું કરીશ.

[આમ તેમ ફરે છે: પ્રેક્ષકવર્ગ તરફ નજર નાખે છે: પછી—

મને ખાત્રી થાય છે કે સર્વ સભાજનોનાં મન મેં આકર્ષી લીધાં છે:

કારણ કે—

છે શ્રીહર્ષકવિ નિપૂણ, ગુણની પુજારી સોહે સભા,
ચાહે સિદ્ધકુમારનું ચરિત સૌ નાટ્યે દીસે દક્ષતા;
વસ્તુ એકજ પુરતી થઇ પડે ધાર્યું પુરું પાડવા:
તો શું વાત કહું નસીબ થકી જ્યાં સૌએ મળ્યાં એકઠાં.

સારે તો લાવ હમણાંજ ઘેર જાઉં. પ્રિયાને જલ્દી બોલાવી લાવી સંગીતનો આરંભ કરું.

[આંટા મારે છે: પડદા તરફ જોઇ

આ રહ્યું અમારું ઘર, લાવ પ્રવેશ કરું.

[પ્રવેશ કરીને

આર્યે! આમ આવ તો.

[નટી પ્રવેશ કરે છે

નટી

[આંસુ સારતી] આવી, નાથ! નિર્ભાગિની આ આવી. આર્યપુત્ર! શી આજ્ઞા છે? આજે શું ભજવવા વિચાર છે?

ત્રધાર

[જોતાં] પ્રિયા! આ શું? આજે તો નાગાનંદમ્ જેવો સુંદર નાટ્યપ્રયોગ ભજવવાનો છે. એવે પ્રસંગેએ આમ રુદન!

નટી

આર્ય! રડવું ન આવે? આપના પૂજ્ય પિતાશ્રીને વૃદ્ધાવસ્થાને લીધે વૈરાગ્ય આવ્યો. અને કુટુંબનો ભાર ઉપાડવા આપને યોગ્ય લેખી પોતે વનવાસી થયા—પૂજ્ય માતાજી પણ સાથે ગયાં.

સૂત્રધાર

[ખિન્ન થઇ] અરેરે! માતા પિતા વનમાં ગયાં! મને મુકીને ગયાં? હવે શું કરું? [વિચારમાં પડી જાય છે] માતાપિતાના ચરણમાં કેવું સુખ છે? એમને સેવાવીહોણાં મુકી ઘેર કેમ રહેવાય?

પિતા માતાતણી સેવા સાધું વાસ કરી વને,
યથા ઐશ્વર્ય ત્યાગીને કર્યું જીમૂતવાહને.

[જાય છે]

પ્રસ્તાવના સમાપ્ત.

---

(વિદૂષક સાથે નાયક પ્રવેશ કરે છે.)

નાયક

(ખિન્નવદને) સખે આત્રેય!

રાગે પૂર્ણ ભરી દીસે રગ-ગે, અંતે વળી ધ્વંસિની,
કૃત્યાકૃત્ય વીચારવા વિમુખ—એ સૃષ્ટિ ન શું જાણતી?
ઇન્દ્રીયોવશ—નિન્દ્ય એવી તદપિ—વહાલી યુવાની બને,
જો એ નિત્ય વહે પિતાચરણમાં સેવા મહીં આ રીતે.

વિદૂષક

(રોષથી) પણ ભાઇ! તારાં આ ઘરડાં ખખ માતા પિતા મરવાની આળસેજ જીવે છે.

એમની વાંસે આટઆટલુ વનવાસનું દુઃખ ભોગવ્યું; વર્ષોનાં વર્ષો વીત્યાં; છતાંએ તને કંટાળો નથી આવતો ? ભલા માણસ ! હવે તો કંઈ મહેરબાની કર. વડીલોની આમ ચાકરી કરવાની તારી હઠ છોડી દે. પેલું રમણીય રાજ્યસુખ ફરી સંભાળ, મનમાન્યા ભોગ ભોગવવા એ તરફ પ્રયાણ કરવા દે.

નાયક

બંધુ ! તારાં આ વેણ અયુક્ત છે: કારણ કે—

શોભે જેમ પિતા કને ધરણીએ શું તેમ સિંહાસને ?
સેવાસુખ મળે ગુરુચરણનું તેવું શું રાજા થયે ?
શું સંતોષ થશે ત્રિલોક મળતાં પૂજ્ય–પ્રસાદી સમો ?
ખાલી ભાર અસાર રાજ્ય નકી જો માતા પિતા ત્યાગીદો.

વિદૂષક

[સ્વાગત] અહો ! અજબ છે આનો માતાપિતાની સેવાનો ટેક ! [જરા વીચારીને] ભલે. આમ કહેવા દે [પ્રકાશ] ભાઈ !—પણ હું એકલા રાજ્યસુખનીજ વાત નથી કરતો. બીજું ઘણુંએ તારે કરવાનું છે.

નાયક

[જરા હસી] કરવાનું તો બધુંએ કરી નાખ્યું છે. જો—

સાચા ન્યાયપથે પ્રજાજન મુક્યા, સંતો સુખી સૌ કર્યા,
જ્ઞાતિબંધુ કર્યા બધા મુજ સમા, રક્ષાયલું રાજ્ય આ;
ભિક્ષા કલ્પદ્રુમે કદી ન મળતી તેવીએ આપી ચુકયા,
બાકી શું કરવું રહ્યું, વદ સખે ! રાજા તણા ધર્મમાં.

વિદૂષક

પણ સાહસિક શત્રુ તો છેને ? પેલો દુષ્ટ મતંગ તારો પુરાણો દુસ્મન. હા ! પ્રધાન તથા અમાત્યવર્ગને તેં તારું રાજ્ય સોપ્યું છે એ વાત ખરી. પરંતુ મતંગ શિરે ઝઝુમે છે, ત્યાંસુધી મને તો તારા વિના રાજ્ય સલામત લાગતુ નથી.

નાયક

મતંગ રાજ્ય લઇ લેશે એવીજ શંકા થાય છેને ?

વિદૂષક

બીજું શું ત્યારે ?

નાયક

તો હોય; શું થઇ ગયું ? આ શરીર કે બીજી કોઇપણ મારી વસ્તુ પરોપકાર કાજેજ સરજાઇ છે; તો રાજ્ય જેવી ક્ષુલ્લક વસ્તુનો શો વિચાર ? મારી જાતેજ એનું દાન નથી કરી દેતો કારણ કે પિતાજી ના કહે છે; અને પિતાની આજ્ઞા પાળવી એજ કર્તવ્ય છે. મને તેમની આજ્ઞા થઇ છે કે; "વત્સ જીમૂતવાહન ! આપણે આ સ્થાનમાં બહુ દિવસ રહ્યા. પાસેનાં સમિધ કુશ ને કુસુમો, બધુંએ ખપી ગયું. કંદમૂલ, ફલ, સામો વગેરે પણ હવે આવી રહ્યાં છે. માટે મલયપર્વત તરફ જા. ત્યાં કોઇ લાયક નિવાસસ્થાન શોધી કાઢ," માટે ચાલો એજ દિશાએ વળીએ.

વિદૂષક

જેવી આજ્ઞા.

[બંને આમ તેમ ફરે છે.

વિદૂષક

[સામે દૃષ્ટિ ફેંકી] મિત્ર ! જુઓ, જુઓ ! પ્રથમ મિલન માટે આતુર થએલી વિરહી વામાના આલિંગન પેઠે, મુસાફરીનો થાક ટાળી, મલયગિરિથી આવતો આ પવન મારા પ્રિય મિત્રને રોમાંચિત કરે છે. વળી રસ ઝરતાં ગાઢાં ચંદનવનો વટાવતાં એ સુગંધિથી ભરપુર છે, ને ખડકો સાથે અથડાતાં ઝરણો ઉપર થઇ વાતાં, ઉંચે ઉડેલાં શીતલ વારિકણો પણ ખેંચી લાવે છે.

નાયક

[વીલોકી] અહો ! એટલામાં આપણે

મલયગિરીવરે આવી પહોંચ્યા શું ? [આજુ બાજુ જોઇને] અહો ! કેવું સૌંદર્ય—

માતેલા કરિગંડઘર્ષણુ થકી ભાગી સવે ચંદનો,
ગુફા દેતી સદા પ્રતિધ્વની જ્હીં મોજં તણા નાદનો.
રાતી મોતી શિલા થઈ પદરજે સિદ્ધાંગના ઘુમતાં,
સર્વાંગો નીરખી મહા મલયને ઉત્સાહથી ઓપતાં.

ચાલો ! ગિરીશૃંગે ચઢી કૈં યોગ્ય નિવાસ-સ્થાન શોધીએ—

વિદૂષક

ચાલો ! [આગળ જઇ ઉભા રહે છે.] મહારાજ ! આ બાજુ. [ઉપર ચઢતા હોય તેમ કરે છે]

નાયક

[જમણું નેત્ર ફરકતું સુચવી, વિચારીને] બંધુ !

દક્ષિણું નેત્ર કંપે છે, ફલાકાંક્ષા નથી કશી,
ન મિથ્યા જ્ઞાનીનાં વાક્યો—કહે શું સુચવે અહીં ?

વિદૂષક

મિત્ર ! તારું કૈં શ્રેય થવાનો સમય આવી લાગ્યો છે.

નાયક

ખરે ! એમ પણ હોય.

વિદૂષક

[અવલોકન કરી] પ્રિય મિત્ર ! જો જો ! આ તો ખરેખર ! તપોવન હોય એમ લાગે છે. પાસે પાસે આવેલાં અનેક ચંદનવૃક્ષો શોભામાં ઓર અભિવૃદ્ધિ કરે છે; ને પણે બલિદાનની સુવાસ પમરાવતી પુષ્કળ વરાળ ઉંચે ચઢે છે, વળી આ નાનકડાં હરણાંઓ અભયમને આમતેમ ઘુમી રહ્યાં છે.

નાયક

ઠીક કહ્યું હોં ! આ તપોવનજ છે: કારણ કે—

કાપી ના કરુણાથી છાલ તરુની ઝાઝી પરિધારવા,
ભાંગેલાં બહુએ કમંડલ પડયાં, સ્વચ્છાંબુના વે' ઝરા;
બંધો મુંજ તણા જુઓ કમરથી તોડી ત્યજ્યા બાલકે,
હંમેશાં સુણતા શુકો પઢી રહ્યા વેદે ભણ્યા મંત્રને.

ચાલો પ્રવેશ કરીએઃ જોઇએ તો ખરા.

(પ્રવેશ કરતા જણાય છે.)

નાયક

[આશ્ચર્યથી નીહાળતાં] અહાહા ! તપોવન કેવું શાંત ને રમણીય લાગે છે. અનેક શંકારપદ વેદવાક્યો આનંદિત મુખે અનેક ઋષિમુનિઓ ચર્ચી રહ્યા છે. નાના નાના બાલકો વેદની ધુન મચાવતા કુમળી રસવાળી સમિધની લાકડીઓ કાપ્યે જાય છે; ને આ તાપસ કન્યાઓ બાલવૃક્ષનાં ખામણાં બનાવી પાણી રેડી રહી છે, અને વળી આ તરફ—

મધુર મધુ વદે છે "સ્વાગતમ્" ભૃંગશબ્દે,
નમી તરુ ફલ ભારે વંદને શીર્ષ નામે;
કરી નવફુલ વૃષ્ટિ અર્ઘ્ય જાણે મને દે,
સુખદ અતિથી સેવા વૃક્ષને શીખવી છે.

નિવાસસ્થાનને યોગ્યજ આ તપોવન છે, અને મને લાગે છે કે અહીં વસવાથી આપણને સંપૂર્ણ શાંતિ મળશે.

વિદૂષક

[આમ તેમ જોઇને] પણ મિત્ર ! જો તો ખરો ! આ હરણો એકાગ્રતાથી કૈં સાંભળતાં હોય તેમ જણાય છે. તેમની ગરદન એક તરફ જરા વળેલી છે. તેઓ એટલાં તો સ્થિર થઇ ગયાં છે કે અધ' ચવાએલું દર્ભ' ઘાસ તેમના મુખમાંથી બહાર નીકળી રહ્યું છે. તેઓ એક કાને થઇ રહ્યાં છે; ને તેમની આંખો ગીતની લહેરમાં સહેજ લહેરાતી લાગે છે.

નાયક

[કાન માંડી] ખરું કહ્યું હોં ! જોને—

સ્થાને સુરો સ્ફુરીને ગમક સુચવતી
મંદ્રતાર વ્યવસ્થા,
મીઠા નાદો વીણાના, મનુજ સ્વર મધ્યે,
માખીગુંજાર જેવા;

વિદૂષક

પણ ભાઇ! આ તપોવનમાં કોણ ગાતું હશે?



તાપસ કન્યાઓ બાલવૃક્ષનાં ખામણાં બનાવી પાણી રેડી રહી છે.

નાયક

કોમળ આંગળીએ દબાયાથી વીણાનો સ્વર અતિસ્પષ્ટ નથી નીકળતો. સંગીતનો મુખ્યસ્વર ઝીણો ને મધુર છે. તેથી હું અનુમાન કરું છું કે [સામે આંગળી કરી] પેલા દેવાલયમાં કોઇ અલૌકિક સુંદરી વીણા વગાડી દેવપ્રાર્થના કરતી હશે.

વિદૂષક

તો વયસ્ય! ચાલો. આપણે પણ એ મંદિરમાં દર્શનાર્થે જઇએ.

નાયક

ઠીક, દેવ માત્ર વંદનીય છે. [આગળ વધે છે પરંતુ એકાએક અટકી] પણ બંધુ! આપણે ન જોવી જોઇએ એવી કદાચ કોઇ સ્ત્રી હશે તો? તેથી આ તમાલના ઝુંડ પાછળ છુપાઇ દેવદર્શનની રાહ જોઇએ.

[તેમ કરે છે.

એવે મોટા મહીંના તૃણકવલ તણા
છેદનો નાદ દાબી,
વાંકી ડોકે કુરંગો લલિત પદ રચી,
સાંભળે ગીત વાણી.

[પછી જમીન ઉપર બેસી વીણા વગાડતી મલયવતી દાસી સાથે પ્રવેશ કરે છે].

નાયિકા

[સંસ્કૃતમાં ગાય છે]

ઉઘડતાં કમલોની કેસરરજના સમી ગૌર ગૌરિ!
સફલ હો મુજ કાંક્ષા ભગવતી કેરા પ્રસાદેથી—

### નાયક

[કાન દઇને] વયસ્ય! શું સુંદર ગીત! ને તેને બજાવવાની શું મનોહર રીત! જોને—

ભાસે વ્યંજનધાતુ આદિ સઘળી રીતો દશે ગીતની,
ને ચોખ્ખા દ્રુતમધ્યલંબિતસ્વરે ત્રિતાલની છે ગતિ;
ગોપુચ્છાદિ દીસે ત્રણે યતિ ક્રમે, ગાતાં સુરો કેળવી,
સંજ્ઞામાં ત્રણ રીત વાદ્ય વિષયે પુરેપુરી દાખવી.

### ચેટી

[હેતથી] કુમારીબા! વીણા હવે ઘણી વગાડી. તમારી આંગળીઓ પણ નથી દુઃખી આવતી?

### નાયિકા

[ઠપકો દેતાં] અલી ચતુરિકા? દેવની આગળ વીણા વગાડતાંએ આંગળીઓ દુઃખે વારુ?

### ચેટી

રાજપુત્રી! હું તો એમ કહું છું કે આ નિર્દય દેવી આગળ વીણા વગાડે શો ફાયદો? કન્યાઓને કઠિન લાગનારાં એ વ્રત ને ઉપવાસો અત્યાર સુધી તેં કર્યાં છતાં એ તારા ઉપર જરાએ મહેર નથી કરતી.

### વિદૂષક

બંધુ! આ તો કન્યકા છે. કન્યાને શા સારુ ન જોઇએ!

### નાયક

વાંધો નહીં. बाला निर्दोपदर्शना પરંતુ આપણને જોઇ કદાચ તે બાલસ્વભાવે શરમાય ને અત્ર વધુ ન રોકાય માટે આ ...ા પાછળ છુપાઇનેજ તેને નીહાળીએ.

[બંને એ પ્રમાણે જુએ છે.]

### વિદૂષક

[જોઇને, આશ્ચર્યથી] અરે ભાઇ! જો જો! ખરેજ! વિસ્મયની વાત છે. માત્ર વીણા વગાડી કાનનેજ સુખ આપે છે એમ કેવળ નથી; પણ વિણા વિજ્ઞાનને ઘટતુંજ રૂપ ધારી આંખને પણ આનંદ આપે છે. એ કોણ હશે? કોઇ દેવી હશે? નાગકન્યા હશે! વિદ્યાધરવંશની કન્યકા હશે? કે સિદ્ધકુમારી હશે?

### નાયક

[રસભર્યા લોચને નીહાળી] એ કોણ છે એ તો હું નથી કહી શકતો પરંતુ એટલું તો કહું કેઃ

દેવી જો સુરલોકનીઃ સફલ તો નેત્રો બધાં ઈંદ્રનાં,
જો તે નાગકુમારી ચંદ્રવદની, તો ચંદ્ર પાતાલમાં;
જ્ઞાતિ આપણી સર્વમાં વિજયી જો વિદ્યાધરી એ શુભા,
સિદ્ધા જો કદી હોય તો ત્રિભુવને વિખ્યાત સિદ્ધો થયા.

### વિદૂષક

(નાયકને નીહાળી હર્ષથી સ્વગત) નસીબ ખુલ્યું હો! આજ ઘણે દિવસે કામદેવના પંજામાં સપડાયો લાગે છે. (પોતાના દેહને બતાવી ભોજનનો અભિનય કરતો) અરે! ના, ના. એ તો મારા એકલાનાજ પંજામાં આવ્યો છેઃ મારા બ્રાહ્મણનાજ.

### ચેટી

રાજનન્દિની! મારો કહેવાનો એવો અર્થ છે કે આ દેવી પ્રસન્ન તો થતી નથી, તો પછી એવી નિષ્કરુણા આગળ વીણા વગાડે શો ફાયદો? (એમ કરી વીણા પડાવી લે છે)

### નાયિકા

(ક્રોધથી) અલિ! ગૌરી દેવીની નકામી નિંદા ન કર, આજે મને ખરેખર કૃપા બતાવી છે.

ચેટી

(હર્ષથી) કુમારી! કહો તો ખરાં—કેવી કૃપા કરી છે.

નાયિકા

સખિ! જાણે સ્વપ્નમાં આજે હું આજ વીણા વગાડી રહી હતી. એટલામાં ભગવતી ગૌરી મારી કને આવી ઉભાં ને કહ્યું: "વત્સે મલયવતી! હું તારા ઉપર પ્રસન્ન થઇ છું. તારું વીણાદાન અતુલ છે, તારું કઠિન તપ સ્ત્રીઓ માટે અસાધારણ છે. મારું તને વરદાન છે કે ચક્રવર્તિ વિદ્યાધર કુમાર સ્વયં ટુંક મુદતમાં તારું પાણી ગ્રહણ કરશે."

ચેટી

(હર્ષથી) રાજબાલા! તો પછી એને સોણું કેમ કહો છો? ખરે! તમારા મને માનેલો વરજ દેવીએ આપ્યો.

વિદૂષક

ભાઇ! દેવીનાં દર્શન કરવાનો આ ખરો વખત છે. માટે ચાલો, અંદર જઇએ.

નાયક

ના હું તો હમણાં કૈં નથી આવતો.

વિદૂષક

[છતાં નાયકને અંદર ઘસડી જાય છે અને દેવાલયમાં પ્રવેશ કરે છે.]

(આગળ વધી) કલ્યાણ થાઓ દેવીનું. આ ચતુરિકા સાચુંજ કહે છે. દેવીએ આપેલો વર આ રહ્યો.

નાયિકા

(ગભરાઇ ઉભી થઇ જાય છે. નાયકને ઉંચી આજુમાં) અલી! આ કોણ!

ચેટી

[નાયકને નીહાળી બાજુએ] આની અલૌકિક આકૃતિ નીહાળી-મને એમ-થાય-છે કે એજ ગૌરીનો પ્રસાદ છે.

[નાયિકા લજ્જાથી, સ્વેચ્છાથી નાયકને જોતી ઉભી રહે છે.]

નાયિકા

શરીરને પ્રિય અંચલલોચને!
અધિક કષ્ટ પડયું તપથી દિસે;
ત્વરિત શ્વાસ થકી સ્તન ઉછળે,
નીરખતાં, શરમે દીલ કાં દમે?

નાયક

[બાજુએ] અલી! મને તો શરમ આવે છે. આમની આગળ મારાથી નહીં ઉભા રહેવાય. [શરમાતી શરમાતી, નાયકને આડી આંખે જોતી અવળી ફરી ઉભી રહે છે]

ચેટી

કેમ આમ? કુમારીબા!

નાયિકા

પણ શું કરું? એમની પાસે મારાથી નથી ઉભા રહેવાતું. ચાલ, બીજે જઇએ. [ઉભી થવા જાય છે.]

વિદૂષક

ઓત્તારી! બીએ છે આ તો. વરેલી વિદ્યાની માફક લાવ એને ક્ષણભર રોકી રાખું.

નાયક

એ પણ ઠીક છે.

વિદૂષક

થોભો બાઇ! બોલો. તમારા તપોવનનો શિષ્ટાચાર એવો છે કે આંગણે આવતા અતિથિને શબ્દથીએ ન સત્કારવા?

ચેટી

[નાયિકાને નીહાળી સ્વગત] તેને જોઇ આનાં નયન ચમકે છે! સારે તો હાવ આમજ કહું: [મોટેથી] રા ાં આ બ્રાહ્મણ ખરું બોલે છે. તારે અતિથિનું સ્વાગત કરવું જોઇએ;

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૧૩]

# કીસ્તી

—

લેખકઃ

રા. કેશવ હ. શેઠ

પ્રભો ! તુજ આશરે ભરસિંધુમાં ઝુકાવી છે કીસ્તી;
ઘને છાયું શિરે વાદલ, નીરે ઓકાતી છે કીસ્તીઃ
—પ્રભો !

દસે દિગન્તને ઘેરે વિકલ વંટોળ તોફાને;
ઉછળતાં મોજ આસ્માને, ખરાબે ખેલતી કીસ્તીઃ
—પ્રભો !

નથી ભાથું, ખલક ખાલી ! નથી નાવિક સંગાથે;
યકીનથી એકલા હાથે ધપાવી તુજ દિશે કીસ્તીઃ
—પ્રભો !

ભયંકર પ્રાણીઓ ઘુઘવે, હલેસું હાથમાં છેલ્લું;
ન હરગીજ પાછી હડસેલું ઝુકાવી જે મિષે કીસ્તીઃ
—પ્રભો !

નિશા કાળી, જળે કાળાં, ન ભાળું ક્યાંહી અજવાળાં;
પલક ઝબકે ગગન વીંધી, ચલે તેજલ વીજે કીસ્તીઃ
—પ્રભો !

પપ્પો પાગલ, નથી પરવા, જગતથી ઝંખના નોખી;
મઝલ એ દૂરની તાકી, ધુમાવું હરનિશે કીસ્તીઃ
—પ્રભો !

ધ્રૂવે સંધાયલી કીકી, દીયે તે પ્રેરણા પીતી;
ન જાણું ક્યાં ધકેલાતાં, દીધલ તેં કાય ને કીસ્તીઃ
—પ્રભો !

પ્રભો ! તુજ કાંઠડે, ભવસિંધુથી ઝુકાવી છે કીસ્તી;
અનશ્વર તેજ બિંદુથી, પ્રભો ! ડુબાવી દે કીસ્તીઃ
—પ્રભે !






લેખકઃ
રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા
સભ્ય, સાહિત્ય સંસદ

ચિત્રકાર:
રા. ગોરક્ષકર



માણેકલાલ સસલું હતો. માણસમાં એની ગણત્રી કરવી એ કેવળ મુર્ખાઇજ કહેવાય. આ સસલાની ખરી માલીક એક તંદુરસ્તીના મરજથી પીડાતી, જાડી બફેણા જેવી, આધેડ ઉમ્મરની સૌ ગંગા બહેન માણેકલાલ નામની એ માણેકલાલની પત્નીજ હતી. વીસ વરસની ઉમ્મરે માણેકલાલ પરણ્યો ત્યારથી હવે પીસ્તાળીસ વર્ષ થયાં, એ પચીસ વર્ષના ગાળામાં પોતાની જીન્દગાનીના પ્રતિભાભર્યા પ્રભાવથી અ. સૌ. ગંગા બહેને નિરંકુશપણે માણેકલાલ ઉપર રાજ્ય ચલાવ્યું હતું; અને માણેકલાલે પોતે સસલાના જેવી નમ્રતાથી અને કાયરતાથી એ સત્તા સ્વીકારી લીધી હતી. આ મુખ્ય માલીક સીવાય બીજા ઘણાંએ માલીક માણેકલાલ ઉપર વત્તાઓછા પ્રમાણમાં રાજ્ય ચલાવી રહ્યા હતા. ખુદ તેના ઘરમાંજ અ. સૌ. ગંગા બહેન સીવાય ગંગા બહેનનાં વૃદ્ધ વિધવા માતુશ્રી ગં. સ્વ. રતનબા માણેકલાલને ઘરનો કચરોજ સમજતાં હતાં; અને છેલ્લાં પાંચેક વર્ષથી માણેકલાલના ગૃહનેજ શોભાવી રહ્યાં હતાં આ બે વ્યક્તિ ઉપરાંત માણેકલાલની વીસેક વર્ષની પુત્રી સૌ. કુસુમાવતી અને તેમના પતિશ્રી રા. નવનીતરાય પણ પોતાના પિતાશ્રી અને સસરાજી ઉપર સત્તા ચલાવતાં હતાં.

જેવું ગૃહમાં તેવુંજ બહાર. માણેકલાલ એક ધીકતી જુની સોલીસીટરની ઓફીસમાં જુનામાં જુનો મેનેજીંગ કલાર્ક હતો. પોતાની લાઇનમાં પોતે ઘણો કુશળ હતો અને એ સત્ય પોતે સારી રીતે જાણતો હતો; છતાં પણ ઓફીસમાં માણેકલાલની સ્થિતિ પોતાના ઘરના કરતાં કોઇ પણ પ્રકારે ચઢીઆતી નહોતી. છેલ્લાં દસ વર્ષથી એને પ્રોમોશન મળ્યું ન હતું. બીજા બધાને એ મુદ્દત દરમીઆન કૈં ને કૈં મળ્યું પણ આનું ચારિત્ર સોલીસીટરો પણ જાણતા હોવાથી પ્રોમોશનને બદલે એને

રોજને રોજ થોડાં ખાસડાં મળતાં. બેચાર વખત એણે વિનયથી બીતાં બીતાં શેઠીઆઓને એ વીશે કહેલું પણ પરિણામે તે તે દિવસે બેચાર ખાસડાં વધારેજ પડેલાં. આઠ નવ વર્ષના નાના સીપાઇથી માંડીને બધાજ કલાર્કો માણેકલાલને માંકા કાકાના નામથી ઓળખતા અને બોલાવતા. પાડપડોશીઓ, સગાંવહાલાં અને મિત્રમંડળમાં પણ એજ ઉપનામથી એમની ખ્યાતિ હતી અને સર્વ ઠેકાણે મશ્કરીમાં એમનેજ અગ્રસ્થાન મળતું.

માણેકલાલ વસ્તુસ્થિતિથી અજ્ઞાત ન હતો; પણ આરંભમાં એ સ્થિતિની સામા થવાની તક ખોઇ તે ખોઇ. પછીથી એ માથું ઉંચકીજ શકયો ન હતો. પણ કુદરતની કલા અકળ છે. નાના પ્રસંગથી પરિણામ મહાભારત આવી જાય છે એવાં ઘણાં દૃષ્ટાંતો ઇતિહાસને પાને લખાઇ રહેલાં મોજુદ છે. વોટરલુના રણસંગ્રામમાં પ્રાતઃકાળે વરસાદ નહીં પડયો હોત તો નેપોલીઅન આખા જગતને પોતાના પગ આગળ લાવી મુકી શકત એ હકીકત બધાના જાણ્યામાં હશેજ. એજ પ્રમાણે એક ક્ષુદ્ર પ્રસંગે માણેકલાલને સસલામાંથી સાવજ બનાવી દીધો. એ પ્રસંગ બન્યોજ ન હત તો આ લેખ લખવાની આવશ્યકતાજ નહત. પણ એ પ્રસંગ બન્યો. અને માણેકલાલના ચારિત્રમાં આવો અદ્દભુત ફેરફાર થયો એટલુંજ નહીં પણ માણેકલાલના ઘરમાં, માણેકલાલની ઓફીસમાં, તેમના પડોસીઓમાં અને તેમના સગાંવહાલાં અને મિત્રમંડળમાં પણ આ ચારિત્રના ફેરફારને લઇને મહાભારત ફેરફાર થઇ ગયા. એટલેજ આ કથા માણેકલાલ જેવાં સસલાંઓને તેમજ આવાં સસલાંઓને નિર્દયતાથી હમેશ પગતળે કચરવાના યત્ન કરનાર પ્રાણીઓને માટે બહુ બોધપ્રદ છે.

હમેશના નિયમ પ્રમાણે માણેકલાલ ઓફીસમાંથી, બીજા સૌ ગયા, માત્ર હમાલોજ ત્યાં રહી ગયા, ત્યારે ઘેર જવા નીકળ્યા. પણ તેમના હૃદયમાં ઘેર જવામાં ઉત્સાહ ન હતો—આનંદ ન હતો. તે દિવસે તેમને ત્યાં બૈરાંઓની નાની સરખી સભા હતી એટલે માણેકલાલના નસીબે રાતના દસઅગીઆર વાગે સવારના રાખી મુકેલાં ટાઢાં રોટલી અને શાકજ હતાં એ માણેકલાલ બહુ સારી રીતે સમજતા હતા. અને ત્યાં સુધીનો સમય એક ઓરડામાં ગુપચુપ પડી રહીનેજ ગાળવાનો હતો. આથી સબબમાં રહેતા માણેકલાલ લટાર મારતા મારતા ચર્ચગેટ જવા નીકળ્યા. આસપાસ શૂન્યહૃદયે જોતા જોતા માણેકલાલ જતા હતા; એવામાં સહસા એક સાયકલની ઘંટડી જોરથી બહુજ પાસે વાગી. હજી તો પોતે નજર ફેરવે છે એટલામાં તો પોતે, એક સાઇકલ અને તે ઉપર બેસનાર ત્રણે ફુટપાથ પાસેના પાણીના નાના ખાબોચીઆમાં સાથે જઇ પડયા. બને માણસો પાછા ઉભા થયા. બંનેના લુગડાંની સ્થિતિ બહુ દયાજનક હતી. બંનેને માથામાં સજ્જડ વાગ્યું હતું. બંનેનો વાંક સરખો હતો એટલે કોઇ કોઇથી બોલાય તેમ ન હતું. પણ સાઇકલીસ્ટે આ માર્ગ સ્વીકાર્યો નહીં. તેણે માણેકલાલને સારી પેઠે બહોણાવવા માંડી. આગળ કોઇપણ વખત આમ બન્યું હોત તો તો માણેકલાલ ગુપચુપ સાંથી ચાલતી પકડીનેજ સંતોષ માનત. પણ આ અકસ્માતથી એમના માથામાં જે સખત વાગ્યું હતું તેને લઇને તેમના ચારિત્રમાં અદ્દભુત ફેરફાર થઇ ગયો હતો. અલબત્ત, હજી સુધી માણેકલાલ પોતે આ ફેરફારનું અસ્તિત્વ કળી શક્યા ન હતા; પણ દર્દથી ઘુમતા માથામાં જે આવ્યું તે પ્રમાણે તેમણે કર્યું. તરતજ



નજર ફેરવે છે એટલામાં તો પોતે, એક સાઇકલ અને તે ઉપર બેસનાર ત્રણે ફુટપાથ પાસેના પાણીના નાના ખાબોચીઆમાં સાથે જઇ પડ્યા.

પેલા સાઇકલીસ્ટનો એક હાથ પકડી તેના ગાલ ઉપર બે સાબીત તમાચા માણેકલાલના હાથથી પડ્યા. આસપાસ ઉભેલાં મનુષ્યો આ દૃશ્યથી કેંક પ્રસન્ન થઇ આગળનાં પ્રકરણો જોવા ઉભાં રહ્યાં. પણ પેલા સાઇકલીસ્ટે બે તમાચા ખાઇનેજ આ નાટકની પૂર્ણાહૂતિ કરવામાં ડહાપણ જોયું અને સાઇકલ ઉપર ચઢીને તે ચાલ્યો ગયો. માણેકલાલ પ્રત્યે ઉભેલાં મનુષ્યોએ માનવૃત્તિ દાખવી એથી હૃદયમાં સંતોષ માનતા માણેકલાલ સ્ટેશને પહોંચ્યા. એમના દુઃખના માર્યાએ પણ એમનું પોતાનું આ નવી-જાતનું વર્તન કેવી રીતે થવા પામ્યું એ વીશે પૃથક્કરણ કરવા માંડ્યું. પુરેપુરી સમજણ તો નહીં પડી છતાં પરિણામથી એમને અસંતોષ નહીં થયો. એમણે ધ્યાનથી જોવા માંડ્યું તો જણાયું કે આ પ્રમાણે તમાચા મારવામાંજ એમના ચારિત્ર્યમાંનો ફેરફાર પુરો થતો ન હતો.

સ્ટેશને સ્ટોલ ઉપર ચહાનો એક ડોઝ લેવાનું માણેકલાલને મન થયું. એક ખુરસી ઉપર બેસીને માણેકલાલે એક કપ મંગાવ્યો. પણ માંકાકાને બધાએ ઓળખતા એટલે ચહા આપનારે પણ એમના તરફ ધ્યાન આપ્યું નહીં. ત્રણ ચાર માણસને ચહા આપી ત્યાં સુધી માણેકલાલે જોયા કર્યું. માણેકલાલ અચાનક

સસલામાંથી સાવજ બની ગયા હતા એની બીચારા ચહા આપનારને ખબર ન હતી. માણેકલાલે બોયને પાસે બોલાવ્યો. પેલો અસાવધ પાસે આવ્યો. "કેમ? માંકાકાકા?" તેણે કૈંક તિરસ્કારથી હસીને પુછ્યું.

જવાબમાં માણેકલાલે એક હાથે પેલાની કાનપટ્ટી પકડી અને બીજે હાથે માથા ઉપર બેઠો મથારો લીધો અને કહ્યું: "કેમ! કમબખ્ત! હું મફત ચહા પીવા આવ્યો છું? મારા માગ્યા પછી તેં બીજા ચાર માણસને ચહા આપી."

શેઠે આઘેથી તમાસો જોયો. વેપારીની બુદ્ધિએ તરત ચેત્યો કે માકાકાકા બદલાયા છે એટલે તરત એણે આવીને બોયને બેચાર ગાળ ચોપડી અને પોતે જાતે ચહાનો કપ લઇ આવ્યો. માણેકલાલ પોતાનામાં થતા ફેરફારથી સામા માણસોના વર્તનમાં પણ એવોજ ફેરફાર થતો જાય છે એ જોતા હતા અને પોતાના હૃદયમાં તે વાત જડી રાખતા હતા. ત્યાંથી નીકળી માણેકલાલ ટ્રેનમાં બેઠા. ડબામાં એકાદ બે ઓળખીતાએ મશ્કરી કરવા માંડી તેમને કૈંક ઓર રુવાબથીજ દાબી દીધા અને ઘેર પહોંચ્યા.

ઘેર સભા પુર બહારમાં ચાલી રહી હતી. સૌ. ગંગાબેહન, ગં. સ્વ. રતનબા તેમજ સૌ. કુસુમાવતી આનંદથી મહાલી રહ્યાં હતાં અને ચહાના પ્યાલા વગેરે લાવવા કરવામાં રા. નવનીતરામ મશગુલ બની રહ્યા હતા. માણેકલાલનાં કપડાં કાદવથી ખરડાઇ ગયાં હતાં એમની ટોપી—જુની હંગેરીઅન કેપ—ની પણ તેજ સ્થિતિ થઇ હતી. આ વિચિત્ર વેષની લેશ માત્ર પણ દરકાર કર્યા વિના માણેકલાલે ઘેર જઇને બારણાને લાત મારી. મંડળનાં બૈરાં અચાનક જોઇ રહ્યાં. નવનીતરાય હાથમાં ચહાની તાસક લઇને બારણા આગળ ઉભા હતા તેમના માથા ઉપર પોતાની કાદવથી ખરડાએલ ટોપી ધબ લઇ ને મુકીને આખા જગત ઉપર જન્મથીજ સત્તા ભોગવતા આવ્યા હોય તેવી અદાથી માણેકલાલે એક અટ્ટહાસ્ય કર્યું અને પેલી તાસકમાંથી ઠંડે કલેજે એક ચહાનો કપ લઇને કહ્યું: "થેંક્યું, નવનીતરાય! હોટેલમાં બોયની ચાકરીમાં તમે શોભી નીકળો તો ખરા, હોં કે!"

એક નાનો ઉંદર સહસા એક મદોન્મત્ત સિંહની સામા જઇને તેનું પુંછડું ખેંચે એ દ્રશ્ય જોનારને જે ઊર્મિઓ થાય તે ઊર્મિઓ મા, તેની દીકરી અને તેની દીકરી એમ ત્રણ પેઢીએ અનુભવી. નવનીતરાય તો માથા ઉપર ધબ દઇને પડેલી હંગેરીઅન કેપ કાઢી નાખવા જેટલી સમયસૂચકતા પણ રાખી શકયા નહીં. માત્ર થોડી વાર સામે જોઇને એક ખાલી ખુરસી ઉપર બેસી ગયા. આવેલાં બૈરાં બધું સમજી તો નહીં શકયાં પણ એમને એટલું તો લાગ્યુંજ કે દાળમાં કૈં કાળું છે એટલે 'વળી બીજી વાર મળશું, આવજો, આવજો' કહેતાં ટપોટપ વેરાઇ ગયાં.

મેદાન યુદ્ધને માટે તૈય્યાર થઇ રહ્યું. આ તરફ એકલા માણેકલાલ અને સામી બાજુ પેલી અજેય ત્રણ પેઢીની ત્રિપુટી અને નવનીતરાય. અલબત્ત, નવનીતરાયની શક્તિને માટે તેમને પોતાને કે પેલાં ત્રણ મહારથીઓને ઉંચો અભિપ્રાય હતોજ નહીં. સૌ ગંગાબહેને યુદ્ધનો આરંભ કર્યો. "કૈં દારુ બારુ પીને આવ્યા છો? આ હજાર માણસમાં મારું નાક કાપી નાખ્યું! મારા ઘરમાં રહેવું હોય તો ખબરદાર! ફરીથી આવું કૈં કર્યું છે તો."

"બાપુજીને કૈં વાઇ થઇ આવી હશે." કુસુમાવતીએ સહેજ મશ્કરીમાં, સહેજ ઠપકા-

રૂપે કહ્યું.

"હું તો પહેલેથીજ કહેતી આવી છું કે મરદોના ઉપર આપણે બરાબર દાબ રાખ્યો નહીં હોય તો આપણી ફજેતીના ફાળકાજ ઉડાવે. તારા બાપનું તું ક્યાં નહોતી જાણતી!" રતનબહેને ભમરડો ઘુમાવ્યો.

"આ એટીકેટ નહીં—" નવનીતરાય બોલવા જતા હતા. પણ એટલામાં તો માણેકલાલજી ખુરસી ઉપરથી ઉછળ્યા. "શું? મારા ઘરમાં આજ ચાર ચાર વરસ થયાં પડયો પડયો ખીચડો ખાય છે તે ભુલી ગયો કે તું મને આજે એટીકેટ સમજાવવા આવ્યો? બસ, ખબરદાર! જો જરા પણ મર્યાદાથી બહાર ગયો તો જોજે!"

યુદ્ધ શરુ થઇ ચુક્યું હતું પણ દુશ્મનોની ધારણા કરતાં પરિણામ ઉલટુંજ આવવા માંડયું હતું. પહેલી ઝપાઝપીમાંજ નવનીતરાયે તો હાર કબુલી લીધેલી લાગતી હતી. પણ બીજાં દુશ્મનો એમ સહેલાઇથી મચક આપે તેવાં ન હતા. કુસુમાવતી શીકસ્ત ખમેલા પતિની વહારે ધાતી બાપુની પાસે આવીને કૈં બોલવા ગઇ પણ એટલામાં તો સડાક કરતો એક તમાચો કુસુમાવતીને ગાલે પડયો. "આજ વીસ વીસ વરસનો હલોતો થઇ, ભણુના



ગંગાબહેનના વાસાંની લગોલગ સોટી આવી.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૧૫]




લેખક:
રા. ઉછરંગરાય કેશવરાય ઓઝા
બી. એ.

ચિત્રકાર:
રા. ગોરધનભાઈ પટેલ.
સભ્ય, સાહિત્ય સંસદ.



**વધૂ યાચના—**

(અથર્વવેદ—૬ ૬૦)

આ જો, અર્યમા આવે !
આગળથી તેના વીખરાએલા વાલ જો !
આ કુમારી માટે તે પતિ શોધે છે;
અજાતિ (કુંવારા) માટે એ વધૂ શોધે છે;
આ સ્ત્રી, હે અર્યમન ! બીજી સ્ત્રીઓના
મંડળમાં જતી, શ્રમ કરતી,
ઓ અર્યમન ! હવે શું બીજી સ્ત્રીઓ તેને
તારણુ આવરો ?
ધાતા પૃથ્વીને ધારે,
આકાશને તેમજ સૂર્યને;
આ કુમારીને ધાતા તેનો ઇચ્છિત પતિ અર્પો !

× × ×

**સમૃદ્ધિ આશીર્વાદ—**

(અથર્વવેદ—૬–૭૮)

આને તે ભૂતહવિથી પાછો ભરપુર કરો;
તેને જે ભાર્યા આપી હતી તે તેને રસયુક્ત
મુબારક હો !
તેને પય મુબારક હો !
તેને રાષ્ટ્ર મુબારક હો !
હજારો હજાર કિરણવાળી દીપ્તિથી આ બંને
અખુટભંડાર રહો !

ત્વષ્ટાએ તેને જાયા સરજી;
ત્વષ્ટાએ તેને માટે તને પતિ સરજ્યો.
ત્વષ્ટા તમને બંનેને હજારગણું લાંબુ આયુ
અર્પો !

× × ×

**ગર્ભાધાન મંત્ર—**

(અથર્વવેદ—૬–૮૧)

તું યતો છે, તું ધરે છે;
અસુરોને દૂર કરે છે પણ તું;
તું પ્રજાને અને ધનને સ્વીકારે છે.
તે (કરતે થકે) તારે આ પરિહસ્ત(=મુઠ) થયો.
ઓ પરિહસ્ત, ગર્ભાધાન માટે ગર્ભાશય
વિપુ લાવ:

ઓ દેવી મર્યાદે ! ગર્ભમાં પુત્ર મુક;
ઓ દેવી આગમે, તેને તું અત્તરાવ,

ત્રેસ્છાવાળી અદિતિએ જે પરિહસ્ત ધાર્યો.
તે જ "પુત્રપ્રસવા ભવ" કહી દેવ ત્વષ્ટા
તેને માટે ધારો!

× × ×

વધૂ યાચના—

(અથર્વવેદ—૬-૮૨)

આવનાર, આવેલ, આવી પહોંચેલનું હું
નામ લઉં છું,
વાસવ, વૃત્રહા, શતક્રતુ ઇંદ્ર પાસે હું
તેને યાચું છું.
ભગે મને કહ્યું:
"જે રસ્તે સૂર્યા–સાવિત્રીને અશ્વિનો
લઇ ગયા,
તે રસ્તે તુ જાયાને લઇ જા."
હું જાયા શોધું છું, હે શચિપતિ ઇંદ્ર!
તારી વસુદાન, મહાન, હિરણ્મય પાશ છે,
તેનાથી મને જાયા મેળવી આપ.

× × ×

ઉદાસીનપતિકા—

(અથર્વવેદ—૬૩૦-૧૩૧)

આ તો પ્રેમ અપ્સરાઓનો;
એ પોતે રથજીત (?)
એ પોતે રથજીતોની પ્રેમિલી (?)
દેવો, એ પ્રેમ મને પાઠવો
એ મારુંજ ચિન્તવન કરે!
એ મારુંજ સ્મરણ કરે!
ઓ, એ મારો પ્રિય, મારુંજ સ્મરણ કરે!
દેવો, એ પ્રેમ મને પાઠવો. વગેરે.
પ્રેમથી એ મારો થાય
ને હું બીજાની કદી પણ ન થાઉં (!)
દેવો, વગેરે.
હે મરુતો, તેને ઉન્મત્ત બનાવો;
અન્તરિક્ષ હે, તેને મસ્ત બનાવ,
અગ્નિદેવ હો, તેનામાં ઉન્માદ વીસ્તારો
એ મારી પાછળ ઘેલોતુર બને!

× × ×

જો, તારે માથેથી, તારે ચરણેથી
હું દુઃખડાં (ઓવારણાં) લઉં
દેવો૦ વગેરે.
દેવી અનુમતિ, આમાં અનુમત હો!
દેવી શક્તિ (આકૂતા), આ શકય કરો!
દેવો૦ વગેરે.
ત્રણ યોજન તું પગે પળે.
પાંચ યોજન તું ઘોડે નાસે,
તોપણ તું પાછો વળજે;
અને, ઓ, આપણા પુત્રોનો તું પિતા થજે.

× × ×

પ્રેમ દર્શન—

(અથર્વવેદ—૬-૧૩૨)

જલમાં જે પ્રેમ સીંચ્યો દેવોએ
જે તલસાવે, જે દર્દ કરે
તે પ્રેમ હું તપું છું વરુણ ધર્મથી;
જલમાં જે પ્રેમ સીંચ્યો વિશ્વે દેવોએ વગેરે૦
જલમાં જે પ્રેમ સીંચ્યો ઇંદ્રાણીએ વગેરે૦
જલમાં જે પ્રેમ સીંચ્યો ઇંદ્રાગ્નિએ વગેરે૦
જલમાં જે પ્રેમ સીંચ્યો મિત્રાવરુણોએ વગેરે૦

× × ×

પ્રેમયાચના—

(અથર્વવેદ—૬-૧૩૯)

ઓ ન્યસ્તિકા (વનસ્પતિ શંખપુષ્પિકા)
મારું સૌભાગ્યકારિણિ, તું તો મોટી થઇ ગઇ!
તારી સો સો વેલડી, તારી તેત્રીસ તેત્રીસ
શાખાઓ,
તારી હજાર હજાર પાંદડીઓ, સર્વમાંથી
તારા (રસ) દીલનો મને શોષ પડયો છે,
મારામાં તારા હૃદયની તલસના હજો;
મારામાં તારા મુખનો શોષ હજો;
પ્રેમથી તું મારા સારુ તલસ.

ઓ તલસતી શોષાતી મારી પાછળ ફકીર
બન (વિહર)!

ઓ સંવતનિ, ઓ પ્રીત જાગરિણિ!
ઓ અભુર્વાણું, હે કલ્યાણિ,
મેળવી આપ,
મેળવી આપ, એને અને મને;
ઓ મેળવી આપ, એક સરખાં હૃદયો કર;
તરસ્યાનું મુખ પાણી વિના તલસે,
તેમ તું મને પ્રીતિથી (તેના વિના) તલસાવ;
તલસતે વદન તું પણ વિચર
સર્પના છુટા કકડાને જેમ નોળીઓ સાંધે
તેમ, ઓ સામર્થ્યવતિ, વિરહે ઝુરતાં
પ્રેમીઓને સાંધી આપ.

× × ×

યાચના—

(અથર્વવેદ—૭-૧૯)

પ્રજાપતિ પ્રજા જન્માવે છે;
પ્રસન્નચિત્ત (થઇ) વિધાતાઓ
એને જન્મ આપો,
એ સંજ્ઞાવાન, સમચિત્ત, સમાનદેહ થાઓ
પુષ્ટપતિ, મારામાં પુષ્ટિ વર્તાવો.

× × ×

દંપતિ ઉક્તિ—

(અથર્વવેદ—૭-૩૬)

મધુ ભરપુર હજો
આપણા બંનેનાં નેણ!
મુખમુદ્રામાંથી ટપકતો રહે
આપણ બંનેનો, આત્મ રસનો રસ.
મને તું હૃદયમાં ધાર!
મન આપણાં એકમેક સહ એક થાઓ!

× × ×

(અથર્વવેદ—૭-૩૭)

તને હોરાડું છું આજ
મારો મનુજાન (મંત્રજાત?) સાથે,
અને તેથી તું મારોજ થઇશ,
બીજીની વાત પણ કરીશ નહીં.

× × ×

વિરહિણી ઉક્તિ—

(અથર્વવેદ—૭-૩૮)

ચોમેર જોતી, અશ્રુસાર
સુંઘું છું આ ઔષધિ
ચાલ્યાં જનારને પાછી વાળતી
આવતાંને સત્કારતી,
જેનાથી આસુરીએ ઇંદ્રને વશ કર્યો
તેથી હું તને વશ કરું છું,
કે જેમ (કરવાથી) થાઉં હું તારી સુપ્રિ
તું તો સોમનો સમોવડ,
અને સૂર્ય સરીખડો એ તું,
વિશ્વે દેવો સમો, (મારો નાથ!)
તને હું આમજ સુસંબોધીશ.
(અહીં) હું વદું છું, નહીં કે તું,
ભાખ તું તો સભામાંજ.
તું કેવળ મારોજ રહે;
બીજીની તો વાત પણ ન કરતો.
તારી અને મારી વચ્ચે
લોકો હોય કે નિંધુઓ હોય
આ ઔષધિ તને બાંધી
(તે બધાને પાર ઉતારી)
લઇ આવે તને સીધો મારી પાસ.

× × ×




સંપાદક:
રા. ઈંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક
સભ્ય, સાહિત્યસંસદ
ચિત્રકાર:
રા. રવિશંકર શિવશંકર પંડિત

## (૩)

## કુમારીઓનું કૌમારવ્રત

બાલપણથીજ મારી પ્રકૃતિ ઘણી ગંભીર હતી. સંસ્કાર અને શિક્ષણથી તે દૃઢ થઇ હતી. હું દુનીઆની સપાટી પર તરતી આકૃતિઓ અને પ્રસંગોમાં રસ લેતો તે માત્ર તેનું રહસ્ય શોધવાને અથવા કે સવાલને ઉકેલવાને. મારે હીસાબે દરેક માણસ એ એક વિચાર-ભાવનાની મૂર્તિ; કેંક બનાવ એ ઘણાં સત્ત્વોના સંઘટ્ટનનું પરિણામ. મારી આ દૃષ્ટિ મને પોતાને પણ લાગુ પાડવાની ટેવ પડી ગઇ હતી, અને તેથી મારા મનમાં ભાવનાઓનું અને કલ્પનાઓનું તુમુલ યુદ્ધ નિરંતર ચાલતું. ને તેને શમાવવું એજ જીંદગીનો ખરો સાર માનતો. આ ધુન મારા મિત્રોના પણ જાણવામાં હતી તેથી તેઓ મને હવા કે આકાશ જેવો-કે વિચારના તરંગ જેવો એક અલિપ્ત પદાર્થજ ગણતા.



મારા અનુભવે પણ હજી મારી આ પ્રકૃતિને ચળાવી ન હતી. એક નવોઢા કુમારિકાએ મારા હૃદયનું ક્ષેત્ર વિશાલ કરી મારા ઘણા સવાલોમાં સ્ત્રીજીવનને દાખલ કર્યું. અને એક સાધ્વીના ઉત્કટ તપથી જીવનયાત્રાના કઠિન પંથ પર કેંક નવીન પ્રકાશ પડ્યો. પણ થોડાજ વખતમાં આ અનુભવની અપૂર્ણતા મને સાલવાની હતી, મારા સ્વભાવની સખ્ત કસોટી થવાની હતી અને મારા બધા સિદ્ધાંતો ધગધગતી ભઠ્ઠીમાં ગળાવાના હતા.

૧

કોણ જાણે કેટલામીએ વાર વકીલાતમાં કૈં રસ ન પડવાથી અને મન જરા વ્યગ્ર થવાથી એક માસને સારુ રાજનગરની હવા ખાવાનો વિચાર થયો, ત્યારે મારા ભાવિની મને ખબર ન હતી. મારા પિતાના જુના

મિત્ર પ્રોફેસર શિશિરકુમારને ઘણેભાગે મુંબાઇ-માંજ મળેલો અને તેમની સાથે સાધારણ પત્ર-વ્યવહાર પણ હતો; તેથી મારા આ મનસુબા વીશે તેમને ખબર આપી એટલે તેમણે તરતજ પોતાને ઘેરજ આવવાનું અને આમંત્રણ આપ્યું. અને મારે તો નગરમાં વીહરવું હતું તેમ આસપાસ ગામગામડે ફરવું પણ હતું, તેથી કદાચ પ્રોફેસર સાહેબના કામમાં કૈંક મદદ પણ કરી શકીશ એમ માનીને તેમના આમંત્રણનો વિના સંકોચે સ્વીકાર કર્યો.

છેવટે જ્યારે નગરના સ્ટેશન પરથી ગાડી લઇ પ્રોફેસરના કંપાઉન્ડના દરવાજા આગળ પહોંચ્યો, અને જ્યારે તેમના વિશાલ બગીચાની વચમાં શોભતા તેમના સુંદર બંગલાના દરવાજામાં સ્ત્રીબાળકોનું મોટું મંડળ જોયું, ત્યારે મારી કલ્પના ઉપર ઓચીંતોજ નવો પ્રકાશ પડયો. અત્યાર સુધીના પરિચયમાં પ્રોફેસરે કોઇ વખત તેમના કુટુંબ વીશે વાત કરી હશે, પણ તે મારા સુકા મગજમાં ઉતરેલી નહીં. તેથી મેં તો વગર વીચાર્યે કૈંક એમ માની લીધેલું કે તેઓ પણ મારી માફક સાધુરામજ હશે. પણ મારી ગણત્રી છેકજ ખોટી પડી—કલ્પેલા સાધુના મઠને બદલે સર્વાંગસુંદર ગૃહસ્થાશ્રમ જોયો અને આવા અસાધારણ સંયોગોમાં કેવી રીતે વર્તવું તેનો પહેલેથી કૈં પણ વિચાર કરી રાખેલો નહીં—(તત્કાલ વિચાર કરવાની તો શક્તિજ નહીં)—તેથી ઘરમાં દાખલ થતાંજ હું હદપાર મુંઝાવા લાગ્યો. ને જ્યારે થોડી વાર-માં મારું માપ લેવાને આખા કુટુંબનાં નયન-બાણ એકી સાથે મારા ઉપર તકાયાં, ત્યારે તો મારા ગભરાટનો પારજ ન રહ્યો. તે જોઇ-ને વળી મોટાંએ છાની રીતે, ને નાનાંએ મોંએથી હસવા માંડયું અને બધાંએ મારા તરફ ઇશારા કરી એકબીજાના કાન કરડવા માંડયા. તેથી તો હું મારા બધા ભણતર અને ડહાપણ છતાં કેવલ દિંગ્મૂઢજ બની ગયો!

પણ પ્રોફેસર તરતજ મારી વહારે આવ્યા, અને બધાંને વીખેરી નાખી મને મારી ઓરડીમાં લઇ ગયા. તેમણે મારે માટે મેડી ઉપર એક સરસ નાની ઓરડી તૈયાર કરી રાખી હતી, ત્યાં મને ગોઠવ્યો. થોડી વારમાં તેમનાં પત્ની પણ ત્યાં આવ્યાં. તેમણે ઘણાજ ભાવથી મારી ખબર પુછી ને કૈં જોઇએ તે છુટથી માગવાનું કહ્યું. છોકરાંના વર્તન સંબંધમાં મને બે અક્ષર કહ્યાઃ "એ તો બધાં છેજ બહુ તોફાની, અને તમને કોઇ દિવસ જોએલા નહીં, તેથી ચમકી ઉઠયાં. પણ તેથી કૈં મન ઉપર લાવશો નહીં." પછી તરતજ આ નવી માયાનો વિચાર કરતો કરતો હું નહાવા ગયો. છેવટે જમતે જમતે બધાં છોકરાંની મને જ્યારે એક પછી એક ઓળખાણ કરાવી, ત્યારેજ હું કૈંક સ્વસ્થ થઇને તેમના સામે જોઇ શક્યો, અને સહેજ હસી પણ શક્યો.

પહેલ પહેલી તો બધાની સાથે તેમના ભણતર વગેરે વીશે ગંભીર વાત કરવા માંડી કારણ કે તે મારે મારે ઘણું સહેલું કામ હતું. તેમાં પણ તેમનું ટીખળ તરી આવતું તેથી કાં તો તેમની સાથે હસવામાં ભળતો અથવા તો ગંભીરતાના ડોળની નીચે મશ્કરીનું અજ્ઞાન છુપાવતો. તેમની રમતગમત મોટે ભાગે દૂરથીજ જોતો—ખાસ કરીને એકે એકના સ્વભાવનો અભ્યાસ કરવા ખુબ મથતો અને તેમાં તેમના માતાપિતાની વાતચીતથી સહાય મેળવતો.

પ્રોફેસરની ઉમર ૪૫ ઉપર હશે. તેમણે વીલાયતમાં વિજ્ઞાનનો અભ્યાસ કરેલો અને

આખી દુનીઆમાં પર્યટન કરેલું. તેમની પ્રકૃતિ ઘણી ગરમ છતાં સંસ્કારી ને સાધારણ રીતે પ્રસન્ન હતી. તેમના વિચારો ઉદાત્ત, દઢ અને 'સુધરેલા' હતા. તેમનું હૃદય વિશાલ અને સ્નેહાળ હતું. દેશની અને દુનીઆની સૌ ચળવળોમાં ખુબ રસ લેતા, અને ગુજરાતની તથા નગરની કેટલીક પ્રવૃત્તિઓમાં બનતી સહાય આપતા. પણ તેમનું ઉત્કૃષ્ટ ભૂષણ તે તો તેમનું અનન્ય કુટુંબ અને કુટુંબજીવન. તેમનાં પત્નીને બધાં દેવી કહીનેજ બોલાવતાં. તેમના જમાના પ્રમાણે તેમણે અભ્યાસ તો થોડી અંગ્રેજી ચોપડીનો કરેલો પણ પછી પ્રોફેસરની મદદથી સાદી અંગ્રેજી ચોપડીઓ વાંચી શકે એટલું જ્ઞાન મેળવેલું તેઓ ગુજરાતીમાં તો એક્કો હતાં. ભાગ્યેજ એવી કોઇ સારી ચોપડી ગુજરાતીમા હશે જે તેમણે ન વંચી હાય. તેમના સુંદરવદન ઉપર પ્રસન્નતા અને વાત્સલ્ય ઝરાએલાં રહેતાં, અને તેમના વિશાલ ખુલ્લાં નયનમાં કલા અને પ્રગલ્ભતા સ્પષ્ટ રીતે દીસતાં હતાં.

તેમને બે છોકરીઓ હતીઃ પદ્મિની અને નલિની; અને ત્રણ છોકરા હતાઃ શિરીષ, ચંદ્ર અને કલ્લોલ. તેમ પ્રોફેસરના ભાઇની બે છોકરીઓ પણ તેમને ત્યાં ભણવા રહેતીઃ



એકદમ વળજીને વેગે બન્નેને માથું પકડીને લાંબી સુવાડી દે અથવા ત્યાં પર હાથ મુકી ફલંગ મારી જાય.

કમલિની અને સરિતા.

પદ્મિની ખરેખર રૂપરૂપનો અવતારજ હતી.

તે આશરે ૧૮ વર્ષની હતી. તેનો વર્ણ સુવર્ણ જેવો જ્વલંત હતો. તેની ઉંચાઇ એકદમ ધ્યાન ખેંચતી, તેમ બહુજ શોભતી કારણ કે તેનું શરીર સુઘડ અને સમતોલ હતું. તેનાં તીણાં ચમકતાં નયનની ઉંડાઇ માપી શકાતી નહોતી,—અને માપવા જે પ્રયાસ કરે તે તેજથીજ અંજાઇ જાય. તેનું નાક અણીદાર હતું, તેથી ગર્વમાં જ્યારે તે ઉંચું જોતી ત્યારે હતું તે કરતાં પણ વધારે તીણું લાગતું. જેવું તેનું રુપ તેવીજ તેની બુદ્ધિ હતી—તીક્ષ્ણ અને તેજસ્વી. તે કૉલેજમાં ઇન્ટરમીડીએટમાં હતી. તેનો સ્વભાવ જેટલો ટીખળી તેટલોજ રુઆબદાર હતો અને નવા માણસને તો દસ ગજ દૂર રાખીને નમસ્કાર કરાવતી.

નલિની ૧૬ વરસની હતી. તે તેની વય-ના પ્રમાણમાં વધારે ઉંચી હતી. તેથી લગભગ પદ્મિનીની બરાબરી કરતી, છતાં તે પાતળી હતી તેથી તેને જોતાં આંખ એટલી ભરાતી નહીં. તેના ગૌર વર્ણમાં સ્હેજ શ્યામલ પટ હતો તેથી કૈંક ચંદ્રવર્ણી લાગતી. તેનાં વિશાલ સ્થિર નયન સાધારણ રીતે નમેલાં રહેતાં, પણ તે દેખાતાં ત્યારે તે સ્નિગ્ધ સરલતાની તાદશ મૂર્તિ લાગતી. તે તેજથી આંજતી નહીં, પણ સ્નેહથી આકર્ષતી; અને તેથી જો કે પદ્મિની-ની સાથે હોય ત્યારે સાધારણ રીતે ઢંકાઇ જતી, છતાં ચતુર પ્રેક્ષક તેના અંતરના ઉંડાણની સહેજે કદર કરી શકતો. એ હાઇ-સ્કુલમાં મેટ્રીકનો અભ્યાસ કરતી હતી.

આ બેની સાથે કમલિની અને સરિતા પણ તરતજ ધ્યાન ખેંચતાં. કમલિની જરા ન્હાની અને સરિતા જરા ઉંચી હતી, તેથી બંને બરાબર સરખાં દેખાતાં. બંનેનો વર્ણ ગુલાબી હતો. પણ જ્યારે કમલિનીના નયનમાં બુદ્ધિ ને ચતુરાઇની ચમક હતી ત્યારે સરિતાની આંખ-માં સ્વર્ગીય શાંતિ અને પવિત્ર ભક્તિભાવનું નુર હતું. તેમનું વય અનુક્રમે ૧૭ અને ૧૫ વર્ષનું હતું, અને તેઓ પ્રીવીઅસ ક્લાસમાં અને છઠ્ઠા ધોરણમાં ભણતાં હતાં.

શિરીષ વીસ વરસનો તેજસ્વી યુવાન હતો, અને તે બી. એ.માં હતો. ચંદ્ર ચૌદ વરસનો ખુબસુરત કુમાર હતો. કલ્લોલ નવ વરસનો અચ્છો તોફાની બચ્ચો હતો. તે હજી ઘેરજ ભણતો અને ખેલતો.

સૌએ મોહક, મળતાવડાં અને મશ્કરાં હતાં. તેઓ સામાન્ય સમાજવ્યવહારથી અલગ હોવાથી અને તેમને પહોંચી શકે એવાં થોડાંજ બાલમિત્રો જડવાથી તેમનો પરસ્પર સંબંધ ઘણોજ ગાઢ હતો, તેથી બહારના માણસ ઉપર તો તેમના ઐક્યની અજબ છાપ પડતી. તેમની રમતગમતમાં મોટાનાનાનો કૈં ભેદ રહેતો નહીં, અને કવચિત્ લઢાઇ જામતી તો તે થોડીજ વારમાં તેમની ગમ્મતના કીલ-કીલાટમાં ભૂંસાઇ જતી.

૨

આમ આ બાળકોની રીતભાતનો હું અભ્યાસ કરતો હતો તે વખતે પુરી છુટથી તો પ્રોફેસર અને દેવી સાથેજ વાત કરી શકતો. શિરીષ પ્રમાણમાં જરા ગંભીર પ્રકૃતિનો અને શાંત સ્વભાવનો હોવાથી તેની સાથે પણ મને સહજમાં ગોઠી ગયું અને કલ્લોલની સાથે પણ ગેલ કરતાં મને બહુ વાર ન લાગી. પણ આવું કૈં ચાલતું હોય તેટલામાં તો વચમાં પાંચે જણ કોઇ કોઇ વાર અમારી આસપાસ ઘેરો ઘાલે ત્યારે થોડીઘણી હાવકી વાત કરીને સપાટાબંધ સટકી જતો.

વધારે પરિચય થતાં મેં જોઇ લીધું કે આ બાળકો જ્યારે બધાં ભેગાં રમતાં ન હોય ત્યારે તેમનામાં સાધારણ રીતે બે ટુકડી

પડી જતી—પદ્મિની અને સરિતાની, અને નલિની અને કમલિનીની. આ બેને પદ્મિનીનો રોફ બહુ ભાવતો નહીં, અને તેમના સ્વભાવ કંઈક મળતા હતા, તેથી તેઓ ઘણુંખરું જોડેજ હોય. ત્યારે પોતાનાથી વયમાં તેમજ જ્ઞાનમાં પદ્મિની ઘણીજ ચઢીઆતી લાગવાથી સરિતાને તેને માટે ઘણુંજ માન હતું. ચંદ્ર તો તટસ્થપણે ફાવે તેની સાથે ભળી જતો અને લાગમાં આવે તેની સાથે ધીંગાણું કરતો.

ધીમેધીમે મેં સ્વાભાવિક રીતે કમલિની–નલિનીની ટુકડીમાં ભળવાની હામ ભીડી. મુંબાઇ અને બીજા શહેરોની નિશાળ કોલેજોની, વિદ્યાર્થીઓની અને તેમનાં મંડળોની, કોરટોની અને કજીઆની, મારા પ્રવાસોની અને અનુભવોની-વાતો કરતો તે તેઓ સાધારણ રીતે શાંતિથી સાંભળતાં, ન સમજાય તો કાલા સવાલો પુછી મને ખીલવતાં, વાતમાંના કોઇ માણસની ઠંડી મજાક કરતાં અને કવચિત્ કોઇ બાબત ઉપર મારી સાથે જરા જુસ્સાથી ચર્ચામાં પણ ઉતરતાં. તેઓ મારી પાસેથી શીખતાં તેમ મને શીખવતાં પણ ખરાં. વળી તેઓ તેમની હાઇસ્કુલનું અને કોલેજની છોકરીઓનું મને આબેહુબ વર્ણન આપતાં, પોતાને ભણવાની જે ચોપડીઓ ઘણીજ ગમતી અથવા ઘણુંજ માથું દુખાવતી તે ગણાવતાં, પોતાની રમતગમતોનો અને આનંદ-ઉત્સવનો (જે વીશે મારું અજ્ઞાન ઘણું હાસ્ય-જનક હતું) આબેહુબ અને રમુજી ચીતાર આપતાં, તેમજ બહારની ચોપડીઓમાં જે અવનવી–મોટે ભાગે પરીઓની કે હસવાની–વાતો વાંચતાં તે મને સંભળાવીને મારું પેટ પણ દુખવતાં. પછી બધાં બાળકો વીશે વાતો નીકળે એટલે પદ્મિની–સરિતાના અને પછી એકબીજાના પણ ગુણદોષ ગાય. પણ જો ભુલચુકે તેઓ ચંદ્રના સાંભળતાં તેના પર ટીકા કરે તો તે એકદમ વીજળીને વેગે આવે



તેનું નાક પકડીને ખેંચવાનો અથવા તેના ગરમ પેટ પર ઠંડો હાથ ફેરવવાનો અકસીર ઉપાયજ હું અજમાવતો.

ને માથું પકડીને લાંબી સુવાડી દે, અથવા માથા પર હાથ મુકી ફલંગ મારી જાય. અને આ અયોગ્ય વખત અમારી પાસે બેઠેલો કલ્લોલ પોતાના ખીસાની વાત કંઇક ઉમેરે અને વખતે વખત સમજીને કે વગર સમજ્યે જોરથી હસી પડે. આટલે સુધી પહોંચ્યા પછી પદ્મિની અને સરિતા સામે પાળ બાંધવાનું અશક્ય નીવડ્યું. મારી જીભ જેમ જેમ ખુલતી ગઇ અને અમારી વાતો જામવા લાગી એટલે સરિતા તો જાણે આકાશના તારા ગણતી હોય એવી

સ્વસ્થ અવસ્થામાં પાસે બેસીને બધું સાંભળ્યા કરે. પણ પદ્મિનીએ પણ જ્યારે ભળ ભાંગવા-ને ભળવા માંડ્યું ત્યારે મારી સ્થિતિ જરા વિષમ થઇ પડી. તે જેમ રૂપગુણથી વધારેમાં વધારે મોહક લાગતી તેમ તેના પ્રભાવ અને રુઆબથીજ કે અજબ રીતે નમાવતી, ને સતાવતી. એ આવે એટલેજ મારી જીભ લથડવા માંડે. પણ બધાની સાથે આટલી દોસ્તી થયા પછી પહેલાંની માફક નાસી તો કેમ જવાય? તેથી કૈંક ડોળથી મારો ક્ષોભ સંતાડતો અને મોટે ભાગે વકતા મટીને શ્રોતા બની જતો. ક્રમે ક્રમે પદ્મિનીના મીઠા અવાજથી અને અજબ હાસ્યથી છેક હારી ન ગયો—તેની આંખમાંથી ખરતા તનખાથી કૈં ઇજા ન થઇ—તેનાં જ્ઞાન અને શક્તિ માટે માન ઉપજ્યું-તેની રસિકતા અને હાસ્યવિનોદ (humour) અનુપમ લાગ્યાં, ને તેના બહારના રુઆબ નીચે કોમળ અને સ્નેહાળ હૃદય પણ પારખ્યું. એટલે સૌની સાથે તેને પણ અંતરમાં સમાવી લઇને હવે સમગ્ર કુટુંબ સાથે એકતાનતાનો અનેરો આનંદ ભોગવવા લાગ્યો.

ધીમેધીમે અમારી રમતમાંથી રમખાણ થવા લાગ્યું. સવારમાં ચંદ્ર ઘણુંખરું વખત-સર ઉઠે નહીં તેથી તેનું નાક પકડીને ખેંચવાનો અથવા તેના ગરમ પેટ પર ઠંડો હાથ ફેરવવાનો અકસીર ઉપાયજ હું અજમાવતો, ને તેથી ઉશ્કેરાઇને તે કારમી ચીસ પાડીને મંગલાચરણ કરતો. પછી ચહાના ટેબલ પર પણું ઘણી જાતનાં ટીખળ થાય. ટેબલ પર હાથની અને તેની નીચે પગની સાઠમારી જામે તેથી કોઇ વખત તો ચહાના સામાન સાથે આખું ટેબલ ઉંધું વળવાની બીક લાગે. બપોરના બધાં નીશાળે જાય એટલે સાધારણ રીતે શાંતિજ હોય. છતાં ઘણી વાર મને અને કલ્લોલને દીવાનખાનામાં બોલબેટ રમવાનો જુસ્સો થઇ આવે, તેથી દીવાલો ને છત ખુબ ખખડતી ને કાચનો સામાન તથા ભીંત પરના તકતા જોખમમાં આવી જતા.

પણ ઘરમાં ગમ્મત કરવાનો નિયમિત સમય તો રાતનોજ કહી શકાય પ્રોફેસર ઘણું કરીને પાસેના બંગલામાં તેમના એક સમોવડીઆ સાથે વાતો કરવા જાય અને રાત્રે વાંચવાની તો બંધી હતી એટલે સાડાનવ વાગે સુતા સુધી જે અડધોએક કલાક મળે ત્યારે તો સાધારણ રીતે ઘરમાં ધમસાણ જામે. કોઇક વાર નાટક થાય ત્યારે એવો નિયમ હતો કે છોકરીઓએ છોકરાના અને છોકરાઓએ છોકરીઓના પાઠ લેવા. કોઇ વાર સીનેમા થાય—માત્ર ફેર એટલોજ કે ખરા સીનેમામાં પાછળ બત્તી હોય તેનો પ્રકાશ સામા પડદા પર પડે ત્યારે અહીંઆ પારદર્શક પડદાની પાછળ બત્તીને રાખીને ખેલ કરવામાં આવે. કોઇ વખતે કસરતના દાવ થતા, તેથી ગોટીમડાંથી કુસ્તી સુધીની બધી કલા માટે અવકાશ રહેતો અને તેમાં ચંદ્ર બધાંને હરાવી નાંખતો. કોઇ વખતે વાત અને મશ્કરીના ટપ્પા ચાલતા અને સૌને એક રમુજી નવી વાત જોડીને કહેવી પડતી. અને જ્યારે કોઇ વાર સૌને સીતાર ને સંગીતનો શોખ થાય ત્યારે નલિનીની નાજુક આંગળીઓ અને સુંદર સરોદ સૌને હેરત પમાડે. પણ આવો કૈં કાર્યક્રમ ચાલતો હોય ત્યારે પણ બે વસ્તુનો વિક્ષેપ તો રોકી શકાયજ નહીં—ચંદ્રની વાનર-વિદ્યા અને કલ્લોલનું અટ્ટહાસ્ય.

આ બાળકોના આનંદવિહાર જેવુંજ તેમનું મનોરાજ્ય પણ આશ્ચર્યકારક હતું. તેઓ વાતો પરીઓનીજ વાંચે. તેમની દુનીઆમાં કેવળ બાળકોજ વસતાં. લગ્ન કે સંસારને

તેઓ પીછાનતાં ન હતાં—તેમને બીલકુલ નીરસજ લાગતાં. તેમને એકજ રસ ગમતો—નિર્દોષ હાસ્યરસ. દુનીઆમાં જો કોઇને સુધારવાની જરુર હોય તો માત્ર બાળકોને. કોઇને માટે ચોપડી લખવાની જરુર હોય તો તેમનેજ માટે. ન્યાતજાતની, લગ્નમરણની ને વ્યવહારરૂઢિની વાત પર તેમને કંટાળો આવતો અને જો ભુલેચુકે ચાલુ જમાનાની કૈં શૃંગારી વાત કે કવિતા તેમના જોવામાં આવે તો કોઇ તેને "બાયલી" ગણી બાજુએ મુકે, અને કોઇ "થુથુ" કરી દૂર ફેંકે.

આ બાળ મિત્રોની સોબત કરી એટલે ઉમ્મર અને અક્કલ ભુલીને હું બાલક બન્યો. મારા ભવાંનો ભાર ગયો, મારા ચહેરા ઉપર છવાએલું ગંભીરતાનું વાદળ વીખરાયું. ભાવ અને રસકલ્પનાને દૂષિત ગણી વીસારેલાં તેનાં ઝરણાં કેટલે વરસે ઓચીંતાં ફુટી નીકળ્યાં. રસવૃત્તિ તેમના સૌંદર્યમાં મુગ્ધ બની, મારું દીલ આનંદમાં ડોલવા લાગ્યું, અને અંતરમાં નિર્મલ સ્નેહની સરિતા વહેવા લાગી. જેમને જોઇ પહેલી વાર મુંઝાયો અને ગભરાયો તેમની સાથે સ્નેહભાવે એકતાન થવામાં જીવનનું સાર્થક લાગ્યું.

૩

આમ ચારેક મહીના વીત્યા પછી હું કેટલાક મિત્રો સાથે ગામડે ગયો. પણ ત્યાં મન બહુ વાર ટક્યું નહીં એટલે ચાર પાંચ દિવસમાંજ સમીસાંજે પાછો આવ્યો. તે વખતે સઘળું બાળમંડળ દીવાનખાનામાં ભેગું થયું હતું. પદ્મિની એક આરામ ખુરશી પર બેસીને કંઇક વાંચતી હતી. તેણે મને દૂરથી આવતો જોયો પણ જુજ દિવસની ગેરહાજરી માટે બહુ સત્કારવિધિ કરવાની રીત ન હોવાથી હું પાસે આવ્યો ત્યારે પણ તેણે ટાઢે પેટે ચોપડીમાંજ માથું ઘાલી રાખ્યું. નલિની અને સરિતાએ પણ કોઇ નવો માણસ આવ્યો હોય એમ મારી તરફ બેપરવાઇથી જોયું. ચંદ્ર ઉંધો પડી શેતરંજી પર આળોટતો હતો તેની પાસે હું બેઠો એટલે તેણે ફક્ત જરા પાસે આવીને કૈં બોલ્યા વિના મારા ખોળામાં માથું મુક્યું. કલ્લોલ જરા અવાજ કરીને પાછળથી વળગી પડ્યો. અને કમલિનીએ જરા આંખો ચગાવી થોડી વારે પુછ્યું: "કેમ સુખી છો ને?"

"જરા દુઃખી છું." ચંદ્રના માથા ઉપર હાથ ફેરવતાં અને કલ્લોલને પીઠ પર ઝુલાવતાં મેં કહ્યું.

"કેમ? તમારા સગાંઓએ (ગામડીઆઓ) ખાવાનું ન આપ્યું?"

"મોટા માણસો તો પારકાના દુઃખેજ દુઃખી હોય છે તે ખબર છે ને?" મેં જરા રોફથી કહ્યું.

પદ્મિનીએ જરા નવાઇથી એક નજર મારા ઉપર નાખી.

"ઓહો! આખી દુનીઆનો ભાર તે માથે ક્યારથી આવ્યો કે?"

"દુનીઆ સુધી તો હું હજી નથી પહોંચ્યો. પણ જ્યાં જાઉં ત્યાં બૈરીઓનીજ પીડા અને પંચાત જોઉં છું."

"તે ગામડે બીચારી બૈરીઓ તમને શું નડી?" સરિતાએ પુછ્યું.

"અમે એક પાટીદારને ઘેર ગયા અને તેણે બીચારાએ અમારા માટે રસોઇ કરવાનું ઘણુંએ સમજાવ્યું પણ તે તો કહે કે બ્રાહ્મણને હું રાંધી આપું તો પાપમાં પડું. છેવટે અમારે એક ગોરજી મહારાજને સાંજ જવું પડ્યું અને જમતાં બપોરના બે વાગ્યા. બૈરીઓ કેટલી અજ્ઞાન હોય છે!"

[વધુ માટે જુઓ પૃ૦ ૨૧૭]

# અશ્રુકવિને—




લેખકઃ

રા. લલિત

સભ્ય, સાહિત્યસંસદ.




ચૈતન્ય સંકલનની પ્રભુ-યોગ કેરી—
    તું માનવી ! પ્રણયની કડી તો અનેરી !
શૃંગારતો પ્રકૃતિને તુજ અંતરાત્મા:
    સૌંદર્ય છાપ પરમાદ્દભુત તું રસાત્મા ! ૧

એવો તું દિવ્ય સુકુમાર સદૈવ સોહે:
    તારે સુદર્શનજ સર્જન મુગ્ધ મોહે—
એ મૌન શાંતિમય ગુંજન તુજ ગાતું—
    તુંમાં પ્રભુ નીરખી રંજન રમ્ય સહાતું ! ૨

એ સૂર્ય જો ! નયનનાં તુજ તેજ ઝીલે:
    એ ચંદ્ર જો ! ઉર ચુમે તુજ, ભાવ વી'લે:
તારા સદા ટળવળે તુજ રોમ સહાવા:
    ને સૃષ્ટિ તો વિભૂતિ સર્વ ધરે રીઝાવા ! ૩

શૃંગારથી રસિકડાં વીલસે સુહાગે:
    ને હાસ્યથી જીવિતતંત્રી મૃદંગ વાગે:
ને વીરનાં ઉર સ્વતંત્ર અધીન લહેરે:
    ઉડી જતી કરુણતા કરુણાની મ્હેરે ! ૪

પ્રેમાશ્રુના કવિ ! તું મેરુજ માનવીનો !
    દર્દે દીલી તું પ્રકટે રસભાન ભીનો:
રોમે ફુટે લલિતલાલનના ફુવારા—
    ઝીલે અશોક અભયે જગ અશ્રુધારા ! ૫



# શ્રીનાથજીની ભીખારણ*

—o—


લેખક :

સૌ. શારદાબહેન મહેતા,

બી. એ.

સભ્ય, સાહિત્યસંસદ.

ચિત્રકાર:

સૌ. જડાવબહેન ચીમનલાલ વીણ


થોડાં વર્ષો ઉપર અમે શ્રીનાથજીની જાત્રાએ ગયાં હતાં. અમારો સાથ વીસ પચ્ચીસ જણનો સ્ત્રી પુરુષ બાળબચ્ચાં સાથે હતો. પાસેની ડીસ્ટ્રીકટના આસીસ્ટન્ટ કલેકટર બમનશા મહેતા અમારા મિત્ર હતા. તે પણ મુસાફરીની લહેર કરવાને અમારી સાથે હતા.

બૈરાંઓ એક દિવસ સ્નાનસંધ્યાદિ કરીને દર્શન કરવા ગયાં હતાં. પુરુષ વર્ગ એકલો ધર્મશાળાના ચોકમાં બેસીને ગપ્પાં મારતો હતો. એટલામાં એક ચીંથરે હાલ બૈરી હાથમાં એકતારો લઇને ભજન કરતી આવી. તેના ચહેરા ઉપર દુઃખ અને ભુખમરાની ચોખ્ખી છાપ હતી. તેનાં કપડાં એટલાં ફાટેલાં ને જર્જરિત હતાં કે એનું અંગ પણ પુરું ઢંકાતું નહીં. છતાં એની ચાલમરોડમાં માન, ને સાથે કૈંક ખાનદાની પણ જણાતી હતી.

ભીખ માગવાને એણે હાથ લાંબો કર્યો એટલે પાસે મંદિરનો એક બ્રાહ્મણ ઉભો હતો તેણે એકદમ લાકડી ઉગામી ને ગાળોનો વરસાદ વરસાવવા મંડયો.

બીચારી ભીખારણ તો વીલીજ પડી ગઇ અને જરા પાછી હઠી. એનું ગીત એટલું મનોહર હતું કે અમને એ સાંભળવાનું મન રહી ગયું. એનો દેખાવ પણ સાધારણ ભીખારીઓ કરતાં આકર્ષક હતો. એટલે મને કૈંક

* એક સાંભળેલી હકીકત ઉપરથી.

નવાઇ લાગી. અને તેથીજ મેં એને બેઆની કાઢીને આપી. હાથ જોડી નીચાં વળીને એ ભિક્ષા એણે સ્વીકારી. અમારા પારસી મિત્રે તો અર્ધો રુપીઓ આપ્યો. કંગાલ બૈરી તો નમીજ પડી અને કરગરી કરગરીને કહેવા લાગીઃ "સાહેબ મારે એક અરજી કરવી છે." મેં જરા અધીરાઇથી પુછ્યું: "શું કહેવું છે?"

કોણ જાણે શું એ માગણી એને કરવી હશે? મને તો કે ખ્યાલ ના આવ્યો

એટલામાં એણે કહ્યું: "શેઠજી હું જાતે કણબી છું. હું કે વાઘરણ નથી. મારો વેષ એવો થઇ ગયો છે તેથી મને કોઇ દર્શન પણ કરવા દેતા નથી ને મંદિર આગળ પગ પણ મુકવા દેતા નથી. મારા પર એટલી દયા કરો ને આ પહેરાવાળાઓને સમજાવીને મને અંદર જવા દો. એક વાર દેવનાં દર્શન કરીને હું શાંત થઇશ. મારે બીજું કૈં કહેવું નથી."

મેં કહ્યુ: "બાઇ! હું તો આ દેશનો અજાણ્યો છું. મારુ તો કોણ સાંભળે? ને આ મારા મિત્ર છે તે પણ પારસી છે એટલે એમનું તો વળી જરાએ માને નહીં. બાકી એ છે તો અધિકારી."

"શેઠજી, આ સાહેબ જો કૈં કહેશે તો જરુર મને પરવાનગી મળશે પારસી છે પણ ઉપરી છે એટલે બધાએ એમનુ માનશે. એમને માટે લોકલાગણી સારી છે"

"પણ તને અંદર કેમ જવા દેતા નથી?" મને જરા આશ્ચર્ય લાગવાથી મેં પુછ્યું.

"શેઠજી વાત બહુ લાંબી છે. મારામાં બોલવાની હામ નથી. ત્રણ ત્રણ દિવસના મારે અપવાસ છે. આપે આ ભિક્ષા આપી છે તેમાંથી ક થોડું ઘણું ખાવાનું લાવીને મુખ મંટાડીશ. પછી કૈંક તાજી થઇને આપને મારી કથા સંભળાવીશ."

"આજે સાંજના છએક વાગ્યાને સુમારે આવજે. અમે બધાંએ તારી દુઃખની કહાણી સાંભળીશું." ભીખારણ તો ચાલી ગઇ

× × ×

સાંજ પડી ને છને ટકોરે અમે બધાં શેત્રંજી પાથરીને બહાર આંગણામાં બેઠાં હતાં–ત્યાં તો પેલી એકતારો લઇને આવીસ્તો. મેં એને બેસવાનું કહ્યું. લુગડાં સંકોરીને માંડ મહેનતે પોતાની મલાજા ઢાંકતી એ ભોંય ઉપર બેસી ગઇ. તરતજ એણે તો વાત શરુ કરી:

'શેઠજી! મારું નામ કાશી છે. હું છેક ભીખારી થઇ ગઇ છું. કકડો રોટલોએ મને કોઇ આપતું નથી. આજ મારી આ દશા થઇ છે બાકી મારા બાપ તો તલાટી હતા. હું ત્રણેક વર્ષની હતી ત્યારે પરણાવી. પંદર વર્ષની થઇ ત્યારે સાસરે ગઇ મારો ધણી મારાથી બહુજ મોટો હતો. જતાં વેંતજ માગ ઉપર દુઃખના ડુંગર થવા માંડયા. તોએ ધણીની આમન્યા રાખવી એવું મારા મનમાં તો હતુ". દિવસ જતા ગયા તેમ મને બધી ભાળ લાગતી ગઇ. કોઇ મુસલમાન નાયકણની જાળમાં મારા ધણી સપડાઇ ગયા હતા. પૈસો-ટકો, લુગડાંલત્તાં, દરદાગીના બધુંએ એના ઘરમાં ભરાતું. મને કે મારી સાસુને પુરું ખાવાનુંએ મળતું નહોતું. સાસુએ એમને બહુએ સમજાવ્યા પણ એમને ગળે વાત ઉતરી નહીં. કયાંથી ઉતરે? નીશામાં ચકચુર થએલા માણુસને ભાન કે દહાડે હોય છે? સાસુએ કંટાળીને મારો વાંક કાઢવા માંડયોઃ "તું અભાગણી! નહીં તારામાં રૂપ કે નહીં ગુણ. કૈંએ હોત તો આ તરકડીની સોડમાં મારો દીકરો ના ભરાત." આમ ધણી અને સાસુ બનેના ટોક મારે સાંભળવાના થયા. ઘરમાં આમ

હોળી સળગે એટલે બીજે ઠેકાણે હૈયાંની વરાળ કાઢવાનો રસ્તો શોધ્યો. આડોસીપાડોસી તો બધાએ અમારા ઘરના જુના ઓળખીતા એટલે મારોજ વાંક જુએ. પણ પાસેના ગામડામાંથી એક હજામ અમારે ઘેર આવતો જતો. હજામની જાત એટલે જીભ તો જરા છુટી હોયજ. જાતે હસકો એટલે બધાં સાથે વાતે વળગે. એને મારી દયા આવી. વખત જતાં મને એનો પરિચય વધતો ગયો અને કરમની ગતિએ મારું મન એના ઉપર લાગ્યું. ધણીની બેપરવાઇ અને સાસુના કજીઆને પરિણામે કાળુ હજામ-ની સાથે પ્રીત જોડી. એ હતો જુવાન ને દેખાવે મને ઠીક લાગ્યો. હલકી જાતનો હતો તોએ મારી તો નજર એના ઉપર ઠરી. ને ધીમેધીમે અમે એકમેકનાં મન સમજી ગયાં. એક દહાડો મારો ધણી શીમમાં ગયો હતો, અને સાસુ કોઇ પાડોશણને ઘેર બેસવા ગઇ હતી તે પ્રસંગ સાધીને અમે બે એકમેકને મળ્યાં. પહેલાં તો કોઇને કેં વહેમ આવ્યો નહીં નાનુ ગામડું એટલે વાત કેં ઢાંકી રહે? નરબદા ઘોબણે અમને બેને એક ઠેકાણે જોયાં. નદીએથી પાણી ભરીને આવતી વખતે પડોશની સોનારણે અમને જોયાં એમ કરતાં કરતાં મારી સાસુને કાને વાત પહોંચી. એટલે તો પછી પુછવુંજ શું? દીકરાને વધામણી ખાધી. પછી તો ધોંકાનો માર ધમધમ પડ્યો—એટલે સુધી કે હું તો બેભાન થઇ ગઇ. એક થાંભલા સાથે મને બાંધી ને બુંબ મારી. ત્યાર પછી ફરી કાળુને જોવાનું ભુલી ગઇ. ત્રણ મહીના તો

એમ નભ્યું-કાળુને પણ મારા દીયેરે એવો ઝુડ્યો કે તે પથારીમાંથી ઉઠીજ ના શક્યો. છ મહીના સુધી મારા ધણીની બધી આશા



એક ચીંથરેહાલ બૈરી હાથમાં એકતારો લઇને ભજન કરતી આવી.

પાળીને સીધે રસ્તે મેં ચાલવા માંડ્યું પણ એમની રીતભાત તો મુદલ બદલાઇ નહોતી.

ચઢાણું સુધી રોજે એ તો પેલી નાયકણને ત્યાંજ પડી રહેતો. ને મને વગર વાંકે માર પડયાંજ કરતો. થોડા વખત પછી ફરી કાળુ આવ્યો. ને એક વારનો શમેલો અગ્નિ પાછો વધારે જોસમાં પ્રગટયો. મારા ધણીની જાણમાં આવ્યું, ને આ ફેરી તો મને લગભગ અધમુઈ કરી નાખી. માત્ર મારતી વખતે, ધમકી આપતી વખતે ને ઘરની મજુરી કરતી વખતે હું એની સ્ત્રી છું એમ તે ગણતો, બાકી સ્ત્રીનો અધિકાર મને કૈં નહોતો. ચારેક દિવસ પછી મારાથી ચલાતું નહોતું તોએ મને ઘસડીને નદીએ લઇ ગયો. અને કહ્યું કે 'ચાલ તને કાળુ સાથે પરણાવું' હું તો ઠંડીગાર થઇ ગઇ. મારું ને કાળુનું બંનેનું મોત આવી લાગ્યું એમ મારી તો ખાત્રીજ થઇ. પણ શી રીતે નાસી છુટું? દીયેરો ને મારો ધણી આગળ પાછળ ને વચ્ચે હું એમ અમારું સરઘસ નદી કાંઠે પહોંચ્યું. ત્યાં કલાકેક રાહ જોયા પછી મારાં ગાત્ર તો સાવ શીતળ થઇ ગયાં. સામેથી કાળુ આવતો જણાયો. એને કૈં જુઠું બહાનું બતાવીને અહીં બોલાવ્યો હતો. અમને બેને કચરડીને બાંધ્યાં, ને મોં બંધ કરી દીધાં. પછી ખુબ માર માર્યો. છેવટે મારા ધણીએ ખીસ્સામાંથી ચપ્પુ કાઢયો ને કાળુની બંને આંખોમાં ને માથામાં ઘોંચી ઘાલ્યો. કાળુએ ચું કે ચાં ત્યાર પછી કર્યું નહીં. તે એકદમ મૃત્યુવશ થઇ ગયો. મને લાગ્યું કે હવે મારો વારો આવ્યો. મને પુષ્કળ લાતો ને મુક્કા માર્યાં. એટલામાં પોલીસના બે સીપાઇઓ એ રસ્તેથી આવી પહોંચ્યા. કાળુની ને મારી બુમો એમને કાને પડી હશે તેથી તેઓ તરતજ ત્યાં આવ્યા. મારો ધણી ને દીયેરો ત્રણે જણા નાસી ગયા ને કાળુના શબની પાસે મને પડતી નાખી. પોલીસના સીપાઇએ પાસેના ગામડા-માંથી એક ખાટલો આણ્યો, ને પાસેની ચોકીમાં મને લઇ ગયા. ને ત્યાં હેડ કોન્સ્ટેબલની સમક્ષ મારી જુબાની લીધી પછી મેજી-સ્ટ્રેટે કહ્યું કે મારા ધણીને સરકાર પકડશે ને જે મેં જુબાની આપી હતી તે બધું એનાએજ શબ્દોમાં મારે કહેવું પડશે. જો તેમાં કૈં ફેરફાર થશે તો જુઠી સાક્ષી આપ્યા બદલ મને સજા થશે. બે મહીના સુધી મને પોલીસે જાપ્તામાં રાખી, તેથી બહાર શું થતું હતું તેની મને ખબર ના પડી. મારા ધણી ને દીયેરોને જરુર પકડવામાં આવ્યા હતા, કેમકે એક દહાડો માજીસ્ટ્રેટની કચેરીમાં મને લઇ ગયા ત્યાં એ ત્રણેને મેં જોયા. એમને હાથે કડીઓ ઘાલેલી હતી. ને મારા તરફ ઘુરકીયાં કરતા હતા. તે છતાં મેં તો બધી હકીકત સ્પષ્ટ કહી સંભળાવી. મારી પોતાની ફજેતી થતી હતી તેનું પુરું ભાન છતાં મને દુઃખ દેનાર, મારો સંસાર ધુળ મેળવનારને પુરો દંડ થાય, ફાંસીને લાકડીએ ચઢાવે તો મને શાતા થાય એમ મને લાગ્યું. પછી પોલીસે ધાર્યું કે હવે હું કૈં નાસી જવાની નથી. અને સેશન્સ જજની કચેરીમાં હું એજ સાક્ષી આપીશ એમ ધારીને મને છોડી મુકી. હું બીજે કયાં જાઉં? મારા ઘરે ચાલી ચાલી ગઇ. જતાં વાત મારા દીયેરો મારી પુંઠે પડયા ને કહે કે જો ખરી સાક્ષી આપીશ ને ધણીને સડાવીશ તો જે ઘાટ કાળુનો ઘડયો હતો તેજ તારો ઘડીશું. ત્રાસની મારી હું કબુલ થઇ. જ્યારે ફરી મને કચેરીમાં લઇ ગયા ત્યારે મેં સાક્ષી આપી. તેમાં મેં કહ્યું કે પોલીસના મારને લીધે હું પહેલાં જુઠું બોલી હતી. પહેલાં આપેલી સાક્ષી બધી

[ વધુ માટ જુઓ પૃષ્ઠ ૨૨૦ ]



# શિશિરકાંત

લેખક:
રા. પ્રવાસી

ચિત્રકાર:
સૌ. જડાવબહેન ચી. વીણુ

---

"હું ધર્મમાં માનતો નથી" તે યુવાને બેદરકારીથી કહ્યું અને નીચું જોઈને પોતાની શાળ પર પાછો ખાદી વણવા લાગ્યો.

"શું...ઉં? તમે ધર્મમાં માનતા નથી?" ત્રિવેદીજીએ આશ્ચર્યથી પુછ્યું.

"હું કશામાંજ માનતો નથી" તેણે નીચે જોઈને વણતાં વણતાં કહ્યું.

"પણ તમારે કૈંક ધર્મ તો હશેજ ને!" નવાઈ પામતા આનંદશંકર બોલ્યા.

"ના! મારે કશોએ ધર્મ નથી." તે યુવાને જરી કંટાળાભરેલા અવાજે કહ્યું. ત્રિવેદીજીએ આશ્ચર્યથી મારા સામે જોયું.

આ યુવાન તરફ મારું આકર્ષણ વધતું જતું હતું. તેથી વાતચીત આગળ ચાલે એટલા માટે ત્રિવેદીજીને પાનો ચઢાવવા માટે મેં કહ્યું: "ત્રિવેદીજી, અહીં કૈં તમારી દાળ ગળે એમ લાગતું નથી."

ત્રિવેદીજી એટલે કટ્ટર હીંદુ. ધર્મના ભારે અનુયાયી. વેદમાં સંપુર્ણ શ્રદ્ધા. રેલ્વે, એરોપ્લેન, વાયરલેસ બધુંજ વેદમાં છે અને યુરોપના લોકોને તેમાંથીજ એ સર્વ પ્રાપ્ત થયું છે એમ માનનારા; તેમાં વળી વાદવિવાદ કરવાની ભારે ચેળ. કોઈ પણ હીંદુની ધર્મમાંથી આસ્થા સરતી જુએ એટલે એમનું કાળજું કપાઈ જાય. તેમાં વળી મારી કરેલી ટકોરથી

તેમનો જીવ અકળાયો અને આ યુવાનને ધર્મને માર્ગે લાવવા તેમણે કમ્મર કસી.

"તમે હીંદુ તો ખરાજ ને?" મમતે ચઢેલા ત્રિવેદીજીએ પુછ્યું.

"ના"

"ત્યારે મુસલમાન?"

"ના, ભાઇ! ના. હું તો મુસલમાન પણ નથી અને હીંદુએ નથી અને ખ્રીસ્તીએ નથી." તેણે પોતાની જગ્યા પરથી ઉભા થતા કહ્યું.

"ત્યારે તમે કોણ? તમારા બાપદાદા શો ધર્મ પાળતા હતા?"

"મારા બાપના દાદા શૈવમાર્ગી હતા, અને તેથી તેમને મધરાતે, ધોધમાર વરસાદમાં, ઘરનો ત્યાગ કરવો પડેલો અને બાપના વારસામાંથી રાતી પૈ પણ મળેલી નહીં. મારા બાપ સર્વે દેવને નમસ્કાર કરતા અને હું એકેને કરતો નથી. અને હવે જો તમને સંતોષ થયો હોય તો હું આપની રજા લઇશ." એમ કહી તેણે ચાલવા માંડયું. પરતુ ત્રિવેદીજી એટલે ગુંદની ગાર. ચોટે તો ઉખડતાં બ્રહ્માના યુગ વીતી જાય.

"ભાઇ! જરાક ઉભા રહો તો ખરા" ત્રિવેદીજીએ કહ્યું અને યુવાન થેભ્યો.

"તમે ઇશ્વરના અસ્તિત્વમા માનો છો ખરા?" ત્રિવેદીજીએ પુછ્યું.

યુવાન ઉભો રહ્યો. તેણે ત્રિવેદી સામે જોયું અને તેના હોઠ તિરસ્કારદય, ધૃણાથી સહેજ મરડાયા તેણે કહ્યું:'પેલા ગામાકુંભારનું ગધેડું પંડિત થઇ શકે કે નહીં તે બાબત જેમ હું વિચાર કરતો નથી તેમ ઇશ્વર છે કે નહીં તે બાબત પણ હું વિચાર કરતો નથી."

"હેં.અં...! શું-ઉ....? ઇશ્વર બાબત પણ તમે વિચાર કરતા નથી! અરે! માર્ગ ભુલેલા માનવી! એવું તો દરેક માણસે હમેશાં ચિંતવન કરવુ જોઇએ. એ તો મનુષ્યનું પરમ કર્તવ્ય છે." ત્રિવેદીજીએ ઉકળીને કહ્યું.

"તે તો કોણ જાણે. પરંતુ જેમ ઘુવડને શીંગડાં હોય કે ન હોય તેથી મારું બનતું બગડતું નથી તેમ ઇશ્વર હોય કે ન હોય તેથી મને કૈં નફોનુકસાન નથી." એમ કહી તે યુવાન ત્યાંથી ચાલ્યો ગયો. ત્રિવેદીજી ફફડી ઉઠયા, પરંતુ ટ્રેનનો ટાઇમ થએલો હોવાથી ન છુટકે તેઓ સ્ટેશન પર આવ્યા અને આખી ટ્રેનમાં તે યુવાનને બદલે મને એક મોટું ભાષણ સંભળાવ્યું.

× × ×

આ વખતે હું મારી ટર્મ્સ ગુજરાત કોલેજમાં ભરતો હતો તેથી અવારનવાર આ યુવાન સાથે મુલાકાત થતી અને તેથી અમારી વચ્ચે ઠીક ઠીક મૈત્રી જામી. આથી મને ખબર પડી કે એ અમદાવાદ ગામનો હતો, પરંતુ ગામમાં કોઇ તેનું સગુવહાલું હતું નહીં અને એ નાનપણથી નાસી છુટયો હતો. એના બચપકાળમાં એણે ભવ્ય મનોરથો ઘડયા હતા અને પુરાં પચીસ વર્ષ થતાં પહેલાં તો એ મનોરથોને ભાંગતા તેણે દીઠ હતા. અશક્યને શક્ય કરવા એ મથતો, અને નિષ્ફલ જતો. લોકો એની મશ્કરી કરતા, પરંતુ એની એને પરવા ન હતી. એ પોતાના જગતનો જહાંપનાહ હતો. પોતાનાં સ્વમાનો શહેનશાહ હતો.

એક દિવસ મે એને કહ્યું: "શિશિર! તારા મનોરથો આકાશકુસુમ જેવા છે. આ દુનીઆમાં તે અશક્ય છે"

"પણ આ દુનીઆ તો દોજખ—નરક છે. કુસુમો કદાચ ભલે હાથ ન આવે. પરતુ પગ

તો નહીં ખરડાયા, એટલોજ લાભ માનીશું" તેણે વિષાદયુક્ત પરંતુ મીઠું હસીને કહ્યું.

× × ×

ત્યાર પછી એણે આશ્રમ છોડયો અને અમારા ગામમાં તે શિક્ષક બની અંત્યજોનાં બાળકોને ભણાવવા લાગ્યો. ગામના જુવાનો એને ચહાવા લાગ્યા. તેણે એમને માટે એક નવીજ સ્વપ્નસૃષ્ટિ ખોલી આપી. પરંતુ ન્યાતીલાઓને આ વાત ગમી નહીં. અને એક દિવસ તેને ન્યાતબહાર મુકવાને ન્યાત એકઠી મળી.

સવારમાં હું શિશિરને ત્યાં બેઠો હતો. રવિવાર હતો અને શિશિર ચહા બનાવતો હતો. આજે રાત્રે ન્યાત મળવાની હતી. અને હું શિશિરને પુછતો હતો કે તું શું જવાબ દેશે!

"એ અત્યારથી કેમ કહેવાય? તે વખતે બુદ્ધિ જેવું કામ કરશે તેવો જવાબ આપીશ." કહી શિશિરે મને ચહાનો પ્યાલો આપ્યો.

"શિશિર ઘરમાં છે કે?" બહારથી કોઈનો અવાજ આવ્યો, અને થોડીજ વારમાં શરીરે કસાયેલા અને પુરાણી ભાઈઓની અખાડાની મહેનતનું સ્પષ્ટ ફળ દેખાડતા ત્રણ-ચાર યુવકો પરમાં આવ્યા. એ બધાએ યુવાનો એની આગેવાની નીચે હતા.

"અરે-શિશિર! આ શેની ધમાલ છે? કહે છે કે તને ન્યાતબહાર મુકવા ઘરડાં ખચ્ચરો એકઠાં મળે છે. સાંચી વાત?"

"મધુકર! તને હજુ બોલતાં નજ આવડયું. 'ખચ્ચર' શબ્દ ન વાપર્યો હોત તો ન ચાલત!" મેં એને જરી ઠપકાની રીતે કહ્યું.

"ન વાપરું? શું કરવા ન વાપરું? એ લોકો નથી પુરા બ્રાહ્મણ કે નથી પુરા શૂદ્રો. નથી પુરા માણસ કે નથી પુરા હેવાન. બધો



"શું...ઉં? તમે ધર્મમાં માનતા નથી?" ત્રિવેદીજીએ આશ્ચર્યથી પુછ્યું.

વર્ણશંકરોનો શંભુમેળો છે તો પછી હું કેમ એ શબ્દો ન વાપરું?" મધુકરે અંતરની આગના ભડકા બહાર કાઢયા.

"પણ મધુ! કોઈને ગાળો તો તારે ના દેવી જોઈએ. તેમને જે પ્રમાણે સાચું લાગે તે પ્રમાણે તે કરે તેમાં આપણે શું કરવા આવી ખરાબ ગાળો દઈએ?" શિશિરે કહ્યું.

"અરે! પણ વાતજ ત્યાં છેને! સાચું તો ઘણુંએ લાગે છે પણ કરે છે કયાં? આજે કયો બ્રાહ્મણ નથી જાણતો કે બાળલગ્ન ખોટાં છે? આજે કયો બ્રાહ્મણ નથી જાણતો કે પુત્ર અથવા પુત્રીનો વિક્રય કરવો એ ખોટી વાત છે? અને કયો બ્રાહ્મણ તે પ્રમાણે વર્તે છે? નહીં, નહીં! એ લોકોમાં મનુષ્યત્વજ નથી." મધુકર ઉકળી ગયો.

"ચાલો આપણે અત્યારે વાદવિવાદ કરવા નથી બેઠા. તું અત્યારના પહોરમાં કયાંથી ભુલો પડયો? કાલે તો તું ખેતરમાં જવાનું કહેતો હતો તે નથી ગયો?" મેં મુદ્દાની વાત પર આવતાં પુછ્યું.

"જાણે કે મુદ્દાની વાત એમ છે કે અમારે શિશિરકાંતને જ્ઞાતિ બહાર નથી મુકવા દેવા અને જો પટેલીઆઓ ન્યાતબહાર મુકવાનો પ્રયત્ન કરે તો જ્ઞાતિના કામમાં ભંગાણ પાડવું અને જરુર પડે તો જ્ઞાતિના પટેલીઆઓને કે એવા બીજા ડાહ્યલાઓને મેથીપાક પણ આપવો." સાથે આવેલા ચંદુએ કહ્યું. અને પોતાના લોખંડી હાથ ઉપર તેણે નજર ફેરવી.

મેં શિશિર તરફ જોયું. તે એકદમ ગંભીર થઇ ગયો હતો. છતાં તેના હોઠ પર પેલું વિષાદમય સ્મિત તો ફરકતુંજ હતું, કે જે સ્મિતમાં અજબ મોહિની ભરેલી હતી.

તેણે કહ્યું: "મધુ! ચંદુ! તમને આવું તોફાન કરવાનું કયાંથી સુઝે છે?"

"કારણ કે ભીખ માગી માગીને અને ઘી ખાઇ ખાઇને તેમનાં શરીર, આત્મા અને બુદ્ધિ એવાં તો જડ થઇ ગયાં છે કે આ એકજ દલીલ તેમને ગળે ઉતરી શકે એમ છે" મધુકરે કહ્યું.

"નહીં, નહીં! તમો એવું કશું કરશોજ નહીં." શિશિરે કહ્યું.

આખરે ઘણી મહેનતે શિશિરે ચંદુ અને મધુને સમજાવી તોફાન ન કરવા માટે પોતાના સોગન ખવાડયા. અને પછી અમે બધા વેરાયા.

× × ×

સાંજે ન્યાતની વાડીમાં જ્ઞાતિ એકઠી મળી. શિશિરનો કીસ્સો આખા ગામમાં ચર્ચાએલો હોવાથી ત્યાં ન્યાતના તથા પરન્યાતના ઘણા માણસો એકઠા થયા હતા. કોઇ ખરી લાગણીથી પરિણામ જોવા આવેલું હતું તો કોઇ માત્ર તમાસોજ માનીને આવેલું હતું.

કોના બાપની ફોઈની સાસુના કાયટા વખતે ઘી થોડું વપરાયું હતું; કોની માસીની નણંદ ખાટકી સાથે નાશી ગઇ હતી; કોની છોકરીએ મી. સ્મીથ સાથે હસીને વાત કરી હતી; કોના બાપના દાદાએ રાતે ઢેડડીને ઘરમાં બોલાવી હતી વગેરે વગેરે; એકબીજાની સાત પેઢીઓનો ઇતિહાસ એકબીજાને સંભળાવ્યા પછી મહા મુસીબતે શાંતિ પ્રસરી. અને કામ શરુ થયું. ન્યાતના એક આગેવાને પુછ્યું: "શિશિરકાંત તમે ઢેડનાં છોકરાંઓને ભણાવા જાઓ છો એ સાચી વાત?"

"હા."

"સાંભળો, ભાઇઓ! એ પોતે કબુલ કરે છે. એવા વટલી ગએલાઓને ન્યાત બહાર કેમ ન મુકવો?" એક અંધારા ખુણામાંથી કોઇ બોલ્યું.

"એમ કંઈ કોઇને ન્યાત બહાર મુકાય નહીં. એમાં એ ભાઇ શું ખોટું કરે છે! અને જો એમ ન્યાત બહાર મુકીશું તો બધાના પગ તળે રેલા છે તે કોણ નથી જાણતું?" એક ભાઇ કે જેમના છોકરાને અંત્યજશાળામાં નોકરી મળવાની હતી તેમણે

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૨૧]



મુગલ સલ્તનતનો છેલ્લો પ્રતિનિધિ કવિ ને સંત:

બાદશાહ બહાદુરશાહ.

ભાઇ સાદીકના સૌજન્યથી ]　　　　[ ગુજરાત કાર્તિક ૧૯૮૨



બાદશાહ ઝફરની માનીતી ને રાજકાર્યકુશલ રાણી ઝીનતમહેલ.

ભાઈ સાદીકના સૌજન્યથી ] [ ગુજરાત કાર્તિક ૧૯૮૨




લેખક :
**રા. પ્રલાપ**
ચિત્રકાર :
**શ. કલાનિધિ**

---

**શૌનક ઉવાચ :**

હે ભગવાન ! આપે કૃપા કરીને દેવલોક સ્વર્લોક ભુર્લોક વગેરે સંબંધે વર્ણન કરી ભગવાનના ભક્તોનું ચારિત્ર મને જણાવી કૃતાર્થ કર્યો છે. હવે મનુષ્યલોક વીશે સાક્ષરો નામના જે લોક રહે છે તેનું વર્ણન સાંભળવાની જિજ્ઞાસા થએલ છે તો આપ કૃપા કરી મને તે કહી સંભળાવો.

**શુકમુનિ કહે છે :**

હે વત્સ! તેં આ પ્રશ્ન વાસ્તવિક પુછેલો છે, મને પણ સાક્ષરો સંબંધે વર્ણન કરવાની ઉત્કંઠા થઇ આવેલ છે તો તે સાંભળો. આ પ્રશ્ન પૂર્વે યુધિષ્ઠિર રાજાએ નારદજીને પુછ્યો હતો. જે પુરુષો ધનથી, પરાક્રમથી, શૌર્યથી, પરોપકારથી કશાથી પ્રસિદ્ધિ નથી મેળવી શકતા તેઓ સાક્ષરો તરીકે પંકાવા અતિ ઉત્સુક રહે છે. સાક્ષરો નાના પ્રકારના હોય છે. તેમનામાં ભેદ પ્રભેદ અનેક હોય છે. પુસ્તકોના લેખકો, છાપાના લેખકો, નાટકોના લેખકો, ભાષણખોરો અને કેટલાક તો માત્ર સૌ ઉપર ઉપકાર કરનારા અને એ રીતેજ એ પદ મેળવી સંતુષ્ટ થનારા હોય છે. તેમના ચારિત્રના શ્રવણથી ઇર્ષા અને અસૂયાજનિત વ્યાધિઓનું નિવારણ થાય છે–માટે લક્ષ દઇ તેમનાં નામ અને ગુણનું વર્ણન સાંભળ :–

**શૌનક કહે છે :**

મહારાજ આપનો મોટો ઉપકાર થયો છે. મૃત્યુલોકને વીશે સાક્ષરોનાં અનેક નિવાસ સ્થાન સાંભળ્યાં છે. તેઓ નગરમાં રહે છે–વિજનમાં રહે છે, નદી કાંઠે રહે છે, સાગર કાંઠે રહે છે, રણમાં રહે છે, પર્વત ઉપર રહે છે અને જ્યાં પવનનો સંચાર ન થઇ શકે તેવે સ્થાને રહે છે તો આપ મને ક્યા સાક્ષરોના વર્ણનથી કૃતાર્થ કરશો તે કહી સંભળાવો.

ઋષિ કહે છે :

હે વત્સ! તારો પ્રશ્ન વાસ્તવિક છે. સાક્ષરોનાં નિવાસ સ્થાન તેમનાં કાર્યોની માફક ન કળી શકાય તેવાં છે; પરંતુ કોઇ કોઇ સાક્ષરોનાં ચરિત્રો અતિ પ્રસિદ્ધ અને લોકકલ્યાણની વાંછના કરનારને ઉપયોગનાં છે તે કહી બતાવીશ. હે વત્સ! આ સાક્ષરો નગરમાં વસે છે, તેઓ પુસ્તકો રચે છે અને ગૃહજીવનનો ત્યાગ કરી કે વનમાં વસતા નથી. તેઓ પ્રખર

પંડિતો તરીકે, ગૂઢ વિચારકો તરીકે અને ભાષાભિજ્ઞ કોવિદો તરીકે પ્રસિદ્ધિ પામેલા છે. તેમનામાં પણ ઉત્તમ મધ્યમ અને કનિષ્ઠ એવા વર્ણો છે. હે વત્સ! આ સમગ્ર વર્ણોના પ્રતિનિધિઓનું વર્ણન તને કહી બતાવીશ. હે વત્સ! ભારત વર્ષમાં મોહમયી નામનું નગર અતિ પ્રસિદ્ધિને પામેલું છે. તે નગરીનો ચાર યોજનમાં વિસ્તાર છે અનેક લક્ષ હર્મ્યો અને પ્રાસાદોથી તે અલંકૃત છે. ધનાઢ્યોનાં મંદિરો અને વિભવોથી દિવસ અને રાત્રિ તે નગરી ઝળહળી રહેલી છે. તેનાં વિશ્વ વિદ્યાલયો અને ન્યાયાધીશીઓએ સમગ્ર ભારત વર્ષનું લક્ષ ખેંચેલું છે. ત્યાંના સાક્ષરોનું વર્ણન પ્રથમ શ્રવણ કરઃ—

પ્રચંડ જેની કાયા છે, ગૌર જેનો વર્ણ છે, ઉગ્ર જેનો ચહેરો છે, રક્ત જેની નાસિકા છે, શ્વેત જેના વાળ છે એવા આ સાક્ષરને ઉત્તમોત્તમ જાણ—એની સાહિત્ય સેવાને સીમા નથી, એના અભ્યાસમાં કૈં ખામી નથી. એના ઉત્સાહને કોઇ અટકાવી શકે તેમ નથી, એને યુદ્ધમાં કોઇ હરાવી શકે તેમ નથી. તેના જીવનમાં નિર્મલતા છે તેના કાવ્યમાં પ્રસાદ છે. સંગીતમાં પારંગતતા છે, તેની ભાષામાં શુદ્ધિ છે અને તેમના વાગ્માં પ્રતાપ છે. યથા નામા તથા ગુણા લોકોમાં એ નરસિંહરાવ રુપે પ્રસિદ્ધ છે. હે વત્સ! લોકોના આદરને પાત્ર એવા આ સાક્ષરની કૃતિઓ મને ઘણી પ્રિય છે. ઇર્ષ્યાળુ લોકો એમને છિદ્રાન્વેષી કહે છે, ચીકણા કહે છે, લતીલા કહે છે, ક્રોધી કહે છે અને બીજી જે રીતે એમની નિંદા કરી શકાય તેવી રીતે તેમની નિંદા કરે છે. પરંતુ હે વત્સ! એ પુરુષનું ધૈર્ય નિઃસીમ છે. અવનાનો અનાદર કરી સત્ય વસ્તુનું નિરુપણ કરનાર એમના જેવો સમર્થ પુરુષ હજી કોઇ થયો નથીઃ—

* * *


શુકમુનિ કહે છેઃ—સાક્ષરોના ચારિત્ર્યના શ્રવણથી...

હસતો જેનો ચહેરો છે, વિશાલ જેનો ભાલ પ્રદેશ છે. ચપલ જેનાં નયનો છે, સુરેખ જેનાં અવયવ છે એવા આ સાક્ષરને તું ઉત્તમ જાણ. તેમની પ્રવૃત્તિ અસાધારણ છે. ન્યાયાધીશીના મોટા અમલદારનું પદ તે ધારણ કરે છે. પ્રાકૃત અને મ્લેચ્છ ભાષામાં તે ગ્રંથો રચે છે. અને માસિકોમાં અવિરતપણે અવલોકનો આપે છે. એમના અભ્યાસમાં વિવિધતા છે પણ ઉંડાપણું નથી. એમની દૃષ્ટિમાં સમતોલતા છે, પણ સચોટતા નથી. ન્યાય એ એમની પ્રકૃતિમાં વસેલો છે. મીઠાશ એ એમના સ્વભાવમાં રાખી રહેલા છે. શું યુવાન શું વૃદ્ધ સર્વને એ સરખા પ્રિય છે. લોકોમાં કૃષ્ણલાલરુપે એ જણાયા છે.

* * *

ટુંકો જેનો દેહ છે, શ્યામ જેનો વર્ણ છે, ઝીણાં જેનાં નેત્રો છે, હસમુખી જેની મુખાકૃતિ છે એવા આ પુરુષને તું કનિષ્ઠ સાક્ષર જાણ. તેઓ પુસ્તક પ્રેમી છે, તેનું લેખનકાર્ય આજીવિકા અર્થે પ્રેરાયલું છે. તે છાપાના અધિપતિ છે. આંકડાશાસ્ત્રી, સમાજશાસ્ત્રી, ધર્મશાસ્ત્રી રાજદ્વારી પુરુષ અનેકરુપે તેઓને પ્રવૃત્તિ કરવી પડે છે. જનસમાજના શિક્ષકનો ધંધો એમને

વળગેલા છે, લોકોનાં કાર્યોની સાચી અથવા ખોટી ટીકા, અમે આમ કહ્યું હતું અને તેમજ થયું એવા દરેક કાર્ય બની રહ્યા પછીના એમના ઉદ્દગારો નીકળે છે. હે વત્સ એમની સર્વદેશી વિદ્વત્તા છે. આંકની ચોપડીથી માંડી ભાગવત રામાયણ પંચદશી કે કાવ્યદોહન જેવા ગમે તેવા સરસ કે કઠિન દરેક ગ્રંથોના તે લેખક બની શકે છે. બધાનાજ રચનાર તેઓ છે એવી જગતને મોઢે તેમની કીર્તિ પથરાય છે. પરંતુ તેમની સ્થિતિ તો વિચિત્ર હોય છે. યુદ્ધમાં કપાએલાં જેનાં અંગો છે એવા સૈનિકો કૃત્રિમ હાથ અને પગ બનાવરાવી પોતાનો નિર્વાહ ચલાવે છે તેમ આવા સાક્ષરો બીજાઓની સહાયથી પોતાને લેખકો તરીકે ગણાવે છે અને દરેક પુસ્તકોના રચનારા તરીકે પોતાનું નામ પ્રસિદ્ધ કરે છે. એટલે આ વર્ગના પ્રતિનિધિ કનિષ્ટ કોટીના સાક્ષર મના છે.

× × ×

હે વત્સ ! ગુર્જરભાષામાં નવલકથાના પરમ વિચક્ષણ લેખક તરીકે પ્રસિદ્ધિ પામેલા એવા કનૈયાલાલ મુનશીને તું પીછાન. એ શુદ્ધ ભાર્ગવ બ્રાહ્મણ નર્મદાકાંઠાના ભૃગુતીર્થના રહેવાસી છે. યુવાન એની અવસ્થા છે, તેજસ્વી તેની કાંતિ છે, વામ તેનું શરીર છે, પોપટના જેવી તેની નાસિકા છે, તીવ્ર તેની દૃષ્ટિ છે. મ્લેચ્છ અને પ્રાકૃત ભાષાના એ અભ્યાસી છે. ઇતિહાસ અને નવલકથા એ એના પ્રિય વિષયો છે. ભગવાન પરશુરામ, મહર્ષિ વસિષ્ઠ કે ભગવાન ચ્યવનનાં ચારિત્રોથી માંડી શામળશા શેઠ સુધીનાં ચારિત્રોનાં એ વર્ણનો કરી શકે છે. એની બુદ્ધિમાં વિમલતા છે, એની લેખિનીમાં બળ છે, એની વાણીમાં પ્રતાપ છે અને એનાં અનુમાનોમાં કલ્પના રહેલી દેખાય છે. હે વત્સ ! સાહિત્યસૃષ્ટિમાં અવનવી કૃતિઓના સર્જક તરીકે એ પ્રખ્યાત છે.

એની સર્જનશક્તિની નવીનતાથી તો મૃત્યુલોકમાં ઘણો ખળભળાટ મચી રહ્યો છે. પ્રણાલિકાવાદનો એ તો ભંગ કરનાર છે આપણી સુકન્યાને યૌવનકાળમાં કામ ઉત્પન્ન થયો ત્યારે ચ્યવન મહારાજ તો વૃદ્ધ હતા અને તેથી સુકન્યાએ અશ્વિનોને કામતૃપ્તિ અર્થે વીનવણી કરી એ વાત જણાવવા ખાતર તો એને દેહાંત દંડની શિક્ષા કરવામાં આવી છે. જીવનમાં એ ઉલ્લાસ જોનાર છે અને દેશની અસ્મિતા પ્રગટાવાને એ કટીબદ્ધ થએલ છે. તેના દેહને અનુરૂપ એવી સાહિત્ય સંસદના એ જન્મદાતા છે. ગુર્જરગિરાને વીશે આ સંસદ અશ્વત્થ રૂપે વિસ્તરેલી છે. તેના મૂળમાં મુનશી છે. તેની શાખાઓ પ્રશાખાઓ રૂપે મનહરરામ અને વિજયરાય, શંકરપ્રસાદ અને દુર્ગાશંકર છે. તેના માળી રૂપે કોમળ છે દેહલતિકા જેની એવાં સૌ. લીલાવતી છે અને તેના ઘેરાવા રૂપે વૃદ્ધ બ્રાહ્મ જેવા નરસિંહરાવ રહેલા છે.



—નિવારણ થાય છે–માટે લક્ષ દઇ સાંભળ!...

હે વત્સ! આ અશ્વત્થને વરસાદ વીજળી કે ઝંઝાવાતથી પીડા ખમવી પડે છે તેમજ અવારનવાર સમાલોચકોરુપી ગૃધ્રપક્ષીઓ પણ પીડા આપ્યા કરે છે; છતાં દિવસે નહીં એટલી રાત્રિએ અને રાત્રિએ નહીં એટલી દિવસે શુક્લપક્ષના ચંદ્રમાની કળા માફક એ વૃદ્ધિ પામતી જાય છે. હે વત્સ! આ સંસ્થા મને ઘણી પ્રિય છે.






ભાષાંતરકર્તા:
**સૌ. બ્હેન લીલાવતી,**
મન્ત્રી, સાહિત્ય સંસદ.

## નોંધ

આ મહાન લેખક નેપોલીઅન ત્રીજાના વખતમાં ફ્રાન્સમાં થઇ ગયો છે. એણે ઘણી વાર્તાઓ લખી છે. એને ઘણી ભાષાઓનું જ્ઞાન હતું અને તે દરેકનાં તે શબ્દ, વ્યુત્પત્તિશાસ્ત્ર અને સાહિત્ય જાણતો. એને જુના સ્થાપત્યનું પણ સરસ જ્ઞાન હતું અને એ વિષયના એના અભિપ્રાયો એને એ દિશામાં 'વિશારદ' તરીકે ઓળખાવી શકે તેમ છે. ઐતિહાસિક સ્થાપત્યો પર દેખરેખ રાખનાર તે નિરીક્ષક હતો. તે ફ્રાંસની સેનેટમાં પણ નીમાયો હતો. એને સુંદર ચીતરતાં પણ આવડતું.

એનો સ્વભાવ ગંભીર હતો. એની રીતભાત ગૃહસ્થાઇ દાખવે તેવી સરસ પણ દૂર ને દૂર રાખે તેવી હતી. દરેક વસ્તુના ને સ્વભાવના એ નિર્બળ સ્થાનો શોધી કાઢતો. દરેકમાં એને અપૂર્ણતા લાગતી. દરેક મત અને સિદ્ધાંતને એ અશ્રદ્ધાથી જોતો. દરેક વસ્તુનો એ ટીકાકાર હતો. એને દરેકમાં મજાક કરવા જેવું કંઈક જડતું.

એના એક અજ્ઞાત સ્ત્રીને લખેલા પત્રો ખુબ રસદાયક છે. એના જ્ઞાનની વિશાલતા ને ઉભરાતી કલ્પના, ગામગપાટા કે નાનાનાના બનાવો ને બીજાઓનું વર્ણન, કોઇની મજાક કે એના પોતાના ભાવો, ખુબીદાર રીતે દીધેલી ગાળો ને તકરાર કે નર્મ વચનો, મુસાફરીનાં વર્ણન ને હવા ને તબીયતની ફરીઆદ એ સર્વ એમાં સ્વાભાવિક રીતે આવે છે. એમનો આ જાતનો પત્રવ્યવહાર લગભગ ત્રીસ વર્ષ સુધી ચાલ્યો ને છેલ્લો પત્ર તો એના મૃત્યુના બે કલાક પહેલાં લખાએલો છે. એમના સંબંધની શરૂઆત પ્રેમથી થઇ અને મૈત્રીમાં પરિણમી લાગે છે. પાછળના એના પત્રોમાં તો ગામગપાટા, શારીરિક અસ્વસ્થતાની ને હવાની ફરીઆદ, મુસાફરી એવું એવું વધારે આવે છે. પત્રો પરથી તો એ સ્ત્રી પરણી ગઇ હોય એમ દેખાતું પણ નથી.

એણે મુસાફરી પુષ્કળ કરી હતી. એનામાં

કલ્પનાશક્તિ અને જીવન પારખવાની અદ્ભુત શક્તિ હતી. રીતરીવાજો અને સ્ત્રીઓનો એ ખાસ અભ્યાસક હતો.

ટેઇનનાજ શબ્દોમાં કહીએ તો, "સંક્ષેપમાં એના ચારિત્ર્ય ને બુદ્ધિને વીશે કોઇ કહેવાનો પ્રયત્ન કરે તો આમ કહે કે કુદરતની બક્ષીસરુપ મૃદુ અંતર અને ઉંચા પ્રકારની બુદ્ધિ હોવા છતાં, ગૃહસ્થાઇનું અને ઉદ્યમી જીવન જીવ્યા છતાં, કેટલાક ઉંચા પ્રકારનાં પુસ્તકો લખ્યા છતાં મેરીમી એની શક્તિ હતી એટલી બધીજ સફળતા પ્રાપ્ત કરી શક્યો નહીં; જેટલા સુખની ઇચ્છા રાખવા માટે એ હકદાર હતો એ સર્વને એ પામી શકયો નહીં. છેતરાવાની બીકે એ સર્વમાંજ શંકાશીલ થયો. પ્રેમમાં, વિજ્ઞાનમાં, કલામાં પણ ખરેખર તો એ પોતાના એવા અવિશ્વાસથીજ વધારે છેતરાયો. જીવનમાં દરેકને નસીબે, કંશાકથી તો છેતરાવાનું હોય છેજ. આ સત્યને માટે પહેલેથીજ તૈઆર રહેવું એજ વધારે સારું છે."

પત્રો.

પેરીસ, જાન્યુઆરી, ૧૮૪૩.

તમારી કૃપાનો પાર નથી. તમારા પ્રથમ પત્ર માટે ઉપકાર. તમારા તે પછીના લખેલા પત્ર કરતાં એણે મને વધારે આનંદ આપ્યો છે. બીજામાં તો પ્રથમ આવેગ નરમ પડયાની ગંધ આવતી હતી. પણ તેએ છેક ખરાબ તો નથી. પણ તમારે જરા વધારે સ્પષ્ટ જરમન ભાષા લખવી જોઇએ. તેના પર તમે જે જાતની ટીકા-વિવેચન-કરવાનું કહો છો તેની મને ખાસ જરુર છે. અલબત! મોઢાનીજ, કારણ કે સૌથી સારી તો તેજ હોઇ શકે. પહેલાં મને એમ લાગ્યું કે એમાં *heilege Empfinding* લખેલું હતું. પછી મને વિચાર આવ્યો કે 'selige' તો ન હોય? આના બે અર્થ થઇ શકે. એનો અર્થ સુખનું સંવેદન થાય છે કે એક વાર અનુભવેલો પણ હાલ નિષ્પ્રાણ થએલો ભાવ એવો થાય છે? જો મેં તમને લખતાં જોયાં હોત તો તમારી મુખાકૃતિના ભાવ જોઇ તમે શું કહેવા માગો છો તે કહી શકત. આ તમારી બેવડી લીલાનો એક નમુનો; એક ખુબી લખવાની અને બીજી સંદિગ્ધ અર્થ રાખી ઉડાવવાની.

અફસોસ! પોષાકની બાબતમાં મારા જ્ઞાનનો તમને જોઇએ તે કરતાં વધારે ઉંચો અભિપ્રાય છે. જોકે એ વિષયમાંએ મારા ખાસ અભિપ્રાયો તો છેજ. તમને જો એ ગમે તો તમારી સેવામાં એ હાજર છે. પણ ઘણી વાર કેટલીક વખાણવા જેવી સુંદર વસ્તુઓનો અર્થ કોઇ કહે નહીં ત્યાં સુધી મને એમાં સમજાતો નથી. તમે મને એવી ખુબીઓ દેખાડશો તો એને સમજવાની મારી તત્પરતા માટે ખાત્રી આપું છું. પણ કયાં અને કયારે? આ બે પ્રશ્નો મારું ધ્યાન તમારા શાથી અને શા માટે જેટલુંજ રોકે છે.

વસંતના સુંદર ગરમ દિવસોને તમે આતુરતાપુર્વક કદી સ્મર્યા છે ખરા? પેલી નાની રુપાળી મોજડીઓને ભીંજાવાની બીક ત્યારે નહોતી રાખવી પડતી. જો તમે મને કહો કે તમારા સ્મરણમાંથી હજુએ એ દિવસો ગયા નથી; હજુએ તમે એમનો વિચાર કરો છો, તો ફરી મને નવું ધૈર્ય આવશે. પણ એકલા વિચારે નહીં ચાલે, નિશ્ચય કરવો પડશે. તમારાં આપેલાં વચનો સ્મરણ કરાવવાની મારી ઇચ્છા નથી, કારણ કે હું આશા રાખું છું કે રાહ જોવરાવ્યા વિના તે પાળીને તમારી પ્રમાણિકતા સાબીત કરશો. તે દિવસના તોફાન અને તેના પરિણામથી હું એવો ગભરાઇ ગયો હતો કે પરિણામે આત્મભોગ અને નરમાશના ભાવે મારા સ્વભાવની મીઠાશ વધારી મુકી છે. તમે તેનો જુલમગાર થવા જેટલો લાભ નહીં

લો એટલું માનવા જેટલો મને તમારા પર હવે તો વિશ્વાસ છે. છતાંએ કહી દઉં ? તમારા મનનું એ દિશા તરફ વલણ વધારે છે. મારામાંએ પહેલાં એ દોષ હતો—જુલ્મ કરવાનો; પણ તેને જીત્યો છે એમ હું મગરૂબીથી કહી શકું છું. જયસ્મરણ. કોઇ કોઇ વાર મને સ્મરજો.

વાગે બહુજ ખરાબ મીજાજમાં પાછો આવ્યો ત્યારે ધૂમ્રપાન કરતાં કરતાં ડો. સ્ટ્રોસ વાંચતો અગ્નિ પાસે તાપવા બેઠો ને ત્યાંને ત્યાંજ ઉંઘી ગયો. જાણે પુરેપુરો જગનો આરામ ખુરશીમાં બેસીને વાંચતો હતો અને તમે ખંડમાં આવ્યા એવું મને જણાયું. તમે કહ્યું: "એક બીજાને



પ્રોસ્પર મેરીમી

જાન્યુઆરી ૨૭,૧૮૪૩.

મારો એક અનુભવ સાંભળવા જેવો છે. આજે સવારના મારી તબીયત બહુજ ખરાબ હતી પણ કામ હોવાથી બહાર જવું પડ્યુ. પાંચ

મળવાનો સૌથી સહેલો રસ્તો આ નથી?" "સૌથી સારો તો નહીંજ" મેં ઉત્તર દીધો, કારણ કે કોઇ બેત્રણ જણ ઓરડામાં બેઠેલા દેખાતા હતા. તો પણ એથી કૈંએ ફેર પડ્યો ન

હોય એમ આપણે વાતો કરી. એટલામાં તો હું જાગ્યો અને તમારો પત્ર લઇને કોઇ આવ્યું હતું એમ ખબર પડી. કેવું સુભાગ્ય કે હું આમ નિદ્રાવશ થયો !

મેં કૈં તમને આડુંઅવળું લખ્યું હોય એવું યાદ નથી ને તેથી મારે માફી માગવાનીએ નથી. માફી તો તમારે માગવી જોઇએ. પણ તે તો તમે એટલા ઓછા પશ્ચાત્તાપ સાથે અને એવી વ્યાજોક્તિ મેળવીને કરો છો કે જે પૂજ્યભાવથી પહેલાં મને તમે સન્માનતાં હતાં તે તો તેમાંથી ગયું છે જ. પણ મેં નિશ્ચય કર્યો છે છતાંએ તમારા પર મારાથી રોષ રખાતો નથી. તેથી મારી જાતને તમારા ભોગ તરીકે સમર્પણ કરું છું. પણ મારી આ ઉદારતાનો લાભ લેવા જેવો નથી. એવું કરવું એ શોભાભર્યું કે ઉદાર કૈંએ નહીં ગણાય.

તમે ઉઘાડ વીશે એવી રીતે કહો છો કે જાણે એ ફરી જન્મારામાં આવવાનોજ નથી. આવતા જુન માસમાં વખતે આવા ઉઘાડવાળા દિવસ આપણને મળશે; પણ ત્યાં સુધી રાહ જોવાની ધીરજ કેમ રહે? તમને વાદળાંવાળી શરદ હવા સદતી નથી એ ખરું પણ બરાબર સાવચેતી રાખીને જરાક હવા સારી થાય તો તેનો લાભ લઇ ન શકીએ? મારે ખાતર તમને શરદી લાગે તે તો મને નહીં ગમે. ઉપરના બુટ પહેરવાનું ભુલશો નહીં. ગમે તેવા જરીપુરાણા પહેરવેશમાં પણ તમને જોવાં એજ મારે મન તો હંમેશ પુરતો આનંદનો વિષય છે.

જાણે નજીવું ગણી કાઢતાં હોય એવા આ પડખામાં થતા દરદની વાત લખો છો તે શું છે? તમને ખબર છે કે ત્રિદોષની શરુઆત એમાંથીજ થાય! તમે નૃત્યના મેળાવડામાં ગયાં ત્યાં રાત્રે જતી વખતે શરદી લાગી હશે. તરત ખબર લખી મારા મનનો અંદેશો ઓછો કરવા વીનવું છું. તમે આડાં થશો તે પરવડશે, માંદા થશો તે નહીં. જો તમે તદ્દન સારાં અને ખુશમીજાજમાં હો અને શનિવારે હવાએ તેટલીજ સુંદર હોય તો આપણે ફરવા જઇએ તો? બધાંથી દૂર દૂર આપણને ગમે તે સ્થળે જઇશું તે પછી ફરવું ને વાતો કરવી, બીજું શું?

તમારાથી શનિવારે નહીં અવાય તો હું ગુસ્સે તો નહીં થાઉં; પણ ગમે તેમ કરીને આવજોને? જ્યારે તમારી પાસે હું કૈં માગું ત્યારે તમે મને એટલી બધી વાર ટટળાવ્યા પછી આપો છો કે મારી આભારની વૃત્તિ સુકાઇ જાય છે. ને તમેએ સત્વર ઉદારતા દાખવવાથી મળતો જશ ગુમાવો છો તે વધારામાં.

એક બીજાની સાથે વાર્તાલાપ કરવો ને કદી કદી બને છે તેમ સાથે વિચાર કરવો, એ આનંદ શું એવા પ્રકારનો છે કે તેનો તમને આટલો વહેલો વહેલો કંટાળો આવે છે? ખરું કે માણસ માત્ર પોતાનીજ વતી બોલી શકે, ને મારે માટે તો આપણા પ્રત્યેક પર્યટનનો આનંદ એની પાછળ મુકેલાં સ્મરણોને લીધે ઉત્તરોત્તર વધતોજ ગયો છે. આપણા છેલ્લા પર્યટનને તો હું અપવાદરુપ ગણું છું. ને તેને તદ્દન ભુલી જવાને બીજી વાર જઇ એનો બદલો વાળવા માગું છું. પણ એવી રીતે કે જેમાં તમને શરદી લાગવાનું જોખમ ન ખેડવું પડે. ચાલો, આમ સુલેહ તો થઇ. ને તમારી મંજુરી ગુરુવારે સાંજના મેળવીશ.

પેરીસ, ફેબ્રુઆરી ૩,૧૮૪૩.

આવી સરસ ઋતુ તમને વરસાદનું સ્મરણ નથી કરાવતી? તેથી તમને હસવાનું મન નથી થતું? તમારામાં જો તર્ક કરવાની જરાકે શક્તિ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૩૯]



# ચાલતાં શીખો!

લેખક :
રા. મસ્તફકીર.
સભ્ય, સાહિત્ય સંસદ

માણસો બે પગ પર ચાલે છે. પગનાં તળીઆં જમીન પર મુકી, પગ પર ધડને ધારણ કરી ચાલે છે. દરેક માને છે કે તેને પોતાને ચાલતાં આવડે છે; હું એ વાતની સાફ ના પાડું છું.

× × ×

ટાંટીયા જમીન પર ટેકવી રસ્તામાં માર્ગ કાપવો એ કં ચાલતાં આવડયું કહેવાય નહીં. એમ તો ઉંટ અને ખચ્ચર પણ ચાલે છે. ચાલતી વખતે તમારી ચાલ કેવી છે ? તમે દમામ અને દબદબાથી ચાલો છો કે ભડકેલા ઘોડા કે સસલા-ની માફક ચાલો છો એજ મહત્વનો સવાલ છે.

× × ×

અરે! તમારી વાત બાજુએ રાખો. માની લો કે તમારી પોતાની ચાલ સારી છે. તમારે ખુબ હસવું હોય અને વગર પૈસે ગમ્મત મેળવવી હોય તો કોઇ રવિવાર કે બીજા તહેવારને દિવસે તમારા ઘરની બારીએ કે ઓટલે બેસો અને આવતા જતાં રાહદારીઓની ચાલ,–ચાલવાની લઢણ નીરખો. ઘણું જાણવાનું મળશે, અને ગમ્મત પણ બહુ મળશે. પણ જો જો જેનું તમે નિરીક્ષણ કરો તેને ખબર ન પડે એ રીતેજ તપાસ કરજો.

× × ×

તમે જોશો કે નદી કે સમુદ્રમાં તરતી હોડીને જેમ હલેસાંઓ હોય છે, તેમ રસ્તામાં માર્ગ કાપતી વખત દરેક મનુષ્ય પણ પોતાના બે હાથ રુપી હલેસાંનો ઉપયોગ કરે છે. હંમેશાનો બનાવ છે, પણ છતાં એ વાત જ્યારે તમે ધ્યાન રાખીને જોશો ત્યારે નવી લાગશે.

× × ×

કેટલાક આ હલેસાં બહુ ઝપાટાબંધ ફેરવે છે, કેટલાક ધીમેધીમે. પણ હાથ તો સૌ. હલાવે છે. બન્ને બાજુ પર ચપટ દબાવી કોઇ ચાલતું નથી; એમ ચાલવા જાય તો ચાડીઆ જેવા લાગે.

× × ×

કોમ કોમોની ચાલવાની લઢણ જુદી તરી આવે છે. પારસી, મારવાડી, અને અમદાવાદી ગુજરાતીની ચાલવાની રીત જુદી પડી આવે છે. ગોરાઓ હમેશાં કવાયતમાં જતા હોય તે પ્રમાણે ચાલે છે. જ્યારે આરબો સમુદ્ર પર ધીમે-ધીમે ચાલી આવતી કોઇ મસ્ત મનવારની માફક મંદ ગતિએ અને દબદબાથી ચાલે છે આરબોની ચાલમાં ગૌરવ, ખુમારી અને દબદબો છે.

× × ×

કળાની દૃષ્ટિએ સ્ત્રીઓ પોતાની ચાલ માટે ખાસ કાળજી રાખે છે, જ્યારે પુરુષો એ માટે બેદરકાર હોય છે.

× × ×

બાળપણ વીતાવી યૌવનના ઉમરામાં પગ મુકતી બાળા, પોતે બાળા મટી એ પ્રતીતિ તેને થતાં પ્રથમ તો સુંદર ચાલતાં શીખે છે. ગામડામાં રહેતી હોય અને પાણી ભરવા જતી હોય તો સહજ ગજગામિની બની જાય છે. કોઇ અંતરના ઉલ્લાસવાળી વર્ષાઋતુની સરિતા જેવી ચાલે છે. કોઇ બાળક જેવા નિર્દોષ સ્વભાવવાળી સસલાની માફક દોડે છે. તો કોઇ ભડકેલ હરણીની માફક ફલાંગ મારે છે.

× × ×

ભાટીઆ બહેનો, નાગર બહેનો, પ્રભુ બહેનો, પારસણ બહેનો અને મારવાડી બહેનો અને કાઠીઆવાડી ગરાસણી સૌની ચાલ જુદી હોય છે.

× × ×

જેવું મગજ તેવી ચાલ એમ પણ કેટલાકો કહે છે. ચાલ ઉપરથી એ ચાલ ચાલનાર પ્રાણીની ખોપરીમાં કેવી જાતનું મગજ હશે એ ખબર પડી આવે છે. વિદ્વાન અને ઉલ્લુ, અભિમાની કે શાંત, ભલો કે પાજી—એ સૌ ચાલ પરથી પરખાઇ આવે છે.

× × ×

કેટલાકો હંમેશાં ઝડપથી ચાલે છે અને નાનાંનાનાં ડગલાં ભરે છે. કેટલાકો જેઓ લાંબા હોય છે તે મોટી મોટી ફલાંગો ભરી ચાલે છે. લાંબા માણસે ચાલમાં બહુ સંભાળવું જોઇએ; જરા ગફલત રાખે તો ઉંટ જેવા લાગે. કોઇ કોઇ ચાલતી વખતે ખભા ઉછાળતા ચાલે છે. જ્યારે કોઇની ડોકી જાણે છુટી વળગાડી હોય તેમ લબડયાં કરે છે. કોઇ ચાલતી વખત તાબુતની માફક ચારે બાજુ ડોકી ફેરવતા ચાલે છે, તો કોઇ એકજ બાજુ ડોકી જરી વાંકી કરી ચાલે છે. કોઇ પુરુષો પણ સહેજ લચકાતી ચાલે ચાલે છે. સ્કુલમાં મારો એક દોસ્ત આવી રીતે લચકાતી ચાલ ચાલતો તેને અમે "છગનજાન"નું નામ આપ્યું હતું.

× × ×

મનુષ્ય ચાલને સરખાવવા પ્રાણીઓના દાખલા લઇએ તો કોઇ સિંહની માફક, કોઇ ઘોડાની માફક, કોઇ સાંઢીઆની માફક, કોઇ પાડાની માફક, તો કોઇ કુતરા ફાલીન ચાલે છે.

× × ×

સારી ચાલ શીખવા માટે ઘરમાં બારીબારણાં બંધ કરી એક મોટા આરસા સામે હમેશ પ્રેકટીસ કરવાની જરૂર છે. નાટકના બાદશાહની ચાલ શીખો એમ હું નથી કહેવા માંગતો પણ લોકો તમને જોઇ માન આપે એવું ચાલતાં શીખો.

# પ્રાર્થના

લેખક:
રા. ચંદ્રવદન ચીમનલાલ મહેતા

---

સદા વિમલ રાખજે જીવન ઓ કૃપાના નિધિ!
નથી કઠિન કૈં વ્રતો, સ્તવન તાહરું ધ્યાનથી
ન વા ભજન પૂજનો કીધ ન પુષ્પમાલા ગુંથી,
ખરા હૃદયથી નથી કદીય નામમાલા કીધી,
અગાધ તુજ શક્તિના અણુગણી પ્રસાદી લીધીઃ
સચેતન કર્યો ભળી પ્રગતિમાન આત્મા તુંથી
છુટી રૂપ ધરી અહીં ઉભય એક સત્સંગથી
સદા વરસતી જગે વિમલ સ્નેહ ધારા પીધી.

પ્રભો! હૃદયમાં ઉગી અચલ એ ન શ્રદ્ધા ડગે,
સ્વરૂપ અમ છાંડીને ઉભય એક થઇ પ્રાર્થીએઃ—
સદોદિત રમે ત્યહાં પરમ મૂર્તિ ન્યારી દગે
અરૂપ તુજ રૂપ હો! રૂપ અરૂપ એ વાંછીએ,
વસે ઘટઘટે બધે, સતત જ્યોતિ રૂપે ઝગે
થઇ ન રહીએ અમે અકળ દિવ્ય શું! જ્યોતિએ?



# ઉંઘ વિનાની*

અનુવાદક:
રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ,
બી. એ. એલએલ. બી.
સભ્ય, સાહિત્યસંસદ

ચિત્રકાર:
રા. દત્તાત્રેય જોગલેકર,
એ. એમ.



પાનકી, બેબીને માટે રાખેલી પોયરી, તેર વરસની ઉમરની, "બેબી"ના ઘોડીયાને હીંચકો નાખે છે. અને ગણગણે છે:

હાલો ને હાલો, ભાઇને ઘોડીયામાં ઘાલો;
હાલ, હાલ.

રાતની મીણબત્તી, ગોવિંદજીની રાતની મીણબત્તી, એક ખુણામાં ઝીણી વાટે બળે છે. એક ખુણે વળગણી છે. તેના ઉપર "બેબી"નાં લુગડાં લટકે છે. થોડાં બળોતીયાં સુકાય છે. બત્તીને લીધે આ લુગડાના કાળા પડછાયા પડે છે. અને પવનથી લુગડાં હાલે છે તેની સાથે પડછાયા પણ હાલે છે આખી ઓરડી નિર્જીવ જેવી લાગે છે. કૈંક બીહામણીએ ખરી. અને વળી ગંધાતા ખોરાકની વાસ પણ ત્યાં આવે છે. "બેબી" રડે છે. કેટલાએ વખતથી રડયાજ કરે છે. રડીને એનો ઘાંટોએ બેસી ગએલો લાગે છે. અને તોપણ એ રડે છે. કયારે છાનો રહેશે તે કોણ જાણે! અને પાનકી તો ઉંઘરાટી થઇ ગઇ છે. આંખો મીંચાઇ જાય છે. માથું ઘુમ થઇ જાય છે. ડોક દુઃખે છે. આંખો ઉઘાડી નથી રખાતી. હોઠ પણ ચોંટી જાય છે. મોં બધું કોરૂં પડી ગયું છે. પોતે કયાં છે તે પણ ભુલાઇ જવાય છે.

છતાંએ ધીમેધીમે ગણગણાટ ચાલુજ છે.

ખીચડીમાં ઘી થોડું,
ભાઈ કહે બરણી ફોડું; હાલ હાલ.

ઓરડીના ખુણામાં ઉંદર ચીં ચીં બોલે છે. ઘોડીયું કકડ કકડ અવાજ કરે છે. જોડેની ઓરડીમાંથી શેઠનાં નસકોરાં મોટો અવાજ કરે છે. અને હાલરડાનો ગણગણાટ ચાલુજ છે. પાનકીના મગજમાં આ બધું રાત્રિના—નિદ્રાના—મધુરા સંગીત જેવું લાગે છે જો અત્યારે એ લાંબી થઇને પથારીમાં સુઇ જાય તો આ કેવું મધુરું લાગે? પણ હમણાં તો તેને જાગતા રહેવાનું છે. આ મીઠાશ અત્યારે તેને ઝેર જેવી લાગે છે. કદાચ જો ઉંઘી જાય તો શેઠ શેઠાણી એને જરુર મારે.

દીવાની વાટો ઝબુક ઝબુક થાય છે.

* એન્ટન ચેકોવની એક ટુંકી વાર્તા.

પડછાયા નાના મોટા બને છે અર્ધ જાગ્રત અવસ્થામાં પાનકી તેમાં કૈં કૈં દેખાવો જુએ છે. જાણે વાદળમાં કાળાં વાદળાંઓ એકએકની પાછળ દોડે છે અને "એંબી"ની માફક ચીસો પાડે છે. પછી જાણે વાદળમાં રસ્તો દેખાય છે. તેમાં કીચડ છે. તેના ઉપર લોકો અને ખટારા જતા દેખાય છે પવન પુષ્કળ વાય છે બધાં લોકો, જાનવર, ખટારા, સૌ કીચડમાં આડા પડે છે. "શું કરવા તેઓ આમ કરતાં હશે?" એવો પ્રશ્ન પાનકીના મનમાં આવે છે. તરતજ ઉત્તર પણ તૈઆર છે: "ઉંઘવા, ઉંઘવા" એ બધં જ ઉંઘે છે. તારના દોરડા ઉપર બેઠેલા કાગડા અને કબુતર "એંબી"ની માફક ચીસો પાડે છે. તોપણ તેઓ તો ઉંઘેજ જાય છે.

બાઇ મારો ડાહ્યો,
પાટલે બેસીને નાહ્યો. હાલ હાલ.

વળી પાછી પાનકી ગણગણે છે. અને એનું ગામડાનું ઝુંપડું એને યાદ આવે છે.

એનો બાપ ધમલો એક ખુણે પડયો છે. એના પેટમાં સખત દુખાવો થાય છે. એ ઘુમેઘુમ પાડે છે. ગુંચળું વળી જાય છે. અને વળી આખી ઝુંપડીમાં આળોટે છે. એની મા વીજળી શેઠને ઘેર કહેવા ગઇ છે કે ધમલો મરવા પડયો છે. એને ગયે બહુજ વાર થઇ તોપણ તે હજી પાછી નથી આવી. અને એના બાપની ચીસો તો "એંબી"ની માફક સંભળાય છે. થોડી વારે એની મા પાછી



પાનકી તો ઉંઘરાટી રહી ગઇ છે.

આવે છે. જોડે કોઇ છે. શેઠને ત્યાં એક દાકતર મહેમાન હતા. તે જોવા આવ્યા છે. વીજળી દીવાસળી ખોળે છે. કેમે કરી હાથ નથી લાગતી. એટલામાં દાકતરે પોતેજ ખીસામાંથી દીવાસળી કાઢી. વળી વીજળી મીણબત્તી ખોળવા લાગી. કેટલીએ વારે એક નાનો ટુકડો જડયો, તે ચેતાવ્યો. પછી દાકતરે ધમલાને

તપાસ્યો. ધમલો કહે: 'સાહેબ! હવે કૈં તપાસવાનું નથી. હવે મારા દહાડા પુરા થયા. દાકતરે કહ્યું એવું કજ નથી. પણ તારે ઇસ્પીતાલમાં જવું પડશે. વીજળીએ કહ્યું કે અમે એને શી રીતે લઇ જઇશું! ત્યારે દાકતરે કહ્યું કે હું શેઠ પાસેથી ગાડી મોકલાવું છું. પછી ગાડીમાં ધમલાને ઇસ્પીતાલમાં લઇ ગયા. વીજળી પણ જોડે ગઇ. પાનકી બીજે દિવસે સવારે ઇસ્પીતાલમાં ગઇ. ત્યાં એને બાળક રડવાનો અવાજ આવ્યો. અને જાણે કોઇ હાલરડું ગાતું હોય તેમ લાગ્યું. અને જાણે ગાનારનો અવાજ પોતાના જેવોજ હતો.

"બાઇને હીંચકે હીરની દોરી
હાલ હાલ.

એટલામાં વીજળી એને મળી. એણે કહ્યું કે રાત્રે દાકતરે વાઢકાપ કરી, બધું ઠીક હતું, પણ સવારે તારા બાપ દેવલોક થઇ ગયા. દાકતરે કહ્યું: વહેલા લાવ્યા હોત તો બચત......

વીજળી ઝુંપડે પાછી જાય છે. ત્યાં રડાકુટ કરે છે. પાનકી પણ સ્તબ્ધ બની ગએલી હોય છે. અને બધું જોઇજ રહે છે. તે આંખ ઉંચી કરે છે તો વિચાર સૃષ્ટિ–સ્વપ્ન સૃષ્ટિ જતી રહે છે, અને સામેજ એનો શેઠ રુદ્રસ્વરુપે ઉભેલો દેખાય છે.

"બેબી" રડે છે, અને તું ઉંઘ્યા કરે છે?" એમ કહીને એક તમાચો જોરથી લગાવી દે છે. પાનકીનો ગાલ ઝણઝણે છે, મગજ પણ ઝણઝણે છે અને ઘોડીયાની દોરી ખેંચે છે અને વળી ગણગણવા માંડે છે:

બાઇ મારો ક્યાં ગયો,
રાબવાડીએ રમવા ગયો. હાલ હાલ.

પરંતુ થોડીજ વારમાં, પાછા પેલા પડછાયા હાલે છે, પાછાં પેલાં વાદળાં દોડે છે, અને થોડી વારે વાદળાં, પંખી, પશુ, અને માણસો બધાંજ સુંવાળા કાદવમાં સુતેલાં દેખાય છે. પાનકીને પણ સહજ ઉંઘ આવી ગઇ છે. એ પણ સુવાની ઇચ્છા કરતી હોય છે. પણ બાજુમાંજ તેની માતા છે. એનો બાપ ઇસ્પીતાલમાં મરી ગયો. પછી ઝુંપડું ખાલી કરી મા–દીકરી બંને શહેર તરફ આવવા નીકળ્યાં. બીલીમોરા જઇશું તો કં નોકરી મળશે. ધરયાં ધરયાં જાય. રસ્તે ભીખ માંગે અને રાત્રે ગમે ત્યાં પડી રહે. એની માએ કોઇની પાસે હાથ લંબાવ્યો અને બોલી:

"દયાની ખાતર કૈં આપો, કાલનાં ભુખ્યાં છીએ" પાનકી તો સ્તબ્ધ થઇને જોઇ રહી હતી. કૈંક મળશે કે નહીં, એ વિચારમાંજ હતી. એટલામાં એક પરિચિત અવાજ સંભળાયો:

"બેબીને, આમ લાવ."

પાનકીને કં સમજ પડી નહી. અહીં વળી બેબી ક્યાં છે? તરતજ પડખામાં લાત પડી.

"ઢોરની માફક ઉંઘ્યા કરે છે. બેબી રડી રડી સીક થશે તેનુંએ ભાન નથી ઉઠ."

હવે પાનકી સમજી, આંખ ઉઘડી ગઇ. રસ્તો નથી, માતા નથી, દાન આપનાર નથી. બેબીના રડવાથી બાઇ જાગી ઉઠયાં. હવે બોલવા લાગ્યા. માએ બાળકને ધવડાવ્યું, પંપાળ્યું. અને થોડી વારે છાનું રાખીને પાછું ઘોડીઆમાં સુવાડયું. પછી કહ્યું: "હવે જરા ધ્યાન રાખજે. ઘોડીયું હલાવીશ તો બેબી તરત ઉંઘી જશે."

બાઇ ગયાં. હજી પાનકીનું મગજ સ્પષ્ટ વિચાર કરી શકતું નહોતું. સ્વપ્નું કયું હતું! મા સાથે ફરતી હતી અને ભીખ માંગતી હતી તે કે બાળક ઉંઘાડતી હતી અને નોકરી કરતી હતી, તે! છતાંએ તેણે આમ તેમ જોયું.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૪૦]




લેખક :
રા. દયાશંકર મ. ભટ્ટ

રા. ભાઈ સાદીક મુગલ સત્તાના છેલ્લા રાજવીના અંતિમ દિવસોની દદભરી જીવનકથા સરળ ને સચોટ ભાષામાં પ્રસિદ્ધ કરી છે. તે ભાઇ જન્મથી તુર્ક છતાં ગુજરાતી ભાષાને સ્વભાષા કરી ગુર્જર સાહિત્યમાં યથાશક્તિ ફાળો આપ્યા કરે છે. તેમના આ પ્રયાસમાં અમારી સાહાનુભૂતિ છે અને અમે તેમને સફલતા ઇચ્છીએ છીએ.

અંગ્રેજોએ વાણીઆશાહી ગતે હીંદુસ્થાનના રાજકાર્યમાં પગ પેસારો કર્યો અને ધીરેધીરે પોતાનું શાસન જમાવ્યું. ૧૮૫૭ ના વિગ્રહ પહેલાં ઇસ્ટ ઇન્ડીઆ કંપનીનો રાજવહીવટ હીંદી પ્રજાને કચરી નાખનારો અને ગુલામી લાદનારો હતો. જુદાંજુદાં રાજ રજવાડાઓને એક પછી એક છિન્નભિન્ન કરી તેમની સત્તા નિર્બલ બનાવી. તેમના વીર્યનું ને શૌર્યનું હરણ કરી લીધું. અને એક પછી એક રાજ્યોને પોતાના રાક્ષસી ઉદરમાં સમાવી સત્તાની ક્ષુધાને શાંત કરવા લાગ્યા.

તેમનો આ સત્તાલોભ હીંદનો—હીંદની રાષ્ટ્રીયતાને કચરી રહ્યો હતો. અસહ્ય દુઃખો સામે નિર્બલમાં નિર્બલ મનુષ્ય—મરણને દ્વારે ઉભેલો પામર માનવી પણ એક વખતે સામે થઇ જાય છે: ને બનતું બધું બળ વાપરી મોક્ષ કે મરણ મેળવે છે.

ત્રાસ ને ગુલામીનાં દુઃખોથી ઝળી ઉઠેલા હીંદે આ સામે પડકાર કર્યો અને ૧૮૫૭ નું સ્વાતંત્ર્ય યુદ્ધ (war of Independence) આરંભાયું. કોઇ કહે છે કે આમાં બાહદુરશાહ બાદશાહ અગ્રેસર હતા કોઇ ઇતિહાસકારો તેને નિર્દોષ ઠેરવે છે. ગમે તે હો ! પણ અંગ્રેજ સત્તાએ આ સ્વાતંત્ર્ય યુદ્ધના અંતમાં મોગલ સમ્રાટને જવાબદાર ગણી તેના પ્રત્યે જે ઘાતકીપણું ને રાક્ષસીવેડા કર્યા છે તે ખરેખર તેમની પાશવવૃત્તિની સાક્ષીરુપ બને છે.

આ પુસ્તકમાં ભાઇ સાદીકે બાદશાહ 'ઝફર'-ની અને તેના કુટુંબીજનોની કરુણ કહાણીઓ એકઠી કરી છે.

એમના ગત વૈભવ વિલાસ સાથે તેમના નિઃશેષ દુઃખી જીવનને સરખાવીને જે કરુણ રસ તેમણે રેલાવ્યો છે તે વાંચી હરેક માનવીનું હૈયું કકળી ઉઠે તેમ છે.

ભાઇ સાદીક સંસ્કૃતમય ભાષા વાપરવાના લોભને જરા થોભાવ્યો હોત તો કેટલીક જગાએ નિરર્થક શબ્દ પ્રયોગ કરવામાંથી સહેજે ઉગરી ગયા હોત. અને આ આખી વાર્તાનો આધાર પણ જણાવ્યો હોત એ ઇચ્છવા જેવું છે. આ પુસ્તકની પ્રસ્તાવના રા. કનૈયાલાલ માણેકલાલ મુનશીએ લખી છે. તેમણે ૧૮૫૭ ના હીંદુસ્થાનની કંપનીની, ને દેશીઓની સ્થિતિ-

ને રાજનીતિ સબળ શૈલીમાં સચોટ પરિચય કરાવ્યો છે.

એ આખાએ બેનસીબ કુટુંબની કેટલીક કહાણીઓ અમે રજુ કરીએ છીએ.

### બહાદુરશાહ

હીંદના ઇતિહાસમાં પ્રસિદ્ધિ પામેલું તે ૧૮૫૭ નું વર્ષ હતું. કોણ જાણે કેમ પણ તે વર્ષમાં સમસ્ત હીંદના ખુણેખુણે નવજીવન ઝળકારા લઇ રહ્યું હતું. પગ સ્થિર કરતી પરદેશી સત્તાને નાબુદ કરવા કેટલાંએ રાષ્ટ્રપ્રેમી હૈયાં ધબકારા લઇ રહ્યાં હતાં.

એક મહાનલ પ્રકટાવવાની લગભગ બધી તૈયારીઓ થઇ ગઇ હતી. માત્ર ચીનગારી ચાંપવાનીજ વાર હતી. એવામાંજ કે સંજોગવશાત્ દેશી લશ્કરમાં અસંતોષ ફેલાયો અને આ રીતે હીંદમાં એક ભારે વિપ્લવ શરૂ થયો. છેક લંકાથી કાશ્મીર સુધી ને દ્વારકાંથી જગન્નાથપુરી સુધી ચારે દિશાએ આ વિપ્લવની ઝાળો જોતજોતામાં વીંટળાઇ વળી.

૧૮૫૭ ના યુદ્ધને કેટલાક સીપાઇઓનો બળવો ગણે છે. ૧૮૫૭ નો વિગ્રહ–નહીં સ્વાતંત્ર્ય યુદ્ધ–હીંદુમુસ્લીમ–એક પ્રજા ને એક રાષ્ટ્રનો આગળ ને આગળ ધસી આવતી પ્રજા સામે તે સત્તાને દૂર ફેંકી દેવાનો, તેને નિર્મૂળ કરવાનો એક પ્રબળ પ્રયત્ન હતો. વ્યવસ્થા અને નિયંત્રણની ઉણપને લઇ આમાં સફળતા ન મળી અને સદીઓની ગુલામીનો પ્રવેશ થવા પામ્યો.

દક્ષિણમાંથી નાના સાહેબે યુદ્ધના શંખનાદો ફુંક્યા અને વીરનારી લક્ષ્મીબાઇને લઇ તે છેક દીલ્લી સુધી જઇ પહોંચ્યા.

દીલ્હીમાં તે સમયે મુગલસમ્રાટ બહાદુરશાહ બાદશાહનું શાસન હતું. શાસન માત્ર નામનું હતું. તેની સત્તા કંપનીને વાર્ષિક દસ હજારના દરમાયાથી વરી ચુકી હતી.

બહાદુરશાહનું જીવન ભક્તિપરાયણ હતું. તે સંત હતો ને કવિ હતો. સંતસાધુ ને કવિજનોના મંડળથી તે આખો દિવસ ઘેરાએલો રહેતો. તેનું જીવન સાદું ને પવિત્ર હતું. તેની ભાષા આડંબર રહિત ને સરળ છતાં સચોટ ને ભાવવાહી હતી. તેમાં માધુર્ય ને માર્દવ છતાં પુરુષહૃદયની મક્કમતા રહેલી છે. તેના કાવ્યમાં ઝમક હતી ને રાષ્ટ્રપ્રેમ હતો. તે

> ગાઝીઓમેં બુ રહેગી જબ તલક ઈમાનકી;
> તબ તો લંડન તક ચલેગી તેગ હીંદુસ્થાનકી.

ગાઇ દેશના શહીદોને ઉત્સાહ ને આશા અર્પે છે.

ઉર્દુ ભાષાના ઉસ્તાદ કવિઓ ગાલીબ અને ઝઓક તેના આશ્રિત અને મિત્ર હતા.

બહાદુરશાહને અનેક સ્ત્રીઓ હતી. પરંતુ રાણી ઝીનતમહેલ તેની માનીતી રાણી હતી. તેનામાં જીબતની હુરનું સર્વાંગ સૌંદર્ય હતું. સીતા ને દમયંતીની પતિભક્તિ ને દ્રૌપદીની મહત્વાકાંક્ષા ને કાર્યદક્ષતા હતાં. આમ રૂપ અને ગુણનું અજબ મિશ્રણ ત્યાં દર્શન દેતું. તેણે બાદશાહને વશ કર્યા ને તે સમયના પરિમિત રાજ્યનું શાસનચક્ર સ્વહસ્ત કર્યું. અને પોતાના અખુટ કાર્ય બળે કરી તેણે રાજ્યમાં થોડાં શાંતિ, સ્વસ્થતા ને ચેતન આણ્યાં હતાં.

૨

સવારનો પહોર હતો અને બાદશાહ પ્રભાતની પ્રથમ નમાઝ પઢી રહ્યા હતા. ત્યાં બહાર ગોરું લશ્કર દોડતે ઘોડે આવી પહોંચ્યું અને રાજમહેલના લાલ કીલ્લાના દરવાજા એકાએક બંધ થઇ ગયા.

બહાદુરશાહે શાંત ચિત્તે ને દુઃખી હૃદયે ખુદાની બંદગી કરી. નમાઝ પુરી થયા પછી તેણે તેના કુટુંબી જનોને બે ધીરજના શબ્દો કહ્યા ને સૌને લઇ તે નાસી છુટયો.

મીરઝા ઇલાહીબક્ષ બાદશાહનો કોઇ નજીકનો સગો થતો હતો. બાદશાહને, તેની રાણી ઝીનતમહેલને અને તેના પ્રિય પુત્ર જવાંબખ્તને પોતાને ઘેર તે લઇ આવ્યો. ત્યાંથી તેઓ હુમાયુના મકબરામાં જઇ ભરાયાં.

પરંતુ ત્યાં તેઓ વધારે દિવસ આ અલ્પ સુખ પણ ભોગવી શકયાં નહીં. અંગ્રેજ કર્મચારીઓ બાદશાહને અને તેના કુટુંબને અપરાધી ગણતા હતા. તેઓ તેને ને તેના કુટુંબને પકડી શિક્ષા કરવા તલપી રહ્યા હતા. અને આ સત્તાના એક પ્રતિનિધિ હડસને આમને પકડી લાવવાનું બીડું ઝડપ્યું હતું.

'ઘર ફુટે ઘર જાય' અને હીંદુસ્થાનના કમનસીબે દરેક યુદ્ધમાં પરદેશી સત્તાએ સામા પક્ષમાંથી કોઇ સ્વાર્થીને વશ કરી સામ્રાજ્ય જમાવ્યું છે. 'રજબઅલી' નામના બાદશાહના કોઇ સગાએ હડસનને સહાય કરી અને બાદશાહના ગુપ્ત નિવાસની ભાળ આપી. હડસન ૫૦ સૈનિકો સાથે વીજળીને વેગે ત્યાં જઇ પહોંચ્યો અને મકબરાને ઘેરી લીધો. ઘણા સમય સુધી બાદશાહની બહાર આવવાની રાહ જોતો તે થંભ્યો પણ કોઇ બહાર ન આવ્યું ત્યારે તે કંટાળ્યો અને બાદશાહને તાબે થવા કહેણ મોકલ્યું. અને તેમના શરીરને ઇજા નહીં પહોંચાડવામાં આવે કે તેમની માનહાનિ પણ નહીં થાય એમ ખાત્રી આપી. દૂરદર્શી બાદશાહ તેના કુટુંબ સાથે બહાર આવ્યા અને હડસનને શરણ થયા.

વિજેતાના મદથી અંધ બનેલા ગોરાઓને બહાદુરશાહની શુદ્ધ બુદ્ધિમાં અણુવિશ્વાસ ઉપજ્યો હતો. તેમને તો આ મુગલ સત્તાના છેલ્લા પ્રતિનિધિનું સાલ સદાને માટે દૂર કરી સ્વસત્તાનું પ્રાબલ્ય વધારવું હતું. આખરે દીલ્હીના જે



શાહજાદો જવાંબખ્ત.

'દીવાને ખાસમાંથી બહાદુરશાહના હુકમો નીકળતા' તેજ દીવાને ખાસમાં બાદશાહ પોતાનાજ તાજ સામે કેદી તરીકે ઉભો. અને તેજ તાજમાંથી અંગ્રેજી સભાના પ્રતિનિધિ મંડળે તેનો ન્યાય

કર્યો. તેને પદભ્રષ્ટ કર્યાનું અને ફાંસીની સજાનું ફરમાન સુણાવ્યું. પણ ઉપલી કોર્ટે બાદશાહની વૃદ્ધાવસ્થાની દયા ખાઇ આ ફરમાન જરા ફેરવ્યું અને જીંદગી પર્યંત આન્દામાન એટ કે ગવર્નર જનરલને રુચે તે સ્થળે દેશનિકાલ ને એકાંતવાસની સજા થઇ.

બાદશાહને રંગુનના કેદખાનામાં પુરવામાં આવ્યા. તેની પ્રિય પત્ની ઝીનતમહેલ અવિચલ શ્રદ્ધાથી આ સૌ સંકટોમાં તેની સાથે રહી. ૧૮૫૭ના મે માસની અગીઆરમી તારીખે પાર્લામેંટના એક સભાસદે સુખવૈભવ પર બાદશાહી ભોગવેલા તે બહાદુર શાહના છેલ્લા દિવસો વીશે નીચે પ્રમાણે કહ્યું હતું:

"હું એ અશક્ત ને વૃદ્ધ શહેનશાહને મળ્યો છું: તેના રાજમહેલમાં નહીં. પણ રંગુનના કેદખાનામાં. એક સડી ગએલી ને ગંધાતી કોટડીમાં તે બીસ્તરા ઉપર પડ્યો હતો. તેની પાસે ઓઢવા માટે એક માત્ર ગોદડીનો ગાભો હતો....બહુ મુશ્કેલીથી તે બેઠો થયો અને તેણે મને તેનો રોગથી ખવાઇ ગએલો હાથ દેખાડ્યો. હાથની ચામડી કોહી ગઇ હતી. કેટલેક સ્થળેથી માંસના લોચા લબડતા હતા અને પરુ ને લોહી ગળતાં હતાં. તેના ઉપર હઝારો માખીઓ બમણતી હતી. તેમાંથી દુર્ગંધ ચોપાસ ફેલાઇ રહી હતી. તેની આંખે બરાબર સુઝતું નહોતું. અને આમ થવાનું એક કારણ એ હતું કે તે પુરતું પાણી પણ મળતું નહીં. ઘણાજ કરુણ સ્વરે–મારા વજ્ર જેવા હૈયાનેએ પીગળાવી નાખે તેવા સાદે તે ધીરેથી બોલ્યો 'મને કૈં ખાવાનું મળતું નથી.' અને કોઇ ગરીબમાંએ ગરીબ ભીખારી પેટ થાબડી બતાવે તેમ તેણે કર્યું. મારાથી આ દશ્ય જોયું ન ગયું. તેના તરફ આપણે જે આવી ક્રૂરતાભરી વર્તણુંક ચલાવીએ છીએ, તે વીશે હું મારો મત આપતો નથી, પણ પુછું છું કે એક વખતના સુખી બાદશાહને આમ રીબાવવો એ શું આપણને છાજે છે?"

અને આ દુઃખી બાદશાહે રીબાતાં રીબાતાં ૧૮૫૭ ના નવેમ્બર માસની ૭ મી તારીખે દેહત્યાગ કર્યો.

વાચક! આ બાદશાહના કરુણ અંત ઉપર બે અશ્રુ સારી હૈયું હાથ ન રહે તેવી તેના કુટુંબીઓની કરુણ કથા આપણે ઉકેલીએ.

## ૩

તોપોના ગગનભેદી અવાજો થતા ને બીજી તરફ મુડદાંના ઢગલા થતા. શહેરમાં ચોમેર નાસભાગ થતી હતી. આ વખતે દીલ્હીના લાલ કીલ્લામાંથી શાહજાદાઓ જ્યાં ફાવે ત્યાં નાસભાગ કરવા લાગ્યા. ગોરા સીપાઇઓ કતલ કરતા આગળ ને આગળ ચાલ્યા આવતા હતા. તેમણે નાસી જતા શાહજાદાઓ ઉપર ગોળીઓનો વરસાદ શરુ કર્યો. સવારીના ઘોડાઓ અને શાહજાદાઓ ઉપરાઉપરી જમીન ઉપર પટકાઇ પડતા હતા.

આ મેળામાં બાદશાહ ઝફરનો પૌત્ર મીરઝા નસીરુલમુલ્ક બેભાન થઇ પડ્યો હતો. તેને કોઇ સીપાઇએ પકડ્યો અને અંગ્રેજી છાવણીમાં કેદ કરી લઇ ગયા. થોડીવારે તેને કોઇએ છુટો કર્યો અને ત્યાંથી નાસી જવા સુચવ્યું.

સુખ વૈભવમાં ઉછરેલાને ઝટપટ નાસી જવું કેટલું ભારે પડે? પગમાંથી લોહીની છોળો ફુટતી અને મોઢે તરસની છારી વળતી. જંગલનાં ઝાડવાંના ઉઝરડાથી તે લોહીલુહાણ બનતો. મહામહેનતે પડતો આખડતો થોડે દૂર એક ઝાડ

તળે કેટલાંક માણસોનો પડાવ હતો ત્યાં તે ગયો. અને ત્યાં જતાંજ એક ભયંકર દશ્ય જોઇ તે ત્રાસી ઉઠયો.

આ માણસ–પશુઓનું ટોળું એક બાળકી–તેની બહેન ઉપર જુલમ ગુજારતું હતું. તેણે એક છેલ્લો પ્રયત્ન કર્યો અને તેની બહેનની વહારે તે દોડયો. ને પેલા ભુખ્યા નરપશુઓ આની ઉપર તુટી પડયા.

આ બંને ભાઇબહેનનું મૃત્યુજ થાત પણ દૈવવશાત્ અંગ્રેજી લશ્કર આવી પહોંચ્યું અને બાદશાહી કુંટુબના નબીરાઓ છે જાણી તેમને લઇ તેમના વડા સમક્ષ રજુ કર્યાં. દુઃખો ન સહન થવાથી તે ફુલની પાંદડી સમી બાળકીનું મૃત્યુ થયું અને આખરે કેટકેટલાંએ દુઃખોને અંતે અંગ્રેજોના માસિક પાંચ પીઆના પગાર ઉપર કદુ જીવનનો નિઃશેષ ભાગ ઇશ્વરભક્તિમાં તે ગાળવા લાગ્યો.

અને આવા ઘોર અત્યાચારનાં ભોગ બહાદુરશાહના ભાઇઓ, તેમનાં પુત્રપુત્રીઓ અને પૌત્રો થઇ પડયાં. કોઇ મહેનતમજુરી કરી, ભીખ માગી મૃત્યુની રાહ જોતાં ગમે તેમ જીવન વ્યતીત કરવા લાગ્યાં; તો કોઇ આથડી આથડી ભુખે ને તરસે રીબાઇ રીબાઇ મરણને શરણ થયાં.

અને આ રીતે તે બાદશાહી કુટુંબનો જોતજોતામાં વિનાશ થયો.

તે કવિ બાદશાહના શબ્દો

દમદમીઓ મેં દમ નહીં અબ ખેર માગો જાનકી;
અય 'ઝફર' ઠંડી હુઇ સમશેર હીંદુસ્તાનકી.

સાથે આપણે સહમત થઇ ઉચ્ચારશું કે

હમતો કહતે હૈં 'ઝફર' જો કે તકદીરસે હો.
હુએ યહી બાત બજા.

અને—

અયે 'ઝફર' કાયમ રહેગા જબતલક ગુલઝારે હીંદ:
અખ્તરે ઇકબાલ ઉસ ગુલકા ચળકતા જાએગા!

એવી સુખદ આશા સાથે આપણે વીરમશું!





બાદશાહ 'ઝફર' સકુટુંબ હડસનને તાબે થયા.





ગુજરાતી સેન્ડો.

પ્રો. સી. સી. શાહ.

નિયમિત વ્યાયામ: સ્નાયુબદ્ધ શરીર.




## ગુજરાતી સેન્ડો ભાઈ છોટુસિંહ.

લગભગ ૧૯૦૩ ના સમયથી ગુજરાતમાં એક સંસ્થા અતિ ઉપયોગીની અને મહત્ત્વની પણ મૂક સેવાઓ કરી રહી છે. એ સંસ્થાનો ઉદ્દેશ સાદો ને સરલ છે. પણ તેની મહત્ત્વાકાંક્ષા દુર્જય છે.

ગુજરાત ગરીબડી ગુજરાત વર્ષોથી ગણાતી આવી છે. પરપ્રાંતીય લોકોને ગુજરાતનાં વિલાસ-વૈભવ માટે જેટલું માન છે તેટલું માન તેની શારીરિક સંપત્તિ માટે નહોતું. અને આ માન્યતાને દૂર કરવામાં, ગુજરાતને બહાદુર ને વીર ગુજરાત બનાવવામાં ઉપર્યુક્ત સંસ્થાનો ફાળો વિશેષ ને અવિસ્મરણીય છે.

આ સંસ્થાના સ્થાપક ને સંચાલક તે સાધુચરિત શિક્ષક છતાં સૈનિક એવા છોટાલાલ પુરાણી.

પુરાણીભાઈઓએ વ્યાયામનો પ્રચાર કરવા વડોદરામાં એક વ્યાયામશાળા ખોલી અને એક દસકામાં તો ગુજરાતમાં લગભગ બધાં મોટાં શહેરોમાં—અમદાવાદ, આણંદ, નડીઆદ, ભરુચ, પ્રાંતીજ ને પાટણ, એમ ઘણે સ્થળે અખાડા શરુ થયા.

ભાઈ છોટુસિંહ (પ્રો. સી. સી. શાહ) એ પાટણના અખાડાનું પરિણામ છે. તેમને નાનપણમાં કસરતનો જરાએ શોખ ન હતો, પરંતુ અણગમોજ હતો. એક દિવસ એક નાના છોકરાએ તેમને તમાચો એવો તો ખેંચી કાઢયો કે બે ઘડી તેઓ બેસી ગયા. આ બનાવે તેમના જીવનમાં એક મહત્ત્વનો ફેરફાર કર્યો. ત્યારથી તેમના બંધુ સાથે તેમણે અખાડે જવું શરુ કર્યું.

શરુઆતમાં તો તે ત્રણ દંડ કાઢતાંજ થાકી જતા. નાનામાં નાના છોકરા સાથે કુસ્તી મારતાં એકજ ઝપાટે ચત થઇ જતા.

ધીમેધીમે ને નિયમિત ગતિથી તેમણે વ્યાયામ વધાર્યો. બે વર્ષે તેઓ ૧૦૦૦ દંડ ને ૧૫૦૦ બેઠક સામટી મારી શકયા. ત્યાર પછી તેમણે કુસ્તી પણ કેળવી. અને એકાદ વર્ષ પછી તેઓ રાધનપુર તરફ ગયા. ત્યાં નહી ફાવવાથી પાછા આવ્યા. પણ ત્યાંના વાતાવરણે તેમના મનમાં એક છાપ પાડી દીધી અને તે શરીરને અવશ્ય વજ્રકાય બનાવવું.

કુસ્તીમાં, જરા વધારે હથોટી જામી એટલે તેઓ 'રશીઅન રીંછ'ના ઉપનામથી ખ્યાતિ પામેલા બારુદ્રો નામના યુરોપના પહેલવાનને (જો કે તેના કરતાં સવાયું વજન હતું તોપણ) એકજ સેકન્ડમાં ચત કરી અને તેમના 'લોખંડી બીજ' મીનીટમાં તોડી જગમશહુર થએલા પહેલવાન ગામા પાસે

[વધુ માટ જુઓ પૃષ્ઠ ૨૧૧]

રા. શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા
,, જટાશંકર જયચંદ આદીલશાહ
શેઠ માવજી ગોવિંદજી
રા. દેવીદાસ જે. દેસાઇ
,, ગુલાબરાય એન. જોષી
,, દાધીચ
,, ભવાનીદાસ એન. મોતીવાલા
, શેઠ પુરુષોત્તમ મથુરાદાસ
, કનૈયાલાલ હરદેવરામ વકીલ
,, દયાશંકર મ. ભટ્ટ
,, દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
,, નગીનદાસ ત્રિભુવનદાસ માસ્તર
,, ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા
,, નટવરલાલ ઇચ્છારામ દેસાઇ
,, એન. એચ. બેલગામવાલા
,, શેઠ નરોત્તમદાસ ભાણજી
,, નર્મદાશંકર જેઠાલાલ ત્રિવેદી
,, નટવરલાલ માધવલાલ દેસાઇ
,, નટવરલાલ હ. ભગવતી
,, પ્રલ્હાદભાઇ આનંદશંકર ધ્રુવ
,, પુરુષોત્તમ ત્રિકમદાસ
,, શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી
,, પરશુભાઇ વહાલાભાઇ શર્મા
,, પરભુદાસ લાધાભાઇ મોદી
,, પી. જે. મર્ઝબાન
,, પૃથુ હ. શુકલ
,, બટુભાઇ લાલભાઇ ઉમરવાડીઆ
સૌ. બચુબાઇ ધરમસી
રા. બી. કે. દેસાઇ, એડવોકેટ
સૌ. ભાનુમતી કણીઆ
રા. મણિલાલ ડાહ્યાભાઇ નાણાવટી
,, મંગળદાસ બી. મહેતા
,, મોહનલાલ દલીચંદ દેસાઇ
,, મનસુખલાલ આત્મારામ માસ્તર
રા. મણિલાલ ઇચ્છારામ દેસાઇ
,, મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ
,, મુલચંદ તુલસીદાસ તેલવાળા
,, મકનજી જુઠાભાઇ
,, મનુભાઇ માધુભાઇ ઠાકોર
,, મંગળદાસ વી. દેસાઇ
,, મોરારજી મા. કામદાર
,, માણેકલાલ સોલીસીટર
,, મંગળદાસ મંછારામ પકવાસા
,, માધવલાલ મકનજી ભટ્ટ
,, રમણીયરામ ગો. ત્રિપાઠી
,, રંજિતલાલ હ. પંડયા.
,, લક્ષ્મીનારાયણ વિ. વૈદ્ય
,, લાભશંકર પ્ર. ભટ્ટ
,, લાલજી ગોકુળદાસ કાપડીઆ
ગં. સ્વ. રસિકમણીબાલમુકુંદ દેસાઇ
સૌ. રમીબાઇ કામદાર
રા. રણછોડદાસ ભ. લોટવાળા
,, રણછોડદાસ ના. મર્ચંટ
,, રાજેન્દ્ર સો. દલાલ
,, રમણિક અ. મહેતા
,, વિશ્વનાથ પ્ર. વૈદ્ય
,, વિજયરાય ક. વૈદ્ય
,, વી. એન. પકવાસા
,, શંકરપ્રસાદ છો. રાવળ
,, શંકરભાઇ જોરાભાઇ અમીન
મીસ શીરીન ધનજીશાહ દાલીઆ
ડાકટર સુમંત બ. મહેતા
રા. સન્મુખલાલ ઝ. પંડયા
,, સામળદાસ લ. ગાંધી
,, એસ. એ. બ્રેલ્વી
,, સાદીક
,, શયદા
,, સુરજમલ લલ્લુભાઇ ઝવેરી

રા. એસ. કે. હોડીવાળા
સૌ. સરોજ નાનક મહેતા
રા. હીંમતલાલ ગ. અંજારીઆ
,, હરિપ્રસાદ ગૌ. ભટ્ટ
,, હાસમ હરજી ચારણીઆ
,, હરિસિદ્ધભાઇ વ. દીવેટીઆ
,, હીરાલાલ ડાહ્યાભાઇ નાણાવટી
,, હીરાલાલ જે. કણીઆ
સૌ. હંસાબેન જે. મહેતા
રા. હરિભાઇ ઝવેરભાઇ અમીન

હોદ્દાની રૂએ
રા. બ. હરગોવિંદદાસ દા. કાંટાવાળા
રા. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ
,, નરસિંહરાવ ભો. દીવેટીઆ
રા. બ. રમણભાઇ મ. નીલકંઠ
,, હીરાલાલ ત્રિ. પારેખ
,, ભરતરામ ભા. મહેતા
,, મનહરરામ હ. મહેતા

ઉપર પ્રમાણેનાં નામો નક્કી થયા પછી બીજાં વધુ નામો પાછળથી સુચવવા જેવાં લાગે તે રા. મનહરરામ મહેતા ઉપર મોકલી આપવાની રા. ઝવેરીએ સુચના કરી હતી.

ત્યાર બાદ નીચેનો ઠરાવ પ્રમુખસ્થાનેથી રજુ થતાં તે સર્વાનુમતે મંજુર થયો હતો.

ઠરાવ

" કારોબારી મંડળના સભ્યોની ફી રૂ. ૧૦) રાખવી અને તે રુપીઆ સત્કાર મંડળની ફી નક્કી થાય તેમાં મજરે લઇ આ સભ્યોને તે મંડળના સભ્ય થવાનો અધિકાર આપવો."

ઉપરનો ઠરાવ મંજુર થયા પછી પરિષદના મંત્રી રા. મનહરરામ મહેતાએ આ કારોબારી મંડળની પહેલી બેઠક તા. ૧૦–૧૦–૨૫ ને શનિવારે " સર વિઠ્ઠલદાસ ઠાકરશી મેમોરીઅલ બીલ્ડીંગ" માં બોલાવવા સંબંધીતું નોટીસનું છાપેલું કાર્ડ સભા સમક્ષ વાંચી સંભળાવ્યું હતું, તેમાં વધુમાં જણાવેલું કે જે સભ્યો તરફથી કારોબારી મંડળની ફીના રૂ. ૧૦) તા. ૧૦–૧૦–૨૫ ની બેઠક શરુ થતા પહેલાં મળ્યા હશે તેમનેજ તે સભામાં મત આપવાનો હક રહેશે."

પ્રમુખનો ઉપકાર માની સભા બરખાસ્ત થઇ હતી.

---

૩

## કારોબારી સભાનો અહેવાલ

આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદની કારોબારી સભાની પહેલી બેઠક રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પ્રમુખપદે તા. ૧૦–૧૦–૨૫ ને શનિવારે "સર વિઠ્ઠલદાસ ઠાકરશી મેમોરીઅલ બીલ્ડીંગ" માં સાંજે ૫ વાગે મળી હતી, તેમાં નીચે પ્રમાણે ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતાઃ–

ઠરાવ નં. ૧

રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીને કારોબારી સભાના પ્રમુખ નીમવામાં આવે છે.

દરખાસ્ત મુકનારઃ રા. ક. મા. મુનશી.
અનુમોદન આપનારઃ રા. નરસિંહરાવ ભોળાનાથ.

## ઠરાવ નં. ૨

નીચે લખેલા બે સભ્યોને કારોબારી મંડળના ઉપપ્રમુખો નીમવામાં આવે છે:

૧ રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય.

૨ ,, જહાંગીર જમશેદજી વીમાદલાલ.

દરખાસ્ત મુકનાર: રા. જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા.

અનુમોદન આપનાર: રા. સન્મુખલાલ ઝ. પંડ્યા.

## ઠરાવ નં. ૩

નીચે લખેલા દસ સભ્યોને મંત્રીઓ નીમવામાં આવે છે:

૧ રા. મનહરરામ મહેતા

૨ ,, ચંદ્રશંકર પંડ્યા

૩ ,, કેશવપ્રસાદ દેસાઇ

૪ ,, મોતીચંદ ગીરધરલાલ કાપડીઆ

૫ સૌ. લીલાવતી શેઠ

૬ ગં. સ્વ. રસિકમણી દેસાઇ

૭ રા. એસ. કે. હોડીવાળા.

૮ ,, હાસમ હીરજી ચારણીઆ.

૯ ,, ગોકુળભાઇ દો. ભટ્ટ.

૧૦ ,, લાભશંકર પ્ર. ભટ્ટ.

દરખાસ્ત મુકનાર: રા. નરસિંહરાવ ભોળાનાથ.

અનુમોદન આપનાર: રા. રાજેંદ્ર સોમનારાયણ દલાલ

## ઠરાવ નં. ૪

નીચેના ત્રણ સભ્યોને ખજાનચી નીમવામાં આવે છે:

૧ રા. ગુલાબચંદ દેવચંદ ઝવેરી.

૨ ,, મંગળદાસ બી. મહેતા.

૩ ,, મણીલાલ ડાહ્યાભાઇ નાણાવટી.

દરખાસ્ત મુકનાર: રા. નગીનદાસ ત્રિ. માસ્તર

અનુમોદન આપનાર: રા. કેશવપ્રસાદ દેસાઇ.

## ઠરાવ નં. ૫

નીચેના સભ્યોની વ્યવસ્થાપક સમિતિ નીમવામાં આવે છે અને તેને આગામી ... પરિષદને અંગે સર્વ વ્યવસ્થા કરવાનો, દ્રવ્ય ઉઘરાવવાનો અને વ્યય કરવાનો અધિકાર આપ... આવે છે:

૧ રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી (અધ્યક્ષ)

૨ ,, નગીનદાસ ત્રિભોવનદાસ માસ્તર

૩ ,, જીવણચંદ સાકરચંદ ઝવેરી.

૪ ,, શંકરપ્રસાદ છગનલાલ રાવળ.

૫ ,, વિજયરાય કલ્યાણરાય વૈદ્ય.

૬ રા. સન્મુખલાલ ઝવેરલાલ પંડ્યા.

૭ ,, પરશુભાઇ વહાલાભાઇ શર્મા.

તથા

પ્રમુખ, ઉપ-પ્રમુખો, મંત્રીઓ અને ખજાન... (પ્રમુખસ્થ...)

## ઠરાવ નં. ૬

નીચેના સભ્યોની નિબંધ સમિતિ (નિરીક્ષક મંડળ) નીમવામાં આવે છે, અને તે... ઇતર વિદ્વાનોને તે મંડળમાં દાખલ કરવાની સત્તા આપવામાં આવે છે:

૧ રા. નરસિંહરાવ ભો. દીવેટીઆ (અધ્યક્ષ)
૨ ,, કેશવલાલ હ. ધ્રુવ.
૩ ,, હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળા.
૪ ,, બળવંતરાય ક. ઠાકોર.
૫ ,, રમણભાઇ મહીપતરામ નીલકંઠ.
૬ ,, મોહનલાલ દલીચંદ દેસાઇ
૭ ,, જી. કે. નરીમાન.
૮ ,, નર્મદાશંકર દેવશંકર મહેતા.
૯ ,, હીંમતલાલ ગણેશજી અંજારીઆ.
૧૦ રા. અંબાલાલ બુ. જાની.
૧૧ ,, દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી.
૧૨ ,, કનૈયાલાલ મા. મુનશી.
૧૩ ,, નગીનદાસ ત્રિ. માસ્તર.
૧૪ ,, જીવણચંદ સાકરચંદ ઝવેરી.
૧૫ ,, શંકરપ્રસાદ છ. રાવળ.
૧૬ ,, વિજયરાય કલ્યાણરાય.

તથા

પ્રમુખ, ઉપ-પ્રમુખો, મંત્રીઓ અને તીજોરરો.

દરખાસ્ત મુકનાર: સૌ. લીલાવતી શેઠ.
અનુમોદન આપનાર: રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા.

## ઠરાવ નં. ૭

નીચેના સભ્યોની વૃત્તાંત સમિતિ નીમવામાં આવે છે, જે પરિષદ અંગેની પ્રવૃત્તિઓને વર્તમાનપત્રોમાં પ્રકટ કરવા યોજના કરશે.

૧ રા. મણિલાલ ઇ. દેસાઇ. (અધ્યક્ષ).
૨ ,, પી. જે. મર્ઝબાન.
૩ ,, ગગનવિહારી લલ્લુભાઇ મહેતા.
૪ ,, ઉછરંગરાય કે. ઓઝા.
૫ ,, હરીપ્રસાદ ગૌ. ભટ.
૬ ,, છબીલદાસ જમનાદાસ અંકલેસરીઆ.
૭ ,, સામળદાસ લક્ષ્મીદાસ ગાંધી.
૮ ,, નટવરલાલ ઇચ્છારામ દેસાઇ.
૯ રા. પરભુદાસ લાધાભાઇ મોદી.
૧૦ ,, પરશુભાઈ વહાલાભાઇ શર્મા.
૧૧ ,, કનૈયાલાલ માણેકલાલ મુનશી.
૧૨ ,, નગીનદાસ ત્રિભુવનદાસ માસ્તર.
૧૩ ,, જીવણચંદ સાકરચંદ ઝવેરી.
૧૪ ,, શંકરપ્રસાદ છગનલાલ રાવળ.
૧૫ ,, વિજયરાય કલ્યાણરાય વૈદ્ય.

તથા

પ્રમુખ, ઉપ-પ્રમુખો, મંત્રીઓ, અને તીજોરરો.

દરખાસ્ત મુકનાર: રા. કેશવપ્રસાદ છો. દેસાઇ.
અનુમોદન આપનાર: ,,

## ઠરાવ નં. ૮

નીચેના સભ્યોની પ્રદર્શન સમિતિ નીમવામાં આવે છે, જણ બ માસના મુદત દરમીઆન પરિષદને અંગે પ્રદર્શન કરવું કે નહીં અને કરવું તો કેવા પ્રકારનું કરવું તે સંબંધી કારોબારી સભાને રીપોર્ટ કરવો.

૧ રા. શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી (અધ્યક્ષ)
૨ શ્રીમાન શેઠ પુરુષોત્તમ મથુરાદાસ
૩ રા. કનૈયાલાલ હરદેવરામ વકીલ.
૪ ,, જે. એસ. તારાપોરવાલા ફોટોગ્રાફર.
૫ ,, ગિરજાશંકર વલ્લભજી આચાર્ય
૬ ,, ચુનીલાલ મુરલીધર ઘોડી.
૭ રા. મોતીલાલ ડાહ્યાભાઇ ઝવેરી.
૮ ,, કનૈયાલાલ માણેકલાલ મુનશી.
૯ ,, નગીનદાસ ત્રિભોવનદાસ માસ્તર.
૧૦ ,, જીવણચંદ સાકરચંદ ઝવેરી.
૧૧ ,, શંકરપ્રસાદ છગનલાલ રાવળ.
૧૨ ,, વિજયરાય કલ્યાણરાય વૈદ્ય.

તથા

પ્રમુખ, ઉપ-પ્રમુખો, મંત્રીઓ અને તીજોરરો.

દરખાસ્ત મુકનાર: રા. મણિલાલ ઇચ્છારામ દેસાઇ.
અનુમોદન આપનાર: રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી.

### ઠરાવ નં. ૯

સત્કાર મંડળના સભાસદ થવાની ફી રુપીઆ દસ રાખવામાં આવે છે. કારોબારી સભા લવાજમ તરીકે આપેલી રકમ સત્કાર મંડળના લવાજમ રૂપે ગણાશે.

દરખાસ્ત મુકનાર: રા. મોતીચંદ ગી. કાપડીઆ.
અનુમોદન આપનાર: રા. મણીલાલ ઇચ્છારામ દેસાઇ.

### ઠરાવ નં. ૧૦

સત્કાર મંડળના સભ્યો પરિષદના સભ્યો ગણાશે.

દરખાસ્ત મુકનાર: રા. બ. રમણભાઇ મહીપતરામ.
અનુમોદન આપનાર: રા. ભરતરામ ભા. મહેતા.

### ઠરાવ નં. ૧૧

કારોબારી સભાના કોરમ માટે, સભાની બેઠકમાં હાજર રહેલા અધિકારીઓ ઉપરાં ઓછામાં ઓછા ૧૦ સભ્યો હાજર હોવા જોઇએ.

(પ્રમુખસ્થાનેથી)

### ઠરાવ નં. ૧૨

સાહિત્ય પરિષદની બેઠક ઇ. સ. ૧૯૨૬ માં ભરવી.

(પ્રમુખસ્થાનેથી)

### ઠરાવ નં. ૧૩

સાહિત્ય પરિષદ મંડળના મંત્રીઓ અને પરિષદના માજી પ્રમુખો દરેક કમીટી સભાસદ ગણાશે.

રજુ કરનાર: રા. કનૈયાલાલ મા. મુનશી.
અનુમોદન આપનાર: રા. નરસિંહરાવ ભો. દીવેટીઆ.

### ઠરાવ નં. ૧૪

દરેક કમીટી પોતપોતાનું કોરમ નક્કી કરી લેશે.

રજુ કરનાર: રા. મનહરરામ હ. મહેતા.
અનુમોદન આપનાર: રા. ભરતરામ ભા. મહેતા.

પ્રમુખનો ઉપકાર માની સભા વિસર્જન થઇ હતી.

## કસોટી

[અનુસંધાન પૃષ્ઠ ૧૪૪થી]

કરવાનો શ્રમ નથી લેતાંને! એ ચિંતા હોય તો ચિંતાને પરહરો. યુદ્ધમાં તમારા પતિનો સંહાર કરીશું તોપણ અમે તમારા ભાઇઓ છીએ અને પિતાજી આપના ઉપર જેટલો ભાવ રાખે એટલાજ ભાવથી અમે તમારું પાલણ પોષણ કરીશું."

પતિના મૃત્યુની વાત નીકળતાં જયતલદેવીનું હૃદય કંપી ઉઠ્યું. બંને કાને હાથ દઇને તે બોલી: "શિવ! શિવ! પ્રભુ! આ હું શું સાંભળું છું? મારા ભાઇઓ અને તેમની આવી ભાવના! ભાઇ, ભાઇ, આવો દુષ્ટ વિચાર તને કેમ આવે છે? નક્કી એ તારા નબળા સમયની નીશાની છે. હું પણ તમારીજ બહેન છું, ક્ષત્રાણી છું, યુદ્ધનો મને ડર નથી, તેમાં મારા પતિનું મૃત્યુ થાય તેનો પણ મને ડર નથી. એવું મૃત્યુ તો સ્વર્ગ અપાવે. પરંતુ મને જે દુઃખ થાય છે તે એટલુંજ કે તમો બંને ભાઇઓનો જો યુદ્ધમાં સંહાર થશે તો મારા પિતાના વંશનું ઉચ્છેદન થશે."

"તેની ચિંતા તમે ન કરો. ડરી જઇને બાપ-દાદાની કીર્તિને કલંક લગાડવું તેના કરતાં યુદ્ધમાં મૃત્યુ પામતાં નિર્વંશ જાય તે વધારે કીર્તિદાયક છે. વીરધવલ વીર છે તો અમે શું બાયલા છીએ!"

"અત્યારે તમે લતે ચડ્યા છો એટલે નહીંજ માનો, પરંતુ તમારા બનેવી કેવા છે તે જાણો છો? તેની બરોબરી કરનાર અહીં કોણ છે? પોતાના ઉપરવટ નામના ઘોડા ઉપર ચઢીને બાણ ફેંકતા, ભાલા ફેરવતા, ખડ્ગ ખેલાવતા જેણે એમને જોયા હોય એની આંખ એમના ઉપર ઠરીજ રહે અને એ એમજ માને કે જગતમાં એમના જેવો બીજો વીર નર ભાગ્યેજ હશે. અરે એ તો પોતાના શત્રુના કાળ સમા છે. તમે તેમનો હાથ અને તેમની શક્તિનો અનુભવ નથી કર્યો ત્યાં સુધી ભલે બડાઇઓ માર્યા કરો."

"હશે એમની શક્તિ રહી એમની પાસે. અમને અમારી શક્તિમાં સંપૂર્ણ શ્રદ્ધા છે." સાંગણે છેવટનો ઉત્તર સંભળાવી દીધો.

"શક્તિનું તો વખત આવે પારખું થશે." જયતલદેવી જવા માટે ઉઠી.

"અને હમણાંજ પારખું કરાવું તો?" ચામુંડનું મગજ ધમધમી ઉઠ્યું હતું!

"ગમે તેમ કરો તો પણ હું સ્ત્રી છું. સ્ત્રીને પીયર કરતાં પતિની કીંમત વધારે હોય છે. પતિ એજ સ્ત્રીનું જીવનસર્વસ્વ છે. તમારે પારખું કરાવવું હોય તે ખુશીથી કરાવો" જયતલદેવી પણ હઠે ચઢી.

"ઠીક, ત્યારે તું અહીંથી જવાજ નહીં પામે. યુદ્ધનું પરિણામ આવે ત્યાં સુધી આ દરબાર-ગઢમાંજ તારે પુરાઇ રહેવું પડશે." જયતલદેવી બહેન થઇને પોતાની વિરુદ્ધમાં જાય એ ચામુંડને અસહ્ય થઇ પડ્યું.

"તદ્દન અશક્ય. જોઉં છું કે મને અહીં કોણ રોકી શકે છે? ચામુંડ! રજપુત કન્યાને શસ્ત્રાસ્ત્રના ખેલ ખેલતાં આવડે છે. પોતાની સ્વતંત્રતા કેમ જાળવવી તે એને બરાબર આવડે છે."

"તને અહીં રોકી રાખીએ તો તું શું કરે?"

"હથીઆરની મદદથી મુક્તિ મેળવું." જયતલદેવીના ઉત્તરમાં શાંતિ અને દૃઢતા હતી.

"પરંતુ અહીં તને હથીઆર આપવાનુંજ કોણ?"

જયતલદેવીનો હાથ સપાટાબંધ પોતાના મસ્તક તરફ ઉપડ્યો, અંબોડા ભણી વળ્યો અને વિદ્યુતવેગે અંબોડામાંથી તેણે કંઇક ખેંચી કાઢ્યું.

"જોઇ આ કટારી? રજપુત સ્ત્રીઓનો

સંકટ સમયનો સાથી તે આ કટારી. આ કટારી મારું રક્ષણ કરવાને સમર્થ છે."

ક્રોધાવેશમાં જયતલદેવીનો અંબોડો છુટી ગયો. એક હાથમાં કટારને વિદ્યુત સમી ચમકાવતી, આંખોમાંથી ક્રોધાગ્નિ વરસાવતી, દેવી ચંડિકા સમી જયતલદેવી પોતાના ભાઇઓ તરફ તિરસ્કાર અને ક્રોધથી જોઇ રહી. સાંગણ અને ચામુંડ કોઇ જાદુગરના મંત્રથી મુગ્ધ બન્યા હોય તેમ આભા બની આશ્ચર્યચકિત નેત્રે તેના સામે જોઇ રહ્યા.

પોતાના ભાઇઓને આવી વિચારગ્રસ્ત સ્થિતિમાં રાખીને જયતલદેવી જોતજોતામાં ત્યાંથી વિદ્યુત વેગે ચાલી ગઇ.

૬

દક્ષ પ્રજાપતિને ત્યાં જઇ માનભંગ બનેલી માનુની સતી પાર્વતીની પાઠક પોતાના ભાઇઓનું અપમાન સહન કરવાથી મનમાં બળતી ઝળતી જયતલદેવી વીરધવળ પાસે આવી અને સર્વ હકીકત જણાવી. વીરધવળ ક્રોધથી સળગી ઉઠ્યો.

"એમ ? હવે ખાત્રી થઇ ?" વીરધવળની આંખો ક્રોધથી લાલચોળ બની ગઇ.

"હા પુરેપુરી." જયતલદેવી વધારે બોલી શકી નહીં.

"ત્યારે હવે શું કરવું ?"

"આપની ઇચ્છામાં આવે તે. આપની જે મરજી તેજ મારી મરજી."

"યુદ્ધ કરી તેઓને દંડવા એજ એક ઉપાય હવે બાકી રહ્યો છે. પરંતુ તારા ભાઇઓ કદાચ સંગ્રામમાં હણાય તો તું......"

જયતલદેવી સમજી ગઇ. "મને તેથી કંઈ માઠું લાગવાનું નથી. એ તો શૂરાના સંગ્રામ છે. સંગ્રામમાં હણાયે તેનો શોક શો ?"

"ધન્ય છે જયતલદેવી ! રજપુતાણીના મુખમાં આવાંજ વચનો શોભે. હું હમણાંજ યુદ્ધની તૈયારી કરાવું છું."

× × ×

પ્રાતઃકાળ થયો અને બંને પક્ષના યોદ્ધાઓ રણસંગ્રામ ખેલવા નીકળી પડ્યા. જીવન કે મૃત્યુની શર્ત જીતવાની હોંસવાળા રજપુતો પ્રસન્નવદને શસ્ત્રાસ્ત્ર સજીને યુદ્ધદેવીને દ્વારે આવ્યા અને એ દેવીને પ્રજન કરવા અધીરા થઇ રહ્યા.

કોઇના મુખ ઉપર ચિંતા નહોતી, ગ્લાનિ નહોતી, મૃત્યુનો ભય નહોતો. રણક્ષેત્ર એ તો રજપુતોની રંગભૂમિ સમું ગણાતું. ત્યાં વિજય-પરાજયના દાવ રમાતા. વીરશ્રીના વિજયધ્વજ ફરકતા, વિજયશ્રીનાં નીશાન મંડાતાં, એ રંગભૂમિ ઉપર શૂરાના સંગ્રામ ખેલાતા.

સાંગણ અને ચામુંડના ઉત્સાહનો પાર નહોતો. જયતલદેવીએ કરેલાં વીરધવલનાં અતિ વખાણથી તેમને ચાનક ચઢ્યું હતું. અને વીરતાના અભિમાનવાળા એ વીરધવલને પણ બતાવી આપવું કે જગતમાં શેરને માથે સવાશેર પણ પડ્યા છે એવી દ્રઢ ભાવના તેમના હૃદયમાં જાગી હતી. પોતાના પ્રબળ સૈન્યને લઇ તેઓ યુદ્ધમાં ઉતરી પડ્યા.

ભારે યુદ્ધ મચ્યું. અનેક યોદ્ધાઓનો સંહાર થવા લાગ્યો, અનેક અશ્વો ધરતી ઉપર ઢળી પડ્યા. અનેક આયુધો સામસામા પ્રહારથી ખંડિત થવા લાગ્યાં. સમરાંગણ "મારો ! કાપો !" ના ધ્વનિથી ગાજી ઉઠ્યું. ઘડીમાં 'વીરધવલની જય' બોલાવા લાગી તો ઘડીમાં 'ચામુંડરાજની જય'ના વિજયનારા થવા લાગ્યા. સૈન્યના ધસારાથી ઉડતી ધુળથી આખું ગગન છવાઇ ગયું.

૭

તુમુલ યુદ્ધ ચાલતું હતું. એટલે પારકું કોણ અને પોતાનું કોણ એમ કોઇ કોઇને ઓળખી શકતા નહીં. સૌ કોઇ શૌર્યપૂર્વક સંહાર કરવામાંજ મચેલા હતા.

યુદ્ધ પુર જોસમાં ચાલી રહ્યું હતું એવામાં એકાએક બુમ પડી કે વીરધવલ પડયો. સાંગણ અને ચામુંડરાજના મુખમાંથી આનંદધ્વનિ નીકળી પડયો.

પરંતુ આ શું ! એ વીર પુરુષ તો પોતાના દિવ્ય અશ્વ–ઉપરવટ નામના ઘોડા ઉપર બેઠેલો, ભીમસેન જેવી કાયાવાળો, સૈનિકોની હારને ભેદતો એ બંને ભાઇઓની નજીક જઇ પહોંચ્યો અને ભાઇઓ દિગ્મૂઢ બન્યા.

"ત્યારે સૈન્યમાં પડેલી બુમ ખોટી હતી !" બંને ભાઇઓને એ શંકા થઇ. નક્કી કોઇએ ખોટી ગપ મારી હશે અને આખા સૈન્યમાં એ વાત ફેલાઇ ગઇ હશે. પરંતુ કંઈ નહીં, એ પોતાની મેળેજ મૃત્યુ માગતો આવ્યો છે તો હવે તેને પુરોજ કરવો જોઇએ" સાંગણ અને ચામુંડ આવો મનસુબો કરી વીરધવલના વિનાશ માટે તત્પર બન્યા.

પરંતુ વીરધવલે ઉઘાડી તરવાર સાથે તેમની સામે આવીને પડકાર કર્યો: "સોરઠીઆઓ! થાઓ સામા! આવી જાઓ અને બળ હોય તો તમારાં ખડ્ગ ખખડાવો, નહીં તો દંડ આપીને બચી જાઓ. એમાંથી જે સારું તે તમારું."

"દંડ આપવા માટેજ અમે અહીં આવ્યા છીએ.પરંતુ એ દંડ ધનભંડારનો નહીં. એ દંડ તો અમારી તલવારોજ આપશે." સાંગણે કટાક્ષ કર્યો.

"અને દંડ લેવાનો લ્હાવો લેવા જતાં તમે પોતેજ આજે દંડાઇ જશો" ચામુંડે ઉમેર્યું.

વીરધવલનો ક્રોધ ઉછળ્યો. તેની ખાત્રી થઇ કે આ બંને ભાઇઓ હઠે ચઢયા છે. તે સમજાવ્યા સમજે તેમ નથી.

તેણે ઉપરવટને એડી મારી. ઉપરવટ કુદયો, છલાંગ મારી અને છેક સાંગણની સામે આવી પડયો. વીરધવલે પોતાની લોહીતરસી તલવાર સાંગણનું મસ્તક છેદાય એવી રીતેજ તાકી હતી. પરંતુ સાંગણ પણ છેક કાચો નહોતો. તેણે પોતાના અશ્વને એવી રીતેજ વાળી લીધો કે વીરધવલનો ઘા નકામો ગયો.

આ તકનો લાભ લઇને ચામુંડે વીરધવલ ઉપર પ્રહાર કર્યો, પરંતુ વીરધવલ સાવધ થઇ ગયો. તેના ખભા ઉપર સ્હેજ ઘસારો કરીને તલવાર છટકી ગઇ અને તે બચી ગયો.

આમ સમોવડીઆ શૂરવીરો સંગ્રામ ખેલવા લાગ્યા, એકબીજાને પોતાના સપાટામાં લેવાનો યત્ન કરવા લાગ્યા અને ઉછળી ઉછળીને પોતાની યુદ્ધકળા બતાવવા લાગ્યા. અંતે વીરધવલનો લાગ ફાવ્યો. તેણે એકજ ઘાએ સાંગણનું મસ્તક છેદી નાખ્યું. અને ચામુંડ પોતાનો બચાવ કરે તે પહેલાં તેને પણ હણી નાખ્યો.

તેના સૈનિકોએ 'વીરધવલની જય'નો ગગનભેદી વિજયનાદ કર્યો. તેના સૈનિકો દ્વિગુણિત ઉત્સાહથી યુદ્ધ કરવા લાગ્યા. સોરઠી સૈન્યમાં ભંગાણ પડયું, ને નાસભાગ થઇ રહી. વીરધવલનો વિજય થયો.

તેણે યુદ્ધ બંધ કરાવ્યું. ક્ષેત્રની શુદ્ધિ કરી, પોતાના તેમજ સામા પક્ષના યુદ્ધમાં મૃત્યુ પામેલા સૈનિકોને ગતિએ પહોંચાડયા. ઘાયલ થએલાની સારવાર કરવાનો બંદોબસ્ત કર્યો અને વનસ્થલીમાં પ્રવેશ કરવાની તૈયારી કરી.

૮

વીરધવલે વિજયનાદ સાથે વંથળીમાં પ્રવેશ કર્યો. પોતાના રાજવીનો સંહાર થતાં પ્રજા ભયથી ત્રાસી ગઇ હતી તેનું વીરધવલે સાંત્વન કર્યું. અને પ્રજાને જરા પણ ત્રાસ ન થાય એવો પોતાના સૈનિકોને સખત હુકમ કરી દીધો. પ્રજાજનોએ વીરધવલને અંતરના આશીર્વાદ આપ્યા.

પોતાના સાળાના ધનકોષમાં સો પેઢીનું એકઠું કરેલું ધન હતું તે સર્વ વીરધવલે લઇ લીધું. તેમના ૧૪૦૦ દિવ્ય તુરંગ લીધા, ૫૦૦ તેજી તુરંગ લીધા અને વધારામાં મણિ, મોતી આદિ જે હાથ લાગ્યું તે લઇ લીધું. આ તેના વિજયની લુંટ.

× × ×

"નાથ! સારા સૈરાષ્ટ્રમાં આપનો વિજય-ડંકો વાગી ચુકયો છે, આપે અનેક રાજ્યો પાસેથી ખંડણી લઇને પુષ્કળ દ્રવ્ય એકઠું કર્યું છે. વંથળીનો ધનભંડાર પણ આપે ખુબ ખાલી કર્યો. હવે તો લોભનો થોભ રાખો તો સારી વાત." વંથળીના દરબારગઢની અગાસીમાં એઠાંબેઠાં જયતલદેવીએ પોતાના સ્વામીને વીનંતી કરી.

"દેવી કેમ ભાઇનું બહુ દાઝી આવે છે?"

"ના પ્રભુ! ભાઇનું દાઝતું હોત તો તેમનો સંહાર શા માટે થવા દેત? મને તો મારા નીરાધાર ભત્રીજાની દયા આવે છે. તેનું બધુંજ લુંટાઇ જાય પછી એ બીચારાની શી દશા?"

"ત્યારે તારી શી ઇચ્છા છે?"

"મારી ઇચ્છા તો એટલીજ કે રાજવૈભવમાં ઉછરેલો એ કુમાર સુખસાહ્યબીમાં રહી શકે એટલું એના માટે પણ રાખવું જોઇએ."

વીરધવલ મનમાંજ જયતલદેવીની પતિ-પરાયણતાની પ્રશંસા કરવા લાગ્યો. "કેવી આ સ્ત્રી કે પોતાના હિત આગળ પોતાના પીયરીઆંનો સઘળો સ્વાર્થ ભુલી જાય છે!"

"દેવી એ ચિંતા ન કર. તારી ઇચ્છા પૂર્ણ થશે એટલુંજ નહીં પરંતુ તારા ભત્રીજાને મારા હાથેજ અહીં રાજ્યાભિષેક કરવામાં આવશે. વંથળીનું રાજ્ય મારે જોઇતું નથી, મારે તો માત્ર તે મારું સ્વામિત્વ સ્વીકારે એટલુંજ જોઇએ છીએ."

"એ આપની કૃપા, પ્રભુ!" જયતલ-દેવીએ પતિનો પાડ માન્યો.

"મારી કૃપા નહીં! તારા અનન્ય પતિપ્રેમનો એ પ્રતાપ!" વીરધવલે તેની પતિપરાયણતાની પ્રસંશા કરી.

× × ×

વીરધવલે પોતાના સાળાના કુંવરને વંથળીની ગાદીએ બેસાડ્યો અને તે દર વર્ષે પોતાને અમુક ખંડણી આપે એવો કરાર કરાવી લીધો.

વંથળીમાં એક માસ રહી, પૂર્ણ વ્યવસ્થા સ્થાપીને ત્યાંથી તે નીકળીને વાજા, નગજેંદ્ર, ચુડાસમા, વાલાક આદિ ઠાકોરોની પાસેથી દંડ લેતો લેતો ઠેઠ દ્વારકા બેટ સુધી પહોંચી વળ્યો. આ પ્રમાણે ઘણા ધનનો સંગ્રહ કરીને આખા સૌરાષ્ટ્રમાં જય મેળવતો પોતાના મંત્રી તેજપાળ સહિત તે ધોળકા આવી લાગ્યો.

ધોળકાની પ્રજામાં હર્ષ ફેલાયો. પોતાના વિજયવંતા રાજવીને વધાવી લેવા તેમણે આખા શહેરને શણગાર્યું અને વાજતે ગાજતે વીર-ધવલનું સામૈયું કર્યું. ગામમાં ભારે ઉત્સવ થવા લાગ્યા, અને જ્યાં જુઓ ત્યાં વીરધવલની વીરતાની વાતો થવા લાગી.

# અજ્ઞાતને પત્રો.



[અનુસંધાન પૃષ્ઠ ૧૮૪ થી]

હોત તો તમે આમ હસત નહીં; તમને ખબર તો છે કે વેરસાઇ સીન–એ–ઓઇસના જીલ્લાનું મુખ્ય સ્થળ છે. ત્યાં નિબંલોને રક્ષવાને અમલદારો છે, ને ફ્રેંચ બોલાય છે.

આવાં સ્થળમાં પેરીસમાં જેટલાં સહીસલામત છો તેટલાંજ ત્યાં રહેશો. તમારા કોઇ નિંદાખોર ઓળખીતાને મળ્યા વિના ફરાય એવી તમારી ઇચ્છા છે. મ્યુઝીઅમ બંધ હોય તે દિવસે વેરસાઇમાં કોઇને મળવાનો સંભવજ નથી. સુંદર હવા અને ઉદ્યોગોની રમણીયતાને માટે તો કંઇ કહેતોજ નથી. પણ એમની કીંમત કંઇ જેવી તેવી નથી ને વિચારના સ્વરુપ પર એમની અસરે કંઇ જેવી તેવી નથી.

દાખલા તરીકે તે દિવસની જેમ વેરસાઇમાં તમારો મીજાજ જવાનો સંભવજ નહીં એવી મને ખાત્રી છે. હવે તો એ મિજાજ ઉતરી ગયોજ હશે. તમારા કાગળના છેલ્લા શબ્દો તમારી સદ્બુદ્ધિની સાક્ષી પુરતા હતા, જોકે તેની શરુઆત તો તમારી આડે માર્ગે દોરાએલી બુદ્ધિથી જ સુચવાએલી હતી. બહુ ઉતાવળમાં લખું છું. કામ ઘણું વધી પડયું છે ને ખુબ કંટાળો આપે છે. રોષ કાઢી નાખજો ને કદી કદી મારો વિચાર કરજો. ને મને સંભારતી વખતે ઘણું હસવાનું માંડી વાળજો.



# તંત્રીસ્થાનેથી



[ અનુસંધાન પૃષ્ઠ ૧૯૭ થી ]

ગયા. ત્યાં રહ્યા પણ 'જોર કરો' એ વિના બીજું તેમને જાણવાનું મળ્યું નહીં એટલે વળી પાછા આવ્યા અને અહીંજ નિયમિત ને પદ્ધતિસર વ્યાયામ શરુ કર્યો. પરિણામે તેમનો અનેક, રાજરજવાડાઓ સાથે પરિચય વધ્યો અને 'પદકો' (Medals) પ્રાપ્ત કર્યો.

શરીરિક સંપત્તિવાળાને એક અતિ મહત્વની ઉણપ રહે છે અને તે પુરતી ખોરાકીની. વ્યાયામના પ્રમાણમાં ખોરાકની આવશ્યકતા હોય તેમણે અહીં મુંબાઇમાં આવી કેટલોક વખત કોહીનુર ફીલ્મ કંપનીમાં Actor તરીકે પણ કાર્ય કર્યું. પરંતુ ત્યાંનું વાતાવરણ તેમના માનસિક વિચારોને અનુકુળ નનીવડયું એટલે તેમણે તત્તજ ને કંપની છોડી દીધી.

આજે તે બાપ ત્રણ ચાર ખાનગી ટ્યુશનો આપી પોતાનો નિર્વાહ કરે છે.

પોતે પ્રાપ્ત કરેલી વિદ્યા અન્યને આપવી એ હેતુથી તેમણે માંતાકુઝમાં પોતાનાજ ખર્ચે એક સાર્વજનિક વ્યાયામ મંદિર ખોલ્યું છે; અને ત્યાં અત્યારે પાંચ છ બાળાઓ, ૨૦–૨૫ છોકરાઓ અને ૧૦–૧૫ મોટા માણસો વ્યાયામનો લાભ લેઇ રહ્યા છે!

પૂર્વ ને પશ્ચિમની વ્યાયામ પદ્ધતિનું તેમણે મિશ્રણ કર્યું છે હાલ તેઓ વજન ઉંચકવાનો (Weight lifting) વ્યાયામ ખાસ કરે છે અને તેમા ૨૮૦ પૌંડ વજન ઉંચકી શકે છે. ૨૨૫૦ પૌંડના પથ્થર છાતી પર રાખવો, શરીર ઉપરથી ગાડું પસાર કરવું એવા અનેક પ્રયોગો તેમને સાધ્ય છે.

એના જીવનનો એકજ ઉદ્દેશ છે અને તે ગુજરાતના શરીરને સુદ્રઢ બનાવવું.

ગુજરાત! તારે આંગણે કાર્ય કરનાર માણસ છે, સાધન છે એનો ઉપયોગ કરતાં તને આવડે તો નવયુગની અનેક નવીનતાઓ તું રચી શકે છે.

ચિત્રકાર ગ. ગોરક્ષકર.

રા. ગોરક્ષકરનું નામ મુંબાઇની ચિત્રકાર આલમમાં મશહુર છે. તેમની લાઇન વર્ક અને કલર વર્કની વિશારદના વિશિષ્ટ પ્રકારની છે. તેમની કળામાં પૂર્વની ભાવનાત્મકતા અને પશ્ચિમની વાસ્તવિકતાનું સુંદર મિશ્રણ છે. તેમની પીંછી હાસ્ય ને મર્મ વિનોદનાં લક્ષ્યવેધી બાણો છોડી શકે છે. ૧૯૨૪ માં વેમ્બલીમાં ભરાએલા પ્રદર્શનમાં તેમણે લાંબા વિરહ પછી દુષ્યંત અને શકુંતલાના મેલાપના કરુણ છતાં સુખદ પ્રસંગને એક ઉત્તમ કલાવિધાયકના તલસ્પર્શી કલાવિધાનથી ને પૂર્વ પશ્ચિમના ઉદાત્ત આકર્ષક રંગોમાં ચીતરી રજુ કર્યું હતું. આ ચિત્ર પ્રશંસાને પાત્ર નીવડયું હતું અને એજ ચિત્ર અમે અમારા ગ્રાહકોને આ અંકમાં આપીએ છીએ.

ગત માસમાં અહીંના પ્રીન્સ ઓફ વેલ્સ મ્યુઝીઅમે તેમનું એક 'પર્ણકુટિ' વાળું ચિત્ર ખરીદી લેઇ ચિત્રગૃહને શોભાવ્યું છે અને આ આશાસ્પદ યુવાન ચિત્રકારને ઉત્તેજન આપ્યું છે.

ગોરક્ષકરના ચિત્રમંદિરમાં હાલ તાલીમ લેઇ રહેલા રા. વી. ડી. વાગલેનું ચિત્ર પણ અમે અમારા વાચકોને સાદર કરીએ છીએ.

શરદુત્સવ

છેલ્લા ત્રેણ વરસથી વડોદરા સાહિત્ય સભા તરફથી આસો માસમાં શરદુત્સવ ઉજવવામાં આવે છે અને તેને અંગે સાહિત્ય-

રસિક નરનારીઓનો અરસપરસ હળવા મળવાનો પ્રસંગ યોજવામાં આવે છે: આ વરસે સંસ્થાઓને તથા વ્યક્તિઓને મોટા પ્રમાણમાં નિમંત્રણ આપવામાં આવ્યાં હતાં. સાહિત્ય સંસદ તરફથી આ પ્રસંગે રા. અંબાલાલ જાની, શંકરપ્રસાદ રાવળ; વિજયરાય વૈદ્ય અને લાભશંકર પ્રભુરામ પ્રતિનિધિ તરીકે ખાસ હાજર રહ્યા હતા.

આ ઉત્સવને અંગે જાહેર વ્યાખ્યાન, વકતૃત્વ ઉત્તેજક સભાઓ, ગરબા વગેરે રાખવામાં આવે છે.

શરદુત્સવને અંગે પ્રેમાનંદ જયંતી ઉજવાય છે તેથી તે મહાકવિની પીછાન કરાવનાર એકાદ વ્યાખ્યાન રાખવામાં આવે છે. આ પ્રસંગે રા. નરસિંહરાવભાઇ પ્રમુખસ્થાન સ્વીકારનાર હતા અને તેથી વિદ્વાનો તેમજ ઇતર વર્ગને તેમનું ભાષણ સાંભળવાની ઘણી ઉત્સુકતા હતી. એઓ અસ્વસ્થ પ્રકૃતિને લીધે હાજર રહી ન શક્યા અને જે થોડું લખી મોકલી શક્યા તે પણ સભા સમયે પહોંચી શક્યું નહીં તેથી ઘણાઓને નિરાશા થઇ. પ્રેમાનંદ જેવા યુગકવિનો અભ્યાસ કરવા આપણો જુવાન વર્ગ વધારે અને વધારે આકર્ષાય એ આ જયંતી ઉજવનારાઓનું લક્ષ હોવું જોઇએ તેથી અગાઉથીજ સારા અભ્યાસી લેખકોને આ પ્રસંગને યોગ્ય લેખો લખવા પ્રેરણા કરવી જોઇએ જેથી પ્રસંગની યોગ્યતા જળવાય તેવું પ્રમુખનું નહીં તો બીજા એકાદ ભાષણકર્તાનું ભાષણ તો મળી શકે.

પ્રસ્તુત પ્રસંગે રા. અંબાલાલ જાની—જેઓ સંસદ અને ફાર્બસ સભાના પ્રતિનિધિ તરીકે હાજર હતા—તેમણે કેટલુંક વિવેચન કર્યું હતું. તેઓ જુના સાહિત્યના અભ્યાસી છે અને પ્રેમાનંદનાં નાટકોની ચર્ચામાં એક પક્ષવાદી પણ છે, છતાં અગાઉથી તૈયારી કરેલી નહીં હોવાથી પોતાનું વક્તવ્ય બહુ સ્ફુટતાથી મુકી શકયા નહોતા. બાકીનાં વ્યાખ્યાનો તો કોઇ પણ જયંતીમાં ચાલી શકે તેવાં હતાં.

અને રા. બ. રમણભાઇ જેમણે પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું તેમણે માત્ર ઔપચારિક થોડાં વાકયોથીજ આખો પ્રસંગ સમાપ્ત કર્યો.

સાહિત્ય પરિષદ મંડળની બેઠક પણ આ પ્રસંગેજ તા. ૨૭–૧–૨૫ (વિજયા દશમી) ના રોજ મળી હતી. તેના અધિકારી મંડળમાં રા. મનહરરામ મહેતા એક મંત્રી તરીકે ચુંટાયા હતા અને વ્યવસ્થાપક મંડળમાં સંસદના સભ્યો પૈકી રા. કનૈયાલાલ મુનશી, રા. ચન્દ્રશંકર પંડયા, રા. મોહનલાલ દલીચંદ, સૌ. શારદાગૌરી મહેતા અને સૌ. લીલાવતી શેઠ ચુંટાયાં હતાં.

સાહિત્યસભાના મંત્રી રા. મટુભાઇ અને રા. ભરતરામે આ ઉત્સવ યશસ્વી પણે પાર ઉતરે તે માટે દરેક જાતની મહેનત કરવામાં બાકી રાખ્યું નહોતું.

---

[નોંધ—અમારા દીપોત્સવી અંકમાં અતિશય સ્થળ સંકોચને લઇને, પ્રાસંગિક ચર્ચા, નવું સાહિત્ય અને સ્વીકારના ચાલુ વિષયો આ મહીને આપી શકયા નથી, તે બદલ દીલગીર છીએ.]







ગુજરાતી સેન્ડો.
પ્રો. સી. મી. શાહ
હાથના સ્નાયુનો વ્યાયામ

ટેબલ આગળજ તેમના વડા શેઠ, વૃદ્ધ સોલીસીટર કાગળીઆં ફેંદતા ઉભા હતા. તેમને માકા કાકામાં થએલા પરિવર્તનની ખબર નહીં હોવાથી તેમણે તો હંમેશના રીવાજ મુજબજ મીજાજમાં કહ્યું: "કેમ માણેકલાલ! કયાંથી આવો છો? હું કલાક થયાં તમારી રાહ જોઉં છું."

"હું ઘેરથીજ આવું છું અને મેં પણ અગાઉ તમારે માટે ઘણી વાર કલાકના કલાક રાહ જોઇ છે." માણેકલાલ તરફથી જવાબ મળ્યો.

"શું? આજ તો ઠીક છે પણ હવેથી જો આ પ્રમાણે મોડું થાય તો—"

સોલીસીટર સાહેબ હજી બેલા નહીં એટલે એમણે કહ્યું: "તો એટલુંજ કે આજ વીસ વરસ થયાં જે પ્રોમોશન નથી મળ્યું તે નહીં મળે એટલુંજને?"

આ વાકયોથી, જાણે સોલીસીટરના માથા ઉપર વીજળી પડી હોય તેમ તેને આંચકો લાગ્યો. પણ તે ચેત્યો. સમય સાચવી લેવાનો હતો. માણેકલાલ વિના ઓફીસ ચાલે એમ નથી એ સત્ય તે બહુ સારી રીતે સમજતો હતો. તેણે સહેજ હસીને કહ્યું: "આજે કંઈ કારણ હશે. હોય, મોડું થઇ પણ જાય. પણ આજે બહુ મોડું થયું."

"હાજી. કાલે રાતે જતાં પણ મારે બહુ મોડું થયું હતું અને આજ વરસો થયાં એજ પ્રમાણે મોડું થતું હતું. એ ટેવ મેં આજથી તોડી નાખી છે." માણેકલાલે જવાબ આપ્યો.

સોલીસીટર ગમ ખાઇ ગયો અને પોતાની રુમમાં ચાલ્યો ગયો. તરતજ આસપાસ ઉભેલા કલાર્કોએ પોતાની હમેશની રીત મુજબ માકા કાકાને પકડયા અને તેમને ઉચકવાનો યત્ન કર્યો. પણ જ્યાં મંગાબહેન, રતનબા અને સોલીસીટર જેવાં ક્ષણ ક્ષણમાં મહાત થઇ ગયાં ત્યાં બીચારા આ કલાર્કોનો કયાં પત્તો! ભીમ યુદ્ધે ચઢતાં જેમ શત્રુઓમાં હાક વાગી જાય તેમ માણેકલાલ પોતાની ગદારુપી છત્રી લઇને ધસ્યા એટલે કલાર્કો છિન્નભિન્ન થઇ ગયા. પાંચ મીનીટમાં આખા સ્ટાફ તરફથી દીનમાં દીન રીતે માફી મંગાઇ ગઇ અને વડા મેનેજીંગ કલાર્ક તરીકેની પદવી માણેકલાલની થઇ ગઇ. વિજય ઉપર વિજય મેળવી લઇને માણેકલાલ છેલ્લો વિજય મેળવવા સોલીસીટરની રુમમાં ધસ્યા. ત્યાં જતાં વેંતજ સોલીસીટરને માણેકલાલે રોકડું પધરાવી દીધું કે આવતી પહેલી તારીખથી પોતે નોકરી છોડી જનાર છે.

સોલીસીટરે શામ, દામ, ભેદ અને દંડ બધુંએ અજમાવી જોયું પણ પહેલાં તો માણેકલાલ એકના બે નહીં થયા. છેવટે ઘણું સારૂં પ્રોમોશન અને માણેકલાલની ઇચ્છામાં આવે ત્યારે ઓફીસમાં એમણે આવવુ તેમજ એમને બેસવાને માટે જુદો રુમ કરી આપવો એવા કપરા કરારો કરીને પણ સોલીસીટરે માણેકલાલને પીગળાવ્યા.

બસ! નેપોલીઅન પણ જે વિજય નહીં મેળવી શકયો તેવો અસાધારણ વિજય મેળવી માણેકલાલ બહાર આવ્યા તેમના હૃદયમાં આનંદના ઓઘ ઉછાળવા લાગ્યા. આ વખે, એકજ ઝપાટે જન્મથી ગુલામગીરીની શૃંખલા જે પડી હતી તે તોડી નાંખી સ્વતંત્ર થઇ તેના કારણમાં માત્ર પેલા સાઇકલીસ્ટની સાથે અથડાવા એજ વિચાર દેવામાં ફરી ફરી ઉકેલતા અસલના માકા કાકા—પણ હવેથી માણેકલાલભાઇએ ઘંટડી વગાડી સીપાઇને બોલાવ્યો અને એક સોડા—આઇસનો ઓર્ડર આપ્યો.

## કુમારના અનુભવ



[અનુસંધાન પૃષ્ઠ ૧૯૭ થી]

"ત્યારે તમે તો અજ્ઞાન કરતાં તમારા પેટનેજ રુઓ છો એમ કહોને." કમલિનીએ પોતાનો કક્કો ખરો કરતાં કહ્યું.

"પણ એ તો ઠીક. પણ તમને બધા અલમસ્ત લોકોને હાથે રાંધતાં શું થતું હતું? એ બીચારી પાટીદારણ તમારું વૈતરું શાનું કરે?" પદ્મિનીએ સપાટો લગાવ્યો.

મેં તેની પરવા ન કરતાં આગળ ચલાવ્યું: "ગામના મોટા મંદિરમાં ગયા ત્યાં એક હરામખોર બાવાની આસપાસ પુરુષ એકે નહીં મળે, પણ બૈરીઓનુંજ મોટું ટોળું જામેલું. બાવો કોઇને બનાવતો જાય, કોઇને કૈં મંત્ર આપતો જાય, અને કોઇની પાસે મિષ્ટાન્ન માગતો જાય. આ જોઇને તો મને કંપારી છુટી."

"એ તો બીચારીઓના વહેમ. તે તેમને સમજાવીને તમારે દૂર કરવા જોઇએ." કમલિની બોલી.

"તે વખતે તમારા હાથમાં લાકડી હતી કે નહીં?" ચંદ્ર ખોળામાંથી માથું ઉંચકી બોલી ઉઠયો.

"કેમ?" મેં પુછ્યું.

"કેમ શું? હું હોઉં તો ચાર લગાવીને સાળાને રવાનાજ કરી દઉં, એટલે ફરી કોઈ ગામમાં જવાની ખોજ ભુલી જાય." આટલું બોલી ખોળામાં માથું નાખી તે પાછો ઠંડો પડી ગયો.

"પણ મને તો તમારા પુરુષોનોજ તિરસ્કાર આવે છે." પદ્મિનીએ નાકનું ટેરવું ચઢાવી કહ્યું.

"બૈરીઓની દયા ખાઇએ છીએ તે માટે?" મેં પુછ્યું.

"દયા તો ઠીક! પણ ગામડાના મરદોમાં પાણી હોત તો બાવાની મગદુર શી કે ગામમાં કે મંદિરમાં પેસી શકે? એ બાયલાઓનો વાંક નથી કાઢતા અને બૈરાંઓની દયા ખાઓ છો!"

મેં વળી આગળ ચલાવ્યું: "પછી અમે નીશાળોમાં ગયા. છોકરાઓની શાળા ભરચક ભરેલી. છોકરાના માસ્તરો કેટલા ચકોર, ચોખ્ખા ને ચળકતા, પણ કન્યાશાળામાં ગયા ત્યાં તો છોકરીઓ પુરી પા ભાગની પણ નહીં. તે વારંવાર ગેરહાજર રહે. જે આવે તે મેલી, ગંદી અને નમાલી! અને મહેતીજી દોઢડાહ્યલી, અક્કલ વગરની, અને અભણ. પા કલાક શીખવે તો અર્ધો કલાક પાછું પારણું હલાવે."

કમલિની ચીઢાઇને બોલી: "બસ કરો હવે તમારું પુરાણ. ગમે તેમ કરીને બીચારી બૈરીઓને વગોવવા બેઠા છો!"

"અને વળી બોલતાં જરા શરમાતાએ નથી. ઘરનો, નીશાળનો અને સરકારનો અધિકાર કોના હાથમાં હોય છે, પુરુષોના કે સ્ત્રીઓના તેનું કૈં ભાન તો છેજ નહીં!" પદ્મિની જરા ચીઢાઇને બોલી.

પણ મેં તો આગળજ ચલાવ્યું: "વળી અમે ગામમાંથી નીકળતા હતા ત્યારે તો તળાવની પાળ આગળ પાકી સડક ઉપર બુઢ્ઢી અને જુવાન બૈરીઓનું મોટું ટોળું નિર્લજ્જ-પણે છાતી કુટી ભાન વગર રોકકળ કર્યા કરતું હતું. તે જોઇને તો મને હદપાર ત્રાસ છુટયો."

"અને તમારા પુરુષો તો કૈં પોક નહીં પાડતા હોય? અહીંઆંથી પણ હું ઘણી વાર સાંભળું છું." કમલિનીએ કહ્યું.

"હવે તમારી ગામડાંની કચકચ મહેરબાની કરીને બંધ કરો, નહીં તો અમારે

તમને અહીંથી કાઢી મુકવા જોઈશે." પદ્મિની અડધું ગુસ્સામાં અને અડધું મજાકમાં બોલી.

"મારી ગામડાંની વાત તો પુરી થઈ. પણ તે પછી ગાડીમાં બેસીને આવતાં શહેરની સ્ત્રીઓ વીશે વિચાર કરતો હતો ત્યારે પણ ઘણીજ દયા આવી."

"એટલે ?—" નલિનીએ પુછ્યું.

"મને એમ થયું કે સ્ત્રીઓના નસીબમાં-જ નીચા રહેવાનું લખ્યું હશે. ન ભણે તેણે તો પોતાનું પેટ ભરવાને કોઈને પરણીને ગુલામ થવું પડે. ઘણી ભણે છે તે પણ જરા સુધરેલો સ્વામી કે પૈસાવાળો પતિ મેળવવા માટેજ. તમે બધાં રોફ મારો છો તોપણ પરણશો નહીં તો મહેતલીઓજ થશો."

આ વચનથી તો આખા મંડળમાં ખળભળાટ થઈ ગયો. પદ્મિની ઉભી થઈ ગઈ. ચંદ્ર ખોળામાથી બેઠો થઈ ગયો.

"આ તો હવે અંગત ટીકા કરવા લાગ્યા" નલિની જરા ગુસ્સાથી બોલી.

"હવે તો છેક હદપાર ગયા" કમલિની જરા તીખી થઈ.

"તમને આજે ચિત્તભ્રમ થયો છે કે કૈં પી કરીને આવ્યા છો ? વધારે લવારો કરશો તો પોલીસને સોંપવા પડશે!" પદ્મિનીએ આંખો ચગાવી રુઆબથી કહ્યું.

મેં છેવટનું પગલું ભર્યું: 'પણ આમાં કોઈને કૈં અકળાવા જેવું છેજ નહીં. પદ્મિની કહે છે તેમ નથી પુરુષોનો વાંક. કે હું કહું છું તેમ સ્ત્રીઓનો દોષ પણ નહીં હોય. વાંક વિધાતાનો કે તેણે સ્ત્રીઓને તમારી માફક 'કમજોર અને ગુસ્સા ખોર' એવી બનાવી. અને કોઈ કવિએ પણ કહ્યુંજ છે કે 'સ્ત્રીઓની મતિ પાનીએ.'"

"ચુપ," પદ્મિનીએ આવેશથી છેલ્લો હુકમ ફરમાવ્યો. "અમે કેવાં કમજોર છીએ તે જોવું છે?" એમ કહી બધાંને નીશાની કરી એટલે થોડી વારમાં સૌ બેડમીંગ્ટનનાં રેકેટથી સજ્જ થઈ ગયાં અને ચંદ્ર તો ક્રીકેટનું બેટ લઈ આવ્યો. કલ્લોલને પણ સમજ્યા વિના તોફાનમાં રસ પડ્યો એટલે તેણે પણ રબરનો બોલ મારી સામે તાક્યો.

મારું તોફાન પુરું થયું. નાના સાથે હારવામાં શરમ અને જીતવામાં વકર નહીં, એમ સમજીને સહેલાઈથી મારી આસપાસ રચાએલા કોટને તોડીને હું સટકી ગયો.

× × ×

બે ત્રણ દિવસ પછી મેં પદ્મિનીને કહ્યું: "આપણી લડાઈ ઉપરથી મને એક વિચાર આવ્યો છે."

"કેમ ફરી પ્રસાદી જોઈએ છે?" તેણે હસીને પુછ્યું.

"એમ નહીં; પણ આવા કોઈ સવાલ પર જો આપણે બધાં મળીને નિયમસર ચર્ચા કરીએ તો સૌને ફાયદો થાય."

"અમારું એક બાળમંડળ પહેલાં હતું. પણ પછી ભાષણ કોઈ તૈયાર કરે નહીં, અને બહારના કોઈ આવે નહીં; એટલે બધું ભાંગી પડ્યું."

"હવે આપણે નવું મંડળ સ્થાપીએ—કુમાર મંડલ" મેં જરા ધીમેથી સુચવ્યું.

"કેમ કુમાર મંડલ? કુમારી મંડલ રાખવું જોઈએ. કુમાર કરતાં કુમારીની સંખ્યા આમાં વધારે થશે." પદ્મિનીએ મને જરા ધમકાવતાં કહ્યું.

"સંખ્યામાં શું ? શક્તિ પણ જરા જોવી જોઈએ."

"કેમ વીફર્યો કે ? ફરીથી નાસતાં ભોંય ભારે પડશે." પદ્મિનીએ જરા આંખો ચઢાવી.

"ઘડીઘડીએ તલવાર પર શાની હાથ નાખે છે ? જરા ધીરજથી વિચાર તો કર." મેં ગંભીરપણે કહ્યું.

"શો વિચાર?"

"કાયદા પ્રમાણે પુરુષવાચક નામમાં સ્ત્રી-વર્ગનો સમાવેશ થઇ જાય છે."

"મહેરબાની કરીને કાયદાની વાત તો કરશોજ નહીં. કાયદા બનાવનારા તો તમેજ ને?"

"વળી કુમારી મંડલ નામ કાનને ખરેખર મારું નથી લાગતું."

છેવટે મારો આગ્રહ તેણે કબુલ રાખ્યો.

"પણ એક બે શરતો કરવી પડશે." પદ્મિનીએ કહ્યું.

"શી ?"

"જે છોકરા અને છોકરીઓ કુંવારા હોય—જેનો વિવાહ પણ હજી ન થયો હોય અને જે હંમેશાં કુંવારા રહેવા માગતા હોય તેજ આમાં દાખલ થઇ શકશે."

"મન તો કબુલજ છે. પણ તમારા મનને જરા પુછી જોજો."

"બહુ બાયલા ન થશો. અમે વિચાર કર્યા વિના નથી બોલતાં સમજ્યા કે?"

"આ ઉપરથી આપણી પહેલી ચર્ચાનો વિષય સુઝે છે: 'કેમ ન પરણવું'?"

"કબુલ."

પણ એકજ જણનું ભાષણ નહીં; સૌ પોતપોતાના વિચાર જણાવે."

"એ પણ કબુલ. આવતે રવિવારે પહેલી સભા રાખીશું."

સૌને આ વાત પસંદ પડી, એટલે પહેલી ચર્ચાનો વિષય નક્કી થયો.

(અપૂર્ણ)



## શ્રીનાથજીની ભીખારણ



[અનુસંધાન પૃષ્ઠ ૧૭૨ થી]

જજ સાહેબે વાંચી સંભળાવી. કચેરી તો ચીકાર ભરાઇ ગઇ હતી. હું તો બીક અને શરમની મારી અધમુઇ થઇ ગઇ. પછી સરકારી વકીલે મને પ્રશ્નો પુછ્યા. છેવટ હું બેશુદ્ધ થઇ ગઇ અને સાંજ ઢળી પડી. જ્યારે શુદ્ધિમાં આવી ત્યારે હું મારા ઘરમાં પડેલી હતી."

આટલી વાત કહ્યા પછી મેં પુછ્યું ' ત્યારે તારા ધણીને દીયેરોને ફાંસીની સજા થઇ ખરી કે નહીં?"

બાઇએ કહ્યું: "ના સાહેબ. મારોજ પુરાવો જરુરનો હતો. અને મેંજ ફેરવી તોળ્યું. ને માત્ર બે પોલીસના સીપાઇની સાક્ષી લેવાઇ. એ સીપાઇઓ કૈં જવાબ દેતાં તતપપ થઇ ગયા, એટલે જજ સાહેબે તેમનું માન્યું નહીં. ને ગુનેહગારોને છોડી દીધા."

"ઘેર આવ્યા પછી મારા ઉપરનો જુલમ તો ચાલુજ રહ્યો. મારો ધણી મારા ઉપર શોક્યનું સાલ લાવ્યો. ને ઘરનો બધો ઘસડબોજો મારે શિર રહ્યો. એના કરતાં કાળુની પેઠે મારુંએ મોત થયું હોત તો નીરાંત હતી. આ ત્રાસમાંથી તો છુટતી. થોડા વખત પછી મારા ધણીને ત્રિદોષ થયો ને મરી ગયો. પછી મને થયું કે હવે કૈં શાંતિથી દહાડા ગાળીશ. મારા દીયેરોએ જુવારુ માંડેલું હતું. એટલે બધી જમીનનાં વારસ હું ને મારી નવી શોક એજ હતાં. પણ મારા ગયા જનમનાં કરમ નઠ્યાં. આ જન્મારામાં મારા જીવને ચેન પડવાનું સર્જેલું નહોતું. મારા દીયેરોએ કહેવા માંડયું કે અમે તો જુદા પડયાજ નથી. સંયુક્ત કુટુંબજ છે. એટલે વિધવાઓનો હકક તો માત્ર ખોરાકી પુરતો. શોક્યનું મોં એ લુચ્ચાઓએ બંધ કર્યું હતું કેમકે એ તો અર્ધી મીલકતની માલીક; તે તેને સોંપી. ને મને અભાગણીને દુઃખ દેવા માંડયું. આ જીવતા દોઝખમાંથી નાસી છુટેજ છુટકો હતો રાતોરાત ઘર છોડીને નીકળી ચાલી ને ભીખ માગીને દહાડા કાઢયા. થોડા દહાડાથી અહીં શ્રીનાથજીમાં આવી છું, પણ કોઇ દુશ્મને અહીંના બ્રાહ્મણોને મારી ચાડી કરી છે એટલે જ્યારે ભીખ માગું છું ત્યારે પણ મને હાંકી કાઢે છે. આજે સવારે આપે નજરે જોયું, હવે મારે તો એકજ ઇચ્છા છે—ભગવાન મને બોલાવી લે. એક વાર એના દર્શન કરીને એના ચરણે મારા પ્રાણ અર્પણ કરી દઉં, પણ એટલુંએ આ લોકો મને કરવા દેતા નથી. મુજ નોંધારાના આધાર ભગવાન માત્ર છે. એ મને આશરો આપશે. તેથી આપને મારી એટલીજ વીનંતી છે કે મને એક વાર દર્શન થવા દો."

મને આ બીચારી અનાથની દયા આવી. એનો અંતઃકરણનો પશ્ચાત્તાપ જોઇને મારી આંખમાં આંસુ આવ્યાં. મેં એને સહાય કરવા વચન આપ્યું.

મારા મિત્ર કલેકટર હતા. તેમણે બ્રાહ્મણોને કોઇ રીતે સમજાવ્યા, પટાવ્યા, ધમકી આપી ને છેવટ બ્રાહ્મણોએ ગાળો દેતાં દેતાંએ એક વાર એ બાઇને અંદર આવવા દીધી.

બીજે દિવસે સવારના પહોરમાં મેં તજવીજ કરી તો માલુમ પડયું કે મંદિરના મોં આગળ કદમના ઝાડની નીચે શાંત સ્મિત સાથે આ દુઃખીઆરી કમનસીબ સ્ત્રી જગતના કલેશ પરિતાપ છોડીને સનાતન શાંતિ સુખમાં સુતેલી હતી. ખરેજ ભગવાને એનો હાથ સાહ્યો હતો. ક્રૂર જગતને એની દયા નહોતી. પરંતુ પરમ કૃપાળુ દયાસાગર પરમાત્માને તો સર્વ માનવીઓ સમાનજ છે. નથી ત્યાં સ્ત્રી પુરુષનો ભેદ, કે નથી દીન અને ધનાઢયનો ભેદ. છેવટે આ ભીખારણના આત્માને શાંતિ પ્રાપ્ત થઇ. ભગવાનમાં એ સમાઇ ગઇ.

# શિશિરકાંત

[અનુસંધાન પૃષ્ઠ ૧૭૬ થી]

[અનુસંધાન પૃષ્ઠ ૧૭૬ થી]

પોતાના બચાવ માટે અગાઉથીજ તૈયારી કરવા માંડી. એમનો વિચાર એવો હતો કે જો શિશિરને ન્યાત બહાર ન મુકે તોજ પોતાના દીકરાને નિર્ભયપણે શાળામાં મોકલી શકાય અને ૩૦-૪૦ રુપીઆ ઘરમાં આવતા થાય.

ઘણી માથાઝીક અને કલબલાટ પછી ન્યાતે પોતાનો ચુકાદો સંભળાવ્યો: "જો શિશિરકાંત હવેથી ઢેડનાં છોકરાંને ભણાવવા જવાનું બંધ કરે અને પ્રાયશ્ચિત્ત કરી ન્યાતને રૂ. ૫૧ દંડ આપી જ્ઞાતિભોજન કરાવે તો તેમને ન્યાતગંગા પાવન કરે."

"કેમ શિશિરકાંતભાઇ! તમારે આ વાત કબુલ છે? જો કબુલ હોય તો બધા જ્ઞાતિભાઇઓ તમારા પર એટલી મહેરબાની કરવાને તૈયાર છે. અને ન્યાતગંગા તમને પાવન કરી તમારે ત્યાં જમવા આવે. જેવો વિચાર હોય તેવો કહી દેજો!" ન્યાતના પંચે કહ્યું.

શિશિર જવાબ આપવાને ઉભો થયો. તેની આંખમાં શાંત નિશ્ચયાત્મકતાનું ઘેન-નીશો હતો અને હોઠ પરના સ્મિતમાં સહેજ તિરસ્કારનું મિશ્રણ હતું. તેણે કહ્યું: "ગૃહસ્થો! તમે આપેલી તક માટે આભાર માનું છું. પરંતુ તેનો હું લાભ નથી લઇ શકતો માટે દીલગીર છું."

આટલું કહી તે એક ક્ષણ માટે થોભ્યો. ત્યાં એકઠા થએલા મંડળ પર તેણે એક ઘૃણાની નજર નાખી. દાદર આગળ ચંદુ અને મધુકરને તેણે તૈયાર થઇ ઉભેલા જોયા. જ્યાંજ્યાં એની નજર ફરી ત્યાંત્યાં મારી પણ નજર ફરી અને હું તો ગભરાઇ ગયો. નહીં કે હું બીકણ હતો, પરંતુ સહજ વાતમાંથી ભયંકર પરિણામ કદાચ આવી જાય એવાં સર્વ ચિન્હ હતાં. ન્યાતના તેમજ પરન્યાતના જુવાનોની એક એક જોડી ન્યાતના પટેલીઆઓ તેમજ બીજા કેટલાક દોઢડાહ્યા માણસોની આજુબાજુ બેસી ગઇ હતી. દરેકે ધોતીઆંનો કચ્છ મારેલો હતો. શિશિરે પણ આ જોયું અને તેના કપાળમાં ચિંતાની સહજ કરચલી પડી. તે ચંદુ તથા મધુની યુક્તિ સમજી ગયો. ચંદુએ અને મધુએ સોગન ખાધા હતા. કે બીજા સાથીદારોએ ઓછાજ સોગન ખાધા હતા? જ્યાં જ્યાં દીવા હતા ત્યાં પણ એક એક જુવાનને તેણે ઉભેલો જોયો. આ બધું એકજ ક્ષણમાં બન્યું અને તેણે પાછું પોતાનું કહેવું શરુ કર્યું.

"કારણ મારી માન્યતા એવી છે કે આજે જે લોકોને બ્રાહ્મણો તરીકે ઓળખવામાં આવે છે તે લોકો બ્રાહ્મણ છેજ નહીં. બ્રાહ્મણો તો એ છે કે જેની આંખમાં વિનાશનો દાવાનળ સળગતો હોય, જેની ભુજાઓમાં અજીત વિજેતાની તાકાત હોય, જેના ત્યાગ અને તપનાં તેજ આગળ રાજરાજેશ્વરનાં રત્નખચિત મુકુટો ઝાંખા પડતા હોય અને છતાંએ તેઓ પુષ્પથી પણ સુકોમળ હોય, ને દયાના સાગર હોય એનું નામ બ્રાહ્મણ.

"આજે તો બ્રાહ્મણોની આંખમાં ભિક્ષુકો -ભીખારીઓની દીનતા ભરેલી છે. હાથ માત્ર દાન લેવામાંજ ટેવાયા છે. અવાજમાં યાચના અને આજંવતાજ છે. ગુલામોનો આધગુણ અજ્ઞાનતા અને ધર્મો તે બ્રાહ્મણોનો ધર્મ થઇ પડયો છે. અને એ સર્વની નીશાનીરુપ તમારું આ ઉપવીત તે આજે તમને પાછું આપી તમારા બ્રાહ્મણપણામાંથી હું મુક્ત થાઉ છું."

એમ કહી તેણે પોતાનું ઉપવીત કાઢી, તોડી નાખી સભાની વચ્ચે ફેંક્યું અને બેપરવા ભરેલી રીતે તે ત્યાંથી ચાલ્યો ગયો. ઘડીભર તો બધા કૈંજ સમજી શક્યા નહીં. હું પણ સમજી શક્યો નહીં પણ એકાએક વંદેમાતરમ્‌ની ગર્જના થઇ, દીવા હોલવાઇ ગયા અને અંધારામાં ધમાધમી શરુ થઇ. કોઇકે અંધારામાં મારો હાથ પકડ્યો અને મને દોરીને સહીસલામત બહાર મુકી દીધો. કોલાહલ ખુબ વધતો હતો. અને પછી તો ઉપરાઉપરી છીંકોના અવાજો અને કકળાણ સંભળાયું. અંદર આ બધું શું છે અને આટલી બધી છીંકો શાથી ખાય છે તે જાણવા માટે બહારના લોક આતુર બન્યા હતા. આખરે થોડીક વારે દીવા થયા અને કોઇએ દરવાજા ઉઘાડ્યા. બધા લોકો બહાર નીકળ્યા. પટેલીઆઓનાં અને બીજા એવા કેટલાકનાં મોઢાં વીલાં પડી ગયાં હતાં. જુવાનીઆઓ બધા બનાવટી ગંભીર થઇ ગયા હતા અને તેમની આંખો હસુહસુ થતી હતી.

હું મધુ તથા ચંદુને લઇને શિશિરને ત્યાં ગયો. ઘરમાં પેસતાજ મધુકરનું હસવું કેમે કરીને માય નહીં.

"ઓ દોસ્ત શિશિર! એવી તો ગમ્મત આવી! એવી તો ગમ્મત આવી!" અને તેણે ખડખડાટ હસવા માંડ્યું.

"શું તોફાન કર્યું છે?" શિશિરે ચિંતાથી પુછ્યું.

"કૈંજ નહીં. માત્ર તારા ગયા પછી અમે દીવા હોલવી નાખ્યા; વાડીનાં બારણાં બંધ કરી દીધાં અને એ લોકોના નાકમાં તડાક છીંકણી ઘોસી ઘાલી. કોઇને માર્યા નથી માત્ર પકડી પકડીને ખુબ ગલીપચી કરી એટલુંજ." ચંદુએ બનાવટી ગંભીરપણું ધારણ કરી કહ્યું.

આ વાત સાંભળીને શિશિરને પણ હસવું આવ્યા વગર રહ્યું નહીં.

"અરે યાર! એવી તો છીંકાછીંક જામી હતી અને પાઘડીના ડબ્બા એવા તો ઉડતા હતા કે ન પુછો વાત. તારા સોગંદ ખાધેલા તે પાળ્યા ખરા."

તેમની વાત સાંભળી મારા હસવાને માંડમાંડ રોકી મેં પુછ્યું: "આ યુક્તિ કયા ફલદ્રુપ ભેજામાંથી નીકળી વારુ?"

"અરે દોસ્ત! પેલો નાનકડો નવીન આપણા રમાકાંતનો ભાણેજ અંગ્રેજી ત્રીજા ધોરણમાં છે અને તે અખાડામાં આવે છે. તેણે એ સુચના કરી. તેણે કહ્યું કે શિશિરકાંતમામાએ સોગંદ દીધા કે કોઇને મારવું નહીં પણ કૈં ગલીપચી ન કરવાના અને તડાક છીંકણી ન સુંઘાડવાના ઓછાજ સોગંદ દીધા છે? એ નાનકડો મરદ કહે છે કે મેં મારાં દાદીમાને એક દિવસ ઉંઘતાં હતાં ત્યારે તડાક છીંકણી સુંઘાડેલી; અને એ અખતરા પરથી મારી ખાત્રી થએલી કે કોઇને માર મારવો અને તડાક છીંકણી સુંઘાડવી એમાં કૈં વધારે છે નહીં. અમને તરતજ આ સુચના પસંદ પડી." મધુકરે હસતાં હસતાં કહ્યું.

"એ નાનકડા રતનને સાચવી રાખવા જેવું છે કદાચ સંભવ છે કે એ ગુજરાતનો માર્ક ટ્વેન પણ થાય" ચંદુએ કહ્યું.

બીજે દિવસે અખાડામાં મળવાનું કહી ચંદુ અને મધુકર મોડી રાતે ઘેર ગયા. શિશિર વિચારમાં પડ્યો.

"શું વિચારે છે?" મેં પુછ્યું.

આ મધુકર, આ ચંદુ અને એ નાનકડો નવીન એ લોકોમાં જીવનનું કેટલું જોમ ભરેલું છે! અને જ્યારે એ લોકો જગતમાં જશે ત્યારે એમાંનું કશું કામ લાગવાનું નથી. બધું

ખુંદાઇ જશે, કચડાઇ જશે." તેણે કહ્યું. એમ વાતો કરતાં કરતાં અમે મોડી રાતે સુઇ ગયા.

× × ×

"કેમ શિશિર, રજાઓ ક્યારે પડે છે?" મેં ઘરમાં આવતાં પુછ્યું.

"આવતા શનિવારથી રજાઓ શરુ થઇ જાય છે. કેમ પછી તેં મુસાફરીમાં આવવાનો શો વિચાર કર્યો?"

"જરુર આવવાનો. તેથી તો તને પુછવા આવ્યો છું કે ક્યારે જવાનું છે?"

"આ રવિવારે સવારે બધા ઉપડીશું."

રવિવારે અમે બધા મુસાફરી પર ઉપડયા. શિશિર, મધુ, ગંદુ, નાનકડો નવીન, હું બીજા ઘણા છોકરાઓની એક ટોળી પગરસ્તે કુચ કરતી કરતી ગુજરાતનાં ઐતિહાસિક સ્થળોને જોઇ વળી. અને જોતજોતામાં અમારી રજાઓ પુરી થઇ. અમારે પાછા ફરવાનું થયું.

રસ્તામાં શિશિર અમારા બધાથી છુટો પડયો કારણ કે એને અંત્યજ મંડળના મંત્રીને મળવાનું હતું. તેમને મળીને એત્રણ દિવસમાં આવી પહોંચવાનુ જણાવી તે અમારા મુકામ આગળથી ફંટાતી બીજી સડકે ચઢયો.

× × ×

બે ત્રણ દિવસને બદલે આજ ૧૦ દિવસ થઇ ગયા છે પરંતુ શિશિરનો પત્તો ન હતો. અંત્યજ મંડળના મંત્રીને પત્ર લખી પુછાવ્યું તો ત્યાંથી જવાબ આવ્યો કે શિશિરકાંત અહીં આવેલ નથી. અને અમને બધાને એની ચિંતા થવા લાગી.

ત્યાર પછી આઠેક દિવસે અને એક કાગળ મળ્યો. તેમાં લખેલું હતું કે શિશિરને અકસ્માત થવાથી તે પથારીવશ છે. ઉપર શી.નામું નીચે પ્રમાણે હતું:

શિશિરકાંત

C/O શેઠ અબદુલ રહેમાન

ગુલશન પેલેસ,

મુ: સુરત.

મેં ચિંતા કરનારા બધા મિત્રોને પત્ર બતાવ્યો. અબદુલ રહેમાન ઘણાજ પ્રખ્યાત વ્યાપારી હતા. ડરબન, ન્યુયોર્ક, લંડન, પેરીસ વગેરે સ્થળે તેમની પેઢીઓ ચાલતી હતી. બચપણમાં તે એક ગરીબ વિધવાના પુત્ર હતા. પરંતુ માત્ર પોતાની બુદ્ધિ અને સતત શ્રમથી તે એક મોટા શાહ સોદાગર બન્યા હતા.

બધા મિત્રોએ ઠરાવ્યુ કે ખરી હકીકત શું છે તે મારે જાતે જોઇ આવવું જોઇએ. આથી હું તરતજ સુરત જવાને ઉપડયો. રસ્તામાં મારા મનમાં અનેક કલ્પનાઓ ઉઠતી હતી. શું અકસ્માત થયો હશે? સખત ઇજા થઇ હશે? કેવી હાલત હશે? આવા આવા વિચારોથી મારું મગજ વ્યગ્ર થઇ ગયું અને સુરત ક્યારે આવે અને શિશિરને ક્યારે મળું એમ થવા લાગ્યું. આખરે બરોબર બળરકે સાડાપાંચ વાગે સુરતના સ્ટેશને ટ્રેન ઉભી રહી: ચહા પીવા માટે પણ ન રોકાતાં ભાડાની ગાડી કરી મેં ગુલશન પેલેસ તરફ હંકાવી.

આશરે સાડાછએક વાગવાને સુમારે ગુલશન પેલેસ આગળ ગાડી ઉભી રહી. સુરત અને કુમસની વચ્ચે તાપીના કીનારા પર, ઇસ્તંબુલના કોઇ પણ અમીરના પેલેસને ટક્કર મારે એવો, ગગન સાથે વાતો કરતો શેઠ અબદુલ રહેમાનનો પેલેસ ઉભેલો હતો. ગાડીવાળાને ભાડાના પૈસા ચુકવી આપી દરવાજા પાસે જઇ દરવાનને કહ્યું: "હું શિશિરકાંતને મળવા માગુ છું."

તે અંદર ગયો અને પોતાની સાથે તદન યુરોપીઅન પોષાકમાં સજ્જ થએલાં એક

યુવાનને લઇને આવ્યો.

મારા ઉપર આવેલો પત્ર તેના હાથમાં મુકી મારા આવવાનું પ્રયોજન મેં તેને કહ્યું.

કાગળ વાંચી તેણે કહ્યું: "મી. રમાકાંત! પધારો." એમ કહી ઘણુજ ભાવથી તેણે મારી સાથે હસ્ત ધૂનન કર્યું.

પછી અમો બગીચો ઓળંગી આરસનાં પગથીઆં ચઢી વરંડા પર થઇને એક વિશાલ હોલમાં દાખલ થયા.

આખા હોલને સંપૂર્ણ બાદશાહી ઠાઠથી શણગારવામાં આવ્યો હતો. વચ્ચેના એક ટેબલ ઉપર ચાંદીની મોટી ધુપદાનીમાંથી સુવાસિત ધૂમ્રના ગોટેગોટા નીકળતા હતા. ચારે બાજુની દીવાલોને રેશમના લીલા પડદાઓથી ઢાંકી દેવામાં આવી હતી. આખા હોલમાં કયાંએ અંગ્રેજી ફરનીચરનું નામ ન હતું. હોલમાં પ્રવેશ કરતાંજ ત્યાંના વાતાવરણે મારા પર એટલી અસર કરી કે હું હીંદુસ્તાનમાં છું એ વાત તદ્દન ભુલી ગયો.

હોલમાં જઇ તેણે રેશમી પડદાને હઠાવી ભીંતમાંનું એક ઝીણું બટન દાબ્યું અને થોડીજ વારમાં એક પ્રૌઢ વયની ઇસ્લામી સુંદરી આવીને ઉભી.

"ફતીમાબાઇ! આ મહેરબાન શિશિરકાંતને મળવાને આવ્યા છે. એમને તેમની પાસે લઇ જાઓ."

"માફ કરજો મી. રમાકાંત! હું જરીક કામમાં છું નહીં તો હું જાતેજ તમારી સાથે આવત." તેણે મારા તરફ ફરીને કહ્યું.

"કંઈ હરકત નહીં" મેં હસીને કહ્યું, અને હું તે બાઇની સાથે અંદરના ખંડમાં ગયો.

અંદર જતાં વચ્ચે એક મોટો આરસનો ચોક હતો. તેના ઉપર બીલોરી કાચનો સુંદર રંગીન ઘુમ્મટ હતો. બરોબર તે ઘુમ્મટની નીચેજ સુંદર આરસનો ફુવારો હતો. ફુવારાની પાળ પર કાળી આરસની ધુપદાનીઓમાંથી સુવાસિત સુગંધ આખા ખંડને ભરી દેતી હતી. ફરતે દીવાલોને અડકાડીને અત્યંત કલાના નમુનારુપ નીચા સોફાઓ ગોઠવ્યા હતા. ત્યાં એટલી તો શાંતિ હતી કે એ શાંતિથી મને ઘેન ચઢવા લાગ્યું ચોકમાં નીચે ફર્શ ઉપર ઠેરઠેર ટર્કીશ ગલીચા બીછાવવામાં આવ્યા હતા. અને તેના ઉપર કોઇ ઠેકાણે વ્યાઘ્રચર્મ તો કોઇ ઠેકાણે મૃગચર્મ તો કોઇ ઠેકાણે રુવાંટીવાળું ચામડું પાથરવામાં આવ્યું હતું.

કાળા અબુનસના અનુપમ કોતરકામથી શોભતા કઠેરાવાળી સીડી ચઢી અમે ઉપરના એક વિશાલ હોલમાં ગયા. ત્યાં સામેના એક બારણા તરફ આંગળી કરી તેણે કહ્યું: "પેલું બારણું ઉઘાડી અંદર જજો. ત્યાં શિશિરભાઇ છે." એમ કહી તે પડછાયાની પેઠે ત્યાંથી ચાલી ગઇ

હું સ્વપ્નામાં તો નથી એની ખાત્રી કરવાને મેં મારી આંગળીને સખત બચકું ભર્યું, અને નક્કી કરી લીધું કે ના છું તો જાગ્રત અવસ્થામાંજ.

ન જાણે કયાંથી એટલામાં ભીંત પર લટકાવેલા સફેદ રેશમી પડદા પાછળથી એક વાઘનું નાનું બચ્ચું નીકળી આવ્યું. મને જોઇને તે અટકયું અને ઘુરકવા લાગ્યું.

"કાદીર! કાદીર! કીધર ભાગ ગયા!" કોઇનો રુપાની ઘંટડી જેવો મધુર અવાજ આવ્યો અને એક નાની આગની જ્યોત જેવી બાલિકાએ પડદા પાછળથી નીકળી આવી તે બચ્ચાને ગળાના પટામાંથી પકડયું, પરંતુ મારા તરફ નજર જતાં તે અચકાઇ, ઘડીભર મારા સામે જોઇ રહી અને સરોષ પુછયું: "તુમ કૌન

હો? ઇધર કયોં ઘુસ આયે હો? કાસીમ! કાસીમ! યહ આદમી કો બહાર નીકાલ." તેણે બુમ મારી.

તરતજ એક પહેલવાન જેવો માણસ હાજર થયો અને મારા સામે જોઇ તે હસવા લાગ્યો.

"હસતા કયા હૈ રે? સુનતા નહીં? મૈં કહતી હું કે ઇનકો બહાર નીકાલો!" તેણે ગુસ્સાથી લાલચોળ થતાં કહ્યું.

"બહેન! એ તો શિશિરભાઇકા દોસ્ત હય. ઉનકો મીલનેકે લીયે આયે હય" કાસમે કહ્યું.

આ સાંભળતાંજ તે બાલા વિચારમાં પડી ગઇ. અને પછી ખડખડાટ ખુલ્લા દીલથી હસી પડી. "તમારું નામ રમાકાંત ખરું ને?" તેણે શુદ્ધ ગુજરાતીમાં મને પુછ્યું.

"તદ્દન સાચી વાત" મેં કહ્યું.

"ચાલો, ચાલો, હું તમને શિશિરભાઇ પાસે લઇ જઉં. એ તો રોજ તમારીજ વાતો કરે છે." એમ કહી વાઘના બચ્ચાને ઉંચકી બગલમાં મારી તે આગળ થઇ. તેની કીંમતી રેશમી ઓઢણીનો એક છેડો ભોંય પર ધસડાતો હતો તેની એને જરીકે દરકાર ન હતી.

હું તેની પાછળ ચાલ્યો. ફલીમાએ બતાવેલી રુમ પાસે આવી તેણે ધડાકાબંધ બારણું ઉઘાડયું. અને ઉમરા ઉપર પગ મુકતાંજ હું સ્તબ્ધ થઇ ગયો.

એક મોટા સુંદર પલંગ ઉપર શિશિર સુતેલો હતો અને તેની આંખો મીંચાએલી હતી. પાસેની ખુરશી ઉપર એક રૂપ અને યૌવનસંપન્ન મુસ્લીમ બાલિકા બેઠી હતી. સામે ટેબલ ઉપર એક જરમનસીલવરની સગડીમાં અંગારા બળતા હતા, અને તે શિશિરના પાટાવાળા એક હાથને શેક કરતી હતી. તેનો માથે બાંધવાનો કીંમતી રેશમી રુમાલ અસ્તવ્યસ્ત પડયો હતો અને તેના લાંબા વાળ લગભગ ભોંયને અડકતા હતા. જાણે કોઇ જીન્નતની હુર સ્વર્ગના કોઇ દૂતની ચાકરી કરતી હોય એવું એ દૃશ્ય હતું. મને લાગ્યું કે હીંદનો વિધાતા કોઇ એક નવી સંસ્કૃતિના અખતરાની શરુઆત આજથી કરે છે.

"ગુલ! તું ઇતના અવાજ કયોં કરતી હય?" તેણે પેલી બાલિકા તરફ ફરીને અતિશય મીઠા અવાજથી કહ્યું.

ગુલે દોડી જઇને પેલા વાઘના બચ્ચાને તેના ખોળામાં મુકી દીધું અને કહ્યું: "બહેન! શિશિરભાઇના દોસ્ત તેમને મળવા આવ્યા છે."

તે બાલિકા તરતજ મારા તરફ ફરી. "રમાકાંતભાઇ! તુમ આયે સો બહુત અચ્છા કીયા" જરાક પણ સંકોચ વગર તેણે કહ્યું અને પાસે પડેલી ખુરશી બતાવીને મને બેસવા કહ્યું.

હું પંદર દિવસ ત્યાં રહ્યો. શિશિરમાં કૈં ન સમજાય—ન કળાય એવું પરિવર્તન થએલું મને દેખાયું.

એક દિવસ શિશિરના રુમનું બારણું ઉઘાડતાં મેં જોયું કે રીયાના પલંગ પર બેસી તેને શેક કરી રહી છે. ધીમે રહીને શિશિરે તેને પોતાની પાસે લીધી અને તેના મસ્તકને નીચું નમાવી તેના હોઠને પોતાના હોઠ સાથે દાબ્યા. રીયાનાએ સ્નેહથી શિશિરના ગાલ પર હાથ ફેરવ્યો.

હું ત્યાંથી અંદર ન જતાં પાછો મારી રુમમાં ચાલ્યો ગયો.

× × ×

ઉપરની વાતને આજે વરસ થઇ ગયું છે. વળી પાછો એક દિવસ હું શિશિરને ત્યાં ગયો. "શિશિર! વેકેશન કયારે પડે છે?"

"કેમ? આવતા શનિવારથી. એ નક્કી થયું ત્યારે તું તો હાજર હતો."

"અને તું જુનાગઢની મુસાફરીએ પણ આવશે ને?"

"હું આવવાનો નથી, મારે કૈંક કામ માટે સુરત જવાનું છે."

"શું કામ છે? આ વખતે આપણે સિંહનો શીકાર કરવો છે."

"હા, પણ નહીં અવાય. જો કે કૈં ખાસ કામ નથી, એવુંજ સાધારણ."

"જો, શિશિર! તું શું એમ ધારે છે કે અમે બધા આંધળા છીએ? મિત્રોની સોબત કરતાં તને ગુલશન "પેલેસ હવે વધારે પ્રિય છે. એ વાત અમે દરેક જણ સમજી ગયા છીએ." મેં હસીને કહ્યું.

શિશિરનો ગૌર ચહેરો શરમથી લાલ થઇ ગયો.

"ઠીક, ઠીક, આમાં શરમાવાનું કૈં કારણ નથી. અમે જાણતાજ હતા કે વહેલું મોડું આવું કૈંક થશેજ. જુવાનોનો તો એ હક છે. અને જેના જીવનમાં એવું બનતું નથી તે કાં તો મહાત્મા છે કે પછી મડદું છે. પણ અમને કોઇને એવો તો સ્વપ્નેએ ખ્યાલ ન હતો કે તું આમ છેક હીંદુ સંસારની બહારજ કુદકો મારીશ."

શિશિર કૈંજ બોલ્યો નહીં.

× × ×

ગામની બહાર નદીના કીનારા ઉપર એક સુંદર ઝુંપડી તૈયાર થઇ ગઇ છે. આવતા માસમાં શિશિર અને રીયાનાનાં લગ્ન થવાનાં છે.

એક દિવસ હું, ચંદુ તથા મધુકર વગેરે બેઠા હતા ત્યાં ગામના કેટલા કહેવાતા બ્રાહ્મણ આગેવાનોનું એક મંડળ આવી પહોંચ્યું અને શિશિરને એ મ્લેચ્છ કન્યા સાથે લગ્ન ન કરવાને સમજાવવા લાગ્યું. જુવાનીઆઓ ઉપર ઘણીજ ખરાબ અસર થશે, હીંદુ ધર્મ નાશ પામશે વગેરે ઘણી ઘણી દલીલો તેમણે કરી.

બધી વાતો સાંભળી લીધા પછી શિશિરે કહ્યું: "ગૃહસ્થો! હું તમારી સાથે મળતો થઇ શકતો નથી."

"અરે ભાઇ! કૈં નહીં તો એટલું તો કર. પેલા આર્યસમાજીઓ પાસે કે સંગઠનવાળા પાસે તે છોકરીને હીંદુ બનાવી પછી લગ્ન કર. એટલી તો હીંદુ ધર્મની લાજ રાખ." એકે કહ્યું.

"ભાઇ! જેમ હું હીંદુ ધર્મનો ત્યાગ કરવાને તૈયાર નથી તેમ રીયાના એના મુસ્લીમ ધર્મનો ત્યાગ કરે તે હું ઇચ્છતો નથી. એને કરવો હોય તો પોતાની રાજીખુશીથી ભલે કરે. પણ તેને હીંદુ ધર્મમાં લાવવાને મારા સ્નેહને હું સાધન તરીકે વાપરવા માગતો નથી. મારે મનથી તો સ્નેહ એજ એક સાધ્ય વસ્તુ છે. જેને તમે લોકો ધર્મ તરીકે આજે માનો છો એ વસ્તુ મારે મનથી તો તદ્દન નજીવી છે. એને હું એટલું મહત્ત્વ આપી શકતો નથી."

શિશિરની આ વાત સાંભળી સૌથી આગળ બેઠેલા અને સૌથી વધારે ગુસ્સે થએલા એક પંડિતજીનો પીત્તો ખસી ગયો. અને તેણે શિશિરને ન કહેવાનું કહી નાખ્યું. આથી મધુકર ઉકળી ઉઠ્યો.

"ઉલ્લુ! તારો તે ધર્મ છે? તું કે જેણે પોતાની દીકરીઓ વેચી છે, તું કે જેણે વારસાને માટે પોતાના માબાપ વગરના ભત્રીજાનું ખુન કર્યું છે, તું કે જેના વ્યભિચારને સીમા નથી, ને અમને હીંદુ ધર્મ શીખવવા આવ્યો છે? ચાલ ઉઠ! બહાર નીકળ!" કહી ઉઠીને તેણે તે પંડિતને ગળચીમાંથી પકડ્યો.

મેં અને શિશિરે વચ્ચે પડીને મધુકરને ધીમો પાડયો. આવેલું મંડળ વધારે ગરબડ કર્યા વગર રવાના થઇ ગયું.

'Oh my God! How I like to kill them, to shoot them, to hang them!" મધુ બબડયો.

"મધુકર! તારામાં શાંતિ કયારે આવશે?" મેં કહ્યું.

"આ તે ધરમ છે કે કેદખાનું? ધરમ ઘર (Home)ના જેવો હોવો જોઇએ. જ્યાં લોકને આરામ મળે, રાહત મળે. અહીં તો તમને દરેક વાતે ઘુંદીજ નાખવામાં આવે છે.

× × ×

શિશિર અને રીયાનાનાં લગ્નને વરસો વીતી ગયાં છે. એમના કોટેજના બગીચાને એક છેડે પૂર્વ દિશામાં એક સુંદર શિવાલય નજરે પડે છે અને બીજે છેડે પશ્ચિમ દિશામાં એક રમકડા જેવી અત્યંત મનોહર મસ્જીદ જોનારનું મન આકર્ષણ કરે છે. ગંગાજમનાના પ્રવાહ જેવી હીંદુ ઇસ્લામ એવી બે સંસ્કૃતિઓને એક યુગલ પોતાના ગૃહસ્થાશ્રમમાં કશીએ હરકત વગર, કશાએ કંકાશ કે કટુતા વગર એકત્ર વહેવડાવે છે.

દેશના અનેક પક્ષો અનેક દૃષ્ટિબિંદુથી આ અખતરાનું નિરીક્ષણ કરી રહેલ છે. ગુલામીનાં બંધનોથી ગુંગળાએલાં અનેક અંતરો પ્રાર્થના કરે છે કે વિધાતાનો એ પ્રયોગ સફળ થાઓ!

પરંતુ ધર્મના લોખંડી બંધનોથીજ જેમનાં પાપી પેટ ભરાતાં હોય, પોતાની વાસના તૃપ્ત કરવાને ધર્મના ઝઘડા જેમને આવશ્યક છે, જેમની સત્તાની વિષયવાસના પોસવાને એ એક અમુલ્ય સાધન છે તેવા એક ચતુર પક્ષે એનું ભાવિ પરિણામ જોયું. એ અખતરાની સફળતામાં તેમણે પોતાના મહાલયો અને સત્તાનો ધ્વંસ જોયો. અને એ લોકો વેળાસર ચેત્યા.

× × ×

એક દિવસ સવારે મને ખબર મળી કે શિશિરનું ખુન કરવાનો પ્રયત્ન રાતે થયો હતો અને તે બચે એમ નથી. હું એકદમ ત્યાં ગયો. પગથીઆં ચઢતાંજ મને ડોકટર સામા મળ્યા.

"ડોકટર શિશિરને કેમ છે?"

"અત્યારે નો ઠીક છે. પરંતુ કેસ હોપલેસ છે." કહી ડોકટર ચાલ્યા ગયા.

હું અંદર ગયો તો મધુકર, ચંદુ, નાનો નવીન બધા એકઠા થઇ ગયા હતા. પલંગ પાસે ખુરસી ઉપર પોલીસ ઓફીસર મી. કોન્લી શિશિરની સાથે વાત કરતા હતા.

"નહીં જી, હું ખુનીઓનાં નામ આપી શકું એમ નથી." શિશિરે કહ્યું.

"ત્યારે શું તમે કાયદાને મદદ નહીંજ કરો?" મી. કોન્લીએ પુછ્યું.

"મી. કોન્લી, કાયદા કરતાં માણસ જાતને મદદ કરવા હું વધારે આતુર છું. મારું ખુન કરનારાઓને હું ખાત્રી કરી આપવા માગું છું કે જેનું તેમણે ખુન કર્યું છે તે તેમનો દુશ્મન ન હતો પણ મિત્ર હતો. એટલું જો થાય તો હું મારા મરણમાં પણ મારી જીત જોઇ રહ્યો છું. ઠીક, મી. કોન્લી! માફ કરજો પણ સમય થોડો છે અને મારે હજુ મારા મિત્રોને મળવું છે."

"હા, મી. શિશિરકાંત? હું ઇચ્છું છું કે હું પણ તમારા જેવુંજ મૃત્યુ પામું." કહી તે ભલા અમલદારે રુમાલવતી પોતાની આંખો લુછી, અને રજા લીધી.

શિશિર ફીક્કું હસ્યો.

બાદ તેણે અમને બધાને બોલાવ્યા, ને બધા સાથે ખુબ સ્નેહથી તેણે વાત કરી.

"મધુકર! શક્તિ સાચવીને વાપરજે હોં. અને નવીન તું હવે તો મોટો થયો, પણ બીજા નાના બાળકોને તારી તડાક છીંકણી જરુર શીખડાવજે. મને ચાય છે કે હું જ્યાં જાઉં છું ત્યાં પણ તમારો બધાનો સ્નેહ હું કદી ભુલીશ નહીં." અને તે શ્વાસ લેવા રોકાયો.

અમારી આંખમાં આંસુ ખાળ્યાં ખળતાં ન હતાં.

થોડીક શ્વાસ લઇ તે રીયાનાં તરફ ફર્યો.

"રીયાના" તેણે રીયાનાને બોલાવી. તે પાસેજ પલંગ ઉપર બેઠી હતી તેની આંખમાં આંસુ ન હતાં, મુખ ઉપર ચિંતા ન હતી, હતી માત્ર ચિરશાંતિ.

શિશિરે પોતાનો હાથ લાંબો કર્યો. તે નીચી નમી અને શિશિરે તેના કપોલપ્રદેશ ઉપર ચુંબન કર્યું. રીયાનાએ શિશિરના ભાલપ્રદેશ ઉપર પોતાનો કપોલ ગોઠવ્યો. તે પછી તે કદી ઉઠી નહીં.

આ કંગાલ દુનીયાના ઝઘડા અને ઇર્ષ્યાથી મુક્ત બે આત્માઓએ તે દિવસે પોતાની આખરની મુસાફરી એ રીતે શરુ કરી. આમીન!



## છાયાપુરુષ



[અનુસંધાન પૃષ્ઠ ૧૨૦ થી]

પણ પ્રોફે. રાજેન્દ્રે 'The Glowing realities of Titan' એટલી ટીકા સાથે, બીજાં ચિત્રપટ રજુ કર્યાં!...

કેશવ દયા માગતી ભીની આંખે પ્રોફે. તરફ જોઈ રહ્યો. આ કઈ સૃષ્ટિ તે તે સમજી શક્યો નહીં.

લીઓનાર્ડો, રેમ્બ્રાં, કે પેરુજીનો, મુરીલો કે વેલાસ્કવેઝ (velasqucy)–કોઈના આદર્શ કે શક્તિની જુની પીછાન કેશવને હતીજ નહીં. કોને લાગ્યું કે જીવતા કેશવમાં, હવે પહેલાના કેશવનું સામર્થ્ય નથીજ!...તે એટલે સુધી કે કેશવે, પહેલી પીંછી લઈને એક ખજુરીનું ઝાડ ચીતર્યું ને ઉપર એક પક્ષી બેસાડ્યું!..ક્યાં કેશવનાં સુંદર ભાવવાહી ચિત્રો ને ક્યાં આ શરુઆત!..

કેટલાક હોંશીઆર ડોક્ટરોએ તેનું મગજ તપાસ્યું ને છેવટે જાહેર કર્યું કે 'બ્રેઈન ફીવર'ને લીધે તેની બધી શક્તિ હણાઈ ગઈ છે!......

× × ×

એ વાતને બે વર્ષ વહી ગયાં. કેશવ હજી તો પાટીશમાં પહેલી પુણીની જેમ શરુઆતનાં ચિત્રો ચીતરે છે. અને તેના આવા દરજ્જાથી પ્રોફે. રાજેન્દ્ર વારંવાર ગમગીન થઈ જાય છે. કેશવે જે ચિત્રો પહેલાં કર્યાં હતાં–તેની નકલ સુદ્ધાં પણ તેને આવડતી નથી! કેટલી દુર્દશા!

એક વખત કોલેજમાં પ્રખ્યાત માનસશાસ્ત્રી-ને નાતે, પંડિત કેદારનાથ આવવાના હતા. પ્રો. રાજેન્દ્રે તેમને જોવા માટે કેટલાંક સુંદર દશ્યો ગોઠવ્યાં હતાં. તેમાં એક ચિત્ર કેશવનું રજુ હતું. ને અત્યંત સુંદર ને ભાવવાહી હતું. એક...ખોખડધજ ઝાડની સામે બેસીને–એક વૃદ્ધ પુરુષ–આકાશના ભુરા રંગો જોઈ રહ્યો છે. ચિત્ર આટલુંજ હતું, પણ તેમાં વૃદ્ધાવસ્થાની બધી સ્થિતિ–ભવ્યતા, નિરાશા ને આશાનો રમ્ય સંધિકાળ અતિતૃષ્ણા ને તૃષ્ણાત્યાગ–બધા વિરોધી ભાવોને ઝાડ અને માણસની વચ્ચે વહેંચી નાખ્યા હતા. કલાકારે તેમાં ઘણી શૈલીનો ઉપયોગ કરી એક સુંદર અનુપમ રંગનું કાવ્યજ રચ્યું હતું!

પંડિત કેદારનાથ આવ્યા ત્યારે તેનું લક્ષ આ ચિત્રે ખેંચ્યું. તેને પ્રોફે. રાજેન્દ્રે ચિત્રકારની કરુણ વાર્તા પણ કહી. પંડિતજી, કેશવ પાસે આવ્યા, ત્યારે તે એક જંગલનું દશ્ય કરતો હતો, પણ તેમાં–પીંછીની ચાતુરીમાં–આસ્માન. જમીનનો ફેર હતો. કેદારનાથ તેની પાસે બેઠો: તેણે કેશવ સામે જોયું: કેશવે તેને જોયા. પણ આ ચિત્રકાર–પેલા ચિત્રના જેટલી મનોદશાએ પહોંચેલો લાગ્યો નહીં.

"કેશવ! આ ચિત્રમાં તું શું કરે છે?" રાજેન્દ્રે વાત ઉપાડી. પેલું તારું ચિત્ર તું જુએ છે!

કેશવે ડોકું ધુણાવ્યું: માત્ર જરા હસ્યો ને પાછો પોતાના કામમાં વળગી ગયો. પ્રોફે. અને પંડિત ત્યાંથી ફરી ગયા.

પંડિત કેદારનાથે પ્રોફે. રાજેન્દ્રને કહ્યું કે મારા માનવા પ્રમાણે આ શરીરમાં કેશવનો આત્મા–એના પ્રથમના સ્વરુપમાં રહ્યોજ નથી. અને કોઈ બીજોજ આત્મા–કદાચ તેના પિતાનો આ શરીરમાં વસે છે. કેશવ મૃત્યુ પામ્યો છે એ વાત ચોક્કસ છે. શંકાની એક દૃષ્ટિથી પ્રોફે. રાજેન્દ્રે તેનો જવાબ વાળ્યો.

"તમે એ વાત નહીં માનો. પણ આ શરીર કેશવનું છે. માત્ર એના સંસ્કારી આત્માને સ્થાને કોઈ બીજોજ આત્મા આ શરીરમાં વસે છે."

"ડાક્ટરો માને છે કે બ્રેઇન ફીવરથી તેણે બધા સંસ્કાર ને સ્મૃતિ ગુમાવ્યાં છે!"

"એ વાત હું સાચી માનત. પણ કેટલાક ગુણનો સંબંધ આત્મા સાથે છે. લાગણીના બધા વિષયો બુદ્ધિ કરતાં આત્માના વધારે છે. સંભવિત છે કે આત્માની જેમ આ તત્ત્વો અવિનાશી હોય, ને તેથી જ્યારે રોગથી માણસ ગાંડો થાય છે ત્યારે પણ પોતાના પ્રિય સંસ્કારને તો એક ધુનની માફકજ પુજે છે!... ગાંડો થઇ જાત તો પણ કેશવ પીંછીની જુની પીછાન આટલી બધી એક સપાટે વીસારી દેત નહીં!"

"એટલું બરાબર"—પ્રોફે. કહ્યું "ને એવા દાખલા છે કે છેલ્લી પળમાં મનુષ્યે પોતાના ખરેખરા પ્રિયવિષયને ફરી ફરીને સંભાર્યો હોય!"

"એવા પણ દાખલા છે કે અતિ તૃષ્ણાવાળા મનુષ્યને પૈસો મળતાં ગાંડો બની જાય—એટલે કે પ્રિય વિષયની ધુન એ ગાંડપણ છે. ગાંડા મનુષ્યોનો ખરો ઇતિહાસ ન જાણવાથી, ઘણી વખત, તત્ત્વજ્ઞાન પણ અપૂર્ણ રહ્યું છે. હવે જો પ્રિય વિષયનું મનન-ધુન એ ગાંડપણ છે, તો ગાંડપણથી પ્રિય વિષય કેમ ભુલી જવાય? અને ધુન હવે સૌ કબુલ કરે છે કે આત્માનો ગુણ છે. એ ધિક્કારવા જોગ અવ્યવહારુ વસ્તુ નથીઃ એટલું તો આ પરથી અનુમાન બાંધી શકાય કે કેશવ ગાંડો થયો હત, અથવા અત્યારે સૌ માને છે તેમ પોતાનું મગજ ગુમાવી બેઠો હત તો પણ, આ ધુન-આસે એટલા સંસ્કારી સ્વરુપમાં નહીં તો બીજા સ્વરુપમાં પણ-જાળવ્યા વિના રહેત નહીં."

પ્રોફે. રાજેંદ્રે એનો ઉત્તર વાળ્યો નહીં. પણ જ્યારે તે જુદા પડયા ત્યારે તેણે પંડિતને કહ્યું કે તમે માનો છો એ વાત સાચી હોય તો પણ એની ખાત્રી કરવાની જરૂર છે. પંડિતે કહ્યું કે આ વાતમાં મારે ખાસ સ્વાર્થ નથીઃ મેં તો જે બીજું અનુમાન ખેંચાય તે કહ્યું.

× × ×

છએક માસ પછી, એક વખત, કેશવને તદ્દન મુળ સિદ્ધાંતો શીખવાતા હતા, ત્યારે પ્રોફે. રાજેન્દ્રને લાગ્યું કે કેશવની સ્મરણશક્તિ, સુંદર છે; તેમજ એને શીખવાની હોંશ પણ છે. માત્ર આગલી કોઇ વાત તેને યાદ નથી. આ રોગ કરતાં-બીજા જીવનનુંજ વધારે ચિન્હ છે. રોગ-કે વિસ્મૃતિ હોય તો તો એ અત્યારે પણ ભારે ઠોઠ રહેત.

× × ×

તે દિવસે પંડિતનો કાગળ હતોઃ

રા. પ્રિયભાઈ રાજેન્દ્ર!

તમારો શિષ્ય કેશવ-ખરી રીતે તો કેશવનો પિતા-ચિત્રકળાનો અભ્યાસ જે ખંત ને શ્રમથી કરે છે, ને જે સ્મરણશક્તિ બતાવે છે, તે પર તમે વિચાર કરજો.

તમારી પાસેથી નીકળ્યા પછી, મેં સિદ્ધ કર્યું છે કે એ કેશવ શરીરે વૃદ્ધ ને જુવાન છે. મેં આ વાત-કેશવના છાયાપુરુષને બોલાવીને સિદ્ધ કરી છે. આપને ખાત્રી ન હોય તો આપણે સાથે એ ફરી નિશ્ચય કરીશું પંડિત કેદારનાથ

પ્રોફે. રાજેન્દ્ર ઉંડા વિચારમાં પડે છે. તે છેવટ ઉઠયા ત્યારે એટલું બોલ્યાઃ "એ વાત સંભવિત લાગે છે!"

## સ્વપ્નદ્રષ્ટા

[અનુસંધાન પૃષ્ઠ ૧૧૯ થી]

"મા વાટ જોતી બેઠી છે." જરાક દીલગીરીભર્યે અવાજે સુદર્શને કહ્યું. "એનું સ્વાતંત્ર્ય ગયું છે. શક્તિ ગઇ છે. શ્રદ્ધા ગઇ છે. જે સંસ્કારની જનેતા, તેને બધા અસંસ્કારી લેખે છે. તમે જે યોજના કહી તે અફીણ દાખલ થાય તો 'મા' ના ભોગ વળે. એક જણ હાથ તાણે ને બીજો ટાંટીઓ તાણે તેના જેવું થાય. એ બધી યોજનાઓ અમલમાં મુકાય તેવી માનવતા ક્યાં છે? ભગીરથ કામો કરવાની, ને પાર ઉતારવાની અને માનવતા 'મા' ને ચરણે ધરવાની શક્તિ ક્યાં છે?"

"હું પણ એજ કહું છું" શાસ્ત્રીએ કહ્યું.

"હું પણ—" મોહનલાલે કહ્યું.

"ના; જરા ફેર છે. ધર્મને નામે કૈં કરશો કે ધર્માંધતા ઝેર લેશે. સાહિત્યદ્વારા કરશો તો માત્ર વાતો કરવાનો શોખજ વધશે."

"પણ ભાઇ વાત કહોને" નારણભાઇ બોલ્યા. "તમે શું કહો છો?"

"એટલુંજ કે દીધી માનવતામાં વ્યવસ્થા લાવી, બધાં બંધનો ફગાવી નાંખે એવો હેમાયત કર્યાં વિના રસ્તો નથી." બધા સુદર્શનના ગંભીર અવાજથી એકચિત્ત થયા.

"આ તો કૈં સમજાતું નથી, સ્પષ્ટ કહોને" કેશરશાસ્ત્રીએ કહ્યું.

"કહું?" સુદર્શને કહ્યું. "'મા'ની નિર્બલતા તમે ધારો છો તેવી એક પ્રકારની નથી પ્રેસ કરશો તો લોકો વાંચશે નહીં, બોંબ કરશો તો ફોડનાર નહી મળે, લશ્કર ઉભું કરશો તો તેને જીતતાં નહીં આવડે. એવું ન હોત તો મુઠીભર વેપારી અંગ્રેજો તમને આમ જીતી ન જાત. રોગ આપણો ઉંડો છે. આપણી માનવતા કહોવાઇ ગઇ છે."

"શું કહો છો?" નારણભાઇએ તિરસ્કારથી પુછ્યું.

"મને લાગે છે તે. સૌ પણી છે. આપણામાં બુદ્ધિ છે, હીંમત છે, દેશભક્તિ છે—છતાં પણ 'મા' માં તલ્લીન એવી વ્યવસ્થિત માનવતા નથી. ગણ્યાગાંઠ્યા અંગ્રેજો ગમે ત્યાં વસે છે પણ તેના જુસ્સામાં વ્યવસ્થા વસે છે; આપણે અસંખ્ય છીએ પણ આપણા જુસ્સામાં વ્યવસ્થાત્મક ઉત્સાહ નથી. એ આણવાની મારી યોજના છે. એ આવશે કે તમારા બધાની યોજના સહેલી થશે."

"એ હોત તો આપણે આ દશાએ પહોંચતજ કેમ?" પાઠકે કહ્યું.

[આ રસિક વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં.]

લેખકની અકસ્માત માંદગીને લેઇ વિશેષ ભાગ આપી શકયા નથી માટે વાચકોની ક્ષમા યાચીએ છીએ—ઉપતંત્રી.



તનમનની મહેનત કરનારાં !

ઝંડુનું

તમે વાપર્યું

નમુનેદાર ચાટણ

# કેસરી જીવન

કે?

સુશોભિત—સુવાસિત—સ્વાદિષ્ટ—પૌષ્ટિક

રસાયનરૂપ લીલાં રસદાર આમળાં સાથે રસસિંદુર, અભ્રક, કેસર, કસ્તુરી અને બીજાં દીપન પાચન તથા પૌષ્ટિક ઔષધો મેળવી બનાવેલું

મહારસાયન

માંદા હો કે સાજા હો
નબળાં હો કે સબળાં હો
નાનાં હો કે મોટાં હો
સ્ત્રી હો કે પુરૂષ હો
તમે જે હો તે

ઝંડુના કેસરી જીવનનો એક પોટ

આજેજ લઇ જાઓ: આજેજ મંગાવી લ્યો:

તનમનની મહેનત માટે તૈયાર થવા માંડો

ઝંડુ
ફાર્માસ્યુટિકલ
વર્કસ, લી૦

કારખાનું : એલ્ફીન્સ્ટન રોડ મુંબાઇ ૧૩

મુખ્ય દુકાન : કાલબાદેવી રોડ, મુંબાઇ ૨

કેસરી જીવન—રતલ ૧ના રૂ. ૫, રતલ ાાના રૂ. ૨ાા, નાનો રૂ. ૧ાા

કેસરી જીવનનું માહિતીપત્ર તથા આયુર્વેદિક દવાઓનું સુચીપત્ર તાકીદે મંગાવો

# કૃપાલ

[અનુસંધાન પૃષ્ઠ ૧૨૪ થી]

નારાયણ

હા, ખાસ કરી આ કૃપાલનું કાવ્ય.

નવીનચંદ્ર

[સાશ્ચર્ય] એમ! બધાં તો કહે છે કે એજ કાવ્ય ખાસ કરી ઘણું સામાન્ય છે; અને હું ધારું છું કે એ ખરું છે.

જયશ્રી

હા વળી, તદ્દન સાધારણ છે. એવાં વર્ણનો તો બધી કવિતામાં આવે છે. કેમ નહીં તનુભાઇ?

તનસુખ

હા, એમાં તો કૈંજ નથી; ઘટના પણ સાધારણ છે.

નારાયણ

[જરા ચીડાઇને] હવે સારુ. તમે લોક જરા સાંભળશો?

નવીનચંદ્ર

પણ મને પણ એ વાત સાચી લાગે છે.

[નારાયણ નવીન સામે જોઈ રહે છે.]

નારાયણ

તે હશે. પણ મને એમ નથી લાગતું. જે વખતે કૃપાલ ગુફામાંથી બહાર આવે છે એ વર્ણન......

જયશ્રી

ઓહો, એવું તો બધી અંગ્રેજી કવિતાઓમાં હોય છે, કેમ નહીં નવીનભાઇ?

નવીનચંદ્ર

હાજી, એ આખું વર્ણન એક અંગ્રેજી કવિતાની છાયારૂપજ છે.

નારાયણ

[એક આંખ નાની કરી] ખરુંજ?

નવીનચંદ્ર

હાજી, લગભગ ખરું.

નારાયણ

હું એજ પુછું છું લગભગ કે ખરુંજ? જ્યારે કૃપાલ પોતાની સાળીને...ચિત્રાને જોઇ ત્યાંથી જવા માંડે છે તે વખતે...[વિચારમાં પડી જતો હોય તેમ અટકે છે.] હું શું કહેતો હતો? હા, તે વખતે એને કૈંક—જરા ન જણાય એવી મહેનત પડતી હોય એમ લાગે છે એ પણ પેલી અંગ્રેજી કવિતા ઉપરથી આવે છે?

[સુક્કુંવા નારાયણભાઈ સામે જોઈ રહે છે.]

નવીનચંદ્ર

પણ એવું કૈં આવતુંજ નથી.

[નારાયણ ગુસ્સે થતો હોય તેમ પુસ્તક ઉપાડે છે અને પાન ફેરવે છે. જરા વારે.]

નારાયણ

આ વીસમી લીટીમાં એવું નથી આવતું? નવીન તે વાંચે છે. બધાં "જોકરાંઓ" નવીનના ખભા ઉપરથી ચોપડીમાં ડોકીયાં કરે છે.

નવીનચંદ્ર

એમાં એવું કૈં નથી; કેમ તનુભાઇ?

તનસુખ—જયશ્રી

કૈંજ નથી.

નારાયણ

એમ કે? કૈં નહીં; રહેવા દો. હું પણ આવુંજ વર્ણન પેલી અંગ્રેજી કવિતામાં છે કે?

નવીનચંદ્ર

ના, જી, જરા તરા ફેર છે ખરો. પણ આપને શું લાગે છે?

નારાયણ

કેમ તમને કૈં નથી લાગતું?

નવીનચંદ્ર

ના, જી.

નારાયણ

સાચું કહો છો ?

નવીનચંદ્ર

હા, જી, જુઠું શા માટે કહું ? તે આપને શું લાગે છે ?

નારાયણ

મેં તો કહ્યું. કૃપાલ ત્યાંથી કૈંક મહેનતથી પ્રસતો હોય તેમ લાગે છે. એ બે લીટીઓ બહુ-જ અસામાન્ય છે.

જયશ્રી

પણ કાકાજી! એમાં એવો એકે શબ્દ ક્યાં છે કે એમાં મહેનત પડતી હોય એવો અર્થ આવે છે?

નારાયણ

શબ્દ—હા, ખરું શબ્દ નથી પણ આ શબ્દોની ગતિ કેવી ધારીધારી પેડી અટકી જાય છે. વધુ શબ્દ તો એકે નથી. શબ્દોની ગતિ અટક છે એટલે વાંચકના વિચારો અટકી જાય છે અને પછી એજ બાકી રહેલો વિચાર કરવો પડે છે.

નવીન

ક્ષમા કરો પણ મારી એ ધ્યાન બહાર છે.

જયશ્રી

કાકાજી મને તો ખુબ હસવું આવે છે.

નારાયણ

તું એ ના સમજે, પણ નવીનચંદ્રભાઇ સમજશે.

નવીન

હાજી, કહો જોઇએ.

નારાયણ

તમે તો કવિ છો એટલે હું શું કહું? પણ હું મારી જાતનો દાખલો આપું. [સુશ્રુતા નારાયણ સામે જુએ છે] હું નાનો હતો ત્યારે ચિત્રો દોરવાનો મને શોખ હતો.

નવીન

એમ? ઘણા આનંદની વાત છે.

નારાયણ

હા; પણ સાંભળો તો ખરા: એક વખત હું એક દારુ પીધેલ સ્ત્રી કેદીનું ચિત્ર દોરતો હતો; બહુ કરુણ દર્શન હતું. એક સ્ત્રી—તેને કલાક રહી ફાંસી દેવાની હોય; તેવી સ્ત્રીએ દારુ પીધો હોય અને વધારે દારુ માટે તલસતી હોય એ પ્રસંગ હતો. મેં કહ્યું તેમ બહુ દુઃખદ પ્રસંગ હતો.

સુશ્રુતા

જો જયશ્રી, આ કોઇક જાય છે.

[કોઇ ધ્યાન આપતું નથી.]

નવીન

ખરેખર ત્રાસદાયક.

નારાયણ

હા. હવે થયું એમ કે તે સવારે મને એક સર્વાંગ સુંદર અનુભવ થયો હતો અને એ અનુભવના તરંગો મારા હૃદયમાં નાચી રહ્યાં હતાં. સાધારણ રીતે તો હું પેલું ચિત્ર તે દિવસે ચીતરતજ નહીં પણ વીરચંદ શેઠની ઉઘરાણી આવી એટલે મારે તે હાથ ધરવું પડયું. પછી શું થયું જાણો છો?

નવીન

ના જી.

નારાયણ

મેં ચિત્ર પુરું કર્યું; બીજું બધું બરાબર થયું પણ કોણ જાણે અંદર શું આવી ગયું છે કે જ્યારે જ્યારે એ ચિત્ર જોઉં છું ત્યારે સ્ત્રી કેદી કરતાં પેલા રમ્ય પ્રસંગનાં સંભારણાં થયાં કરે છેઃ જાણે મારા હૃદયના તે વખતના ધબકારા અંદર ઉતરી ના ગયા હોય. હવે સમજ્યા?

નવીન

હા, જી, સમજ્યો; પણ એવું તો કૃપાલમાં કૈં નથી થયું એની મારી ખાત્રી છે.

નારાયણ

ના, એવુંજ નહીં પણ એના જેવું પણ બને છે.

નવીન

ના, જી, ખરેખર કંઈજ નથી. મેં તો એક સાધારણ વર્ણન ચીતરી કાઢ્યું હતું.

નારાયણ

એમ, ઠીક. [ઉભો થાય છે.] ચાલો, છોકરાઓ! હું જરા બહાર જઇઆવું [નવીનને] ફરી આવો ત્યારે મળજો.

નવીન

હા જી, જરુર. ચાલો હું પણ રજા લઇશ.

નારાયણ

આવજો.

[નવીન જાય છે.

નારાયણ પેલું પુસ્તક ઉઘાડે છે અને કૃપાલનું કાવ્ય વાંચે છે

જયશ્રી

કેમ કાકાજી?

નારાયણ

[વગર સાંભળ્યે] જુઓ.

જયશ્રી

જાવ, જાવ, બીચારાને આમ શું કરતા હશો?

નારાયણ જવાબ આપ્યા વગર અંદર જાય છે; બધાં તેને જતો જોઈ રહે છે.

સુશ્રુતા

જયશ્રી, પેલું કોણ જાય છે?

પડદો પડે છે.

## પ્રવેશ બીજો

નવીનચંદ્ર અને રમાકાંત બેઠા છે.

રમાકાંત

તમને પણ ના સમજાયું?

નવીન

ના, હું જરા સમજ્યો તો ખરો.

રમાકાંત

ત્યારે એ શું હતું?

નવીન

નારાયણભાઇ બતાવે છે એ તો બરાબર છે. મને તે વખતે તો સાચું ના લાગ્યું પણ હવે ચું લાગતું જાય છે. કૃપાલ ચિત્રા પાસેથી જાય છે ત્યારે જરાક ઢીલ થતી હોય એમ તો મને પણ હવે લાગે છે.

રમાકાંત

એમ!

નવીન

હા. મેં એજ જાતનાં મારાં બીજાં વર્ણનો સાથે એ સરખાવ્યું ત્યારે તો એમ ચોક્કસજ લાગે છે.

રમાકાંત

જો એમ હોય તો તો એ બહુજ ભયંકર કહેવાય.

નવીન

હા, મને પણ એજ સાલ્યાં કરે છે: અને મને નવાઇ એ થાય છે કે એમ થવાજ કેમ પામ્યું? નારાયણ ભાઇના સિદ્ધાંત પ્રમાણે તો એમજ નક્કી થાય કે મારા મનમાં તે વખતે ભયંકર અનીતિ પ્રવર્તતી હશે.

રમાકાંત

તમે એમને કહેશો નહીં. પણ એ એમ કહેતાજ હતા..

નવીન

શું?

રમાકાંત

કે તમે બહુ ભયંકર માણસ છો.

[નવીન જરાક ચમકે છે]

નવીન

હં!

રમાકાંત

હા; પણ અમે બધાયે હસી કાઢયું હતું.

નવીન

સારુ કર્યું. હું ખરેખર એવો નથી. મને લાગી છે કે એવો થવાં ઇચ્છું તો પણ હું એવો થઇ ના શકું.

રમાકાંત

અમે પણ એમજ કહ્યું. પણ એમણે માન્યું નહીં.

નવીન

તે નારાયણભાઇ એમજ માને છે કે હું ખરેખર ભયંકર છુ, એમ? [હસે છે.] નવાઇ જેવી વાત છે.

[નવીન કાંઈ વિચાર કરતો હોય તેમ બેસે છે. રમાકાંત તેને જોઈ રહે છે.]

રમાકાંત

[મોટે સાદે] નવીનભાઇ.

[નવીન જાગતો હોય તેમ રમાકાન્ત સામું જુએ છે.]

નવીન

કેમ?

રમાકાંત

શું વિચાર કરો છો!

નવીન

ના, કૈં નહીં,

રમાકાંત

કૈં નહીં શું? એવા વિચારો નથી કરવાના, સમજ્યા! તમને ખબર છે ઘણીવાર તો એવા વિચાર માત્રથી આપણે એવા ના હોઇએ તો થઇ જઇએ છીએ.

નવીન

હા, તો! થતાં હશું!

રમાકાંત

નહીં કેમ? એમને એમ આપણે કેવાં કામો કરીએ છીએ. આજે "હું ભયંકર છું!" એમ શંકા થાય; કાલે મન એક ડગલું આગળ જાય અને "હું ભયંકર છુ" એમ માને અને પરમ દહાડે આપણે તો જાણીયે પણ નહીં તે મન ભયંકર થઇ જાય. તમને ખબર છે પછી તો એ ભયંકરતા જીંદગીને આકર્ષીજ કરે છે.

નવીન

હવે વળી તારો સિદ્ધાંત નીકળ્યો!...

રમાકાંત

ના, મારો નથી, એ તો સર્વમાન્ય નિયમ છે. આપણે એમ માનીએ છીયે કે અમુક કામ આ કારણને લીધે થયું પણ ખરું કારણ તો કેટલાયે વરસો પહેલાં શરુ થયું હોય છે. ખાસ કરી મનની ભીતિમાં. એથીજ ઘણી વખત બળાત્કારે મનને અનિષ્ઠ વિચારના સહવાસ માત્રથી દૂર કરવું પડે છે.

નવીન

[હસતો હસતો] હશે, ત્યારે જવા દે. નહીંતર વળી હું ભયંકર થઇ જઇશ.

રમાકાંત

તમે ભલે હસો પણ એમજ માણસો ભયંકર થાય છે.

[નવીન હસો થાય છે.]

નવીન

સારુ ત્યારે, ચાલ શેતરંજ રમીયે!

રમાકાંત

ના, હું તો જાઉં છું [ઉભો થાય છે.] કાલે આવીશ.

નવીન

બસ!

રમાકાંત

મારે કામ છે. સાહેબજી.

[રમાકાન્ત જાય છે.]

[નવીન ઓરડામાં આંટા મારે છે, પણ ચેન પડે છે. થોડીવારે]

નવીન [સ્વગત] ભયંકર! [હસે છે.] કેવો શબ્દ છે! [ઉભો થાય છે; બારીએ જાય છે;

વળી કોચ પર બેસે છે.) ભયંકર લોકો પણ જબરા હશે; કૃપાલ ભયંકર નથી; કદાચ—ભયંકર હોત તો વધારે દીપત—[આંખો મીંચે છે અને ઘણી બધી વાર પડી રહે છે; પછી સામેના ઓરડામાં અવાજ થાય છે. નવીન આંખો ઉઘાડે છે ત્યાં અશ્રુ એક કબાટ પાસે ઉભી છે. નવીનની નજર તેના અર્ધ ઉઘાડા થયેલા બદન તરફ જાય છે. એક વિપળ નવીન એમ તેને જુએ છે ને પછી સહસા ઉભો થાય છે. તેના અવાજથી અશ્રુ શરીર ઢાંકી દે છે. નવીન જોસભેર બંડ બહાર ચાલ્યો જાય છે.]

[પડદો પડે છે.]

---

# પ્રવેશ ત્રીજો

---

[બપોર પછી. એક ઓરડાની બારીએ સુશ્રુતા બેઠાં છે. જરાક વચ્ચોવચ્ચ જેમ શેતરંજી ઉપર ચોપડી વાંચતા નારાયણભાઇ પડયા છે. જયશ્રી રૂમાલ ગુંથતી બેઠી છે. પાસે રમાકાન્ત અને તનસુખ શેતરંજ રમતા બેઠા છે.]

સુશ્રુતા

હવે તો કંટાળી. ક્યારના કોઇ લોક પણ આવતા જતા નથી. જય શ્રી, હજી કેટલીવાર છે !

જયશ્રી

બહેન, હવે બહુ વાર નથી. છેલ્લીજ સાંકળી છે. હમણાં પુરો થશે.

સુશ્રુતા

ત્યારે રમાકાંત તમે ચાલો.

તનસુખ

બહેન, બે મીનીટમાં રમત પુરી થશે. પછી આવીયે છીએ.

સુશ્રુતા કંટાળેલે ચહેરે બારી બહાર જુએ છે. એટલામાં રૂમાલ અને રમત પુરાં થાય છે. અને ત્રણે જણ પાસે આવે છે. નારાયણભાઇ ચશ્માં ઉતારે છે અને ચોપડી બંધ કરે છે. ક્ષણવાર બધા ચુપ બેસે છે. અજાણ્યા.]

જયશ્રી

કાકાજી, યાદ છે તમે ઘણાં વર્ષો પર અહીં આવ્યા હતા ?

નારાયણ

[ચમકીને] હા, બહેન, કેમ !

જયશ્રી

અને તમે પેલા કવિને જોવા બોલાવ્યો હતો ?

નારાયણ

તે હજી અહીંજ છે કે !

જયશ્રી

તે તો ખબર નથી પણ એક બહુ વિચિત્ર વાત બની હતી.

તનસુખ

વિચિત્ર કેવી ! ભયંકર...

નારાયણ

કેમ શું થયું હતું ?

[પળવાર કોઇ બોલતું નથી.]

જયશ્રી

તમને પેલી કૃપાલની કવિતા યાદ આવે છે !

નારાયણ

[હોઠ દાબી બોલતો હોય તેમ]

બરાબર યાદ નથી; કંઇક ધીરી ધીરી અટકી જતી બે લીટીઓ આવતી હતી ખરું ને ! તેજ કેની ?

જયશ્રી

હા, એજ. બધાં કહે છે એને એવુંજ થયું છે.

નારાયણ

શું થયું હતું ?

તનસુખ

એને ત્યાં એની ભાભી રહેતી હતી. જયશ્રી, એનું નામ શું ?

જયશ્રી

અશ્રુ.

તનસુખ

એ અશ્રુનો પતિ વરસો થયાં પરદેશ હતો ત્યાં—

નારાયણ

એમ કે?

તનસુખ

કોઇ કહે છે એજ કૃપાલ થયો ને કેટલાક કહે છે કોઇનું પાપ એણે માથે વહોરી લીધું.

નારાયણ

ના, ના, એ તો મુળથીજ ભયંકર માણસ હતો: મેં તો કહ્યુંજ હતું (વિચારમાં પડે છે.)

રમાકાંત

માફ કરો, પણ મુળથી એ કૈં એવો નહોતો. હું એને નાનપણથી ઓળખું છું.

નારાયણ

(હસતાં હસતાં) તેમાં શું થયું? એને પોતાને ખબર ના હોય તો તમને ક્યાંથી ખબર પડે? એનામાં એ ભયંકર તત્વ છુપાઇજ રહ્યું હતું. મારી ખાત્રી છે. એવુંજ હોય છે.

રમાકાંત

અને એની એનેજ ખબર ના પડે!

નારાયણ

હા, ના પડે, ઘણું ખરું કૃપાલની કવિતામાં એ ચોખ્ખું જણાય છે.

તનસુખ

પણ કાકાજી, એની મને તો હજી સમજણ નથી પડી.

નારાયણ

એમાં શું! એ કવિતા લખવા માંડી ત્યારે એના મનમાં ક નહીં હોય; લખતાં લખતાં પેલું ભયંકર તત્વ બહાર આવતું ગયું. કૃપાલ જ્યારે ચિત્રા પાસે આવે છે તેજ વખતે એ તત્વ બરાબર પ્રકટ થયું હોય; પણ નીતિવાન માણસ એટલે શબ્દ એકે ના આવ્યો પણ મનની વૃત્તિના ઓળા તો ચોખ્ખા જણાય છે.

[સુશ્રુતા નારાયણ સામું જુએ છે. નારાયણ તેની સામે જોતો નથી.]

રમાકાંત

ના, એવું કશું નથી. એના પતનના જવાબદાર કૈંક અંશે આપ અને પુરા અંશે હું છું.

જયશ્રી

કાકા ને તમે?

રમાકાંત

હા. એ બીચારો 'ભયંકર' શબ્દથી પણ બીતો હતો. તેનો પહેલો પરિચય નારાયણભાઇએ કરાવ્યો અને એની સામે દલીલોના રુપમાં પાપનો પુજારી દોસ્ત મેં બનાવ્યો.. હું ચોક્કસ માનું છું કે વારંવાર એનીને એની વાતો અમે કર્યા ન કીધી હોત તો જરુર એ ભયંકરતાથી દૂર રહેત.

જયશ્રી

એટલે તો એમ કે આપણે એક શબ્દ બોલીયે તેટલામાં પણ સામા માણસમાં સારાં નરસાં અનેક બીજ રોપી દઇયે છીયે.

રમાકાન્ત

હાસ્તો. માણસનાં સારા નરસા કામોના ખરા ચાલક તો કોણ જાણે કોણ હોય છે. કદાચ નારાયણભાઇ અહીં આવ્યા ના હોત તો નવીનની જીંદગી સાવ જુદીજ થાત.

જયશ્રી

હેં! ખરી વાત?

[જયશ્રી ઉભી થાય છે.

નારાયણ

કેમ?

જયશ્રી

હું તો ગભરાઇ ગઇ છું. દુનીઆમાં આમ તો કેટલાને દુઃખી કરીશું? નવીનને પણ આપણેજ દુઃખી કર્યો. ને બીચારી અશ્રુ!

નારાયણ

અરે, નારે, એ તો એવાં ભયંકર હતાંજ. મારી ખાત્રી છે; એવુંજ હોય છે.

સુશ્રુતા

જયશ્રી, ઓ, જો તો ખરી એ લોકજ જાય છે—પેલો કૃપાલ ને અશ્રુ.

[તનસુખ બારીએ જાય છે.]

તનસુખ

બહેન, બહેન! કોઇ નથી. શું છે રમાકાંત ? આપણે આવી વાતો કરવી ન જોઇએ; નહીં તો કેવું કે થઇ જશે.

સુશ્રુતા

[ધીરે ધીરે] અંધારું...ઓ...

બધાં સુશ્રુતા પાસે દોડી આવે છે. નારાયણ અંદર જતો રહે છે.

રમાકાંત

[બબડતો હોય તેમ] નારાયણભાઇ કેમ આમ જતા રહ્યા ? કૃપાલનો પડછાયો અહીંએ શું ઉતર્યો હશે એમ ? ઓ ઇશ્વર !......

[પડદો પડે છે.]

[સમાપ્ત].

---

## ઉંઘ વિનાની

[ અનુસંધાન પૃષ્ઠ ૧૯૦ થી ]

મીણબત્તીનો પ્રકાશ ઝાંખો થતો હતો. આકાશમાં અંધકાર ઓછો થતો હતો. પાનકી-એ. પોઢીયું હલાવવા માંડ્યું. પણ આખું મગજ ભમતું હતું. પોઢીઆના પાયા ઉપર માથું ઢળાવ્યું. અને જોરથી હીંચકા નાખવા માંડ્યા. કે કરતા. ઉંઘ કે સ્વપ્ન દૂર થાય છે! પણ ના. ફરી પાછી આંખ ઘેરાવા લાગી. ફરી વાદળાં દોડવા લાગ્યા. અને ફરી આખું જગત ઝીયડમાં સુવા લાગ્યું.

"પાનકી, સગડી ચેતાવ." બાઇની બુમ પડી. હવે પાનકી ખરેખરી જાગી. શું વહાણું વાયું! ચહા મુકવાની વખત થઇ! એકદમ ઉઠી. સગડી સળગાવી. રસોઇની તૈઆરી કરી. પણ જાણે યંત્રની માફક બધું કરતી હતી. રોજની ટેવથીજ કામ થતું હતું. ઘણી વાર હાથમાં કોલસો હોય ને ઓકું આવી જાય. સાવરણી હાથમાંને હાથમાં રહી જાય. પણ એમને એમ કામ ચાલ્યું. બટાકા છોલી આપ્યા. નીલા પીઇ આદુ મરચાં વાટ્યાં. નહાવાનું પાણી મુક્યું. વચમાં વચમાં કૈં કામ રહી જાય તો શેઠાણી ટોકે. "પાનકી! જો શેઠને જવાનો વખત થયો, શું ટ સારૂ કર્યો? જો બેબીનું પોઢીયું હલાવતી આવ તો! છોકડી જરા ઉંટ ઘસીને ઉંઘ નાંખ તો!"

આમને આમ બપોર થયા. ધુમડાં ધોયાં, વાસણ માંજ્યાં, અને યંત્રવત ખાધું. ત્યાં વળી બાઇ બોલ્યાં: "પાનકી! આજે શનિવાર છે. શેઠ વહેલા આવશે માટે ચહાની તૈઆરી રાખજે હોં."

સગડીમાં કોલસા ભર્યા. તપેલી તાંબુ તૈઆર કર્યાં. ગરમ પાણી ભર્યું. એટલામાં શેઠ આવ્યા. ચહા મુકાઇ. ચહા તૈઆર થઇ એટલામાં કોઇ મળવા આવ્યું. બીજા બે પ્યાલા ચહા મુકાઇ. વળી બાઇએ કહ્યું: "જા નીચે દોડતી જાને. ઘરમાં કૈં ખાવાનું નથી. આ ચાર આનાનો ચેવડો લઇ આવ."

તે લઇ આવી. તાસકોમાં કાઢવાનો હુકમ થયો. લીંબુ ઘરમાં નહોતું. પાછી દોડીને લીંબુ લઇ આવી. ત્યાં સુધીમાં મહેમાન ચહા પી ગયા. પછી ચેવડો ખાધો. એટલે શેઠે લેમનની બાટલીઓ લાવવાનો હુકમ કર્યો. પાનકી દોડતી લઇ આવી. બાટલી ઉઘાડવાના ઝુચ માટે દોડાદોડી થઇ. અંતે મહેમાન ગયા અને વાળુની રસોઇની તૈઆરીઓ ચાલી વળી પાછું એજ પ્રમાણે કામ. દેવતા પાડો, શાક સમારો, આદુ મરચાં વાટો. લોટા ભરો, પાટલા મુકો, થાળીઓ માંડો. એઠવાડ કાઢો. વાસણ માંજો. અને બેબી તો રડયાજ કરે. એને વળી જરા આમ તેમ ફેરવો. અને દુધ પાવ. ખાતી વખતે પણ નીરાંત નહીં.

અંતે જળ જંપ્યું. શેઠશેઠાણી સુતાં. ફરી પાછું પોઢીયું, મીણબત્તી, અને પડછાયા. ફરી પાછાં ઝોકાં આવવા માંડયાં. ફરી પાછું "બેબી" એ રડવા માંડ્યું. પાનકીએ જોરથી દોરી ખેંચી. અને હાલરડું ગાવા માંડ્યું. એજ હાલરડું અને એજ ગાવાની રીત. એની માએ જે ગાયું હશે તેની જે લીટીઓ યાદ હશે તે આઘીપાછી કરીને ગણગણતી હતી. માથું સુંઢ્ઢક ભમતું હતું. અને સૃષ્ટિ નવીજ, જુદી જતી હતી. આગલી રાતની માફકજ વાદળાં, પંખી, પશુ, માણસ, બધાંજ ઝીયડમાં સુતાં હોય એમ લાગ્યું. અને તરતજ બેબીનું ઉંઘ

નું સંભળાયું. વળી પાછું એનું હાલરડું શરૂ થયું. વળી પાછું ઝોકું આવ્યું. પોતાનું હુંફાળું જોયું. મા જોઈ. બાપ મોંએ પહેરેલો જોયો. એજ જોવાની એને હોંશ હતી. માબાપ સાથેજ વાત કરવાનું એને મન હતું. તે બોલવા જાય, વાત કરવા જાય, અને કેંકને કેંક અડચણ આવે અને માબાપ અદૃશ્ય થઈ જાય. આ અડચણ શી છે, તે... એના ઉંઘરાટા—ઊંઘતા—મગજે વિચાર કર્યો! હા, હા, એને ખબર પડી! આ "બેબી" ચીસ પાડે છે, રડે છે, એટલેજ માબાપ જતાં રહે છે!

"બેબી" મારો વેરી છે. એને ખાત્રી થઈ. પાનકીને હસવું આવ્યું. આટલી વાત પણ અત્યાર સુધી એને સુઝી નહોતી! હા! બેબીજ મારો વેરી છે, એ ફરી હસી. એની સાથે પડછાયા પણ હસ્યા. અરે વંદા પણ હસ્યા. ઉંદરે પણ હસીને ચીંચીં કર્યું!

હવે પાનકી ઉઠી વેરી જડ્યો. ઉંઘમાં ખલેલ નાખનારો મળ્યો. માબાપને નસાડી મુકનારો માલુમ પડ્યો. એણે ઓરડીમાં ફેરા માર્યા. મોં પર હસુ હસુ થઈ ગયું હતું. હવે વેરી જડ્યો! હવે એને દૂર કરતાં કેટલી વાર! પછી બસ નીરાંતે—ખુબ—ખુબ ઉંઘાશે. અને માબાપને મળાશે.

પડછાયા સામે એણે આંગળા કીધાં. વાદળાં સામે જોઈને તે હસી. હવે હું એ ઉંઘીશ. તમે એકલાંજ કેમ ઉંઘો? આખું જગત ઉંઘે અને હુંજ કેમ જાગું? બસ પાછી હસી. ઘોડીયા પાસે ગઈ. મગજ તો ઉંઘરાટું થયુંજ હતું. અંદર ઝબકારા થતા હતા અને બેબીએ રડવું શરૂ કર્યું. બસ. હવે એ મારો વેરી નહીં થઈ શકે. બેબીના મોંમાં ડુચો—એને ગળે અંગુઠો—ખલાસ! હવે બેબી મને નહીં જગાડી શકે. હવે હું નીરાંતે ઉંઘીશ. ખુબ ઉંઘીશ. આખી રાત ઉંઘીશ. એ સુતી. સુતા પહેલાંજ ઉંઘી. એના મુખ પર સ્મિત હતું. ચિંતા-મુક્તતા હતી. એ ખરેખર ઉંઘી—પાનુની 'ઉંઘ' ઉંઘી.



## આપણા કેટલાક મહાજનો

[અનુસંધાન પૃષ્ઠ ૨૩૫ થી]

આંકર્ષક ભાગ આ હતો. યત્ન. ચીવટ, મુત્સદ્દી-પણું–ઘણું બધું એમણે તૈયાર કર્યું હતું. આખરે ઇશ્વરે એમને સફળતા આપી. અથવા નવી ઢબછબથી કહીએ તો એમણે ઇશ્વર પાસેથી સફળતા મેળવી લીધી. ઉછરતા ગુજરાતને એમનું દષ્ટાંત ઘણું ઉપયોગી થવું જોઇએ.

* * *

રા. ચંદ્રશંકરે એક વાર મુનશી માટે કહ્યું હતું કે મુનશી એટલે લશ્કરી દમામ. ચંદ્રશંકરની ઝીણી આંખ અહીંઆં ભૂલાવે પડી એમ હું માનું છું. મુનશીમાં Imperial Temperament છે. બે તલવારો એક મ્યાનમાં ના રહી શકે તેમ એમના જેટલી શક્તિવાળા સાથે સરખા હક્કે મુનશી રહી ના શકે એમ ચન્દ્રશંકર કહેતા હતા અને તે ખરું હશે. પણ મુનશીને જો લાગે કે સફળ થવા માટે સામાની જરુર છે તો મુનશી ઘણું ગળી જઇ શકે એમ હું માનુ છું. હવે મુનશીને એવા કૈની જરુર ના પડે એ જુદી વાત છે.

અને હવે તો મુનશીની જોહુકમી ગાંધીજીના જેવીજ થતી જાય છે. મને તો લાગે છે કે બધાજ સત્વશાળી માણસોને એમ થાય છે. કદાચ પ્રતાપનો એ દુર્ગુણ પણ હોય. ગમે તેમ પણ મુનશી પણ ગાંધીજીથી કૈં ઉતરે એવા નથી; અને એમની ઐતિહાસિક નવલકથાઓનાં અતિ પ્રતાપી પાત્રોના લાંબા સહવાસથી એ પણ હવે મુંજાલ ને કાક જેવા થઇ જવા માંડ્યા છે. દુઃખ એટલુંજ છે કે પાટણમાં તો ગણ્યા ગાંઠ્યા બુદ્ધિશાળી માણસો હતા એમ લાગે છે ને આજના ગુજરાતમાં તો બુદ્ધિશાળી માણસોનો રાફડો ફાટ્યો છે. લખે તે લેખક અને ગાળો દે તે ટીકાકાર. એ જમાનામાં મુનશીને ભારે પડી જશે. જો કે હમણાં તો મુનશી એમની ડેમલર હાંકે જાય છે.

* * *

મુનશીને નવીનતાનો બહુ શોખ છે, એમ એમના સાહિત્ય ઉપરથી લાગે છે. અમારા ગામમાં એમના સાહિત્યની ખુબ ધુળઝાટકણી થાય છે. સમાલોચકમાં પણ એક પુસ્તકની–પૃથ્વીવલ્લભની–ટીકા છપાઇ હતી. તે ઉપરથી જોઇ શકાશે કે આપણા પરમ પવિત્ર આર્યાવર્તના ઉચ્ચ ને પવિત્ર આદર્શોને, મુનશીએ ચુંથી નાખ્યા છે એમ એક સમર્થ દક્ષણી વિદ્વાને સિદ્ધ કરી દીધું છે. કૃષ્ણ, દ્રૌપદી, કુંતા ને એ બધાં અપવાદરૂપ છે બાકી સીતાદેવીને જુઓ. કેવો પરમ પવિત્ર આદર્શ! ક્યાં એ શુદ્ધતા ને ક્યાં મુનશીનાં કેટલાંક પાત્રોની મલિનતા? એ તો આપણે ચંદ્ર જેવા જરાક ડાઘવાળા રહ્યા એટલે શું કરીએ નહીં તો મુનશીને આંદામાન મોકલવા જોઇએ.

મુનશીની નવલકથાંઓ વીશે હમણાં હમણાં ખુબ ચર્ચા થાય છે. સરસ્વતીચંદ્ર જોડે અમુક અંગત કારણોસર હું એને સરખાવી શકતો નથી. અને બીજું કોઇ પુસ્તક છે નહીં પણ એટલું તો ચોક્કસ છે કે મુનશીનાં પાત્રોમાં પ્રતાપ સીવાય બીજું ઝાઝું જણાતું નથી. રસિકતા છે, બુદ્ધિની કસોટી છે, ઝમઝમાક છે; એ બધું અમારા સરસ્વતીચંદ્રમાં નથી પણ મુનશીના પુસ્તકોમાં ગાંભીર્ય ના મળે; આદર્શો પણ બધા નવા; વર્ણનો પણ ટુંકાંટુંકાં. મુનશીનું એક પણ પુસ્તક અમર થાય તો મને બહુજ નવાઇ થાય; જો કે અત્યારે તેની ખપત બહુ છે છતાં અને કદાચ અમર થાય તોપણ સરસ્વતીચંદ્રની તો હોડ નહીંજ કરી શકે એમ અમારા વિદ્વાનો પણ શ્રદ્ધાપૂર્વક કહે છે.

આટલું છે. બાકી મુનશીનું જીવનકાર્ય અનેકદેશી છે. એમનાં બધાં કામોમાં નવીનતાની અચુક છાપ છે. મુંરબ્બી ગોવર્ધનભાઇ પછી મુનશી ગુજરાતના સાહિત્યસૂર્ય છે એમ મને કે કમને બધાંને કહેવું પડે છે. જીવનનો રસ પ્રથમ સાહિત્યમાં ઉતારનાર મુનશી. આ અર્ધા કલાકની જીંદગીમાં આનંદની છોળો ઉરાડી લો એવું સાચું ખોટું શીખવાડવા માટે એ જવાબદાર છે. આવતા જમાનાના લોકની નીતિ ઢીલી પડી જાય તો મુનશીનું ઘર જપ્ત કરવું જોઇએ.

\+ \+ \+

મુનશી એકંદરે માણસ સારા–પણ કોઇવાર તમને બહુ ચીડ ચડે એવું કરે છે. અમારા ચંદ્રશંકરના મોંએ એમણે ઘણાને કેટલીએ વાર ઝાટક્યા હશે. ને બીજાના મોંએ મારી ટીકા કરે છે એવી બાતમી મને મળી છે. જોકે એમાં કંઈ ખાસ ખોટું નથી. મારા મોંએ મારી ટીકા કરી મારી જોડે બગાડવાની ફરજ એમને માથે નથી: જીંદગીમાં કંકાસ દૂર કેમ રાખવો એ પણ એક કળા છે એ હું સમજું છું. પણ સામાને એ આવડતી ના હોય એ પણ એમણે જાણવું જોઇએ.

મુનશી મમતાળુ છે; એમનાં માતુશ્રી માટે એમને પ્રેમ અને માન બેઉ છે. પણ કદાચ એમનાં અપવાદ સિવાય માન અને પ્રેમ બેઉ એક વ્યક્તિ માટે એમને હશે કે નહીં એ વીશે મને શંકા છે. મગન માટે એમને પ્રેમ છે; થોડાક માટે એમને માન પણ છે. પણ એમના પ્રેમના અધિકારી થયું હોય તો એમના દરબારમાં જોડાવું પડે એમ ચંદ્રશંકર કહેતા હતા. અને એમના પાસે માન પામવાની આશા હવે તો રાખવી એ વ્યર્થજ છે.

મુનશીજી લહેરી જીવ છે. "સંસ્કૃતિ"નો એમનો અર્થ નર્મદાના પુલ જેવડો વિશાલ છે. વિશાલતા એટલેજ સંસ્કૃતિ—સંસ્કૃતિને સંકોચ હોય તો તે સંસ્કૃતિ નહીં, એમ તેઓ માનતા હોય એમ જણાય છે; અને તેમાં liberty અને license ની સીમા તેઓ વટાવી જાય છે એમ ઘણા કહે છે. ઇંગ્લંડમાં બાયરનની દશા થઇ હતી તેવી દશા મુનશીજીની થોડા વખતમાં થાય તો નવાઇ નહીં થાય. હું તો ધારું છું કે એમણે બાયરનને આદર્શ કરવો જોઇતો હતો.

મુનશીના જીવનમાં તો કોણ જાણે પણ સાહિત્યમાં તો એક વસ્તુ નથી જણાતી—કોમળતા અને મીઠાશ. બાયરન જેવું ઘણું છે–શેલી જેવું થોડું છે—ચાંદની નથી; ઝાળઝાળની ઉષા છે. મુનશી રસિક છે, અને લોકોને રસિકતા ખુબ પીરસે પણ છે—રખે રસભંગ થાય એ બીકે તો અમુક દોષ વહોરીને પણ રસિકતાની લહાણ પાને પાને કર્યે જાય છે પણ છતાંએ રસિકતામાં કૈંક કર્કશતા લાગે છે—કદાચ પ્રતાપી વાતાવરણને લીધે એમ થતું હોય અથવા આ લખું છું ત્યારે તાપ બહુ પડે છે એટલે મીઠી રસિકતાના પ્રસંગો યાદ આવતા નહીં હોય—કોણ જાણે.

મુનશીના સાહિત્યમાં બીજી એક ઉણપ એ છે કે એમાં tragic atmosphere નથી. લગભગ બધી નવલકથાઓમાં અંત tragic આવે છે એ ખરું પણ એ અંત પણ દમામ ભર્યો. "મર્યો પણ કેવું મોત" એ લાગણી થાય છે–બીચારો મરી ગયો એમ નથી થતું. સરસ્વતીચંદ્રનાં કુસુમસુંદરી જોડે લગ્ન થાય છે છતાં વાચકની લાગણી કેવી ગ્લાનિમય હોય છે? છતાં અસામાન્ય દુઃખ અને દર્દ—મુનશી સારાં

શકે છે; દાખલા તરીકે પેલો મુંજ ''ડામાં દેખાડે છે. પણ સામાન્ય જીંદગીનાં આપણાં દુ:ખ ને દર્દ મુનશીએ ચીતર્યાં નથી. એનું કારણ કદાચ એમનો મહેચ્છાવાળો પ્રતાપી સ્વભાવ હોય કે કદાચ સૌથી કૈંક અલગ અને અતડા રહેવાની એમની પ્રકૃતિ હોય. આથી કદાચ મુનશીનાં પુસ્તકો ઘેરઘેર વંચાય છે, ભલાને આંજી નાંખે છે, સામાને નમાવે છે પણ સરસ્વતીચંદ્ર પેઠે હૃદય જીતી શકતાં નથી.

\+ + +

મુનશી ભવિષ્યમાં શું શું કરી બતાવશે એ જાણવી કઠણ છે. પહેલાં હું માનતો હતો કે એમને સફળ થવું છે એટલે સમાજની એ આમન્યા રાખશે. અને ઘણો વખત એમણે એમ કર્યું પણ ખરું. પણ પૃથ્વી વલ્લભ પ્રકટ થયું પછી મારે એ વિચાર બદલવો પડ્યો. હવે તો સમાજને એ સારી પેઠે છંછેડી શકે છે, બંડ કરવાની વૃત્તિ પ્રતાપી સ્વભાવમાં સહજ છે. જુના વાડાઓ તેનાથી સ્વીકારી શકાતાજ નથી. નવા ચીલા પાડવાનો તેને શોખ થાય છે; સાચાંખોટાં નવાં તુત ને તુક્કા જગાવવામાં તે મઝા માણે છે; રોજ નવાં નવાં વીમાનો ઉરાડવાની તેને આદત પડે છે. એ તો ઇશ્વર કોઇ પ્રતાપી માણસ નથી નહીંતર દુનીઆમાં રોજ કૈંક નવું ને નવું થાત. મુનશી સંજોગોની સીમાઓ કેટલે અંશે વટાવી શકે છે એ જોવાનું છે; અને એથી ગુજરાત સારું જ લણશે એમ પણ કહી શકાતું નથી. પણ કેટલાકને મન તો અત્યારનું જુનું એટલું ખરાબ છે કે નવીન એથી ખરાબ હોઇ શકેજ નહીં એમ માનવામાં આવે છે. કોણ જાણે ગમે તેમ હોય, મુનશીજી આજના ગુજરાતમાં એક પ્રતાપી મહાજન છે એમ તો કહેવુંજ જોઇશે.






પુસ્તક ૮ ] પૌષ ૧૯૮૨ [ અંક ૪

## ગુજરાત અને યુગધર્મ

ગુજરાતે સંસ્કારનો નવો યુગ આરંભ્યો છે. તેની સંસ્કૃતિની મહત્ત્વાકાંક્ષા વધી ગઈ છે, તે સામગ્રીઓથી સમૃદ્ધ બન્યું છે.

એના પુરુષત્વમાં ત્યાગ છે, ઉત્સાહ છે, ઉંડી વ્યવહારિકતા ને ઉંચી અભિલાષા છે એમાં વ્યવસ્થાશકિત છે ને સ્વાતન્ત્ર્યપ્રેમ છે; મુત્સદ્દીપણું છે અને નિશ્ચલતા છે; ભાવનાશીલતા છે અને સેવાધર્મ ને પ્રેમ છે; અને ભગીરથ તપથી માનવતા વિકસાવવાની હોંસ છે.

એના સ્ત્રીત્વમાં ફુલની સુકુમારતા છે, ને છતાં સતીની અડગતા છે. એમાં રસિકતા છે ને સંરક્ષક વૃત્તિ છે; કાવ્યમયતા છે ને તે વ્યવહારિક છતાં બુદ્ધિ સતેજ છે; ધર્માંધતા નથી છતાં, શ્રદ્ધાળુ હૃદયની શકિત છે; એમાં પુરુષના સમાન થવાની હોંસ છે, છતાં પુરુષને પડખેજ ઉભા રહેવાનું ડહાપણ છે; નવાનવા ઉલ્લાસો છે, છતાં દુઃખ સહન કરવાની હીંમત છે. અને પુરુષો ને સ્ત્રીઓમાં વિશુદ્ધ પ્રેમની જ્યોત જાગવા માંડી છે.

ગામેગામમાં નવયુગનું ચેતન પ્રસરી રહ્યું છે—ઘેરઘેર નવા સંસ્કારનો સંચાર થાય છે.

જાણ્યેઅજાણ્યે બધા એક ને અવિભકત ગુજરાતનાં અંગ બને છે; અને જેમ અંગેઅંગની એકતાનતા પરથીજ આત્મા પરખાય છે તેમ ગુજરાતી સંસ્કૃતિના પ્રતાપી આત્માની સાક્ષી દે છે. કાર્તવીર્ય ને પરશુરામની આ ભુમિ આર્યસંસ્કૃતિનો વિજયધ્વજ લઇ ઉભી છે; અને આર્યત્વનાં સનાતન તત્ત્વો મહત્ત્વાકાંક્ષા ને વીરતા; સ્વમાન ને સ્વાશ્રય; શુદ્ધિ, સ્વાતંત્ર્ય ને વ્યવસ્થા; તપ, શક્તિ ને સંયમ; પિતૃભક્તિ ને જીવદયા; રાષ્ટ્રબ્રહ્મની સર્વાંગસેવા; અને પ્રેમ-નિર્મલ ને નિરંકુશ-આ પુરાણા નવ-આર્યાવર્તની પ્રેરણાથી દસે દિશામાં પ્રસરશે.

—'ગુજરાત-એક સાંસ્કારિક વ્યક્તિ'માંથી



વિદૂષકઃ જુઓ આર્ય! નીહાળો, આજ એના ઉરે વસ્યું પ્રિયજન !

નાગાનંદમ પૃષ્ઠ ૪૩૧] [ગુજરાત પોષ ૧૯૮૨




શ્રી હર્ષદેવ પ્રણિત

( પંચાંકી નાટક )

—o—

અનુવાદક :

રા. રમણિકલાલ જયચંદભાઇ દલાલ બી. એ.

ચિત્રકાર :

રા. રવિશંકર શિવશંકર પંડિત બી. એ.

## પાત્રો

| | |
|---|---|
| સૂત્રધાર........................ | ........................નટી |
| જીમૂતવાહન (નાયક)............ | ...............મલયવતી (નાયિકા) |
| વિદૂષક.............................. | ..................ચતુરિકા ( ચેટી ) |
| મિત્રાવસુ.......................... | ..............મનોહારિકા ( ચેટી ) |

—o—

નાદીના અંતે વિદ્યાધરવંશ જીમૂતવાહન તેના મિત્ર વિદૂષક સાથે પ્રવેશ કરે છે જીમૂતવાહનના માતાપિતા સન્યસ્થાશ્રમમા છે અને જીમૂતવાહન તેમની સેવા કરે છે માતાપિતાની આજ્ઞાથી તે તેના મિત્ર વિદૂષક સાથે મલયપર્વત તરફ ફલફુલાદિ લેવા જાય છે મલયપર્વત પાસે સિદ્ધકુમારી મલયવતી યોગ્ય પતિ મેળવવા ગૌરીના મંદિરમાં પૂજા કરે છે મલયવતીને ગૌરીએ રાત્રે સ્વપ્ન આપ્યુ હતું તેનું વૃતાંત તે તેની સખીને કહે છે તે વિદૂષક અને નાયક એક ઝાડની પાછળ છુપાઇ સાંભળે છે અંતે વિદૂષકના આગ્રહથી બંને છતા થાય છે અને મલયવતી તથા જીમૂતવાહન વચ્ચે સ્નેહનું આરોપણ થાય છે.

( હવે આગળ વાંચો )

# અંક બીજો

[ ચેટી પ્રવેશ કરે છે. ]

ચેટી

મુરબ્બી ભાઇ મિત્રાવસુને આવતાં બહુ વાર થઇ; તેઓ આવી પહોંચ્યા છે કે નહીં તે ઝટપટ જોઇ આવ, એવી–રાજકુમારી મલયવતીની આજ્ઞા છે, તો લાવ એ કામ પહેલું કરી નાખું (આમ તેમ ફરે છે : નેપથ્યે નજર કરતાં) અરે! ઉતાવળી ઉતાવળી આ કોણ આવે છે! [નિરુપણ કરી] આ તો ચતુરિકા!

[ બીજી ચેટી પ્રવેશ કરે છે. ]

પહેલી

[પાસે જઇ] અયિ ચતુરિકા! કેમ આમ દોડે છે?

બીજી

બહેન મનોહારિકા! આપણાં કુમારીબા ફુલ વીણવા ગયાં હતાં, તેથી એમને બહુ થાક લાગ્યો છે. એમાં વળી આ શરદ ઋતુના તાપનો સંતાપ એને અધિક પીડા કરે છે. એટલે એમણે મને કુણી કેળનાં પાનાંથી છાએલા ચંદનલતાગૃહે જવા આજ્ઞા કરી છે, ને ત્યાંની ચંદ્રમણિ શિલા સજ્જ કરવા સુચના કરી છે, મે એમની ઇચ્છાનુસાર બધી તૈઆરી કરી દીધી છે. રાજકન્યાને હમણાંજ એની ખબર આપું છું.

પહેલી

એમ હોય તો જલદી જા. વહેલી ખબર મળે ત્યાં વહેલું જવાય ને એમની પીડા વહેલી ટળે.

બીજી

(હસતી સ્વગત) સાધારણ પીડા ક્યાં છે તે આમ સહેજમાં પતી જાય, આ ચંદનલતાગૃહ તો વિધવિધ રીતે રમણીય છે એથી તો ઉલટો એમનો સંતાપ વધશે મારું તો એમ માનવું છે. (પ્રકાશ) ત્યારે તો તું જા. હું પણ હમણાંજ તેમની પાસે જાઉં છું, ને મણિશિલા તૈઆર છે તે વાત નિવેદન કરું છું. (બન્ને જાય છે)

[પ્રવેશક સમાપ્ત]

વિયોગિની મલયવતી તથા ચેટી પ્રવેશ કરે છે

નાયિકા

[નિઃશ્વાસ નાખી–હૃદયે હાથ રાખી સ્વગત] હૃદય! શી તારી સ્વાર્થાંધતા? એ મહાનુભાવ આગળ તો મને ઠેઠ સુધી શરમાળજ રાખી; ને હવે–એ નથી, ત્યારે તું તેમનામાંજ પરોવાઇ રહ્યું છે! (પ્રકાશ) સખિ! દેવીમંદિરનો માર્ગ સુચવ!

ચેટી

આપ તો ચંદનલતા મંડપ તરફ જનાર હતાંને?

નાયિકા

[શરમાઇ જઇ] સખિ! તેં ઠીક યાદ દીધું. ચાલો આપણે ત્યાંજ જઇશું.

ચેટી

આ બાજુ–કુમારીબા! આમ–[આગળ થાય છે.]

[ નાયિકા બીજી તરફ જાય છે ]

ચેટી

(પાછું જોઇ, ખેદ પામી સ્વગત) અરે! શી આના હૃદયની શૂન્યતા! વળી પાછી દેવીમંદિરે ચાલી [પ્રગટ રીતે] કુમારીબા! આ બાજુ ચંદનલતાગૃહ આમ આવ્યું.

[નાયિકા વિસ્મયથી સ્મિત કરી તેમ કરે છે.]

આ આવ્યું ચંદનલતાગૃહ, ચાલો. અંદરની પેલી ચંદ્રમણિ શિલાપરવીરાજો. (બન્ને બેસે છે.)

નાયિકા

[નિઃશ્વાસ નાખી: મનમાં] ભગવન કુસુમાયુધ! આપનું સૌંદર્ય તો એમના રુપ આગળ કંઇ નથી. એમને, તમે કંઇ ન કરી શક્યા. હું અબલા છું એમ ધારી, મારો કંઇ વાંક નથી છતાં પ્રહાર કરતાં તમે લજવાતા નથી શું? [પોતાના દેહનું નિરુપણ કરી મદનાવસ્થા સુચવતી, પ્રકાશ] અલિ! આ ચંદનલતાગૃહ ગાઢ પલ્લવોથી આચ્છાદિત છે એટલે એમાં સૂર્યનું એક કિરણ પણ આવી શકે તેમ નથી, તોએ મારો સંતાપ કેમ દૂર નથી થતો?

ચેટી

[હસતાં] એનું કારણ હું જાણી ગઇ. સહેજમાં સમજાય એવું નહીં હોવાથી કુમારીબા એનો અંગીકાર નહીંજ કરે.

નાયિકા

[મનમાં] મારું દીલ એ શું પારખી ગઇ હશે? લાવને પુછી જોઉં [પ્રકાશ] એવું તો શુ છે સખિ! કહે જોઇએ.

ચેટી

દીલમાં વસેલો એ દીલાવર—

નાયિકા

[હાંથી ઝટપટ ઉભી થઇ એક બે પગલાં આગળ વધી] ક્યાં છે? એ ક્યાં છે?

ચેટી

[ઉભી થઇ—જરા હસી] કોણ એ? કુમારીબા!

[નાયિકા શરમાઇ નીચું ધાલી દે છે]

હું તો એમ કહેવા જતી હતી, કે દીલમા વસેલો એ દીલાવરજ દેવીનો પ્રસાદ હતો એવુ તમે સ્વપ્ન વર્ણવતાં હતાં તે વખતે હુ બોલી, ત્યારે બાણ છોડી ઉભેલા મકરધ્વજની માફક જેને તમે જેયા તેજ આ સંતાપનું કારણ છે. તેથીજ આ ચંદનલતાગૃહ સ્વભાવે શીતલ છતાં તમારો તાપ તે નથી ટાળી શકતું.

નાયિકા

[ચતુરિકાના માથે ટપલી મારી] ચતુરિકા ખરેજ, તું તારા નામ પ્રમાણે ચતુર છે. તારાથી શાને છુપાવું? લે સાંભળ



નાયિકાઃ સખિ! વીંજણો ન નાખ.

ચેટી

કુમારીબા! વર સંબંધી માત્ર વાત કરનાંજ

આપને જે સંભ્રમ થયો તેણે એ કહી આપેલુંજ છે. તો ખાલી ભ્રમણા હવે દૂર કરો. કામસંતાપ પણ શમાવો. જો હું ખરેખર ચતુરિકાજ હોઉં તો મને એમ થાય છે કે એમને પણ ભર્તૃદારિકાને જોયા વિના એક ક્ષણ પણ ગોઠશે નહીં.

નાયિકા

[આંસુ આણી] સખિ! ક્યાંથી એવું ભાગ્ય?

ચેટી

રાજકન્યા! એમ ન કહો. લક્ષ્મીજીને વક્ષઃસ્થલ પર રાખ્યા વિના એક ક્ષણ પણ મધુસુદનને ચાલ્યું છે?

નાયિકા

મને ગમતી વાત છોડી બીજું બોલતાં તું ભણી છે? મને વધારે સંતાપ તો તેથી થાય છે કે એ મહાનુભાવને મને માત્ર વાચાથીએ સત્કાર ન દીધો: કહે, મને એ અસભ્ય તો નહીં ગણે?

ચેટી

તે એમ રડાતું હશે કે? [સ્વગત] વાહ! કેમ ન રડે! આને વધુ સતાપ થાય છે. હવે શું કરું? લાવ! આ ચંદનલતાનાં પલ્લવોનો રસ કાઢી તેની છાતીએ લેપ કરું. [ઉભી થઇ, ચંદનની કુંપળો તોડી, મસળી, તેનો રસ તેના હૃદય પર રેડે છે.] કુમારીબા! સાંભળો છો કે? રડશો ના હોં. અરે! તમારાં અશ્રુબિંદુઓ ક્યાં ખળાય છે? એથી આ ચંદનરસ ઉનો થઇ જાય છે, આમ તમારા ઉરની પીડા નહીં ટળે [કેળનું પાન લાવી પવન નાખે છે.]

નાયિકા

[હાથથી એને વારી] સખિ! વીંજણો ન નાખ. કેળના પાનનો પવન મને ઉનો લાગે છે.

ચેટી

કુમારીબા! એનો દોષ માં કાઢો.

કરો છો જાતે એ, ચંદનપલ્લવસંગ ઉંનો કરો;
નિઃશ્વાસે તમારા, વાયુ કદલી પાન તણો, હનો,

નાયિકા

[આંસુ લાવી] સખિ! આ પીડા ટાળવાનો કંઈ ઉપાય?

ચેટી

એકજ—તેમનું અત્રાગમન.

[નાયક તથા વિદૂષક પ્રવેશ કરે છે.]

નાયક

ભ્રાંતિ આશ્રમમાં થઈ નયનથી—જે શ્વેત ને શ્યામલાં,
જાણે ત્યાં મૃગચર્મ છે; લટકતાં ડાળે બધાં વૃક્ષનાં;
તેણે પાસ હમેલ એ મુનિ છતાં વીંધ્યો કટાક્ષે પુરા,
હે પુષ્પેશ? તું કેમ તો ફરી વૃથા ફેંકી રહો બાણ આ.

વિદૂષક

કેમ ભાઇ! બધું ધૈર્ય ક્યાં ગયું?

નાયક

વયસ્ય! ધીરજ તો જોઇએ તેટલી છે.

ગાળી શું નહીં રાત્રિ ચંદ્રધવલા? ના પદ્મ પુરાં સુખ્યાં?
શું ના માલતીની સુગંધ વહતા વાયુ પ્રદોષે રહ્યા?
શું ગુંજારવ માખીનો સરવરે સુણ્યો ન મેં પદ્મમાં?
કે હું પ્રેમીજનો મહીં અધીર છું, એવું વદે છે સખા!

અથવા સત્ય કહ્યું તેં.

સ્ત્રી હૃદયે ના આજે સહ્યાં નાખ્યાં શરો અનંગે જે;
પછીથી કેમ કરીને ધીરજવાળો થાઉં તારી પાસે?

વિદૂષક

આવી રીતે અધીરતા કબુલ કરી લઇ, એણે પોતાનું દીલ ખુલ્લું મુકયું; તો હવે મારે કેવી રીતે તેને શાંત કરવો? [પ્રકાશ] અરે વયસ્ય! વડીલ સેવાનું કાર્ય જરાવારમાં પતાવી કેમ અહીં આવતો રહ્યો?

નાયક

તારો પ્રશ્ન ઉચિત છે. તારા સીવાય બીજા કોને કહેવાય એવું છે? જાણે કે આજે મને

સ્વપ્નું આવ્યું. એમાં મેં પેલી પ્રિયતમાને જોઇ [આંગળી કરી] સામેના ચંદનલતા ગૃહમાં એક ચંદ્રમણિ શિલા પડેલી છે એના ઉપર તે બેઠેલી હતી મને તો એ પ્રણય કુપિતા લાગી જાણે મને મહેણાં દેતી હેતી રડતી નહોય-એવી મેં એને જોઇ. સ્વપ્નમાં આ પ્રમાણે પ્રિયાનો સંગ અનુભવ્યો. એથી, આ સ્થાન મને રમ્ય લાગે છે. તેથી બાકીનો દિવસ અહીંજ ગાળવા ધાર્યો છે. માટે ચાલો! આપણે એ તરફ જઇએ.

વિદૂષક

પધારીએ-[આગળ વધે છે].

ચેટી

[કાન માંડી: ગભરાતાં] રાજકન્યા! કોઇનાં પગલાં સંભળાય છે.

નાયિકા

[ગભરાટમાં પોતાનો વેષ નીહાળતી] અલિ! મારા આવા ઢંગ જોઇ કોઇ મારી કીંમત કરશે. ઉભી, થા, આ રાતા અશોકના ઝાડ પાછળ છુપાઇ જઇએ જોઇએ કે તે કોણ છે? [તેમ કરે છે]

વિદૂષક

વયસ્ય! આ પેલું ચંદનલતા ગૃહ. ચાલો! અંદર જઇએ.

[પ્રવેશ કરે છે]

નાયક

[નિરીક્ષણ કરી]

ચંદનલતાગૃહ છે આ ને ચંદ્રમણિશિલા ન ગમે મુજને,
ચંદ્રાનના વિના એ, ચંદ્રિકા વીણું નિશા તણું મુખ છે



વિદૂષકઃ વયસ્ય! એને રડતી જોઇ તે શું કર્યું?

ચેટી

[નાયકને જોઇ] કુમારીબા! અભિનંદન!

તમારા પ્રાણવલ્લભ પધાર્યા.

નાયિકા

[જોઈને હર્ષથી: શરમાતી] સખિ! આમને જોઈને તો મને બહુજ શરમ આવે છે. મારાથી અહીં નથી ઉભા રહેવાતું. મને કદાચ એ જોઇ જાય તો? ચાલ, ચાલ, બીજે જઈએ [કંપતાં, પગલું ભરી] સખિ! મારું ડાબું અંગ ફરકે છે.

ચેટી

[હસીને—વ્યંગમાં] વાહરે બહાદુર! અહીં ઉભે ઉભે તને કોણ જોઇ જવાનું છે? આગળ આ રાતું અશોક વૃક્ષ છે એ વાત કેમ ભુલી જાય છે! અહીંજ ઉભાં રહો.

વિદૂષક

[નિરુપણ કરી] વયસ્ય! આ ચંદ્રમણિશિલા કે?

[નાયક આંસુ લાવી નિશ્વાસ નાખે છે]

ચેટી

રાજબાલા! વાતચીત થતી હોય એમ લાગે છે. અહીં છુપાઇને સાંભળીએ [બંને સાંભળે છે]

વિદૂષક

[હાથ હલાવીને] અરે મિત્ર! કહું છું કે આ પેલી આ ચંદ્રમણિશિલા!

નાયક

ઠીક ઓળખી કાઢી [આંગળી કરી]
શશિમણિશિલા પેલી આતો નહીં મુખપાંડુરા.
કરકમલમાં મુકી માથું ઘડીક વીમાસતાં,
સ્ફુરિત અધર મોડું થાતાં મને, કુપિતા થતાં,
મને નિયમીને જોઇ મારી અરે! રડતી પ્રિયા.
માટે ચાલો, એજ ચંદ્રમણિ શિલા પર બેસીએ.

[બન્ને બેસે છે]

નાયિકા

[વિચાર કરી] સખી! વળી આ બીજી કોણ હશે!

ચેટી

રાજનંદિની! આપણે આમ છુપાઇને તેમની હીલચાલ જોઇએ છીએ તેવામાં કદાચ એ જોઇ ગયા હોય.

નાયિકા

વારુ. પણ આ તો પ્રણયકલહે રીસાએલી પ્રણયિનીની વાતો કરે છે, તેનું કેમ?

ચેટી

કુમારિ! આવી શંકાઓ ન કરો. ચાલો, આગળ સાંભળો.

વિદૂષક

[મનમાં] આવી વાતોમાં આને રસ પડતો જણાય છે. થવા દો ત્યારે, હું પણ એવી ને એવીજ વાતો કર્યા કરું. [પ્રકાશ] વયસ્ય! એને રડતી જોઇ તેં શું કર્યું?

નાયક

બંધુ! મેં કહ્યું કે—
વારિબિંદુ ઘણાં ફેંકી સુખચંદ્ર દયે કરી,
અશ્રુવારિ થકી છાંટી ચંદ્રકાંતશિલા સખિ!

નાયિકા

[રોષથી] અલિ ચતુરિકા! હવે કંઈ રહ્યું છે સાંભળવાનું? ચાલ, જતાં રહીએ.

ચેટી

[હાથ ઝાલીને] કુમારિ! આમ ના કહો. તમને એક વાર જોયા પછી એ બીજાની વાતો કરે એ મારા માન્યામાં નથી આવતું. માટે વાત પુરેપુરી સાંભળવી જોઇએ.

નાયક

બંધુ! મને એમ થાય છે કે જાણે તેને આ શિલા ઉપર ચીતરું. એથી મારા દીલને કંઈઓર વિનોદ થશે. માટે જા, સામેના ગિરિશૃંગ ઉપરથી મનઃશિલાના કકડાઓ લઇ આવ.

વિદૂષક

જેવી આર્યની આજ્ઞા. [આમતેમ ફરી,

કકડાઓ લઇ આવી] તમે તો મને એક રંગ લઇ આવવાનું કહ્યું હતું. પરંતુ આ પર્વત ઉપરથી મને પાંચ જાતના રંગ મળી આવ્યા; તે સર્વે હું અહીં ઉપાડી લાવ્યો છું લો. ચીનરો જોઉં—

[સર્વે કકડા આપે છે]

નાયક

બંધુ! ઠીક કર્યું; [રંગ લઇ, શિલા પર પ્રિયાની છબી દોરી રોમાંચ અનુભવતો] જો–જો.

પક્વ બિમ્બ સમ શોભે અધર, નયનથી હર્ષ બહુ પામે
એ શશિમુખ પ્રિયાનું રેખાથી પણુ હૃદય મમ સુખ દે

[ ઓતરે છે ]

વિદૂષક

[ આશ્ચર્યથી નીહાળી ] તાજુબ! એ પરોક્ષ છતાં તમે આવી સારી રીતે તેને આલેખી શક્યા!

નાયક

[ સ્મિત કરી ] વયસ્ય!

જાણે ઉભી પ્રિયા સામે—કલ્પના માંહી ધારતાં,
દોરું આછી છબી એની—વિસ્મયે લીન હું થતાં.

નાયિકા

[ નિઃશ્વાસ નાખી; આંસુ લાવી ] ચતુરિકા! જાણ્યું કે વાતોનું રહસ્ય? ચાલ, મિત્રાવસુને જઇ મળીએ.

ચેટી

[ ખેદથી સ્વગત ] અરે રે! આના બોલવા ઉપરથી તો જાણે એને જીવનવૈરાગ્ય થયો હોય તેમ જણાય છે. [ પ્રકાશ ] રાજનંદિનિ! આપણી મનોહારિકા ત્યાંજ ગઇ છે. કદાચ કુમાર મિત્રાવસુ અહીંજ આવતા હશે.

[ મિત્રાવસુ પ્રવેશ કરે છે ]

મિત્રાવસુ

પિતાજીની આજ્ઞા થઇ છે કે વત્સ મિત્રાવસુ! સહવાસથી આપણે જીમૂતવાહનની પરીક્ષા કરી ચુક્યા છીએ. સર્વ રીતે એ યોગ્ય વર છે. માટે તેમની પાસે જા; ને પુત્રી મલયવતીનું માગું કર. પરંતુ—

એ વિદ્યાધરવંશ ભૂષણ ખરે–જ્ઞાની ગણાયો બધે,
વિદ્યા યૌવન શૌર્યધારી, વિનયી, જોડી નહે ના રૂપે;
કિન્તુ એ કરુણાથી પ્રાણ ત્યજતો પ્રાણી તણા રક્ષણે
એથી વહાલી ભગિની હાથ ધરતાં આનંદ ને શોક છે.

મને ખબર મળી છે. એ પ્રમાણે જીમુતવાહન આ ગૌરીના મંદિર પાસે આવેલા ચંદનલતાગૃહમાં વિરામ કરે છે. આ રહ્યું એ ચંદનલતાગૃહ. ચાલો પ્રવેશ કરું.

[ પ્રવેશ કરે છે. ]

વિદૂષક

[ ગૂંચવાયો હોય તેમ જોઇ ] ઓ ભાઇ! આ લેખેલું કન્યાચિત્ર કેળના પાનાથી ઢાંકી દો. સામેથી સિદ્ધ યુવરાજ મિત્રાવસુ આવતા જણાય છે. કદાચ એમની નજર પડશે.

[ નાયક કદલી પત્રથી ચિત્ર ઢાંકે છે ]

મિત્રાવસુ

[ પ્રવેશ કરી ] કુમાર! મિત્રાવસુ પ્રણામ કરે છે.

નાયક

[ જોઇને ] પધારો મિત્રાવસુ! ઠીક આવી ચઢ્યા. આસન પર બીરાજો.

ચેટી

કુમારીબા! કુમાર મિત્રાવસુ આવી પહોંચ્યા.

નાયિકા

ચાલો! ઠીક થયું.

નાયક

કેમ મિત્રાવસુ! સિદ્ધરાજ વિશ્વાવસુ ખુશી તો ખરાને!

મિત્રાવસુ

હાજી. પિતાજી આનંદમાં છે. એમનીજ ઇચ્છાથી અત્યારે આપની પાસે આવ્યો છું.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૨૯]

# શ્રી અરવિંદ ઘોષની મુલાકાતે

અનુવાદક:
રા. અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી, બી.એ.

[આ લેખ બંગાળાના પ્રખ્યાત સાહિત્યક શ્રીયુત દ્વિજેન્દ્રલાલરાયના ચિ. દિલીપકુમાર રાયે અંગ્રેજીમાં લખ્યો છે. સંગીતવિશારદ તરીકે તેઓ હવે તો આખા હીંદમાં જાણીતા થયા છે. તેઓ દુનીઆની આધુનિક સંસ્કૃતિઓનો તુલનાત્મક અભ્યાસ કરવામાં પણ રસ લે છે. એટલે સંગીતનું જ્ઞાન મેળવવાને તેમણે યુરોપની યાત્રા કરી ત્યારે સાથેસાથે ત્યાંના સમર્થ વિચારનેતાઓ, તત્વવેત્તાઓ, સામાજક પુનર્ઘટનાના હીમાયતીઓ વિગેરેની મુલાકાતો પણ તેમણે લીધી હતી. તેવાઓમાં ફ્રાંસના પ્રખ્યાત રોમાં રોલાં તથા ઈંગ્લાંડના બરટ્રાન્ડ રસેલ જેવી વ્યક્તિઓનો સમાવેશ પણ થાય છે.

હીંદમાં આવીને તેમણે મહાત્મા ગાંધી તથા શ્રી અરવિંદ ઘોષની મુલાકાત પણ લીધી છે. વિશ્વની ચાર મહાન વ્યકિતઓ જોડેની તેમની મુલાકાતોનું વર્ણન, તે દરમ્યાન તેમની સાથે થએલી વાતચીત તથા શ્રીયુત દિલીપકુમારના મન ઉપર પડેલી પ્રત્યેકની છાપ, વગેરે તેમણે નોંધી રાખ્યાં છે તથા નાના પુસ્તકરૂપે તે બહાર પડવાનો પ્રયત્ન ચાલે છે.

આ લેખમાં શ્રી અરવિંદ ઘોષ જોડેની તેમની મુલાકાતોનું વર્ણન છે. તે મુલાકાતો ૧૯૨૪ના જાન્યુઆરીની તા. ૨૪ તથા ૨૫ મીને રોજ થઇ હતી. શ્રી અરવિંદ ઘોષને વીશે જે બીનપાયાદાર વાતો જનસમાજમાં પ્રચલિત છે તે જોતાં આ લેખ તેમના કાર્યની દિશાનું સાચું સૂચન કરી શકશે એમ કહેવું પ્રાપ્ત થાય છે.]—લેખક.

દાદર ચઢીને હું ઉપર ગયો. શ્રી અરવિંદ ઘોષ છજામાં એક ખુરશી ઉપર બેઠા હતા. શરીરનો ઉપલો ભાગ તેમણે પીળી ચાદરથી ઢાંકયો હતો. તેમની દાઢી કંઈક સફેદ તથા માથાના વાળ લાંબા હતા.

મેં તેમને નમસ્કાર કર્યા, અને તેમની બરાબર સામે એક ખુરશી પર હું બેઠો. અમારી બંનેની વચ્ચે એક નાનું સરખું ટેબલ આવી રહ્યું હતું.

તેઓ પોતાની તીક્ષ્ણ દૃષ્ટિ મારા ઉપર સ્થિર કરીને મને નીહાળતા બેઠા હતા, એને લીધે મને શરુઆતમાં વિચિત્ર પ્રકારની મુંચવણનો અનુભવ થવા માંડયો. બાબુજીની દૃષ્ટિમાં સહાનુભૂતિ પુરતા પ્રમાણમાં હતી છતાં તેનાથી મારી વાણી રુંધાતી હતી.

છેવટે સ્પષ્ટ રીતે દેખાઇ આવે એવો પ્રયત્ન કરીને, મેં અચકાતાં અચકાતાં તેમને પ્રશ્ન પુછવાની હીંમત કરી: "યોગ સાધનાનો

કંઈક અભ્યાસ કરવો મારે માટે શક્ય છે કે નહીં તે જાણવા માટે હું આવ્યો છું."

"પ્રથમ તો તમે શેની શોધમાં છો તથા મારી મદદની આશા કઈ બાબતમાં રાખો છો તે તમારે મને સ્પષ્ટપણે જણાવવું જોઈએ, કારણ કે જુદા જુદા લોકો યોગમાંથી જુદી જુદી વસ્તુઓ માગે છે." તેમણે જણાવ્યું.

"જીવનનો અંતિમ હેતુ શોધી કાઢવામાં તથા તે શોધી કાઢીને તેને સિદ્ધ કરવામાં મને મદદ કરે એવી યોગદીક્ષા આપની પાસેથી મને મળી શકશે કે નહીં! એ પ્રશ્ન મારે આપને પુછવો હતો" મેં કહ્યું.

"એ પ્રશ્નનો ઉત્તર આપવો કંઈ સહેલ નથી" બાબુજીએ કહ્યું; "કારણ કે આપણામાંના એકએકને માન્ય હોય એવો સર્વમાન્ય જીવનનો હેતુ અસ્તિત્વ ધરાવતો નથી. માણસ માણસનો હેતુ જુદો જુદો હોય છે અને તે જુદો હોવો પણ જોઈએ. દાખલા તરીકે, કેટલાક લોકો જીવનનો ત્યાગ કરવા માટે અર્થાત્ આપણે જેને જીવનની 'સામાન્ય' ભૂમિકા ગણીએ છીએ તેનાથી જુદી તથા સ્વતંત્ર એવી કોઈ બીજી ભૂમિકા પ્રાપ્ત કરવાના હેતુથી સામાન્ય ભૂમિકાનો ત્યાગ કરવા માટે, યોગસાધનાનો આરંભ કરે છે. કેટલાક આનંદ પ્રાપ્તિ માટે અથવા તો જ્ઞાનપ્રાપ્તિ માટે પણ યોગસાધના કરે છે. આ હેતુઓથી તદ્દન નીરાળો હેતુ રાખીને પણ યોગાભ્યાસ કરનારા સાધકો હોય છે. એટલે યોગમાં તમે કઈ ખાસ વસ્તુની શોધ કરો છો તે વિશે તમારે ચોક્કસ થવાની જરૂર છે."



સંગીત વિશારદ શ્રી. દિલીપકુમાર રોય.

ક્ષોભ અને અસ્પષ્ટતાનું વિચિત્ર મિશ્રણ કરતાં મેં તેમને જણાવ્યું: "વ્યક્તિ તથા વિશ્વ વચ્ચે શાંતિમય સંબંધ સ્થાપન કરે જીવનનાં વિકટ કોયડાઓનો ઉકેલ આપે, તથા જીવનનો મર્મ સમજાવી તેના દેખીતા વિરોધોને સમન્વય કરે, તથા આનંદ આપે એવી મનોદશા યોગાભ્યાસથી પ્રાપ્ત થઈ શકે કે નહીં તે મારે જાણવું છે."

"એટલે કે યોગદ્વારા તમે 'જ્ઞાન' તથા 'આનંદ' મેળવવાની આશા રાખો છો ખરું ને!"

જરા વિચાર કરી મેં કહ્યું: "હા,—એમ કહેવું વ્યાજબી ગણાય ખરું."

"યોગાભ્યાસથી તમે એ બન્ને વસ્તુ મેળવી શકો એ પણ નક્કી છે."

"યોગદીક્ષા લેવાની મારી અભિલાષા પુરી પાડી શકશો કે કેમ તે મારે જાણવું છે. નવી સાધના કરવા માટે જરૂરની સરતો પણ જાણવાની મારી ઇચ્છા છે. ઉદાહરણ તરીકે સાધના કરવા માટે માણસે પોતાના સામાન્ય કર્મોનો સદંતર ત્યાગ કરી દેવો જરુરનો છે ખરો?

"યૌગિક–સાધન" નામના પુસ્તક ઉપરથી આપ ઐહિક જીવનનો અણુવિશ્રામ કરતા નથી એમ જાણીને મને ઘણો સંતોષ થયો છે. એ પુસ્તકમાં "હું માયાવાદી નથી" એવું તમે જણાવેલું છે અર્થાત્ ઇશ્વરને આનંદમય માનો છો તેની સાથે સાથે તેના આવિર્ભાવરુપ, આ જગત, દુઃખમય છે એવી સ્થિતિને તમે સ્વીકારતા નથી."

"એ પુસ્તક મેં લખ્યું છે એ બીના તદ્દન સાચી નથી" બાબુજીએ જણાવ્યું; "એ પુસ્તકમાં આપેલી કેટલીક બાબતો, અલબત્ત સાચી છે. પરંતુ, હાલ હું એમાં દર્શાવેલી વિશિષ્ટ દિશામાં કાર્ય કરતો નથી. એ વળી વિષયાંતર થયો. મુળ વિષય ઉપર આવતાં, સામાન્ય જીવનમાં જેને તમે કીંમતી ગણો છો; અમૂલ્ય ગણો છો, તે સર્વેનો ત્યાગ કરવાની તમને ફરજ પડેજ એવું કશુંજ નથી. પરંતુ, યોગ–સાધના કરવા માટે અર્થાત્ ચૈતન્યની ઉચ્ચતર ભૂમિકા જોડે અદ્વૈત કરવા માટે, તમારામાં કોઇપણ પ્રકારની આસક્તિ રહેવી જોઇએ નહીં એ તો જરુરનું છે. મારો કહેવાનો અર્થ એવો નથી કે પ્રેમ, મૈત્રી, અથવા તો જીવનના કોઇપણ બીજા અમૂલ્ય લ્હાવાનો આનંદ ભોગવવો ન જોઇએ. તમે ભલે એ આનંદ અનુભવો. પરંતુ એમાંની કોઇપણ વસ્તુ માટે આસક્તિ રાખવાની તમને રજા નથી. ખરું જોતાં, એ સરતજ ખરેખરી સરત છે; અને એટલીજ સરત છે. એટલે કે જ્યારે તમારા જીવનમાં તમે જેને અમૂલ્ય ગણતા હો એવી કોઇપણ વસ્તુનો ત્યાગ કરવાનો સાદ તમને થાય, ત્યારે તેને છોડવાને તમારે તૈયાર રહેવું જોઇએ, કારણ કે એ પદાર્થ તમારા ઉચ્ચ આધ્યાત્મિક સાક્ષાત્કારના માર્ગમાં અંતરાયરુપ નીવડે પણ ખરા. એ પણ અંતરાયરુપ નીવડવોજ જોઇએ એમ હું કહેતો નથી."

"પાર્થિવ પદાર્થોની વ્યાખ્યામાં જેમનો સમાવેશ ન કરી શકાય એવા કોઇ અપાર્થિવ વસ્તુને, દાખલા તરીકે, સંગીતને, હું બહુ ચાહનો હોઉં તો મારે તેનો ત્યાગ કરવો પડે ખરો?

"તમારે તેનો ત્યાગ કરવોજ જોઇએ એમ હું કહેતો નથી. પરંતુ તમારે મન યોગ-સાધના તમારા જીવનનું ઉચ્ચમાં ઉચ્ચ ધ્યેય હોય; તમારી જરુરીયાત થઇ પડી હોય, તો તો, ખચીત, તમારું સંગીત તેની તોલે કંઇ વીસાતનું ગણાય નહીં" તેમણે સહાનુભૂતિ દર્શક સ્મિત કરીને કહ્યું.

તેમની દલીલની સચોટતા મારા મનમાં સીધેસીધી ઉતરી ગઇ; પણ મેં તેમને ધીમેથી કહ્યું: "યોગ સાધના કરીને કોઇક ઉચ્ચ વસ્તુનો સાક્ષાત્કાર કરી શકાશે એવી ખાત્રી હોય તો હું સંગીતને છોડવાને નારાજ નથી, એ હું આપને જણાવવા માગું છું, કારણ કે જ્યારે કોઇ પણ ઉચ્ચતર વસ્તુ આપણને પ્રત્યક્ષ થવા માંડે છે તથા વાસ્તવિક લાગે છે, ત્યારે તેને ખાતર કોઇપણ વસ્તુનો ત્યાગ કરવો આપણને મુશ્કેલ લાગતો નથી. એટલે મારો પ્રશ્ન એ છે કે જ્યાં સુધી એવી કોઇ ઉચ્ચતર

અપાર્થિવ વસ્તુ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી પોતાના હાથમાં હોય તે પ્રત્યક્ષ અને ધ્રુવ, વસ્તુનો ભોગ આપવો શા માટે જરૂરિયાત હોવી જોઈએ?"

બાબુજીએ કહ્યું: "સંગીત અથવા તો સૌંદર્યને રસિકતાથી બીજી કોઈ પણ ક્રિયા—તમારે છોડવી જરૂરિયાત નથી એમ મે તમને કહ્યું છે. પરંતુ તમને તે છોડવાનો સાદ થતાં તેમ કરવાની તમારી તૈયારી હોવી જોઈએ અને એ તૈયારી જરૂરિયાત છે. દાખલા તરીકે ચૈતન્યની ઉચ્ચતર ભૂમિકાઓને પ્રાપ્ત કરવા જતાં—તેમને પ્રાપ્ત કરવી એ યોગ-સાધનાનો હેતુ છે—સામાન્ય જીવનના કોઈ પણ પદાર્થ ઉપર આસક્તિ રાખવામાં આવે તો તે અંતે બંધનરૂપ નીવડે છે. તે બંધન તમને નીચેની ભૂમિકા જોડે બાંધી રાખે છે અને તમારા ઉચ્ચ સાક્ષાત્કારના માર્ગમાં વિઘ્નરૂપ થઈ રહે છે. સૌંદર્ય રસિકતાની ભૂમિકા જો કે જીવનની સામાન્ય ભૂમિકા કરતાં ઉચ્ચ છે, તો પણ તેવુંજ સમજવું; કારણ કે એ ભૂમિકામાં પ્રાપ્ત થતો સૂક્ષ્મ, સૌંદર્યમૂલક, આનંદ તમને ઉચ્ચ, આધ્યાત્મિક આનંદ પ્રાપ્ત કરતાં અટકાવે એ તદ્દન સંભવિત છે."

"જુદી જુદી યોગ-પ્રવૃત્તિઓ" તેમણે આગળ ચલાવ્યું: "એટલે જુદી જુદી પ્રકૃતિ અને અધિકાર પ્રમાણે સાધના કરવાના પ્રકારો માત્ર છે. અને તમને અમુક પદ્ધતિ સ્વીકારવાનું કહેતાં પહેલાં મારે તમારો અધિકાર જાણવો જોઈએ. એ અધિકાર તમને માત્ર એકજવાર મળીને હું જાણી શકું નહીં."

મેં કહ્યું: "તમને મળવા માટે જે માણસ આવે છે તેનો અધિકાર તમે જાણી શકો છો, એમ મારા સાંભળવામાં આવ્યું છે, અને આપને મળવા આવવાનો એક હેતુ એ પણ હતો કે મને મારા અધિકારની ખબર પડે. આપ વ્યક્તિનો અધિકાર કહી શકો છો એવી મને ખબર પડે."

"અલબત્ત, કેંક અંશે તે કહી શકાય ખરું—" બાબુજીએ કહ્યું; "તોપણ સોએસો ટકા ખાત્રી આપવી સંભવિત નથી. વળી હું જે યોગ માર્ગનું અનુશીલન કરું છું તે ગંભીર જોખમોથી ભરેલો હોઈ, બીજાઓને હું તે જોખમો ખેડવાને યોગ્ય ધારતો નથી, સિવાય કે જેઓ પોતે પોતાને વિશે ખાત્રી ધરાવતા હોય તથા જેમણે આ યોગ માર્ગનું અનુશીલન કરવાનો સાદ પોતાના અંતરમાં સાંભળ્યો હોય એવો અંત-સાદ થવા માટે તો માણસે તે સંભળાય ત્યાં સુધી વાટ જોયા સિવાય બીજું કશું કરવાનું હોતું નથી."

"એવો અંતરનો સાદ કેવળ વાટ જોવાથી જાણી શકાય છે એવું આપનું માનવું છે?" મેં આ મુર્ખાઈભર્યો પ્રશ્ન વગર વિચારે પુછી દીધો.

"ફક્ત વાટ જોવાથી નહીંજ. માણસનું મન પ્રથમથી નિશ્ચિત દિશામાં જોડેલું હોય છે ત્યારે તે સાદ સંભળાય છે; અને એના વિકાસ થતાં સ્ફટિકરૂપે સ્પષ્ટ આકાર બંધાતાં સમય લાગે છે એટલુંજ. એટલે કે યોગ સાધના તમને એક જરૂરીઆતરૂપે લાગવી જોઈએ. અને જરૂરીઆતની એ લાગણી, જીવનની દેખીતી ગહનતા અને રહસ્યની કોઈ પ્રકારની સમજુતી યાને ઉકેલ પ્રાપ્ત કરવા માટેની કેવળ જિજ્ઞાસા કરતાં તદ્દન જુદીજ વસ્તુ છે."

મેં આગ્રહપૂર્વક જણાવ્યું: "હીંદુસ્તાનમાં તથા યુરોપમાં માનવજાતિનાં દુઃખનાં જે દશ્યો મેં જોયાં છે તેથી વારેવારે મને ખરેખર અત્યંત દુઃખ થએલું છે. એવાં દશ્યો જ્યાં

[વધુ માટે જુઓ પાન ૪૩૩]

# સાગરને સંબોધન

લેખકઃ
રા. નેત્રમણિ વૈદ્ય

ધન્ય સાગર ! તને ધન્ય હો ધન્ય છે,
ઉદય નિજ તનયનો જોઇ હરખે !
'જનકને જોઇ ઉત્કર્ષ નિજ તનયનો,
થાય સુખ' જોયું તે જોઇ તુજને !—ધન્ય ૧

દિવ્ય જ્યોત્સ્ના અહો વિમલ આકાશમાં,
આજ પ્રસરાવતો સંચરે છે;
શું હું સૌભાગ્ય તુજ તનયનું વર્ણવું,
સુંદરી સર્વ સાથે સરે છે !—ધન્ય —૨

રૂપનો વારસો અનુપ તુંથી મળ્યો !
લક્ષ્મી જેવી મળી ભગિની જેને,
અખિલ પતિ ઇશનો શ્રેષ્ઠ સંબંધ થયો,
માનું ઓછું કશું ના રહ્યું છે.—ધન્ય ૩

છો બહુ સરિતના આપ સાગર પતિ,
તાત જેના બહુ ભાગ્યશાલી !
તો પછી પાસ તુજ તનયની નો'ય શું !
દિવ્ય બહુ સુંદરી સુખાકારી—ધન્ય ૪

વૃદ્ધનાં ચરિતને અનુસરે બાલકો,
અનુકૃતિ શીલ છે વિશ્વ સારું;
પીયૂષ વ્યવહાર તુજ ગૃહ વીશે જોઇએ,
શું હું સંસાર તારો વખાણું !—ધન્ય ૫

# પ્રો. હીરાભાઈ

લેખક અને ચિત્રકાર:
રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા,
સભ્ય, સાહિત્ય સંસદ



"કેમ? આશું છે તે ઓળખી શકો છો?" હીરાભાઇએ મને પુછ્યું.

પ્રો. હીરાભાઇ સ્વભાવે બકરા જેવા શાંત હતા. શરીરમાં પાતળી વાંસની સોટીના જેવા એકવડા હતા. શારીરિક બળમાં નાના છ માસના બાલક જેવા હતા. આવા માણસમાં પોતાને તેમજ જગતને નુકશાન કરવાની શક્તિ હોય એમ સાધારણ રીતે માનવામાં આવે એમ નથીજ. છતાં જગતમાં શું નથી બનતું? કથાના કરતાં પણ સત્ય વધુ વિચિત્ર છે એ વાકયથી કોણ અજાણ્યું છે! જે શક્તિથી, જે લાયકાતથી પ્રો. હીરાભાઇ સારો પગાર લાવીને પોતાના કુટુંબને સુખમાં રાખી શકતા હતા તેજ શક્તિ—તેજ લાયકાત તેમના જીવનમાં મોટામાં મોટો દુર્ગુણ થઇ પડી હતી. પ્રોફેસર સારા વિજ્ઞાનશાસ્ત્રી હતા—સારા રસાયણ શાસ્ત્રી હતા. પરિણામે તેમનું ઉદ્યમી મગજ કંઇને કંઇ નવી શોધ કર્યાજ કરતું. કાલેજમાં આ મગજ એમને કીર્તિ અપાવતું પણ ખાનગી જીવનમાં આજ ભેજું તેમને અનેક મુશીબતોમાં લાવી નાખતું; તેમના મિત્રોને પણ ઘણીવાર કફોડી સ્થિતિ મુકી દેતું. પત્નીને અને બાળકોને આનાથી ઘણીવાર ત્રાસ થતો. પણ ઉપાય શો! પ્રાણ અને પ્રકૃતિ સાથે જાય. શાંત દેખાતા, સુકલકડી શરીરવાળા હીરાભાઇ આ બાબતમાં હિમાચલ જેવા અડગ હતા અને અમારા અનેક યત્નો છતાં અમે એમને આ બાબતમાં સુધારી શકયા નહીં.

એક વખત એમણે એક નવી જાતનો કુકર બનાવ્યો હતો જેની મદદવડે, એમના કહેવા પ્રમાણે આખી રસોઇ જરા પણ મહેનત વિના માત્ર સત્તર મીનીટમાં તૈઆર થઇ શકતી; અને આ સત્તર મીનીટમાં પણ કુકરને આપણે હાથ લગાડવાની જરૂર નહીં! વળી આમાં ખાસ ખુબી એ રાખવામાં આવી હતી કે ધારો કે કશાક કારણથી આપણે એ કુકરનું અસ્તિત્વજ

ભુલી ગયા (આમ શાથી આપણે ધારી લેવું અને રસોઇની વાતજ ભુલી જવી એ તો હીરાભાઇ જાણે!) તો ચોવીસ કલાક પછી પણ રસોઇ એવી ને એવી સારી અને ગરમજ રહી હોય! હીરાભાઇએ આ એકજ કુકર બનાવ્યો હતો અને એમના કહેવા પ્રમાણે કોઇ માણસ એમને એક લાખ રુપીઆ આપત તોપણ એ એમને કુકર આપત નહીં. અલબત, એમના અમારા જેવા મિત્રો પાસે લાખ રુપીઆ આપવાના હતાજ નહીં અને હોત તોપણ અમે હીરાભાઇએ બનાવેલ યંત્રોની ખુબીઓથી એટલા બધા વાકેફ હતા કે અમે એ લેવાની ઇચ્છા પણ કરત નહીં. આવી વસ્તુસ્થિતિમાં હીરાભાઇએ પોતાને ત્યાંજ, એમની પત્નીની સખત વિરૂદ્ધતા છતાં એનો ઉપયોગ સાંજની રસોઇ માટે કરવાનો હુકમ કાઢયો. પ્રથમ બેએક દિવસ તો બાળકો સુદ્ધાં ઘરમાં બધાં રાતના એકલું દુધ પીનેજ સુઇ રહ્યાં. પછી એમનાં પત્નીએ ચુલા ઉપરજ છાનીછાની રસોઇ કરવા માંડી અને છોકરાંઓને વહેલાં તે રસોઇજ જમાડી દેતાં; અને પોતે અને હીરાભાઇ આ કુકરનું પરિણામ જોતાં અને પછી પેલી રસોઇ-માંથી બચેલ ખાવાનું ખાતાં. આ પ્રમાણે એક મહીનો આ પયોગ ચાલ્યો. દરમ્યાન હીરાભાઇ-ની તબીઅત લથડી અને એમનું ચિત્ત વરાળથી વગર મહેનતે લુગડાં ધોવાના યંત્ર તરફ વળ્યું. એટલે ડાહી પત્નીએ એ કુકર માળીઆ ઉપર ચઢાવી દીધો. અને એ પ્રકરણ પુરું થયું.

આ ને લુગડાં ધોવાના અને એના જેવાં બીજા અનેક યંત્રોથી હીરાભાઇને અને એમના સંબંધમાં આવનારને શું શું શોષવું પડયું એ બહુ જાણવા જેવું છે; પણ અહીં હું એક જુદાજ યંત્ર બાબત કહેવા માગું છું એટલે એ વીશે વળી કોઇ બીજે સમયે.

એક વખત રાત્રે, જમી પરવારીને હું હીરાભાઇને ત્યાં સહેજ ગપાટા મારવા ગયો. છેલ્લાં છએક મહીના થયાં હીરાભાઇના કે નવાં યંત્રો બહાર નહોતાં પડયાં એટલે અમને એમ લાગ્યું હતું કે એમને એ ટેવ હવે ગઇ હશે. પણ આ ધારણા અમારી ખોટીજ હતી એમ મને તરતજ જણાયું. હીરાભાઇએ મને જોયો એટલે તરતજ એમના મોં ઉપર અપૂર્વ ઉત્સાહ જોયો. એમણે મારો હાથ પકડયો અને મને પોતે પોતાના ખાસ અભ્યાસખંડમાં લઇ ગયા. હું તરતજ ચેત્યો કે વળી કૈં નવું ધતીંગ ઉભું થયું છે પણ એમાંથી નાસવાનો બીજો માર્ગ નહોતો. એમનાં પત્ની અને બાળકો પણ લગનસરા હોવાથી દેશમાં ગયાં હતાં. એટલે મારે માત્ર એમની સાથેજ લમણાઝીક કરવાની હતી. ઓરડામાં જતાંજ મને એમણે ગંભીરતાથી પુછ્યું: "નાનાભાઇ, આજના જમાનામાં આ દેશમાં તો શું પણ સારાએ જગતમાં દરેક માણસને–પછી તે સ્ત્રી હો કે પુરુષ હો–શાની જરૂર છે તે તમે જાણો છો?"

"હા,' મેં તરતજ જવાબ દીધો; "પૈસા-ની–ધનદોલતની–સોનેરી રુપેરી ચાકલાંની–"

"નાનાભાઇ,'' હીરાભાઇ મારા જવાબથી બહુ નાખુશ થઇને ભ્રકુટિ ચઢાવતા બોલ્યા: તમારામાં ઝાઝી અક્કલ નથી એમ તો હું જાણું છું. પણ તમે સાવ મૂર્ખા છો એ હું માની શકતો નથી.''

"પણ–પણ,'' હું ગભરાઇને બોલ્યો: "ત્યારે બધાને શેની જરૂર છે!"

"અત્યારે મનુષ્યજાતને ઠંડીથી પોતાની જાત-નું રક્ષણ કરવું એજ સૌથી ઉપયોગનો વિષય છે. તાપ સહન કરવામાં હેરાનગતી છે પણ તેમાં નુકશાન નથી. પણ ઠંડી સહન કરવાને માટે જો આપણે બરાબર ઉપાયો નહીં યોજીએ

તો પરિણામે વિશેષ સંધીવા, લકવો વગેરે અનેક દર્દો આપણા ઉપર જાલીમ હુમલો કરે છે એટલુંજ નહીં પણ છેવટે આપણો ભોગ લે છે. વરસ દિવસે લાખો માણસો આજ કારણથી પોતાની અહીંની ફરજો, અહીંનાં પોતાનાં કાર્યો વગેરે અધુરાં મુકી, પોતાનાં વહાલાં સ્નેહીઓને રડતાં કકળતાં મુકી આ ક્ષણભંગુર દુનીઆનો ત્યાગ કરી જાય છે અને—"

"હીરાભાઇ! આ બધું મારે કબુલ છે," આ ભાષણ મેં અટકાવ્યું નહીં હોત તો બરાબર અઢી કલાક ચાલત. એટલે મેં વચમાંજ ઝોકાવ્યું પણ તમારે આ બધાંની સાથે શો સંબંધ છે!"

હીરાભાઇ પોતાનું ભાષણ અધવચજ અટક્યું એટલે જરા ખિન્ન તો થયા પણ પછી બોલ્યાઃ "જરા ધીરજ ધરો. બધીએ સમજણ પડશે." આટલું બોલીને એ ત્યાંથી ગયા અને થોડીજ વારમાં હાથમાં એક પતરાંની પેટી જેવું લઇને આવ્યા. આ પેટી લંબચોરસ હતી અને ઉપરની બાજુ ગોળાકારમાં હતી. આમાં બે મોટાં કાણાં હતાંઅને તેની બાજુઓ ચામડાથી મઢી લેવામાં આવી હતી

"કેમ! આ શું છે તે ઓળખી શકો છો!" કોહીનુર હીરો મને બતાવતા હોય તેવી મુખમુદ્રાથી હીરાભાઇએ મને પુછ્યું.

"ખરું પુછો તો હું ઓળખી શકતો નથી. બાકી અટકળ કરવાની હોય તો એમ કહી શકાય કે કોઇ મોટા રાક્ષસનો ખડીઓ હોય તેવું લાગે છે." મેં જવાબ દીધો.

"કેટલાક અનાડી માણસો ધારે છે કે જેમાં તેમાં મશ્કરી કરવામાંજ જીંદગીનું સાફલ્ય છે. પણ હશે! આ યંત્ર મેં બનાવ્યું છે. જો એ ફતેહમંદ થશે તો જગત આખું મારા ઉપકાર તળે દટાઇ જશે. ઘેર શું કે ઓફીસમાં શું, કે મુસાફરીમાં શું જ્યારે પણ આપણને શરદી



"એમણે તો લાવેલા પેલી લંબચોરસ પેટી ઉઘાડીને ...... પોતાના પગ ઘાલ્યા

લાગવા માંડે ત્યારે જો આપણે આનો ઉપયોગ કરીએ તો બસ. આમાં ગેસ ભરવાનો છે. અંદર બે તરફ બે નાની વાટ છે જેનાથી એ ગેસ સળગે છે. આપણા પગ બુટ સાથે કે ઉઘાડા આ કાણાંવાળું ઢાંકણું ઉઘાડીને અંદર ખોસી

આપણે ઢાંકણું બંધ કરી દીધું કે આપણને જોઈએ તેટલી ગરમી એમાંથી મળીજ આવે. પછી નહીં ઓઢવાની જરુર રહે, નહીં ગરમ કપડાંની જરુર રહે કે નહીં એકસો ને એક ભયંકર રોગોની ધાસ્તી રહે!"

"હું એં!" હું બોલ્યો.

"હું અત્યારેજ અખતરો કરી બતાવત પણ મારી પાસે ગેસ તૈઆર નથી. વળી બીજી કોઇ વખત." હીરાભાઇએ આ પ્રમાણે કહ્યું એટલે મારા મનને નીરાંત થઇ.

અમે બીજી ત્રીજી વાત કરી અને પછી હું ઘેર ગયો. આ વાતને પાંચ સાત દિવસ થઇ ગયા. હું આ યંત્ર બાબત લગભગ ભુલી પણ ગયો. એવામાં એક વેળા રાતના ચર્ચગેટ ઉપર બાર વાગે અમે સાથે થઇ ગયા. કંઇક કારણસર અમે બંનેજ છેલ્લી લોકલમાં સાંતાક્રુઝ જતા હતા અને અકસ્માતથી મળી ગયા. હીરાભાઇના હાથમાં એક સુટ કેસ હતું તે જોઇને મેં પુછ્યું: "આમાં શું છે?"

ટ્રેન આવી પહોંચતી હતી એટલે જવાબ દેવાને બદલે હીરાભાઇએ મને આંખ મારી અને અમે બંને ડબામાં ચઢી બેઠા. શીઆળાની કકડતી ઠંડી હતી. ડબામાં હું હીરાભાઇ અને એક આધેડ વયનું પતિ-પત્નીનું જોડું એટલાં હતાં. સ્વભાવિક રીતે વાત ઠંડીની પડી. એમાં ઓવરકોટ સારા કે અસલની કાશ્મીરી શાલો સારી એ વીશે વાત નીકળી. તરતજ હીરાભાઇએ મને આંખ મારી પણ આ આંખ મારવાના કારણથી હું વાકેફ ન હતો અને હું તો એમને પુછવા પણ જતો હતો કે આંખમાં કાંકરી-બાંકરી પડી કે શું તેટલામાં હીરાભાઇએ પેલુ સુટ કેસ ઉઘાડ્યું અને એમાંથી પેલી મને સુપરિચિત લંબ ચોરસ પેટી કાઢી."

"તમારા ઓવરકોટો અને તમારી શાલોના કરતાં આ નાનકડી પેટી હજાર દરજ્જે સારી છે. કેમ-નાનાભાઇ?" તે બોલ્યા.

પેલાં બેએ તરતજ પુછાપુછ કરી. હીરાભાઇએ બધું સમજાવ્યું અને ઠંડીના ગેરફાયદા વીશે એક લંબાણથી ભાષણ આપવાની પોતે તૈઆરી કરતા હતા એટલામાંજ પેલા પુરુષે કહ્યું: "પેટી ઓડરમાં હોય તો અત્યારે તમે વાપરોને આમ ઠુંઠવાતા બેસી રહ્યા છો તેના!"

હીરાભાઇને તો ભાવતું હતું અને વૈદ્યે કહ્યું: "એમણે તો લાગલી પેલી લંબ ચોરસ પેટી ઉઘાડીને જમીન ઉપર મુકી. મારી પાસે કાંડીની પેટી માગી. બંને વાટ સળગાવી. પોતાના પગ લંબાવ્યા અને અમારી સામે પ્રફુલ્લિત વદને જોતા હીરાભાઇ પોતાના યંત્રની તારીફમાં લંબાણથી બોલવાની તૈઆરી કરવા લાગ્યા. એટલામાં પેલી સ્ત્રીએ ધીમેથી કહ્યું: "આ ગેસની વાસ ક્યાંથી આવે છે?"

"હા, કૈં બહુ ખરાબ ગંધ આવે છે!" પેલા પુરુષે સુંઘવાનો યત્ન કરતાં કહ્યું.

હું પણ એમાં ટાપસી પુરવા જતો હતો એટલે હીરાભાઇએ તરત પોતાના યંત્ર સામે જોયું. ઝડપથી ઢાંકણું ઉઘાડીને જોયું તો વાટ સળગેલજ નહીં અને ગેસ તો બહાર ચાલ્યોજ આવતો હતો. હીરાભાઇ જરા ભોંઠા તો પડયા પણ હીમતથી મારી પાસે પાછી દીવાસળી લઇ વાટ સળગાવી અને ઢાંકણું બંધ કરીને પોતાની સ્વસ્થતા બતાવવા સીગારેટ સળગાવી તેમાંથી ધુમાડા કાઢવા બેઠા. અમે આ અખતરો અસ્વસ્થ હૃદયે જોઇ રહ્યા હતા અને થોડીજવારમાં પેલી બાઇએ પાછી બુમ મારી: "ભાઇ! તમે શું કરવા બેઠા છો? હવે તો લુગડું, ચામડું બધાં સળગતાં હોય તેવી વાસ મારે છે! છે શું?"

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૩૨]



# ભીષ્મ

લેખકઃ
રા. રતિપતિરામ ઉધમરામ પંડ્યા

પ્રાચીન આર્ય સાહિત્યસાગરનાં જળ ખારાં છે અને મીઠાં પણ છે. મત્સ્યગંધા અને કુંતીની દૂષિત કૌમાર્યાવસ્થા, અહલ્યા અને ઈંદ્રનો અનીતિમય સંબંધ, આવાં આવાં કેટલાંક દષ્ટાંતોથી જ્યારે આર્ય પ્રજાનો ઇતિહાસ કલંકિત થાય છે, ત્યારે પતિપરાયણ સીતા, સતિત્વના પ્રભાવથી પતિને યૌવન અર્પનાર સુકન્યા, અને આયુષ્ય અર્પનાર સાવિત્રી, બ્રહ્મા, વિષ્ણું અને મહેશ જેવાને નાનાં બાળ બનાવી પોતાને ઘેર ઘોડીએ હીંચોળનાર સતી અનસુયા, આમરણાંત બ્રહ્મચારી ભીષ્મ, પ્રજાના કલ્યાણમાં પોતાના સર્વસ્વનો ત્યાગ કરવાની ભાવના પોષનાર રાજા રામ, એ બધાથી આર્ય પ્રજાનો પ્રાચીન ઇતિહાસ શોભી રહ્યો છે. આવા અગાધ સાહિત્યસાગરનાં ખારાં જળ ઉલેચ્યે શું વળવાનું હતું! અમૃત પ્રાપ્ત કરવાને માટે તો મીઠો ક્ષીરસાગર મથવો પડ્યો હતો. પ્રાચીન સાહિત્ય સાગરમાંથી અમૃત મેળવવાનો લોભ આપણે રાખતા હોઇએ તો સાહિત્યોદધિનાં મીઠાં જળ મથવાં પડશે. ખારાં જળ ઉલેચ્યે કંઈ વળવાનું નથી.

મહાભારતમાં ભીષ્મ ઓજસ્વી અને પ્રભાવશાળી પાત્ર છે. ભીષ્મના જન્મ સાથે બે કથાઓ સંકળાએલી છે. વસિષ્ઠ ઋષિ પાસે કામદુધા ધેનુ હતી. આઠ વસુઓએ આ ધેનુની શક્તિ જોઇ અને ઋષિ પાસે તેની યાચના કરી. પોતાના જીવનના આધારરૂપ આ દિવ્ય ધેનુનો ત્યાગ કરવાની ઇચ્છા ઋષિ ન રાખે, એ સ્વાભાવિક હતું. તેમણે વસુઓનું આતિથ્ય કર્યું અને ધેનુ વિના અન્ય ઇષ્ટ પદાર્થ યાચવા તેમને વીનવ્યા. વસુઓ મુનિના આવા વર્તનથી રોષે ભરાયા અને ઋષિની ધેનુનું હરણ કર્યું. આથી વસિષ્ઠે પ્રમાદી વસુઓને શાપ દીધો. 'વસુઓ થઇ પરવસ્તુમાં મન રાખવાની મનુષ્ય જેવી ક્ષુલ્લક વૃત્તિ રાખી, તેથી હે વસુઓ, તમે મનુષ્ય યોનિમાં અવતાર પામો.' ઋષિના શાપથી શરમીંદા થઇ નીચાં મસ્તક ઢાળી આઠે વસુઓ મનુષ્ય યોનિમાં ક્યાં અવતાર લેવો, એનો વિચાર કરવા લાગ્યા.

મનુષ્ય લોકમાં સંપૂર્ણ ધર્મ આચરનાર મહાભિષ રાજા બ્રહ્મલોકમાં ગયા હતા. એક વખત પ્રજાપતિની સભામાં ગંગાજી આવ્યાં. પવનને લીધે ગંગાજીનું વસ્ત્ર પગની પાનીથી ઉંચે ઉડવા લાગ્યું. આવો પ્રકાર જોઇ અન્ય દેવતાઓએ નીચાં મસ્તક ઢાળ્યાં, પણ મહાભિષ એકીટશે ગંગાજી તરફ જોઇજ રહ્યા. વસ્ત્ર ઉડવાથી પગની સુંદર પાની અને તેનીએ ઉપરનો કેળના ગર્ભ ભાગ જેવો મૃદુ અને આખી રતાશભર્યો

ગોરો ભરાવાદાર સાથળપ્રદેશ જોતાંજ મહાભિષમાં સમય પ્રેરિત માનુષત્વ પ્રકટ્યું. ગંગાજી પણ મહાભિષની વિકૃતિ કળી ગયાં અને પરાણે સંયમમાં રહેતા અશ્વની માફક પોતાની મનોવૃત્તિને નાચવા દીધી. બ્રહ્મા બંનેની વૃત્તિનો થનથનાટ જોઇ ગયા અને દેવોની સભામાં આવો અવિનય થતો જોઇ વિકારવશ થએલાં બંને દીલને ઋષિએ શાપ આપ્યો: "તમે બંને એકમેકને કામભાવે નીહાળી રહ્યાં છો, તેથી તમે મનુષ્ય લોકમાં જન્મ પામશો અને એક બીજાંની ઇચ્છા પૂર્ણ કરશો." અત્યંત કષ્ટમય તપને પ્રભાવે પ્રાપ્ત થએલા બ્રહ્મલોકમાંથી પતિત થવાનો શાપ સાંભળી બંને પ્રેમી દીલડાં કંપ્યાં અને શાપનો અનુગ્રહ કરવા પ્રજાપતિને વીનવ્યા. હિરણ્યગર્ભ બોલ્યા: "જ્યારે તમારા બંને વચ્ચે વિખવાદ થશે, ત્યારે તમારો બંનેનો વાસ અહીંજ થશે." કેવો સુંદર શાપ અને કેવો ઇષ્ટ શાપાનુગ્રહ! બ્રહ્માએ આ યુગમાં પણ સર્વ દંપતીને આવા શાપ અને શાપાનુગ્રહથી સંતોષ્યાં હોત, તો?

મહાભિષ રાજા ચંદ્રવંશી પ્રતીપ રાજાને ઘેર જન્મ ધરી શાન્તનું નામે પ્રખ્યાત થયા. મનુષ્ય યોનિમાં ક્યાં જન્મ ધરવો તેનો ગંગાજી વિચાર કરતાં હતાં, એટલામાં તેમણે શાપગ્રસ્ત આઠ વસુઓને દીઠા. પોતાના સમોવડીઆ વસુઓને શાપગ્રસ્ત જોઇ ગંગાજીનો સંતાપ ઓછો થયો. પોતાના સમાન બીજાનુ દુઃખ જોવાથી આપણું દુઃખ હલકું થાય છે અને ગંગાજીને થયું પણ તેમજ. વસુઓને દીર્ઘકાળ મનુષ્ય યોનિમાં રહેવું નહોતું. તેથી તેમણે ગંગાજી સાથે એવો સંકેત રચ્યો કે તેઓ ગંગાને પેટ અવતાર ધરશે અને ગંગાએ તેમને જન્મતાંજ જળશાયી કરી શાપમુક્ત કરવા. માત્ર દ્યો નામના વસુનું પુત્ર તરીકે પાલન કરવા ગંગાજીએ પોતાની ઇચ્છા દર્શાવી

શાન્તનું રાજાને ગંગાજી આવી મળ્યાં અને પૂર્વજન્મની સ્મૃતિને લીધે બંને લગ્નગ્રંથિથી સંકળાયાં. પ્રાચીન સંસ્કારોને લીધે ક્રીડાનંદ અનુભવવામાં તલ્લીન બન્યાં હતાં. કેટલેક સમયે ગંગાજીને ગર્ભ રહ્યો અને તેમણે એક પુત્રને જન્મ આપ્યો. આ પુત્રનો જન્મ થતાંજ તેને જળશાયી કરવામાં આવ્યો. આમ એક પછી એક સાત પુત્રોને જળશાયી કરવામાં આવ્યા, એટલે શાન્તનું રાજાને વંશવિસ્તાર માટે ચિંતા થવા લાગી. કમળમાં સપડાએલો ભ્રમર કમળદળને કોરી શકે નહીં, તેમ ગંગાજીના પ્રેમપાશમાં લુબ્ધ થએલો રાજા ગંગાનો અનાદર કરી શકતો નહોતો, તેમજ પોતાના પુત્રોનો નાશ થતો જોઇ શકતો નહોતો. સાત પુત્રો જળશાયી થયા, ત્યાં સુધી તો રાજા કંઇ બોલ્યો નહીં, પણ આઠમા પુત્રના જન્મ સમયે જ્યારે ગંગાજીને જળ તરફ જતાં જોયાં, ત્યારે રાજાના ક્રોધાગ્નિમાં પ્રેમના કુંળા તંતુ ભસ્મીભૂત થયા અને આવેશથી રાજાએ ગંગાનો તિરસ્કાર કર્યો. બ્રહ્માના શાપનો હવે અંત આવ્યો. ગંગાએ રાજાને શાંત પાડી વસુઓનો સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો. આઠમા પુત્રનું રક્ષણ કરવા અને મોટો થતાં સુધી તેને પોતાની પાસે રાખી ઉછેરવાનું કહી ગંગાજી ત્યાંથી અંતર્ધાન થઇ ગયાં. શાન્તનું રાજા બેબાકળા બની ગંગાજીને જતાં જોઇજ રહ્યા.

ગંગાજીએ પુત્રનું નામ દેવવ્રત પાડ્યું અને તેને સર્વ પ્રકારના ક્ષાત્રસંસ્કાર કરાવી જામદગ્નિ પાસે ધનુર્વિદ્યા પ્રાપ્ત કરવા મુક્યો. સર્વ વિદ્યામાં પારંગત થયા પછી દેવવ્રત ગંગાજી પાસે પાછો આવ્યો.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૩૯]



# તુતાન્ખામનની કબર



લેખક

રા. સનત્કુમાર ચીમનલાલ વીણ.



લગભગ ત્રણ વર્ષ પહેલા તુતાન્ખામનની કબર જડી ત્યારે આખી દુનીઆ ૩૩૦૦ વર્ષ પહેલાનો ઇતિહાસ જાણવાને આતુર થઇ રહી તેનુ મુખ્ય કારણ તો એજ હતુ કે અત્યાર સુધી જે ફેરો (જુના ઇજીપ્તના પાદશાહો)ની કબર જડી હતી, તે તદ્દન સારી હાલતમા મળી ન હતી ઘણીકમા બધુએ છિન્નભિન્ન થઇ ગએનો સામાન દેખાતો હતો, પરતુ જ્યારે તુતાન્ખામનની કબર જડી ત્યારે આશા રાખવામા આવી હતી કે તે લુટારાઓના હાથથી તદ્દન બચી ગઇ છે

જુના ઇજીપ્તના ઇતિહાસ પરથી મળી આવે છે કે તુતાન્ખામનથી આગલો ફેરો અખ્નએટાના ધાર્મિક સિદ્ધાતો તે વખતની ઇજીપ્તની પ્રજાના ધર્મથી જુદા હતા તેણે નવો ધર્મ સ્થાપવા પ્રયત્ન કર્યા અને તેમા ફતેહમદ પણ થયો આ નવો ધર્મ Old Testament ના Exodus (પ્રયાણ) પ્રમાણે કદાચ યહુદી ધર્મ માની શકાય પરતુ તેની પછીના ફેરો–તુતાન્ખામને તેના બધા પ્રયત્નો પર પાણી ફેરવી નાખ્યુ તેણે ઇજીપ્તના સૂર્યધર્મને ફરી પાછો સ્થાપ્યો અને પરધર્મીઓને—કદાચ યહુદીઓને—પોતાના રાજ્યમાથી હાકી કાઢયા કહેવાય છે કે આ યહુદીઓના શ્રાપથી તે ધર્મધુરંધર ફેરો ૧૮ વર્ષની નાની વયે પ્રખ્યાત થઇ સપુત્ર મરી ગયો

આ ફેરોની કબર પણ ઘણી વિચિત્ર રીતે જડી આવી ઇંગ્લાડના એક ઉમરાવ લોર્ડ કાર્નાર્વન પોતાની માદગીને લીધે પોતાનુ મન બહેલાવવા ઇજીપ્તમા શોધખોળ માટે આવ્યા હતા તેમના મદદનીશ મી હાવર્ડ કાર્ટર, એક દિવસ ‘ રાજાઓની ખીણ ’મા કૈંપણ પરિણામ ની આશા વગર ખોદકામ કરતા હતા, તેવામા એકાએક તેમને એક નીસરણી જમીનમા માલમ

પછી. તરતજ તેમણે લોર્ડ કાર્નાર્વન જે શહેરમાં હતા તેને તાર કરી એકદમ બોલાવ્યા; થોડા દિવસમાં દુનીઆને ખબર પડી કે તુતાન્ખામનની કબર મળી છે.

જ્યારે મર્હુમ લોર્ડ કાર્નાર્વન અને એના મદદનીશો, મહામહેનતે પહેલી ભીંત આગળ આવ્યા ત્યારે તેના ઉપર અસંખ્ય સીલો મારેલાં હતાં, પરંતુ જમણી બાજુ પર એક સીલ તુટેલું હતું. એમને લાગ્યું કે આ કબર પણ બીજા ઘણાખરા ફેરોની કબર માફક છિન્નભિન્ન હાલતમાં મળશે.

તેઓ સીલો તોડીને અંદર ગયા. એક લાંબી ગલીમાં ચાલ્યા પછી બીજી સીલબંધ બારણાંવાળી ભીંત દેખાઇ, ત્યાં આગળ પણ એક, બીજાં સીલથી જુદું પડી આવતું સીલ દેખાયું; તેમની બીક વધી. તેમણે તે દીવાલ તોડી; અંદર જોતાં તેમના અચંબાનો પાર રહ્યો નહીં: તેત્રીસ સદીઓ પહેલાંનો કીંમતી ખજાનો તેમને ઝાંખા અજવાળામાં દેખાયો.

તે પ્રથમ ખંડમાં તુતાન્ખામનના વખતની પ્રચલિત વસ્તુઓ ચીકાર ખડકેલી હતી, અને અપ્રતિમ કારીગરીના સોફાઓ, ટેબલો, અમુલ્ય સોને મઢેલાં પલંગો, જાતજાતના દેખાવવાળી પેટીઓ, કલશો, કુંજાઓ, વગેરે તેમની આંખો ઝાંખી કરી દેતું હતું:

શોધકોએ ત્યાર પછીના થોડા દિવસો, પ્રથમ ખંડની ભારે વસ્તુઓ બહાર લઇ જવામાં ગાળ્યા. તેમને ભય હતો કે કદાચ કફનવાળા ઓરડામાં કોઇનો હાથ ફરી ગયો હશે! પણ આખરે જ્યારે તેઓએ કફનવાળા ઓરડાને બાકું પાડયું ત્યારે તેમનો બધો ભય નાશ પામ્યો. તે ઓરડામાં શહેનશાહની અંગત વસ્તુઓ વ્યવસ્થિત માલમ પડી; તેમાં પ્રથમ ખંડ કરતાંએ વધુ મુલ્યવાન અને અદભુત ચીજો હતી: તેમાં તુતાન્ખામનના મૃતદેહવાળી પેટી એકદમ આગળ પડી આવતી હતી.

પરંતુ તે વખતે તો શોધકોએ એટલેથીજ બાકી રાખ્યું: દીવાલોને પાછાં સીલો માર્યાં



તુતાન્ખામનના મૃતદેહવાળી પેટી.

અને તેમનો બાકીનો વખત પ્રથમ ખંડની અમુલ્ય વસ્તુઓ સેટી બીજી (Seti II) ની કબરમાં લઇ જવામાં, ત્યાં તેની નોંધ કરવામાં, અને એના ઉપર પ્રયોગો કરવામાં ગાળ્યો: તેવામાં લોર્ડ કાર્નાર્વન એકાએક મરી ગયા. લોકોમાં વાત ચાલી કે તે મરણ ફેરોને અખંડ નિદ્રામાંથી જગાડવા માટે તે ફેરોના રક્ષકદેવના શ્રાપથી થયું.

પણ શોધકો એટલેથી અટકયા નહીં: મી. હાર્ટર કે જે લોર્ડ કાર્નાર્વનના મુખ્ય મદદનીશ હતા, તેમણે શોધ ચાલુ રાખી. તે અને તેના એક મિત્ર મી. કેલેન્ડર પાછા કફનવાળા ઓરડામાં ગયા. આ દ્વિતી ઉદ્ઘાટન વખતે તેમણે પ્રથમ આ ખંડને કફનવાળા ઓરડાની વચ્ચેની ભીંત આખી તોડી નાખી, પછી તેઓએ કફનવાળી મોટી પેટી તોડવાનું કામ હાથમાં લીધું. તેનું પહેલુ પડ સોનાથી મઢેલા લાકડાનું હતું. આ પડ દૂર કરતાં તેમજ વહેરતાં તેમને હરકત ન પડી. તોએ તેઓએ ઉત્સાહથી ઘણાજ થોડા વખતમાં પહેલું પડ કાઢી નાખ્યું. આ પડ કાઢી નાંખતાં તેમને તુતાન્ખામનના ઇષ્ટદેવ આમન–Amen નું માનતું પવિત્ર બતક, અને એક ઝાંખા કાચનો દીવો કે જે સળગાવવાથી તુતાન્ખામન અને તેની રાણીના ચિત્રોથી દેખાતા હતા તે મળ્યાં, આ ઉપરાંત જુદી જુદી ભાતો વાળા અસંખ્ય કુંજાઓ ત્યાં હતા.

પરંતુ બીજું પડ તેઓ સહેલાઇથી ઉખેડી શકયા નહીં; કારણકે તે સોનેથી મઢેલું હતું એટલુંજ નહીં પરંતુ તે પડના લાકડાની ચારે બાજુ તુતાન્ખામનની નીશાનીવાળી તાંબાની ચીપો લગાવેલી હતી, આથી તેમને વહેરવામાં ઘણી હરકત પડી. તેનેએ આખરે દૂર કર્યું, તે ઉખેડ્યા પછી તેમને બે જાદુઇ હલેસાં કે જે શહેનશાહને આ લોકમાંથી સ્વર્ગમાં સહીસલામત



તુતાન્ખામનની બીજી પેટી.

લઇ જવા માટે મુકેલાં હતાં, આ ઉપરાંત એક શીશી કે જેમાં સુગંધી દ્રવ્યો (cosmetics) ભર્યા હતાં અને જેની સુગંધી ૩૩૦૦ વર્ષ પછી પણ ગઇ નહોતી તે મળી. સાથે વધુ બીજા કલશો પણ હતા.

વધુ માટે જુઓ પાન ૪૪૫]

# એકલ રામ



લેખક:
રા. લલિત,
સભ્ય, સાહિત્ય સંસદ.

---

સીતા રે વિનાના એકલ રામ—
ઝુરે: જોને!

પહેલે રે વિજોગ, રાવણ—
નર ન રહ્યો નારાયણ:
ઉર–મધુરો મહેરામણ રામ—
ઝુરે: જોને!

બીજે રે વિજોગ, ધોબણ—
રહી રે નહી રસ—જોગણ:
સ્નેહનો સંત શોભન રામ—
ઝુરે: જોને!

ત્રીજે રે વિજોગ, ધરણી—
નારી રહી નારાયણી:
સતીનો સ્મારક મણિ રામ—
ઝુરે: જોને!



લક્ષ્મીના અનેક લાડીલા પુત્રો આનંદપુરના જુગારખાનામાં આવતા.

# છેલ્લો દાવ


લેખક:
રા. શાંતિલાલ ગુલાબદાસ તેલાટ
ચિત્રકાર:
રા. દત્તાત્રેય જોગળેકર, એ. એમ.


આનંદપુરના લોકો કહેતા કે જગત અઠંગ જુગારી છે.

દસજ ગીની! હા હવે જગતની પાસે દસજ ગીની બાકી રહી છે. ધનવાન પિતાના પુત્ર પાસે પિતાની અઢળક સમૃદ્ધિમાંથી એટલુંજ અવશેષ રહ્યું.

જગને આજે એ ચળકતા સીક્કાઓને ધારીધારીને જોઇ લીધા. શું ફક્ત દસજ ગીની! હા, બાકીની સમૃદ્ધિ તેણે "આનંદપુર દ્યુતશાળા"માં હોમી દીધી હતી.

લક્ષ્મીના અનેક લાડીલા પુત્રો આનંદપુરના જુગારખાનામાં–લોકો જેને દ્યુતશાળા તરીકે ઓળખતા–આવતા. ઘણાએ લક્ષ્મીની ચંચળતા સિદ્ધ કરીને ત્યાંથી નિરાશ વદને પાછા ફરતા. આનંદપુરના રાજ્યમાં દ્યુતશાળાને લોકો ક્રીડાગૃહજ માનતા. રાજ્ય તરફથી એના વ્યવસ્થાપકને પરવાનો પણ આપવામાં આવ્યો હતો. દરરોજ સંધ્યાકાળે ત્યાં લક્ષ્મીની રેલમછેલ થતી. "વર મરો કે કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો" એ ન્યાયે વ્યવસ્થાપકને લીલાલહેરજ હતી.

દરરોજ સાંજે જગતનાં દ્યુતશાળામાં દર્શન થતાં. ત્યાંના જુગારીઓને જગત વિના ચેન ન પડતું. શ્રીમંત પિતાનો એકનો એક પુત્ર જુગારની લતમાં ખુવાર થતો ગયો. હજીએ જગતનાં ચક્ષુઓ ખુલ્યાં નહોતાં. વ્યવસ્થાપકે જગત પાસેથી ધીમેધીમે સઘળું ખાલી કરી લીધું......અને આજે જગત પાસે ફક્ત દસજ ગીની બાકી રહી હતી. હજી પણ ત્યાંથી તેને ખસવાનું મન નહોતું થતું.

એક ખુરસી પર બેઠોબેઠો જગત ફરતા ચક્ર તરફ જોઇ રહ્યો હતો. વ્યવસ્થાપક ચક્રનો કાંટો ફેરવી રહ્યો હતો અને કાંટાના ફરવા સાથે ઘણાનાં નસીબ પણ ફરવા માંડતાં. જગતની આંખો ત્યાંથી જનસમૂહ પર પડી. આનંદપુરના ઘણા શ્રીમંતો ત્યાં નજરે પડયા. પોતે પણ થોડા દિવસ પહેલાં તેઓમાંનો એક હતો એ વિચારે તેના વદન પર વિષાદની છાયા આણી. તેના મગજમાં વિવિધ તરંગો ઉછળી રહ્યા. હાર્યો જુગારી બમણું રમે એ પ્રમાણે જેમજેમ જગત હારતો ગયો હતો તેમતેમ દેવું કરતો હતો. ત્રણ માસના ટુંક સમયમાં તો પિતાના સ્નેહી આનંદમોહન જાગીરદાર પાસેથી વીસ હજાર રુપીયા ઉધાર લેવાયા. "આજે તો નક્કી જીતીશ અને રુપીયા ભરી દઇશ" એવા વિચારો હંમેશ સવારે તે કરતો અને સાંજે એ વિચારો આનંદ-પુરની દ્યુતશાળામાં જમીનદોસ્ત થતા.

જગત અત્યારે દ્યુતશાળામાં બેઠો બેઠો તુમૂલ મનોવેદના અનુભવી રહ્યો હતો. તેના અમીર વિચારોએ હજી પણ તેનો ત્યાગ કર્યો નહતો. દ્યુતની લતમાં પડયો પણ તેના વિચારો એ ને એ ઉન્નતજ રહ્યા હતા. "કેવી રીતે આનંદબાબુનું દેવું ચુકવવું? વીસ હજાર રુપીયા ગમે તે ભોગે પણ આપીશ અને આપીશજ. આજે છેલ્લો દાવ અજમાવી જોઉં," પણ પોતાની પાસેની નજીવી રકમનો વિચાર આવતાં તે અટક્યો. "હા, ફક્ત દસજ ગીની! તેનાથી શુ વળશે? અને હાર્યો તો? તો શું?" હારવાના વિચારે એને વમળમાં નાખ્યો અને વધુ અકળાવ્યો. આ છેલ્લી નાની શી રકમ ચાલી જાય પછી તેની શી દશા? અને આનંદબાબુને તે કેવી રીતે મોઢું દેખાડી શકશે? એક શ્રીમંતના પુત્રની સ્થિતિ રસ્તાના ભીખારીથી પણ નપાતર થશે એ વિચારે તો એના કપાળ પરથી પરસેવા-ના રેલા ઉતાર્યા.

"નહીં, નહીં, આ દસ ગીનીઓથી રમીશજ. મારી મનોદેવી કહી રહી છે કે હું આજે જીતીશ, નક્કી જીતીશ. ગમે તેમ પણ આનંદબાબુને પસ્તાવાનો સમય નહીં આપું.......ભલે દસ ગીની, પણ મારું નસીબ અજમાવીશજ."

અનેક વખત આમ વિચારો કર્યા અને તે ક્ષણજીવીજ રહ્યા. હારનો વિચાર આવતાં તે નિરાશાની ખાડીમાં ડુબતો. ચારે બાજુથી નિરાશા અને દુ:ખે તેને ઘેર્યો હતો. ક્યાં એની અસલની સ્થિતિ અને ક્યાં હાલની સ્થિતિ! શ્રીમંત બાબુ નલિનીકાંતના પુત્ર જગત અને હાલના–દ્યુત શાળાના અઠંગ જુગારી–જગતમાં કેટલો બધો ફરક! એની દશા બદલાઇ હતી પણ ઉચ્ચ કુળના સંસ્કાર તો બીલકુલ બદલાયા ન હતા; સંસ્કારી કુટુંબનું ખમીર છુપું ન રહી શકતું. જગતે ભાગ્યેજ કોઇ દિવસ હલકો વિચાર કર્યો હશે......આજ જગત આજે દ્યુત-શાળામાં નિરાશાના મહાસાગરમાંથી બહાર આવવા પ્રયત્ન કરી રહ્યો હતો. ઘણાએ વિચારો આવ્યા પણ હાર અને નામોશીના વિચાર પાસે તે ન ટકી શકયા. "હું હારી જાઉં તો!" હારી જાઉં તો એ વિચારે બધુંએ વાતાવરણ અંધકારમય કરી મુક્યું....પણ તેના ઉચ્ચ સંસ્કારો બોલી ઉઠયા: "હારી જાય તો! શરમ અને દુઃખી જીવન કરતાં તો જીવનત્યાગજ વધારે સારો. જગત આમ હીંમત હારે કેમ ચાલશે?"

જગતનાં ચક્ષુઓ અંધકારમાં પણ પ્રકાશની રેખાઓ જોઇ શકયાં. "જીતીશ તો આનંદ-બાબુનું ઋણ ચુકવી આપીશ અને હારી જઇશ તો જીવનત્યાગજ કરીશ......બસ, એમજ થશે. આનંદપુરના લોકો જાણશે કે જગત એમ હીંમત હારી નહીં જાય.

ફરીથી એકવાર તેણે પોતાના હાથમાંથી દસ ગીનીઓ સામે અનિમિષ નયને જોયું. તેના વદનપરથી વિષાદનાં વાદળ વીખરાયાં, જગત દૃઢ નિશ્ચય કરી ચુક્યો. આ પાર કે પેલે પાર!

પોતાની એકાંત ખુરસીનો ત્યાગ કરી તે દ્યુતશાળાના મુખ્ય ટેબલ પાસે આવીને બેઠો. પા કલાક પરજ ત્યાં તેણે પોતાના પૈસાનું પાણી કર્યું હતું. લોકો—અને વ્યવસ્થાપક પણ આ અડંગ જુગારી તરફ આશ્ચર્યભરી નજરે જોઇ રહ્યા. ટેબલ પર એક ગોળ ચક્ર હતું. દ્યુતશાળાનો વ્યવસ્થાપક કાંટો ફેરવતો અને જે નંબર ઉપર કાંટો પાછો આવી અટકતો તે નંબર જીત્યો ગણાતો...જુગાર શરુ થયો. કાંટો ફરવા લાગ્યો. વ્યવસ્થાપક પર સોના અને રુપાનો વરસાદ વરસ્યો. લલિત-બાબુ પણ આનંદપુરની દ્યુતશાળાના એક ઉત્સાહી શ્રીમંત સભ્ય હતા.



જગત ચક્રની સામેની ખુરસી પર આવી વિચારમગ્ન બેઠો.

જુગાર રમવામાં જગતથી બીજે નંબર એમનોજ હતો. આજે એમનું નસીબ પણ રુઠયું હતું. ત્રણ, ચાર,......પાંચ દાવ એક સામટા હાર્યા તો પણ હજી એમનો ઉત્સાહ નષ્ટ થયો નહોતો.

"નંબર ૮," લલિતબાબુએ નંબર આઠ પર વીસ ગીની લગાવી. કાંતો વીસ ગીની જાય અથવા તો બમણી થાય. દ્યુતચક્રનો કાંટો ફરવા લાગ્યો, ચાર પાંચ ચક્કર લીધા પછી નંબર ત્રણ પર અટક્યો. પણ ત્રણ નંબરનું ખાતું તો ખાલીજ હતું!

લલિતમોહનને બધું મળીને આજે સોએક ગીનીઓ મુકી હશે.

દ્યુતચક્ર ખાલી પડ્યું. કોઇની રમવાની હવે હીંમત નહોતી રહી. જગતે ત્યાગ કરેલી ખુરસીનો લલિતબાબુએ આશરો લીધો...જુગારની મોહિની-એ કોને છોડયા છે કે આનંદપુરની દ્યુતશાળાનું મુખ્ય ચક્ર ખાલી રહે? ધીમેધીમે બધા નંબરો ભરાવા લાગ્યા. નંબર પાંચ અને બારજ હવે ખાલી રહ્યા. લલિતબાબુની ધમાલમાં લોકો ત્યાં બેઠેલા જગતને ક્ષણભર ભુલી ગયા હતા. પાછી હવે તેમની નજર જગત તરફ ફરી. વ્યવસ્થાપકે જગતની આંખમાંનો ઉત્સાહ જોયો. "કેમ જગતબાબુ, રમો છોને? નંબર પાંચ અને બાર ખાલી છે; કયા નંબર પર શું મુકું?"

"નંબર પાંચ પરજ હું હવે રમીશ. દસ ગીનીઓ લગાવો," જગતના બોલવાએ લોકોને આશ્ચર્યમાં ગરકાવ કર્યા. હજીએ જગત રમવાની ધૃષ્ટતા કરી રહ્યો હતો, અને તે પણ આટલું આટલું ગુમાવ્યા છતાં! કેવી હીંમત... કેવી બેપરવાઇ!

જગત ચક્રની સામેની ખુરસી પર આવી વિચારમગ્ન બેસી રહ્યો. ચક્રનો કાંટો ફરતો હતો; સાથે સાથે જગતનો સીતારો પણ ફરતો જતો હતો. આનંદપુરના લોકોની આંખ ચક્ર તરફ તાકી રહી. શું પરિણામ આવશે? સૌ આંખો આ નાટ્યના નાયક જગત તરફ ફરી. કૈંપણ દરકાર

ન હોય એમ તે બેસી રહ્યો હતો...લોકોનું કુતૂહલ વધતું ચાલ્યું. કાંટાની ગતિ ધીમી થવા માંડી અને અંતે નંબર પાંચ પર આવી અટક્યો.

જગતે જોયું—ન જોયું.

જગતની દસ ગીનીઓની વીસ થઇ. તે કંઈ પણ બોલ્યો કે હાલ્યો ચાલ્યો નહીં. ફરીથી નંબર પાંચ પર વીસ ગીનીઓ મુકી અને પરિણામની દરકાર વિના ટેબલ પર કોણી ટેકવીને મોઢા પર બંને હાથ ઢાંકી તે બેસી રહ્યો.

ફરીથી ટેબલ ચળકતા સીક્કાઓથી ચીકાર થઇ ગયું. બધા નંબરો ભરાઇ ચુકયા. કાંટો ફરવા માંડયો. જગતની આંખો તો ઢંકાએલીજ હતી પણ લોકોની આંખો આ અટંગ જુગારી પર અને કાંટા પર વીરમી રહી હતી.

કાંટો અટકયો. નંબર પાંચ.

જગતે સાંભળ્યું પણ મુખમુદ્રા પરથી હાથ ખસેડ્યા નહીં. નંબર પાંચ પર બીજી વીસ ગીનીઓ—બધું મળીને ચાલીસ—મુકાઇ.

પાછો કાંટો ફરવા લાગ્યો. રમનારાઓની ચિંતા કાંટાના ફરવા સાથે વધતી ચાલી. ત્રીજી વખત પાંચ નંબર પર આવીને કાંટો અટકયો. જગતની ચાલીસ ગીનીઓની એંસી થઇ.

"જગતબાબુ, મારાં અભિનંદન!" ખુણામાં બેઠેલા લલિતબાબુનો અવાજ સંભળાયો. હજીએ જગત પોતાના હાથથી વદન આચ્છાદિત કરીને એમ ને એમજ બેસી રહ્યો હતો. પણ તેની છાતીના ધબકારા વધતા જતા હતા. એક વખત તો એનું આખું શરીર કંપી ઉઠયું. બીજી ક્ષણે જગત એમ ને એમજ બેસી રહેલો દેખાયો. કેમ જાણે પથ્થરનો ન બનેલો હોય!

એંસી ગીની પર બીજી એંસી મુકાઇ. કાંટો ફર્યો: નંબર પાંચ!

નિકૃષ્ટ જગતની સામે સુવર્ણનો ઢગ ખડકાયો. લોકો તો ચક્ર સામેજ જોઇ રહ્યા હતા.

પાછો નંબર પાંચ!

સોનાનો ઢગલો વધતો ચાલ્યો અને એ શાંત જુગારીના આચ્છાદિત વદન સામે ખડકાયો. હજીએ એના હાથો એમ ને એમજ રહ્યા હતા. ધીમેધીમે તે ધોળી પુણી જેવા થતા હતા; અને ભુરી શિરાઓ તો હવે સ્પષ્ટપણે દેખાવા લાગી. હજી પણ નંબર પાંચ!

હજુએ જગત મૂર્તિ માફક—હાલ્યાચાલ્યા વિના—બેસી રહ્યો હતો......બીજી ક્ષણે ઢાંકેલા મુખમાંથી એક ભીષણ અટ્ટહાસ્ય સંભળાયું.

આનંદપુરના જુગારીઓનું ધ્યાન હવે જગત પર પડયું. ઘણી વખત તેઓએ જગતને હરાવ્યો હતો; આજે જગત તેમને હરાવી રહ્યો હતો. પણ જેતા તો સ્થિર અને શાંતજ—પોતાની મુખમુદ્રા ઢાંકીને—બેસી રહ્યો હતો.

ચક્રનો કાંટો ફર્યો:— નંબર પાંચ.

ધીમેધીમે બધાની દૃષ્ટિ આ રમનાર પર પડી. અત્યાર સુધી દરેક જણ પોતાની રમતમાં રોકાએલા હોવાથી આ ગૂઢ રમનાર તેઓની નજર ખેંચી નો'તો શકયો.

નંબર પાંચ! પાંચ!

સુવર્ણનો ઢગલો એકદમ વધી ગયો. જાણે કે મેરુ પર્વતજ! હજીએ એ અટંગ જુગારીના હાથ જ્યાંના ત્યાંજ હતા. ધીમેધીમે તે વધારે ને વધારે ધોળા અને અક્કડ થતા જતા હતા.

નંબર પાંચ! પાંચ! પાંચ!

ગીનીઓ ટેબલ પર હવે રેળાવા લાગી. મૂર્તિ માફક નિશ્ચેષ્ટ બેસી રહેલા રમનારની કોણી નીચે થઇને તેના ખોળામાં પડી. ત્યાંથી

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૪૪]




લેખક:
રા. આર. એસ. પંડ્યા.
ચિત્રકાર:
સૌ. જડાવ બહેન વીણુ

ઘણા વખતથી કાઠીઆવાડની પ્રેકટીકસ હાથ કરવાના મને કોડ હતા. એટલે કાઠીઆવાડ જવાની એકાદ તક ક્યારનો હું શોધતો હતો. એમ છે કે માણસ ગમે એવો કુશળ હોય પણ તેને તક મળે નહીં તો તેની કાર્યદક્ષતા બધી હોલવાઇ જાય છે. પણ સુભાગ્યે મને થોડાજ વખતમાં એક બહુ સારી તક મળી. સરથલસરથી મારા મિત્ર રા. શંભુરામનો કાગળ આવ્યો કે એક ખુનના કેસમાં એમણે મને રોક્યો હતો. હું ખુશ થઇ ગયો. ખોટું નથી યાદ્દશી ભાવના યસ્ય સિદ્ધિર્ભવતિ તાદ્દશી મારા સ્વપ્નાંઓ ખીલી ઉઠ્યાં. એક દિવસ હું કાઠીઆ-વાડની પ્રેકટીસ સર કરીશ ત્યારે......પણ એ હસવા જેવી વાત છે. હું મારો અનુભવ આગળ ચલાવું છું.

સરથલસર ટ્રેઇન સવારે પહોંચી. સ્ટેશને મારા મિત્ર રા. શંભુરામ અને એમના મોટાભાઇ રા. રા. હરદેવરામભાઇ આવ્યા હતા.

"આવી પહોંચ્યા?" મારા એ ભાવિક મિત્રે પુછ્યું; "આ મારા મોટાભાઇ."

મેં નમસ્કાર કર્યા. સામાન ઉપડાવી અમે ચાલ્યા એટલે હરદેવરામભાઇએ કહ્યું: "કેમ મુંબાઇમાં જાણ્યું ? અમે તો શોધી કાઢ્યું."

હું ચાલતાં અટકી પડ્યો. મુંબાઇમાં શુ જણાવવાનું હતું અને અરે રે, મેંજ તે કેમ ના જાણ્યું—જાણે હું સૈકાઓથી જંગલી પ્રદેશમાં રહ્યો હોઉં એવું મને લાગ્યું. હું નરમ થઇ ગયો; અને આ લોકોએ તો શોધી પણ કાઢ્યું છે ! કોઇ કીમીયો—કોઇ તંત્ર વિદ્યા, મારેસોં—ઇશ્વર શુ હશે ? !

શંભુરામ મારી મુઝવણ સમજ્યો. તે તરત બોલ્યો: "મોટાભાઇ તો પેલા લેખ વીશે કહે છે."

હું કૈંક નિરાશ થયો; મારામાં કૈંક હીંમત આવી. નિરાશ એટલા માટે કે જગતને કોઇ ઇલમ મળતો અટકી ગયો હોય એમ મને લાગ્યું: હીંમત એથી કે કૈં નહીં મારું અજ્ઞાન એક—માત્ર એક લેખ વીશેજ છે. અને એ હીંમતને લીધે મારી અમુક શક્તિ પણ ખીલી. કયો લેખ એ જાણ્યા વગરજ મેં જવાબ આપ્યો: "અં—હં, પેલા લેખ વીશે; નારે, ધુળ, અમે શું શોધી કાઢીએ ? મુંબાઇના લોકોમાં દમજ ક્યાં છે

હરદેવભાઇ જરા ફુલાયા. સામાને ફુલાવી ઇશ્વરને પણ ગાળો દો તો તે વાંધો નહીં કાઢે. "તમે—ભાઇસાહેબ, તમારી વાત

ના થાય–" એટલું સ્વીકારી લો તો તમારું ગમેતેવું હડહડતું જુઠાણું પણ એ નભાવી લેશે.

મને મારા વાક્‌ચાતુર્યમાં શ્રદ્ધા હતી. આખે રસ્તે મેં એ કયો લેખ છે એ જાણી લેવા અનેક પ્રયત્નો કર્યા પણ દેશદેર થયો હતો એ ત્યારે હું વીસરી ગયો.

અમે ઘેર પહોંચ્યા ત્યાં એક મારું નાનું મંડળ ભેગું થયું હતું. હું જોડા ઉતારતો હતો ત્યારે નીચે રહ્યાં રહ્યાં મને અગણિત અવાજો સંભળાયા.

"હા, એજ. એના વગર બીજું કોણ લખી શકે ?" એક જાડો, તંદુરસ્ત અવાજ બોલ્યો.

"બનેજ નહીં. એ શું લખે ? કોઇ દિ' લખ્યું સાંભળ્યું છે ?"–નેતરની સોટી જેવો પાતળો પણ મજબુત સ્વર નીકળ્યોઃ પછી કૈંક ગણગણાટ થયો અને છેવટે "હ–સાચ્ચે"–એક ...હજી એ અવાજનું પૃથક્‌કરણ હું કરી શકયો નથી.

આ બધા અવાજો એકજ વાત કહી રહ્યા હતાઃ પેલા લેખની. મને મારી દશા વીશે દયા આવી. હું મુંબાઇનો નગરજન. મને જેનું ભાન નથી તેની, સુધારાથી દૂર વસતા એમ માનવામાં આવે છે એવા આ સોરઠીઓ ચર્ચા કરી રહ્યા હતા. મારા ચાતુર્યથી ત્યાંના બધા લોકોને આંજી નાખી કાઠીઆવાડની પ્રેકટીસ સર કરવાનાં મારાં બધાં સ્વપ્નાંઓ ગંજીફાના મહેલ પેઠે તુટી પડયાં. ઉલટું, મારું અજ્ઞાન પ્રદર્શિત કરવાનો અવસર આવી ચુકયો છે એમ મને લાગ્યું. મારા પગ ધ્રુજવા માંડયા. મારું મગજ કૈંક ભમવા માંડયું. આપણા ઘણા ચિત્રકારોની આકૃતિ જેવો હું જડ ભરત થઇ ગયો; આ આખા ગામમાં કોઇ નવીન રોગ ફાટી નીકળ્યો હતો; એની ચિકિત્સા મારાથી થઇ શકે એમ નહોતી. હું ઠોઠ થઇ ગયો.

"ચાલો" શંભુરામે કહ્યું ને હું પાછળ પાછળ ચાલ્યો–પરણતી કુમારિકા જેમ મંગળ ફેરા ફરે છે તેમ.

મેડીએ પેલા અવાજોના ઉત્પાદકો બેઠા હતા. તે બધા એક સામટા ઉભા થઇ ગયા, અને "આવો, પધારો, ઓહોહો, ઘણે દિ' દીઠા; કુશળ છો" એમ અનેકરંગી ઉચ્ચારણો થયાંઃ એ બધાંનો એક ભેરી નાદ ગાજી રહ્યો. એનો ઘોષ પ્રસરતો ગયો તેમ મને મારું અજ્ઞાન વધારે ને વધારે સાલવા માંડયું. वसुंधरे देहिमाम् विवरम्–કહી પૃથ્વી નીચે નહીં તો મેડી નીચે, હેઠળની પરસાળમાં પણ ગરકી જવાનું મને મન થયું–પણ એક ફીલસુફે કહ્યું છે કે મધ્યરાત્રિ ગમે તેટલી ભયાનક હોવા છતાં કૈં નહીં તો એક ધીરો પવન પણ તમારો મિત્ર થઇ રહેશેઃ એ ખરું છે. એ બધી અનેકરંગી મેદનીમાં મેં બે નયનો જોયાં–ને મને ટાઢક વળી.

'અહો વાસુદેવ, તું કયાંથી ?' મેં કહી દીધું.

વાસુદેવ આગળ આવ્યોઃ બધા જોડે થોડોક શિષ્ટાચાર કર્યા પછી અમે બધા બેઠા. જરાકવાર થઇ હશે એટલે એક જણે હરદેવરામભાઇને કહ્યુંઃ "દાદા ! દાદા ! શામળભાઇ તો ના પાડે છે."

બધા ઘુસપુસ ઘુસપુસ કરતા હતા તે બંધ પડયા. હું પણ વાસુદેવની માની તબીઅતના સમાચાર પુછતો હતો, તે અટકી ગયો. હરદેવરામભાઇએ એક યુવક તરફ જોયું.

"દાદા! હોય નહીં. એના શા બાર ? એ તો કોઇ મહારથીનાં કામ."

મેં વાસુદેવના કાન કરડયા. "અલ્યા શું છે ? કૈં લડાઇ જાગવાની છે કે શું ? કે પછી કોઇએ ગઢ જીત્યો ?"

વાસુદેવે ધીરેથી કહ્યુંઃ "પેલા લેખની વાત ચાલે છે." એ તો હું ભુલીજ ગયો.

હું વાસુદેવને પુછવા જતો હતો પણ અમે જરા જોરથી વાતો કરી તેથી કે કોણ જાણે કેમ બધાએ અમારી સામે જોવા માંડ્યું: એટલે મારે



: વિદ્યાભૂષણ એકને અનન્ય જેવા દીપતા હતા.

કહેવું પડ્યું: "ઓ–હો, પેલો લેખ; હાસ્તો એ લેખ, હં, સમજ્યો." હું ધારું છું કે મેં જરાક અતિ કર્યું. એક જણે મનેજ પુછ્યું: "કેમ, સાહેબ આપ શું ધારો છો?"

મને પરસેવો થવા માંડ્યો: છતાં જરાક ટટાર થઇ જોસબંધ ડોક નમાવી દઇ ભારસર મેં કહ્યું; "હું?"—જાણે હું કંઇપણ ધારીજ કેમ શકું એવો મારો અવાજ હતો; પણ કાઠીઆવાડની ભૂમિ જરા કઠણ છે: કોઇ ગુજરાતીએ એ અવાજ સાંભળી કહ્યું હોત: "ના, ના, આપ નહીં, એ તો હું." પણ પેલાએ તો હંસ પેઠે કહ્યુ: "જી"

જેટલા લોક હાજર હતા તેથી બમણી આંખોએ મને ટીકવા માંડ્યું. જ્યારે આમ સંકડાયા હોઇએ ત્યારે ઉતાવળે છુટવામાં વધારે માર છે: મેં ટુંકામાં પતાવ્યું:

"એમાં હવે ધારવાપણું રહ્યુંજ શું છે?" પછી મેં જરા ખોંખારો કર્યો; ખમીસના કફમાંથી રેશમી રુમાલ કાઢી મોં લુછ્યું ને બધું પતી ગયું હોય–પ્રમુખ સભા બરખાસ્ત કરે છે તેમ ધીરેશથી બેદરકારીથી કહ્યું: "કંઇજ નથી" અને તકોએ અટેલી વાસુદેવને બોલાવ્યો.

પણ પેલો ચીકણો હતો; "એટલે એમ છે સાહેબ! કે આ શામળભાઇ ના પાડે છે ત્યારે આપ શું કહો છો?"

સારું છે કે કેટલાક શબ્દો કંઠમાંથી જલદી નીકળી નથી પડતા:નહીંતો....પેલો માણસ કાંતો મહેસુલી ખાતાનો કારકુન અથવા ગુજરાતી નીશાળનો મહેતાજી હોવો જોઇએ. મને પણ ચીઢ ચઢી. ગુજરાતના કેટલાક જુવાનો જીંદગી જીવે છે તેમ આંખ મીંચીને જવાબ આપવાનો મેં નિશ્ચય કર્યો.




## મારી હકીકત

### વિરામ ૧:—જન્મ, ગોત્રાદિક, નાગર જ્ઞાતિ.

*મારા સરખાએ પોતાની હકીકત પોતેજ લખવી ને તે વળી પોતાની હયાતીમાં પોતેજ છાપી પ્રગટ કરવી એ લોકમાં અવિવેક જેવું લાગે ખરૂં–નથી હુ પંડિત, નથી હું જોદ્ધો, નથી હું ધરમગુરૂ, નથી શ્રીમંત ધેતાળ ઇત્યાદિ મારાં લખાણથી ઘણા જણને એમ લાગેછે કે હુ મારે પોતાના વિષે બહુબોલો છઊં ને એમ લાગે તેવુજ છે કારણકે જારે તેઓ મારાં લખવાનો યથાર્થ–મર્મ ન સમજતા અને મારો રાતદહાડાનો શ્રમ પોતાના ખ્યાલમા ન લેતાં ઉલટા મારી મજાક નિંદા કરેછે તારે તેથી હુ ઘણો ખિન્ન થાઊંછ ને એ ખિન્નના પોતાની મેળેજ બહાર નિકળી પડેછે–તેઓ મને બડાઈખોર કોહો તો કોહો પણ વારૂ મારૂં સમજશે તો ખરા ઘણાજણ પ્રસ્તાવનામાં પોતાની મેહેનત બતાવેછેજ અને ઘણાજણ પોતાના ગ્રંથમાં બ્હારના વિવેકના પડદામાં પોતાનેવિષે બહુ બોલેછેજ —

આ હકીકત લખુંછ તે કોઇને માટે નહીં પણ મારેજ માટે—મારે માટે પણ તે, ઓળખાવાને નહીં (ઓળખાઇ ચુકોછ), દ્રવ્ય પદવિ મેળવવાને નહીં પણ ભૂતનુ જોઇ ભવિષ્ય મા ઉત્તેજન મળ્યા કરે તેને માટે.

કેટલાક કેહે છે કે હકીકત ઘરમાં લખી રાખવી પણ છપાવવી નહીં. પણ હું લખેલા કાગળો કરતાં છપાયલા કાગળો પાસે રાખવામાં વધારે લાભ જોઊંછ—લખેલું ખોવાય નહીં, જોવું કરવુ ઠીક પડે, વારેવારે ફેરફાર કરવાનું મન થયાં કરે તે ન બને—હજી લગી કોઇ ગ્રંથ મે આખો લખી છપાવ્યો નથી, લખતો જાઊંછ ને છપાવતો જાઊછ, મને નવું લખવુ ગમેછ પણ નકલ કરતા કંટાળો ઉપજેછ ને વળી શુદ્ધ નકલ કરનારા પણ મળતા નથી—માટે હું લખુંછ તે માગે ખરડો ને એ જે છપાવુછ તે તેની નકલ થાય છે

આ હકીકત લખવાનાં બીજાં કારણો આ પ્રમાણે છેઃ ૧ પોતાની હકીકત પોતે લખવી એવો ચાલ આપણામાં નથી તે નવો દાખલ કરવો. ૨ ડાકતર ભાઊદાજી, ભાઇ કરસનદાસ મુળજી, ભાઇ રૂસ્તમજી ગુસ્તાદજી (ઇરાની) એઓએ વિશેષે અને બીજા ઘણાએકોએ મારી હકીકત જાણવાની ઇચ્છા દેખાડીને મને ઘણીવાર

૧. સુરત શહેરના આમલીરાન * નામના મહોલ્લામાં બાપદાદાનાં ઘરમાં હું મારી -માને પેટે ગર્ભ ૨૫ ચકલેહી કોટવાલી શેહેરી નામના મોહોલ્લામાં મારે માને

---

કહ્યું છે કે 'તમારી હકીકત હમને આપો.' ૩ મને પણ માલમ પડે કે આ ખરૂં ને તે ખોટું ૪ મુવા પછી કેટલીક હકીકત મળી શકતી નથી—જે હછે તો હું તેંતરીસનો થાઉંછ એટલામાં કેટલીક વાતનેસારૂ મારાં સગાંઓમાં ઉલટા વિચાર પડેછ તો મુવા પછી શું નકી થાય ? દાખલો કે—મેં મારી માની તરફનાંને પુછ્યું (જન્માક્ષર ખોવાઇ ગયાછ) મારો જનમ પાછલી રાતે કે સવારે ? તેઓ બોલ્યાં કે સુરજ ઉગ્યો હતો; બાપની તરફનાંને પુછ્યું તારે તેઓએ કહ્યું કે રાતે; હવે શું ખરૂં ? પણ વિચાર કરતાં માની તરફનાં ખરાં છે કેમકે મા પોતાને મોસાળ જણે છે ને ત્યાંથી પછી બાપને ત્યાંહાં ખબર જાય—છે બાપની તરફનાંને સવારે ખબર ગયલી તારે તેઓ સમજેલા કે રાતે જનમ થયો હશેઃ વળી બીજો દાખલો કે મેં મારી માની ઘરડી માસીને પુછ્યું કે મારી મા પહેલી મુંબઇ ગઇ તે હું અવતર્યા પહેલાં કે પછી ? તેણે કહ્યું કે પછી; બાપવાળાં કહે છે કે પ્રથમ; મેં માસીને ફરીથી પુછ્યું તારે તે બોલી કે ભાઇ હમણાં સહુ નવ પરણેલા મુંબઇ જવા લાગ્યાં છે—આગળ મુંબઇની નીતિ વિષે નઠારૂં કેહેવાતું (એ વાત ખરી છે) ને માબાપ નવી પરણેલી છોકરીને મોકલતાં નહીં ને મોટી ઉમરના ધણીયો પણ પોતાની વહુને સાથે લઇ જતા નહીં; અને તારી મા તો તું અવતર્યા પછી દસેક મહીને તને સાથે લઇનેજ પહેલ વહેલી મુંબઇ ગઇ છે એ વાત તો નકી છે. ૫ સંવત ને ઇસવી સન મેળવવા સારૂ ૩૨ વરસનાં જુનાં પંચાગો એગાં કરતાં અને ૭ મહિના લાગ્યાછે તો મારી હકીકત જાણવાની હોંસ રાખનારની હોંસ મારા મુવા પછી સ્હેજસાજ કેમ પુરી પડે ?

એ આદિ કારણોથી હું મારી ટુંકી હકીકત નોટના આકારમાં છપાવી રાખું છઉં—કેટલીક વાતો મારાં ગદ્યપદ્ય પુસ્તકોમાં વિષયોના પ્રસંગો લખેલા છે તે ઉપરથી જાણ્યામાં આવશે એટલે તે હું અહીં બીજી વાર લખતો નથી.

આ હકીકત અધુરી ને ખરડો છે એમ સમજવું. અધુરી એટલા માટે કે કેટલીક વાત મારા સંબંધમાં આવેલા એવા લોકનાં મન દુખવવાને અને મારા કુટુંબ સંબંધીયોને નુકસાન પહોંચાડવાને હાલ લખવી હું ઘટીત ધારતો નથી (મારે માટે તો હું થોડીજ દરકાર રાખુંછ); ખરડો એટલા માટે કે અજાણપણું અને ઉતાવળ (તરત લખાયછ અને તરત છપાયછ) એ બેને લીધે વેળાયે ગમે તે લખાય જે આગળ ખોટું ઠરે.

તોપણ, આ હકીકતમાં જે લખવાનું ઘટતું નહીંજ વિચારૂં તેનો હું નહીંજ લખું પણ જે જે હું લખીશ તેતો મારી જાણ પરમાણે સાચે-સાચુંજ લખીશ પછી તે મારૂં સરૂં સારૂં હો કે નરસું હો—લોકને પસંદ પડો કે ન પડો.

સને ૧૮૫૪ થી મેં મારી હકીકતની કંઇ કંઇ નોંધ રાખવા માંડેલી પણ તે નિયમિત નહીં—તે વખત કંઇ એવો વિચાર નહીં કે મારે મારી હકીકત લખવી છે, તેવું હતે તો રોજનીશીજ રાખત પણ સ્હેજ સ્મરણ રેહે તેને સારૂ મારા બાપના કેહેવાપરથી, સગાં સ્નેહી ન્યાતીલાના કેહેવાપરથી, ઘરમાંના કાગળો અને ખરચની ચોપડીઓપરથી આ હકીકત લખવાને હું શક્તિમાન થયો છઉં.

* આમલીરાન નામ પાડવાનું કારણ આ કે, મોહોટી આગની પેહેલાં હમારાં ઘરોની સામે પાંચ પાંચ ૭ ૭ ગજને અંતરે પાંચ મોટી આમલીયો હતી. અક્કેકી આમલીનાં થડનું ઠે

[વધુ માટે જુઓ પૃ ૪૫૩]



'ગુજરાતી'ના સૌજન્યથી] કવિ નર્મદાશંકર લાલશંકર. [ગુજરાત: પોષ ૧૯૮૨

—આપણા સાહિત્ય મન્વંતરનો મનુ સુરતનો રંગીલો કવિ નર્મદ સાહિત્યક
હતો અને સુધારક હતો. તેણે ગુજરાતી અસ્મિતાનાં ને એકતાનાં સ્વપ્નો સેવ્યાં હતાં
ને સંકટો સામે નિડરતાથી ઉભા રહેવાનું બળ પ્રાપ્ત કર્યું હતું. એ વીર નરે પોતેજ
લખેલી એના જીવનની આત્મકથા—મારી હકીકત—ની એકજ પ્રત અમને મહા
પરિશ્રમને અંતે પ્રાપ્ત થઇ છે; ને અમારા વાચકો સમક્ષ ધરતાં અમને આનંદ થાય
છે. અમને આશા છે કે એ આત્મકથા તે વિખ્યાત સાહિત્યક ને સુધારકના જીવન
ઉપર વિશેષ અને યથાર્થ પ્રકાશ પાડશે ને વાચકોને વધુ રસદાયી થઇ પડશે.
લેખકની ભાષા અને જોડણી મુળ પ્રત પ્રમાણેજ અમે કાયમ રાખી છે—ઉપતંત્રી.



તેણે દાતણ કર્યું અને પત્ની ચહા લેઈ આવી.



# સ્વપ્નદ્રષ્ટા

લેખકઃ
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
બી. એ., એલએલ. બી., એડવોકેટ;
પ્રમુખ, સાહિત્યસંસદ.

ચિત્રકારઃ
શ્રીમાન્ પુરુષોત્તમ,
સભ્ય, સાહિત્યસંસદ.
અને
સૌ. જડાવબહેન ચીમનલાલ વીણુ.

## આગલાં પ્રકરણોનો સાર

આણંદના સ્ટેશન ઉપર મુંબાઇના બેરીસ્ટર અને ધારાસભાના સભ્ય ના. જગમોહનલાલને તેમના બાલમિત્ર ને ભાવિ વહેવાઇ રા. બ. પ્રમોદરાયનો મેળાપ થાય છે. તેઓ સાથે વડોદરે જાય છે. રા. બ. પ્રમોદરાયનો પુત્ર સુદર્શન કૉલેજમાં બી. એ. નો અભ્યાસ કરે છે. તેને સ્વદેશભક્તિની ધુન લાગી છે. તે અનેક સ્વપ્નો રચે છે. તેને મળવા તેઓ બંને કૉલેજ રેસીડંસીમાં જાય છે. પરંતુ તે પ્રો. ઘોષના ભાષણમાં ગયો છે એટલે રા. બ. પ્રમોદરાય ત્યાંજ બેસે છે અને ના. જગમોહનલાલ તેમના સાળા રાજભાઇને ત્યાં રા. બ. ને અને સુદર્શનને જમવાનું નિમંત્રણ આપી જાય છે.

મોડી વારે સુદર્શન આવે છે અને પિતાપુત્ર મળે છે. દેશની પરિસ્થિતિ વીશે વિવાદગ્રસ્ત ચર્ચા ચાલે છે. રા. બ. સુદર્શનને લઇ નામદારને તથા તેમના કુટુંબને ને સુલોચનાને-તેની ભાવિ પત્નીને-મળવા માટે રાજભાઇને ત્યાં જવા તૈયાર થાય છે. સુદર્શન કચવાતે મને જાય છે.

રાજભાઈને ત્યાં રાવબહાદુરની મોજીલી દીકરી—સુલોચના—આજે તેને ભાવિ પતિ મળવા આવનાર હોઈ તેનો વિચાર કરતી બેઠી છે. સુદર્શનનો વિચાર આવતાં તે તેને 'બોથીયું' ગણી હસી કાઢે છે.

મનમોહરાય અને સુદર્શન ત્યાં આવી પહોંચે છે. વડીલો કેટલાંક અગત્યનાં કામમાં રોકાય છે અને એક ખંડમાં સુદર્શન અને સુલોચના—ભાવિ વરવહુ—અવડાશથી એકમેક સામે જોઈ રહ્યાં છે. આખરે સ્પષ્ટ વાર્તાલાપ શરૂ થાય છે. અને સુદર્શન સુલોચનાને પોતાનું જીવનધ્યેય સમજાવતાં એકમેકનો પાટો નહીં બેઠે અને તેથી તેની સાથે લગ્ન નહીં કરવાનું સુલોચના પાસેથી વચન લે છે.

સાંજના રાવબહાદુર અને ના. જગમોહનલાલ પોતપોતાને સ્થળે વિદાય થાય છે.

સુદર્શન રૂમ ઉપર પાછો જાય છે. રસ્તામાં હીંદની સ્થિતિ વીશે વિચાર કરવા માંડે છે અને હીંદ દેવીની મૂર્તિને સેવાની આજ્ઞા કરતી જુએ છે. થોડી વારે આ સ્વપ્નમાંથી જાગ્રત થઈ તેના મિત્રોને જઈ મળે છે અને તેના મિત્રમંડળ સાથે સાંકેતિક સ્થાને—ભીમનાથના તળાવે—મળવા તૈયાર થાય છે. સુદર્શનનું બાલજીવન કોઈપણ જાતના ચમત્કાર વિના, ભાનુશંકર મહેતાજીની નીશાળે પાટી પર ધુળ નાખ્યાના દિવસથી શરૂ થાય છે. તેને આઠ વર્ષે યજ્ઞોપવિત આપી બ્રહ્મચારી—બ્રાહ્મણ—બનાવે છે; અને તેને લાગે છે કે તે કૌશિકાદિ ઋષિવરોની સાથે બેસવા યોગ્ય બન્યો છે. નાટકો જોતાં, ઇતિહાસ વાંચતાં તત્કાલના વિશ્વનાયકો—તેમની ભાવના—સાથે તેને મૈત્રી થાય છે; અને તેને તેની મદદથી તેઓ પોતાનું કાર્ય સાધતા લાગે છે.

મુસલમાન રીયાસત વાંચતાં હીંદુ મુસ્લીમ વિરૂદ્ધ ઝનુનથી ઉશ્કેરાઈ જાય છે. પરંતુ બડેમીયાંકાકા વગેરેની તેના પ્રાતની પ્રીતિ જોતાં તે ઓસરી જાય છે. આ રીતે તે નાનપણથી ઉચ્ચાભિલાષી સ્વપ્નો સેવતો દિવસેદિવસે મોટો થતો જાય છે.

સુદર્શન તેના પિતા સાથે ફરવા જાય છે અને રસ્તામાં એક અંગ્રેજ ઘોડેસ્વાર મળે છે. ગોરો સવાર બને બાપદીકરાને બીજે દિવસે તેની સ્રીના જન્મદિવસ નિમિત્તે આમંત્રણ આપે છે.

ગોરા અમલદારને ત્યાં બીજા નાગરિકો માધવલાલ, માભાઈ અને દલાલ વગેરે આવે છે. પરંતુ ગોરા અમલદારની વિચિત્ર અને અભિમાનભરી વર્તણુક ને વાતચીતથી તેને પોતાનું, પોતાના પિતાનું અને બીજાઓનું ખરું સ્થાન શું છે તે સમજાય છે.

માધવલાલ, માભાઈ અને દલાલ તેમજ તેના પિતાના ખુશામતભર્યાં હલનચલનથી તેને પોતાના દેશીઓ ગોરી મજા આગળ કટકા ટુકડા માટે પુંછડીઓ પટપટાવતા શ્વાનસમા લાગે છે. અને તેના હૃદયમાં ડામ ઠરે છે.

તેને તેના સ્વપ્નમિત્રો ઉપર, તેના પૂર્વજો ઉપર ઘણો ક્રોધ ચઢે છે.

સુદર્શને મેટ્રીકની પરીક્ષા પસાર કરી. અને વેકેશન બહારનું વાચન વધારવામાં ગાળી. પડોશની મગન સાથે એક દિવસ લગ્ન વીશે ચર્ચા થઈ. તેમાં તેને હીંદુસમાજ ને માભાઈનું મભવસ્થાન જણાયું. આ સામે તેના સ્વપ્નાવલાસી મને બળવો કર્યો. તેને બ્રાહ્મણત્વની માત્ર નીશાનીઓ તરફ તિરસ્કાર થયો. તેને નેપોલીઅનનું જીવન પ્રેરણા પાઇ રહ્યું. વાચનની મર્યાદા તેણે વિસ્તૃત કરી. અને અમદાવાદની કોંગ્રેસ અને હીંદના મેઝીની સુરેંદ્રનાથના ભાષણે તેનામાં રાષ્ટ્રીય અસ્મિતા જાગ્રત કરી.

તેને દેશની અને સમાજની ગુલામી અવસ્થાનું તીવ્ર ભાન થયું ને તે જાગી ઉઠયો. ઇતિહાસ અને વીર નરોનાં જીવનચરિત્રોએ તેને વિપ્લવની પ્રેરણા પાઇ. તેણે તોડવું, ફોડવું ને ભાંગવુંજ એમ સ્વપ્નો ઉપજાવ્યાં કર્યાં. અને આ બધા વિનાશને અંતે એક નવી સૃષ્ટિ—તેની કાલ્પનિક સૃષ્ટિમાં તે વીહરવા લાગ્યો.

જાપાને રશીઆને—યુરપને—પડકાર કરવાને યુદ્ધ આરંભ્યું. સુદર્શને આ વિગ્રહથી આખો એશીઆ ખંડ કુંભકર્ણી ઉંઘમાંથી ઉઠતો જોયો. તે 'એશીઆની એકતા'નાં સ્વપ્નાંમાં પલવાર મુગ્ધ થઇ ગયો, પણ લોર્ડ કર્ઝનના અપમાનભર્યાં શબ્દોથી, અને બંગાલના ભાગલા પાડવાના સરકારના ઠરાવથી તેને બ્રીટીશ હકુમત નીચે કચડાતા હીંદની ગુલામી દશાનું તીવ્ર ભાન થયું, ત્યારે એ સ્વપ્નાં શમી ગયાં

બંગાળે 'વંદેમાતરમ્'ના ગીતથી 'મા'ની અપરિચિત અને આકર્ષક ભાવના પ્રગટાવી ત્યારે સ્વદેશનું એક પરમ તેજસ્વી જીવંત વ્યક્તિ તરીકેનું ચિત્ર સુદર્શનની દૃષ્ટિ સમક્ષ ખડું થયું. જ્યાં ને ત્યાં તેને 'માતા'નું દર્શન થવા લાગ્યું.

રજાઓમાં તે પોતાને ઘેર ગયો, અને એક દિવસ ગામ બહાર દૂર એક ટેકરી ઉપર ફરવા ગયો, ત્યાં તેને એક તેજસ્વી સ્ત્રીનું અચાનક દર્શન થયું. પેલી સ્ત્રીએ પોતાના જીવનની દર્દભરી કહાણી સુદર્શનના આગ્રહથી તેને કહી સંભળાવી. "હું સેંકડો વર્ષ થયાં વીર માનવતાની પ્રતિમા રૂપ મારા પતિની–પ્રાણની વાટ જોતી બેઠી છું પણ હજી તેનાં દર્શન થતાં નથી, ઘણાએ પુરુષો અને મારા પુત્રો વચન આપી ગયા છે પણ એક હજી પૂર્ણ થયું નથી ને હું અધમાધમ દશા ભોગવી રહી છું." એમ કહી તે સુંદરી આંસુ સારવા લાગી. "મા! ગભરાશો નહીં, એમને હું લઇ આવીશ." એમ કહેતો તે ઉંચું જોવા લાગ્યો એટલામાં તો પેલી સુંદરી અદૃશ્ય થઈ ગઇ.

"મા! મા! હું તમારા પ્રાણ પાછા લઇ આવીશ–નહીં તો પ્રાણ જતા કરીશ" એમ બોલતો તે ટેકરી ઉપરથી ઉતરી પડયો.

પણ 'મા'ના દર્શન પછી સુદર્શનને તેની ઝંખના વધી ગઈ. બંગાલના 'બંગાલી' પત્રે, ત્યાંની સ્વદેશીની હીલચાલે, બારીસાલની કોન્ફરન્સે તેના વિચારોને અનેક રીતે પોષ્યા.

અરવિંદ ઘોષે વડોદરાની કોલેજમાંથી આજ અરસામાં રાજીનામું આપ્યું. તેમણે એક ઉજ્વલું ભાષણ પણ આપ્યું અને તેજ રાત્રે કેટલાક દેશાભિમાની યુવકો ભીમનાથને તળાવે કૈંક કરવાની ઇચ્છાથી એકઠા થયા.

સુદર્શન, પાઠક, કેરશાસ્પ, સનત્કુમાર જોષી, મોહનલાલ પારેખ, પંડયા, ધીરુભાઇ શાસ્ત્રી, ગિરજાશંકર શુક્લ, નારણભાઇ પટેલ, શિવલાલ અને અંબાલાલ દેસાઈ એમ સૌ એકઠા થયા અને હીંદને કેમ સ્વતંત્ર કરવું તેની યોજના તેમણે ઘડવા માંડી.

કોઈએ ધર્મપ્રચારક થઈ, તો કોઇએ છુપાં મંડળ દ્વારા, કોઈએ રાજદ્રોહી સાહિત્ય દ્વારા તો કોઇએ રચનાત્મક સંસ્થાઓ દ્વારા 'મા'ને મુક્તિ અપાવવાના વિચારો રજુ કર્યા.

કેટકેટલીએ યોજનાઓ રજુ કરી અંતમાં મંડળ રચી સૌ વીખરાયા. પાઠકને આ બધી યોજનાઓ હવાઈકીલ્લા લાગ્યા હતા અને તેથી તે આ બધાની વિરુદ્ધ હતો. બીજે દિવસે તે સુદર્શનને સફળ જીવનનું રહસ્ય સમજાવવા ગયો. એક કટુ પ્રસંગ પછી બંનેના સ્નેહથી પ્રેરાઈ માત્ર મતભેદને લઈ ઉભયે મિત્રતાને નહીં તોડવાનો નિશ્ચય કર્યો.

સુધોશના બાપ સાથે મુંબાઈ ગઈ. અને સુદર્શનને 'બિ.ચારું' કહી તેણે તેના મિત્રમંડળમાં તેનું ઓળખાણ આપ્યું. ફેરી રુખ અને ગમન દલાલ જોડે એક દિવસ સાથે ગાડીમાં ફરવા જતાં રસ્તામાં તેના પિતા મળ્યા અને તેને જરા ધમકાવી પોતાની સાથે લઈ પ્રો. કાપડીઆને ઘેર ગયા. પ્રો કાપડીયા અઠંગ વિદ્વાન હતા. તેમની સાથે સાંસ્કારિક એકતાનતા અને રાષ્ટ્રીયતા (Nationalism) વીશે કેટલીક ચર્ચા કરી બાપ દીકરી ઘેર ગયાં.

(હવે આગળ વાંચો.)

## પ્રકરણ ૯ મું

---

### સુદર્શન મુંબાઇમાં

નામદાર જગમોહનલાલનાં પછળ પ્રોફેસર કાપડીયાની જોડે વાત કરી ઉપડી ગયાં; અને

કૈં રસ્તો શોધવાની તેણે મહેનત કરવા માંડી. હીંદીવાનોની અવદશાનું તેને ઘણું તીવ્ર

ભાન હતું તેમજ હીંદમાં અંગ્રેજી અમલદારોની રાજ્યનીતિ સારી નથી એમ પણ ખાત્રી હતી; અને છતાં અંગ્રેજી પ્રજાના સ્વાતંત્ર્ય પ્રેમમાં તેમનો વિશ્વાસ અડગ હતો. હીંદમાં વિપ્લવ થાય એ તેમને મન મોટામાં મોટો અકસ્માત લાગતો હતો, અને જે રાજ્યે તેમના જેવાને કેલવણી, પ્રતિષ્ઠા ને માન આપ્યાં તે ઉખડી જાય તો દેશનું ભાગ્ય ફુટે એમ તેમને સ્પષ્ટ દેખાતું હતું. આ રાજ્યની શાંતિ, વ્યવસ્થા, પ્રગતિકારક નીતિ રહે, અંગ્રેજી અમલદારોનો દોર ઓછો થાય, લોકો સુધરે અને અંગ્રેજી સામ્રાજ્યમાંજ સ્વાતંત્ર્ય મળે એવો કૈં રસ્તો તે ખોળી રહ્યા.

તે ફીરોજશાહ મહેતાને, અને ગોખલેને, મળ્યા. તેમને કોઇને દેશમાં કૈં નવું થતુ હોય એમ દેખાયું નહીં; થોડાક ઘેલા થઇ રહેલા છોકરાઓનું બંગાળમાં થતું રમખાણ એમને મન માત્ર એક નજીવો પ્રસંગ હતો. એ બંનેને અંગ્રેજી પ્રજાની ઉદાર રાજ્યનીતિમાં શ્રદ્ધા હતી; અને શરુઆતથી કોંગ્રેસે સ્વીકારેલી રીતની સફળતામાં પુરો વિશ્વાસ હતો.

જ્યારે તેમણે ફીરોજશાહ જોડે વધારે વાત કરવા માંડી ત્યારે તે મુંબાઇના જાહેર જીવનના સર્વસત્તાધિકારીના ભભકાથી હસ્યા ને ટેબલ પર મુઠ્ઠી ઠોકી જવાબ દીધો; "જગમોહનલાલ! અંગ્રેજો પાસે આપણા હક્કો આપણે છીનવીને લઇશું. તમે ગભરાશો નહીં."

હાલનો જમાનો ફીરોજશાહના વ્યક્તિત્વ ને પ્રતાપને ન સમજી શકે એ સ્વાભાવિક છે. પણ ૧૯૦૬ માં મુંબઇના એના અનુયાયી પર ને જાહેરમત પર તેનો દોર અજબ હતો. એ જાહેર જીવનના પિતા, સ્વાતંત્ર્ય સેનાના નાયક દેશભક્તોના શિરોમણી, મુત્સદીઓના અગ્રણી હતા–મનાતા એ તો ચોક્કસ. એની હાજરીમાં દરેકને શૈશવ પ્રાપ્ત થતું; અને એના હાસ્યથી બધા રીઝતા, ને ભ્રૂભંગે બધા ધ્રુજતા.

વિશ્વાસપૂર્વક આપેલા આ પ્રતાપી માણસના આવા અંતિમ અભિપ્રાય વિરુદ્ધ નામદાર કૈં બોલી શક્યા નહીં. માત્ર તેના કાનમાં ગરીબ બીચારા પ્રોફેસરનું અટ્ટહાસ્ય સંભળાયું. શું કો અર્વાચીન સુલા કે સીઝરને જઇ તે કહી શકશે અમને અમારા હક્ક આપો?' કે આ તો વીકટોરીઆ યુગના અંગ્રેજી જાહેર જીવનનો માત્ર પ્રતિશબ્દ. રાજાબાઇ ટાવરની સામેની ગુફામાં મુંબાઇના કેસરીની ગર્જનાની સાનિધ્યમાં શંકાને કૈં સ્થાન હોય? નામદાર જગમોહનલાલની શંકાનું સમાધાન થઇ ગયું હોય એમ લાગ્યું.

પણ અવારનવાર અનેક શંકાઓ તેમને થઇ આવતી

## ૨

બાપના હુકમથી સુલોચના પહેલાં તો ઘણી ચીઢાઇ પણ આખરે તેને માન આપ્યા વગર ચાલ્યું નહીં, કેકી રુખ ને ગમનલાલ જોડે કોલેજની બહાર ફરવાનું તેણે માંડી વાળ્યું. થોડાક શબ્દોથી, વગર સહીની ચીઠ્ઠીથી લાઇબ્રેરીમાં કે ટેનીસ કોર્ટ પર વાતચીતો ચાલતી. કોણ જાણે કેમ પણ જેવી તે કોલેજમાં આવે કે બારણા આગળ કેકી દાખલ થતોજ હોય, કે ગમન દાદર સાથે ચઢતોજ હોય; તે જેવી બાલિકાઓના રુમમાંથી બહાર પડે કે બેમાંથી એક ગેલેરીમાં ઉભોજ હોય. તે લાઇબ્રેરીમાં ચોપડી લેવા જાય કે બંને જણ પણ સાંજ મળે. ઘણો વખત વાતચીત થઇ જાય; કે એ દહાડાની અધુરી વાતનો જવાબ અપાય; નહીં તો હાસ્યથી હાસ્યનો પ્રત્યુત્તર વળે. વગર બોલે નામદારની આજ્ઞાનું પાલન બાહ્યસ્વરુપે તો સુલોચનાએ કર્યા કર્યું.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૧૩]




## ૪

## આચાર્ય આણંદશંકર

કેટલીક માન્યતાઓ આપણામાં વંશપરંપરાથી ઉતરી આવી છે. એનાં કારણો કોઇવાર નજીવાં હોય છે. જ્યાં હોય ત્યાં કારણો શોધવા બેસી જવું એ ઘણો નવો રોગ છે; અને આજે પણ આપણે એટલા ઉદાર તો છીએજ કે જુની ડોસીઓ તથા ઘરડી માન્યતાઓને આપણે નીભાવી લઇએ છીએ. આવી એક માન્યતા એ છે કે ગુજરાતનું મહાજન ભેળું થાય ત્યારે આણદશંકરભાઇ મહીં હોવાજ જોઇએ.

પ્રી. ધ્રુવ આંગળીએ ગણાય એટલા આપણા સમર્થ વિદ્વાનોમાંના એક છે, એવો સર્વમાન્ય મત છે. એમની ઘરની લાયબ્રેરી ગુજરાતના ઘરોના પ્રમાણમાં મોટી છે અને મોડે સુધી ત્યાં દીવો બળ્યા કરે છે એ વાતો આ સર્વમાન્ય મતને દૃઢ કરે છે. બાકી હજી સુધી એમની અગાધ વિદ્વતાનાં ફળ ગુજરાતે મેળવ્યાં હોય એમ લાગતું નથી અને એ કુશંકીઓ અયોગ્ય શંકા કરે તો ખોટું નહીં. વાત એમ છે કે માણસ સમાજ ઉપર કોઇ પણ પ્રકારનો દાવો કરે તે અગાઉ સમાજ તેની પાસે કૈંક માગે છે ને કૈં પણ આપી શકે નહીં તો સમાજ તેમને ભાગ્યે માન આપશે બંધ ઓરડામાં તમે પાપ કરો કે પુણ્ય—સમાજને તેની જોડે કૈંજ લેવા-દેવા નથી. દૂરની પર્ણકુટિમા ગ્રોગ સાધતા ઋષિને સમાજ બહુધા વીસરી જાય છે—સમાજ તો જેની જોડે સંબંધ હોય તેનામાંજ રસ લે છે. આમ છે એટલે સમાજને મન તો શેરીઓમાં ઉભો ઉભો દર સવારે એકતારો લઇ ભાંગ્યુંતુટ્યું ભજન ગાનાર ભજનિક અને કવિ લલિત પેલા યોગી કરતાં માનના વધારે અધિકારી નહીં તોપણ વધારે ઉપયોગી અને લોકહૃદયની વધારે નજદીક છે.

પ્રી. આણંદશંકરનો જ્ઞાનભંડાર વિશાલ છે. એનસાઇક્લોપેડીયા બ્રીટેનીકા પણ બહુ વિદ્વાન પુસ્તક છે. આણંદશંકરભાઇ પાસેથી એમના જ્ઞાનનો લાભ મેળવવામાં જે અનેક જાતની ધીરજ ખમવી પડે છે તે જોતાં સવા રુપૈયાની એનસાઇક્લોપેડીયા ખરીદી લેવી એ ખોટું નહીં વારું. પણ પ્રી. ધ્રુવનાં પુસ્તકો જોઇએ તોય નિરાશાજનક છે. જીવન કે ધર્મ વીશે ગુજરાતને એમણે એક પણ એમનો આદર્શ કે વિચાર

આપ્યો નથી: એમણે જીવનની એક નવી કલ્પના કે ધર્મનું એક નવું દૃષ્ટિબિંદુ રજુ કર્યું નથી. વર્ષો પછી ગુજરાતના જીવનનો હીસાબ ગણશું ત્યારે આણંદશંકરભાઇને ખાતે જમે થાય એવું સારું કે નરસું કૈં જડશે નહીં. પુષ્કળ શક્તિ હોવા છતાં માણસ સારું કે નરસું કૈંજ કરી ન શકે તે માણસ દયાપાત્ર છે.

આણંદશંકરભાઇએ હીંદુધર્મનાં પુસ્તકો લખ્યાં છે એ મને ખબર છે; પણ એમાં seer, prophet નહીં, લક્ષ્યદૃષ્ટા નહીં તોએ લક્ષણદૃષ્ટાનું કાર્ય ગણાઇ શકે એવુંએ કૈંજ નથી. કોઇએ એ પુસ્તકોને "આપણા ધર્મનું પીંજણ" કહ્યું હતું; એ કૈંક અંશે ખરું છે. બીના એમ છે કે આજના જમાનામાં આણંદશંકરભાઇ તો શુ પણ ગમે તે કોઇ ધર્મ કે તત્વજ્ઞાનના વિષય ઉપર કૈંક લખે તો લોકો તેને વિદ્વાનમાં ગણીલે કારણ કે જેમાં સમજ ન પડે એવું કોઇ કહે તો તે વિદ્વાન હોવોજ જોઇએ એવી અંતરગત માન્યતા છેઃ બાકી આણંદશંકરભાઇને આંગળીઓ કરડવી પડે એવા સંસ્કૃત પંડિતો આજના ગુજરાતમાં છે. એ બીચારાઓ અંગ્રેજી ઢબથી અજાણ છે એટલે અંધારામાં રહ્યા છે. પણ આતો જુદીજ વાત છે. આણંદશંકરભાઇ વીશે એમ છે કે જેમ ગાંધીજી અથવા મુનશી જેવા કેટલાકોનો અમુક ચીજો કરવા માટે જવાબ લેવો જોઇએ તેમ આણંદશંકરભાઇનો કૈંજ ન કરવા માટે જવાબ પુછવો જોઇએ.

પ્રી. આણંદશંકરમાં તત્વચિંતકની દહીં દુધીઆ અનિશ્ચિતતા છે. નરસિંહ મહેતા તત્વજ્ઞાન શીખ્યા નહોતા એ સારુંજ થયું; નહીંતર આણંદશંકરભાઇને ગુમાવ્યા તેમ ગુજરાત એક અનુપમ ભક્તજીવન ગુમાવત. જેમ પાપ માણસને આકર્ષે છે, પછી વ્યગ્ર કરી મુકે છે ને તેના જીવનને ડારી દે છે તેમ જ્ઞાન પણ આકર્ષે છે, માણસને અશાંત કરી મુકે છે ને તેને ગુંચવ્યા કરે છે. પાપમાંથી માણસ છુટવા મહેનત કરે છે તેમ જ્ઞાનમાંથી છુટવા મહેનત કરતો હોત તો સંસાર અને તેનો આત્મા બેઉ ઉચ્ચતર ભૂમિકાએ હોત. શ્રી. શંકરાચાર્યે પણ न हि न हि रक्षति डुकृणि करणे કહી આવુંજ કહ્યું હતું. પણ સંસાર અને પાપની માયા પેઠે જ્ઞાનનો મોહ પણ ન છુટે એવો છેઃ અને માણસ આખરે તો નિર્બલ માણસ જ છે.

× × +

પ્રી. આણંદશંકર આપણા એક મહાન સાહિત્યકાર છે એવો એક મત છે. પ્રી. ધ્રુવ ધર્મચિંતક છે એની કોઇ ના નથી કહેતું, સમર્થ તત્વજ્ઞાની અને પંડિત છે એમ પણ બધા કહે છે; મહાજ્ઞાની છે એમ પણ થોડાક કબુલશે પણ મહાન સાહિત્યકાર છે એમ નિષ્પક્ષપાત રીતે તો સ્વીકારી શકાય એવું નથી. એટલુંજ નહીં પણ કીયા આધારે એમ કહી શકાય એ પણ કળી શકાતું નથી. વૃદ્ધ 'વસન્ત'ના તંત્રીપદની રુએ ? એમ ગુજરાત અને બૃહદ ગુજરાતમાંથી નીકળતાં બધાં માસિકોના તંત્રીઓને સાહિત્યકાર કહી પાડીશું તો સાહિત્ય (Literature)ની વ્યાખ્યા બહુ ખેંચવી પડશે. ઇંદુલાલ અને કેશવપ્રસાદ દેસાઇ પણ માસિકોના તંત્રીઓ હતા કે છે, અને એવાં તો અગણ્ય દૃષ્ટાંતો મળી શકે છે. પણ એ કોઇ સમર્થ સાહિત્યક થવા આવ્યું હોય એવું લક્ષમાં નથી અને આવ્યું હોય તો બહુ ખોટું. એમ છે કે આપણે સાહિત્ય અને એની સાથેના વિષયો વચ્ચે તો ભેદ જોતાજ નથી. આજ કારણને લીધે સાહિત્યનાં માસિકોમાં હુન્નર–વિજ્ઞાન–સંતતિશાસ્ત્ર–નાણાંશાસ્ત્રી- ઇ. વિષયો નજરે પડે છે. આ ભેદ નહીં હોવાથી એક માણસ કોઇ એક શાસ્ત્રમાં પારંગત થાય એટલે તેને આપણે માન આપીએ

છીએ અને એ પોતાના વિચારો ભાષાદ્વારા પ્રકટ કરે છે એટલે તેને આપણે સમર્થ સાહિત્યકારતરીકે સ્વીકારી લઇએ છીએ. આને લીધેજ જુદા જુદા વિષયોના બધા પંડિતોને આપણે સાક્ષરો કહીએ છીયે. ગોખલેએ ગુજરાતીમાં અંકગણિત લખ્યું હોત તો આપણે એમને ગુર્જર ગિરાના પરમ સાક્ષર ગણી લેત. તત્વજ્ઞાન, વિજ્ઞાન, ઇતિહાસ, અર્થશાસ્ત્ર, સંતતિશાસ્ત્રી, આ બધા જુદાજ વિષયો છે. એનો પંડિત ભાષાદ્વારા વિચારો દર્શાવે એથી એ સાહિત્યકાર ગણાય નહીં. પ્રો. ધ્રુવ પહેલા તત્વજ્ઞાનીઃ પછી સાહિત્યકાર. તત્વજ્ઞાની તરીકે એમનું સ્થાન ગુજરાતમાં ઘણું ઉંચું છે—સાહિત્યકાર તરીકે એમણે બીજા વર્ગમાં બેસવું જોઇએ. ગાંધીજીને પણ આપણે આમ ને આમ સાહિત્યકાર ગણી લીધેલાઃ આમજ શ્રી. ઝવેરી



આચાર્ય આણંદશંકર બાપુભાઈ ધ્રુવ.

અને બીજા કેટલાક સાહિત્યના ગ્રહો તરીકે પ્રકાશે છે. હું સ્પષ્ટ કરવા ઇચ્છું કે પોતપોતાના વિષયમાં દરેકની સેવા બહુમુલી છે. એ સેવા આપણે સન્માનીયે નહીં તો આપણે નગુણા ગણાઇએ. હું જે ભેદ સૂચવું છું એ સ્વ. હાજી-મહમ્મદ, સમજતા હતા. કોઇએ એમને 'સાક્ષર' કહ્યા એટલે એમણે તરત કહ્યું: "ના જી, હું જર્નાલીસ્ટ–પત્રકાર છું"—પણ એથી હાજી-મહમ્મદની સેવા ઉતરતી નથી. 'સાક્ષરની ઉપાધિ બક્ષવામાં ગુજરાત તો એટલું બધું ઉદાર અથવા બેદરકાર છે કે આણંદશંકરભાઇ તો ઠીક, પણ અમુક સાક્ષરોની સાથે ફરતા કેટલાક સાક્ષરમિત્રોને પણ ગુજરાતે 'સાક્ષર' બનાવી દીધા હતા. બીજું કૈં નામ ન જડે તો લોકો તેને 'સાક્ષર' કહી દેતા—લગભગ આવી સ્થિતિ હતી. વેપારી ગુજરાતને નાણાં આપવાનાં હોત તો કદાચ વિચાર કરત પણ વગર ખર્ચે

ઇલ્કાબ આપવામાં તો તે ઉદાર છે. સરકારના ઇલ્કાબો કરતાં પ્રજાના ઇલ્કાબો કોઇક વાર વધારે સુલભ હોય છે. આવું છે એટલે પ્રી. આણંદશંકર અગ્રગણ્ય સાહિત્યકાર ગણાય છે. પણ એ ખોટું લાગે છે. તત્વજ્ઞાની તરીકે આણંદશંકર માનના અધિકારી છે અને પ્રજાએ તે દાપું આપવું જોઇએ. પણ એમના સાહિત્ય કરતાં તો આજની કેટલીક છોકરીઓનું સાહિત્ય ચઢીયાતું છે. પછી તો "નાજી, આપ વકીલ નહીં, ડાકટર છો" એ સત્ય કથનથી ડાકટરોને અપમાન લેવું હોય તો તેમને છુટ છે અને આપણે નિરુપાય છીએ. સર ...... ને વૈદું નથી આવડતું અથવા ઓછું આવડે છે એથી એમની કદર ઓછી નથી થતી. ઉલ્ટું જુઠી પ્રશંસા કટુ સત્ય કરતાં વધારે અપમાનકારક ગણાવી જોઇએ.

આણંદશંકરભાઇ આજ લગી વગર વાંધે પુજાયા. તેનું કારણ છે. હીંદુસ્થાન પહેલાં જેટલું આજે સંસ્કૃત નથી રહ્યું છતાં હજી જુની સંસ્કૃતિના કેટલાક આદર્શો સુભાગ્યે આપણામાં ટકી રહ્યા છે. આચાર્યોને દેવ માનતા આવેલા હીંદુસ્થાનમાં આજે માસ્તરો પણ પુજાય છે. પિતા ગમે એટલો વિદ્વાન કે સંસ્કારી હોય છતાં તેના નાના બાળકનો કોઇ મહેતાજી તેને મળવા આવે ત્યારે જાણે અજાણે પિતા તેને નમસ્કાર કરી દે છે એ સામાન્ય અનુભવ છે. આમ છે એટલે આણંદશંકરભાઇ આજના ગુજરાતમાં અતિ પુજાય છે. આજના કેટલાક વિદ્વાનોના એ ગુરુ છે અને બાકીના વિદ્વાનોએ સમોવડીઆના ગુરુને પોતાના ગુરુ જેવા ગણી લીધા હશે. આચાર્ય તરફનો આ પૂજ્યભાવ સહજ છે. મારા હરિશ્ચંદ્ર માસ્તર તરફ મને પણ એવોજ પૂજ્યભાવ છે. નાનપણમાં મને એ સંસ્કૃત શીખવાડતા. એકવાર મને એમણે 'રામનાં રૂપ' બોલવાનું કહ્યું હતું. હું ઉભો થયો અને બોલ્યોઃ રામઃ, રામમ્, રામે......"મુ-ર-ખા બેસી જા. ભ...ણ્યો તું સંસ્કૃત." હરિશ્ચંદ્ર માસ્તરે મોટા અવાજે કહ્યું હતું. હું પહેલાં તો હેબકાઇ ગયો હતો. પછી બીજો છોકરો રામનાં રૂપ બોલી ગયો એટલે મેં ધીમેથી પુછ્યુંઃ "પણ સાહેબ! રામ તો એક છે પછી રામૌ, રામાઃ એમ બે અને બહુવચન ક્યાંથી થાય!" ત્યારે માસ્તર એવા દબદબાથી બોલ્યા કે હું અંજાઇ ગયો હતો. તેમણે કહ્યું હતુંઃ "આ સંસ્કૃત છે, સમજ્યો?" આજે હરિશ્ચંદ્ર માસ્તર કરતાં મને કદાચ ઘણું વધારે સંસ્કૃત આવડે છે; છતાં તે દિવસથી મારામાં જે પૂજ્યભાવ ઉત્પન્ન થયો હતો તેજ હજી પણ કાયમ છે. બાર વર્ષનો હું તે વખતે એમના તરફ જે દયામણી અને નિર્મલ નજરે જોતો તેમ આજે પણ જોઉંછું અને માસ્તર રસ્તામાં મળે છે ત્યારે એમને એવાજ ભાવે નમસ્કાર કરુંછું. લોકોમાં થોડી મહેનતે માન અને મોટાઇ મેળવવી હોય તો ગુજરાતમાં માસ્તર થવાનો હજી સરલ માર્ગ છે.

× × ×

કોઇક કહે છે કે આણંદશંકરભાઇમાં ઉંડી રસિકતા છે. એ વાત ખરી છે. રસિકતા દેખાતી નથી કારણકે એ ઉછાંછળી અને છીછરી નથી. "હલ્લો ડીયર" કહી શેરીમાંથી બુમ પાડનારની એ રસિકતા નથી. એ તો "प्रियेषु सौभाग्यफला हि चारुता,...झटिति प्रविशगेहं मा बहिस्तिष्ठ कान्ते...अयं सते तिष्ठति संगमोत्सुको के देवि, रात्रिरेव व्यरंसीत्। ની શાંત અને નિર્મલ સંસ્કૃત રસિકતા છે. આણંદશંકરભાઇ જશે પછી ગુજરાતમાંથી ભવ્ય રસિકતા ઓછી થશે. ગુજરાતે સવેળા એનો રસ ઝીલી લેવો જોઇએ.

× × ×

આજના ગુજરાતી જીવનમાં પૂર્વ અને

[વધુ માટે જુઓ પૃ૭ ૪૧૯]

# અજ્ઞાતને પત્રો

લેખક:
પ્રોસ્પર મેરીમી

ભાષાંતર કર્તા.
સૌ. બ્હેન લીલાવતી,
સભ્ય, સાહિત્ય સંસદ

પેરીસ, ઓકટોબર તા ૭ ૧૮૬૦

પ્રિય મિત્ર!

છેવટે તમારો પત્ર આવ્યો અને મારા પત્ર વીશેની ચિંતા મટાડી શહેનશાહની મુલાકાત દરમ્યાન મારસેલ્સવાસીઓનુ માથુજ ફરી ગયુ હતું, એવી તમારી ફરીઆદ ખરી છે. તેમા સ્પેનીશ દારુની બે નાની સુરાહીઓ મને મોકલવામાં આવી હતી તે પણ ખોવાઇ ગઇ છે. પ્રભુ જાણે કયાં સુધી તો જકાતખાતામાજ રહી હતી. મારસેલ્સનો દારુનો વેપારી જે એને સ્વીકારવાનો હતો તે મને વગર સંકાચે લખે છે કે ઉત્સવની રોકાણોમાં મારા દારુનો વિચાર કરવાની એને ફુરસદજ નહોતી. અને થોડો આરામ લીધા વિના એના તરફ ધ્યાન આપવાનું એનાથી બની શકયું નહીં

પૌર્વાત્ય જીવનના પ્રથમ પરિચયે તમે કેટલા મોહ અને રસથી આકર્ષાયાં હશો એ હું સંપૂર્ણ રીતે સમજી શકું છું, દરેક કમલે કાં તો કૈંક હાસ્યજનક કે કા તો કૈંક પ્રશંસાપાત્ર વસ્તુઓ તમને જડે છે. એવા તમારા મતમાં હુ સંપૂર્ણ રીતે સંમત છું ભરડીન દ પ્લાન્ટસના એક જાતના વિચિત્ર અને ભભકદાર પ્રાણીઓની માફક પૌર્વાત્યોમાં પણ કૈં ને કૈં હાસ્યજનક વિચિત્રતા હોય છેજ. ડીકેમ્પ પૌવાત્યોની આ વિચિત્રતાને બરાબર જોઇ શકયો છે. પણ તેટલી એનાથી એમના ચારિત્ર્યમાં રહેલી ખાનદાની અને સુદરતા જોઇ શકાઇ નથી.

તમારાં વર્ણનો માટે ઉપકાર માનું છું પણ જરાક તે અધુરા લાગે છે. મુસલમાન સ્ત્રીઓને જોઇ શકવાના વિરલ અધિકારનો લાભ તમે લઇ શકયાં છો તોપણ મારે એ વીશે જે જાણવું છે તે તમે કહેતાં નથી તુર્કસ્તાનની માફક આલ્જેરીઆમાં તેઓ પોતાની મોહકતાનું ઉદાર પ્રદર્શન કરે છે ખરાં? હાવ છે તે સુલતાનની માનું ઉપરનું અર્ધ શરીર તમારું મુખ જે રીતે જોઇ શકું છુ તેટલીજ સ્પષ્ટતાથી જોએલું મને યાદ છે. વળી તમે ત્યાં જોએલા નૃત્ય કેવા પ્રકારના હતા તે પણ મારે જાણવું છે. એમાં

લજ્જાશીલતાનો અંશ હતો ખરો ? ને ન હોય તો શાથી નહીં તે વીશે બરાબર સ્પષ્ટતાથી લખજો.

તમારા પર મોકલવાનું પોટલું મારે તમને કેવી રીતે મોકલવું તેનો રસ્તો સુચવશો તો હું તરતજ તમને મોકલી આપીશ. મારસેલ્સ આવ્યો ત્યાર સુધીમાં તમને તે ન મળે તો પહેલી નીકળતી આગબોટે તમને મોકલી આપીશ. મારા ઉપયોગમાં આવે એવું કૈંક ખરીદશો તો મને ગમશે. મને શું શું ગમે છે તે તો તમે જાણો છો અને તેથી તમારી અનુમાન શક્તિ પર પસંદગી કરવાનું છોડું છું.

હું થોડા દિવસ સેઇનટોન્જ ગયો હતો અને ત્યાંથી ગઇકાલેજ પાછો આવ્યો. હવા એકધારી ખરાબ હતી અને હું ત્યાંથી બેસી ગએલો ખોખરો ધારો અને ભયંકર શરદી લઇ આવ્યો છું. ત્યાંના લોકો પોપ–પવિત્ર પિતા Holy father અને જનરલ લેમોરીસીઅરના દુર્ભાગ્ય પર અતિશય દુખી થતા હતા અને રડી રડીને તો તેમની આંખોજ નીકળી પડી હતી. કોઇક મને કહેલું હતું કે જનરલ ચાન્ગર નીઅરે એના વખતના સાથીનું વર્ણન આપ્યું તેમાં એના વખાણ કરતાં એને ગગન સુધી ચઢાવી દીધો પછી એની કેટલીક અક્ષમ્ય ભુલો એણે બતાવી. મારા અભિપ્રાય પ્રમાણે તો આ પ્રાણોત્સર્ગ કરનારા વીરોમાં કોઇ પણ ઉપહાસ પાત્ર ન હોય તો એકલો પીમોડનજ છે. એ મર્યો તે પણ બહાદુર લડવૈયાની માફક. કેદી થએલા કેટલાક આત્મભોગીઓ તરીકે ગણાવાનો દાવો કરે છે એવા શઠો પર મને જરાએ દયા નથી આવતી. હાલનો વખત પણ કૈં તદન એવકુફી ભરેલોજ છે. દર સવારે છાપું વાંચતાં કૈંક નવી આપત્તિના સમાચાર જાણતાં અને કસુર કે પોપનું ફરમાન વાંચતાં મને ઠીક ગમ્મત પડે છે. લોકર અમેરીકામાં મરી ગયો તે જાણી મને જરા અજાયબી થઇ કારણ કે એની હકીકત તો ગેરી બાલ્ડી જેવીજ છે. ને એને તો આપણે બધાએ વખાણીએ છીએ.

મારી છબીમાં ઠીક મળતાપણું છે એમ તમને લાગે છે ? આ સાથે એથી વધારે સારી અથવા જરા ઓછા શોકાતુર દેખાવની બીજી છબી મોકલી આપું છું. તમને પેરીસના સમાચાર હું ખુશીથી આપત. પણ અહીં કૈં છેજ નહીં: સૂર્ય પ્રકાશમાં હોવા માટે મને તમારી ઇર્ષ્યા આવે છે.

તમારે જો મને સોંપવા સરખું કૈં પણ કામ હોય તો પેરીસમાં એક મહીનો અથવા તેથીએ વધારે હું રહેવાનો છું. ગામડાનું પાકશાસ્ત્ર કેવું છે તે તો તમે મને કહ્યુંજ નહીં. ખાવાનું સારું મળે છે કે નહીં ? મળતું હોય તો તેની યાદી મેળવજો.

સલામ, પ્રિય મિત્ર !

× × ×

બુધવાર, એપ્રીલ તા. ૧૩, ૧૮૬૪.

પ્રિય મિત્ર !

તમે ગયા તેથી મને બહુજ દીલગીરી લાગે છે. જતા પહેલાં તમારે મને ફરી એકવાર વધારે મળવા આવવું જોઇતું હતું. તમે મને ખુબ ઉશ્કરાએલો જોયો હોત. આર્સેનીક અને આરામ લેવા છતાંએ મારાથી વારંવાર થાકી જવાય છે. ઋતુની શરદી ઓછી થઇ એટલે મને જરા ઠીક લાગવા માંડ્યું હતું. પણ મને એટલી શરદી થઇ છે કે દર વખત કરતાંએ મારી સ્થિતિ એણે ખુબ બગાડી મુકી છે.

હું કવચિતજ બહાર જાઉં છું ત્યાં હું મહારાજા અને રાણી સાહેબને મળવા આવું હતો. તેઓ બંનેની શરીર સુખાકારી સરસ છે. આ મુલાકાતે મને નવી ફેશનો જોવાની

આપી, જે મને કૈં બહુ ગમી નહીં. હું ઘરડો થતો જાઉં છું તેની એ નીશાની છે. હાલની કેશ-રચના તો મારાથી બીલકુલ સહેવાતીજ નથી. એક પણ સ્રી ત્યાં એવી નહોતી કે જેણે પોતાના મુખને શોભે એવી કેશ-રચના કરી હોય. દરેક જણ 'વીગ' પહેરેલા માથાના જેવો દેખાવ કરવાના રીવાજને અનુસરે છેઃ મારો એક મિત્ર ત્યાં મળ્યો ને તેણે મને તેની પત્ની સાથે ઓળખાણ કરાવ્યું. તે એક સુંદર યુવતી છે પણ તેના રંગેલા ગાલ, કાતરેલાં ભવાં અને પાવડરવાળું મુખ જોઇ મને તિરસ્કાર આવ્યો.

એબાઉટસનું પુસ્તક તમે વાંચ્યું? તે મારી પાસે છે અને તમારે જોઇતું હોય તો તમારી તહેનાતમાં હાજર છે. લોકોને એ ગમ્યું કે નહીં તે મને ખબર નથી પણ એમાં વિનોદ પુષ્કળ છે. આ વખતે ધર્મગુરુઓએ એની સામે મનાઇ હુકમ ન કાઢવાનું ડહાપણ બતાવ્યું છે, પુસ્તકની લોકપ્રિયતા વધારવાનો એ ખાસ રસ્તો છે. રેનનનો આર્થિક ઉદય આમજ થયો હતો. મેં સાંભળ્યું છે કે આવી ટુંકી કવિતામાંથી એણે એક લાખ સીત્તેર હજાર ફ્રાંક મેળવ્યા.

અંગ્રેજી સાહિત્યના ઇતિહાસ પરનાં ટેઇનનાં ત્રણ મોટાં પુસ્તકો હજુ મારી પાસે તમારા હુકમની વાટ જોતાં પડયાં છે. એ વિનોદી અને ડહાપણભર્યાંએ છે. શૈલી જરાક ડોળી છે પણ તોએ વાંચનાં ખુબ આનંદ આવે છે. એવાજ વિષયને મળતા–શેકસપીઅરના સમકાલીનો અને પછીના લેખકો–એ વિષયા મેઝીઅરના ગ્રંથના બે ભાગો પણ મારી પાસે છે. જોઇએ તે કરતાં વધારે આવેશમાં આવેલા કે વખતે શાંત પડેલા ટેઇને લખ્યાં હોય એવાં એ પુસ્તકો છે. વાર્તાઓ તો હવે હું વાંચતોજ નથી.

અમારા વિદ્વત મંડલમાં કાલે અમે મારસેલ્સ ઓદ્રાન કે જુલ્સ જેનીનને નીમવાના છીએ ઘણું કરીને તો મારસેલ્સ ઓદ્રાનજ આવશે. મારો ઉમેદવાર તો નિષ્ફળ થશે. મેં તો હવે નક્કીજ કર્યું છે કે મારો પગાર લેવા જવા સીવાય મારે એ મંડલમાં જવું નહીં. દર મહીને ત્યાસી ફ્રાંક ને વીસ સેન્ટીમ. આવતા બે વર્ષમાં તો સભાસદોની નીતિ ભયંકર થશે. મારા સાથીઓની મુખમુદ્રાઓ મેં ગઇ કાલે તપાસી. મારી વાત તો હું કરતોજ નથી પણ એમને જોઇને કોઇ એમજ જાણે કે બધા જાણે ઘોર ખોદનારાની વાટજ જોતા ઉભા હોય! આ બધાની જગાઓ પુરવા કોણ આવશે તેજ હું તો કલ્પી શકતો નથી.

તમે કયારે આવો છો? ......માં તો એક પખવાડીયુંજ રહેવાનું તમે કહ્યું હતું પણ દર વખતની માફક એ પખવાડીયું પણ મહીના જેટલું લંબાશે એની મને ખાત્રી છે. આપણે દર વખત કરતાં હતાં તેમ પ્રફુલ્લ સૃષ્ટિને વખાણતાં તમારી સાથે ફરવા જવાની અને તમને મળવાની આતુરતાપૂર્વક રાહ જોઉં છું. મારે માટે તો જરી કાવ્યનો આનંદ માણવાનો કવચિતજ મળતો એ પ્રસંગ હશે.

જયજય, પ્રિય મિત્ર! પત્ર લખજે. શહેરની લાયબ્રેરી સીવાય બીજી કોઇ પુસ્તકો મેળવવાનું સાધન ન હોય તો પીરોટ ડી એબોન કોર્ટનું કે બીજા કોઇનું લુશીઅનનું ભાષાંતર વાંચશો તો ઠીક પડશે. તમને એમાં મજાહ પડશે અને તમારી હેલેનીક રસવૃત્તિને પોષશે પણ ખરું.

હું તો હમણાં પીટર ધી ગ્રેટના ઇતિહાસમાં ઉંડો ઉતરી ગયો છું. ને જનસમાજને મારે એમાં સહભાગી કરવો છે. તે એક દુષ્ટ માણસ હતો અને દુષ્ટ માણસોથી ઘેરાએલો હતો. એની વાતમાં મને કૈં થોડી મજાહ પડતી નથી.

મારો કાગળ મળે કે તરત જવાબ લખજે.

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૨૦ ]




## ગુજરાત કલા સમાજ

આપણી આધુનિક રંગભૂમિને માત્ર ભવાઇના તખ્તામાંથી કૈંક ઉચ્ચ ભૂમિકાએ લઇ જવા; સંગીત, નૃત્ય અને અભિનયમાં પ્રજા જીવનને રસ લેતું કરવા અને ઉચ્ચ કલાનું સુભગ દર્શન કરાવવાના હેતુથી ગુજરાત કલા સમાજની સ્થાપના કરનાર ઉત્સાહી યુવકોને તેમના આ સ્નેહશ્રમ માટે અમે અભિનંદન આપીએ છીએ.

સામાન્યતઃ આપણી રંગભૂમિ ઉપર ઉત્તમ પ્રકારના અને હૃદયસ્પર્શી અભિનયને કે જીવનના રસને ઉન્નત બનાવે તેવા સંગીતને સ્થાન નથી; અને એ અંગને વિકસિત કરવા આપણે જોઇએ તેટલા પ્રયત્નો કર્યા નથી. લગભગ ઘણી ખરી નાટક મંડળીની પોતાની કીર્તિની અને લોકપ્રિયતાની ઇમારતો શિષ્ટ વર્ગના પ્રેક્ષકોની રસિકતા ઉપર નહીં પરંતુ ચોથા વર્ગની હલકટ રસવૃત્તિના ચિહ્નરૂપ સીટીઓ અને વારંવાર મળતી 'વન્સ મોર'ના અવાજો ઉપર રચાઇ છે, અને તેથી 'નાટકમાં'થી કે નાટ્ય પ્રયોગમાંથી કલાનાં શુદ્ધ અને પ્રેરક તત્ત્વો જોઇએ તે પ્રશ્ન 'ન્યાત બહાર' કરવામાં આવ્યાં છે.

પરંતુ ગયા માસમાં મુંબાઇમાં વડોદરાના 'ગુજર કલા સમાજ' તરફથી ભજવાએલો 'શંકિત હૃદય'નો પ્રયોગ જોયા પછી અમને કૈંક આશા પ્રાપ્ત થાય છે કે આપણી રંગભૂમિ નજીકના ભવિષ્યમાં નહીં તો કોઇક દિવસ પણ કલાનાં શુદ્ધ તત્ત્વોને ઉતારી ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરશે.

'શંકિત હૃદય'નો પ્રયોગ ભજવનાર બધા વિદ્યાર્થી–નટો શિક્ષિત અને ઉત્સાહી યુવકો –ગ્રેજ્યુએટો અને વકીલો હતા.

તેમનાં અભિનય અને સંગીત, પ્રથમ પંક્તિમાં મુકાય તેવાં તો નહીં પરંતુ આધુનિક રંગભૂમિ ઉપરનાં 'લટકાં મટકાં' થી અને કાવ્ય કે સંગીતથી દૂર વસતાં 'ગાયનો' થી કંટાળેલા પ્રેક્ષકોને જરા વિશ્રામ સ્થાન મળે તેવાં ગણી શકાય.

કુંજની ભૂમિકા ભજવતા ભાઇ નાગેન્દ્ર મજમુદારની અભિનય કલા અને સંગીતની ધારી કેળવાએલા નટની કોટિમાં મુકી શકાય. વિલાસની ભૂમિકા ભજવનાર ભાઇ જાલની સ્ત્રીની નાજુકતાને મોહકતા ભર્યું હલનચલન તેમજ શબ્દો ઉપર યોગ્ય પ્રમાણ સર ભાર મુકી બોલવાની રીત ઉપરની પ્રભુતા આપણને 'સુંદરી' કરતાં કૈંક ઉચ્ચ પ્રકારની લાગે છે. અને તજ રીતે ચિદ્દઘન

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૭૦ ]




## ગુજરાત કલા સમાજ

આપણી આધુનિક રંગભૂમિને માત્ર ભવાઇના તખ્તામાંથી કૈંક ઉચ્ચ ભૂમિકાએ લઇ જવા; સંગીત, નૃત્ય અને અભિનયમાં પ્રજા જીવનને રસ લેતું કરવા અને ઉચ્ચ કલાનું સુભગ દર્શન કરાવવાના હેતુથી ગુજરાત કલા સમાજની સ્થાપના કરનાર ઉત્સાહી યુવકોને તેમના આ સ્નેહશ્રમ માટે અમે અભિનંદન આપીએ છીએ.

સામાન્યતઃ આપણી રંગભૂમિ ઉપર ઉત્તમ પ્રકારના અને હૃદયસ્પર્શી અભિનયને કે જીવનના રસને ઉન્નત બનાવે તેવા સંગીતને સ્થાન નથી; અને એ અંગને વિકસિત કરવા આપણે જોઇએ તેટલા પ્રયત્નો કર્યા નથી. લગભગ ઘણી ખરી નાટક મંડળીની પોતાની કીર્તિની અને લોકપ્રિયતાની ઇમારતો શિષ્ટ વર્ગના પ્રેક્ષકોની રસિકતા ઉપર નહીં પરંતુ ચોથા વર્ગની હલકટ રસવૃત્તિના ચિહ્નરૂપ સીટીઓ અને વારંવાર મળતી 'વન્સ-મોર'ના અવાજો ઉપર રચાઇ છે; અને તેથી 'નાટકમાંથી કે નાટ્ય પ્રયોગમાંથી કલાનાં શુદ્ધ અને પ્રેરક તત્ત્વો જોઇએ તે પણ 'ન્યાત બહાર' કરવામાં આવ્યાં છે.

પરંતુ ગયા માસમાં મુંબાઇમાં વડોદરાના 'ગુજરાત કલા સમાજ' તરફથી ભજવાએલો 'શંકિત હૃદય'નો પ્રયોગ જોયા પછી અમને કૈંક આશા પ્રાપ્ત થાય છે કે આપણી રંગભૂમિ નજીકના ભવિષ્યમાં નહીં તો કોઇક દિવસ પણ કલાનાં શુદ્ધ તત્ત્વોને ઉતારી ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરશે.

'શંકિત હૃદય'નો પ્રયોગ ભજવનાર બધા વિદ્યાર્થી–નટો શિક્ષિત અને ઉત્સાહી યુવકો –ગ્રેજ્યુએટો અને વકીલો હતા.

તેમનાં અભિનય અને સંગીત, પ્રથમ પંક્તિમાં મુકાય તેવાં તો નહીં પરંતુ આધુનિક રંગભૂમિ ઉપરનાં 'લટકાં મટકાં' થી અને કાવ્ય કે સંગીતથી દૂર વસતાં 'ગાયનો' થી કંટાળેલા પ્રેક્ષકોને જરા વિશ્રામ સ્થાન મળે તેવાં ગણી શકાય.

કુંજની ભૂમિકા ભજવતા ભાઇ નાગેન્દ્ર મજમુદારની અભિનય કલા અને સંગીતની ધોરી કેળવાએલા નટની કોટિમાં મુકી શકાય. વિલાસની ભૂમિકા ભજવનાર ભાઇ જોલની સ્ત્રીની નાજુકતાને મોહકતા ભર્યું હલનચલન, તેમજ શબ્દો ઉપર યોગ્ય પ્રમાણ સર ભાર મુકી બોલવાની રીત ઉપરની પ્રભુતા આપણને 'સુંદરી' કરતાં કૈંક ઉચ્ચ પ્રકારની લાગે છે. અને તજ રીતે ચિદ્દઘન

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૭૦ ]

સોળમા પાનાને છેડે ક્ષિતિબાણુ પરત્વે કરાએલો નીખાલસ દીલનો એકરાર–ક્ષિતિબાણુનો પરિચય પણ બહુ ટુંકો હોવાથી એમને વીશેનાં સુંદર સ્મરણો બહુ થોડાંજ છે. એમને ન્યાય આપવાનું તો કેમજ બને ?–એવો એકરાર બીજાં પણ કેટલાંક રેખાચિત્રોને અંતે વાંચવા આપણે પામ્યા હોત. પરંતુ હવે તો, એ જાતનું કથન વારંવાર કર્યા કરવા પર કર્તાના કલારસિક આત્માને કંટાળો આવ્યો હશે એમ આપણે કલ્પનાબળે માની લીધેજ છુટકો. ગમે તેમ, પણ વધારે અનુભવ, ધીરજ અને પાકટપણાનો લાભ એમને મળ્યો હોત તો, મેસર્સ નાનાલાલ, મુનશી, કાલેલકર, યાજ્ઞિક ને આનંદશંકર, તેમજ સરોજનિ નાયડુ, અતીયાબેગમ, વિદ્યાબહેન ને શારદા બહેન–સર્વેનાં જે નાનાં નાનાં સુવાચ્ય સંસ્કાર ચિત્રો ('ઇમ્પ્રેશન્સ')–આ વિભાગની સર્વોત્તમ કૃતિઓ–અહીં છપાયાં છે તેને સ્થાને ખરેખરાં, નમુનારુપ રેખાચિત્રો ('કેરેકટર સ્કેચીઝ')–ચાલતી ઋતુના લોકપ્રિય રેખાચિત્રકાર ફીલીપ ગ્વેડેલા જેવી માત્ર તેજોમય શૈલીનાં નહીં, પણ ગાર્ડીનરની વધારે સ્થિર, સુઘડ, અર્થગર્ભ શૈલીનાં અસલ રેખાચિત્રો–ગુજરાતને મળ્યાં હોત. પણ એ નથી મળ્યાં તેથી એકદમ ઉતાવળે દીલગીર થઇ જવાનું મન તો થતું નથી. રેખા ચિત્ર સારુ જરુરી એવી સર્વ શક્તિઓ મુકુલરુપે પ્રસ્તુત ચિત્રોમાં પણ વિકસતી દેખાય છે; અને એ આલેખાવા પછી ત્રણ સવાત્રણ વર્ષ વહી ગયાં છે. એટલા ગાળામાં કર્તાની અવલોકન ને પૃથક્કરણની નૈસર્ગિક શક્તિ વધારે સચેત થઇ છે. એમનું વ્યવહાર જ્ઞાન વિશાલતર બન્યું છે, ગંભીરતા ને ભારેખમપણું પણ વધતાં જાય છે, એમ સમજીને વાચક પ્રજા એમની પાસેથી એ તાં એજ કે નવાં ઓળખેલાં સ્ત્રીપુરુષોનાં પરિપક્વ રેખાચિત્રોની આશા રાખે તો એ અયોગ્ય કે અસ્થાને છે એમ કોણ કહેશે ?

૪

ગ્રંથનો અર્ધ ઉપરાંત ભાગ રોકનાર એ મુખ્ય વિષયોના આટલા વિવેચન પછી કૈંક વિસ્તારથી લખવાનું તો શૈલી વીશેજ રહે છે. પણ ત્યારે પહેલાં બાકીના વિભાગો પર ઉડતી નજર તો નાખવીજ જોઇએ. એમાં પ્રવાસ વિભાગ સૌથી મહત્વનો છે. 'યુરોપના પત્રો'ની ત્રણ વર્ષ અગાઉ 'કાશ્મીરની નોંધ પોથી' લખાઇ હતી છતાં વિચારવાન ને સરસ વર્ણનોવાળી, ઋજુતામય 'નોંધ પોથી'માં ક્યાંય નથી પણ 'પત્રો'માં પક્વતા વધારે આવી છે. ઝીણવટ પણ વધી છે એ સ્પષ્ટ છે. અને ગુજરાતના બીજા ઘણા અત્યંત શાંતરસિક યુરોપી–પત્ર લેખકો કરતાં સૌ. લીલાબહેનમાં અદ્ભુત રસ ને હાસ્ય રસ વધારે છે, પ્રમાણ બુદ્ધિ પણ વધારે છે અને કલાદૃષ્ટિ તો વધારે સૂક્ષ્મ છે, સુવિકસિત છે, એ કહેવાની શી જરુર ? એ 'કલા' શબ્દ એક બીજી વાતની પણ યાદ આપે છે. લીલાબહેન ટીકાકાર ને વિવેચક તો અખિલ જગતનાં છે, પણ આ પત્રોમાં કલા વીશે તેમજ 'સ્ત્રી પાત્રો' 'આનાતોલ ફ્રાંસ' અને 'દલપતરામ' એ નિબંધોમાં આદિ ય વીશે એમણે દર્શાવેલા વિચારો તો ગુજરાતી વિવેચકોમાં એમને ઉંચું સ્થાન અપાવે તેવા છે. એમની વિવેચન શૈલી અર્વાચીન કાલને અનુરુપ સંસ્કાર ભોગી (ઇમ્પ્રેશનીસ્ટીક) પ્રકારની–જે રુઢિઓ ને પુરાણાં ધોરણોથી પર રહીને કલાકૃતિ વીશેના સ્વકીય, પ્રાણવાન સંસ્કારોને રસાત્મક વાણીમાં ઉતારનારો વિવેચનનો પ્રકાર છે–તેને સ્વીકારનારી છે. વળી નિબંધોનો વિભાગ એક બીજા કારણથી પણ આપણું ખાસ ધ્યાન ખેંચે છે. સ્ત્રીજીવનના પ્રશ્નો-

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૨૩ ]

## સ્વપ્નદ્રષ્ટા

[અનુસંધાન પૃષ્ઠ ૪૦૦ થી]

નવેંબર મહીનો આવી લાગ્યો, ને સુલોચનાની પરીક્ષા પુરી થઇ. એક દિવસે સવારે જગમોહનલાલે સુલોચનાને બોલાવી. બ્રીફના દગલા ને પુસ્તકોના વ્યૂહોથી ભયંકર લાગતી ટેબલ પર બીરાજેલા નામદારે સુલોચના આગળ કાગળ ધર્યો.

"સુલોચના! આજ રાતની ગાડીએ સદુભાઇ આવવાના છે. ગાડી લઇ લઇ આવજે.

"હું જાઉં!" સુલોચનાએ મીજાજમાં કહ્યું.

"કેમ તું ઘણી મોટી થઇ ગઇ કે?" સખ્તાઇથી નામદારે પુછ્યું; "એને જઇને અહીંઆં લઇ આવવાના છે. સમજી!" જગમોહનલાલે સ્પષ્ટ આજ્ઞા આપી.

"Alright" કહી નાક ચઢાવી સુલોચના ચાલી ગઇ.

"આ છોકરીનું શું થવાનું છે!" જગમોહનલાલ બબડયા.

થોડીવારે નામદાર કોરટમાં ગયા એટલે સુલોચના બાપના ખંડમાં આવી. તે ટેલીફોન પર ગઇ. ને બે જણને ટેલીફોન કર્યો. બંનેને એજ વાક્ય કહ્યાં; "Come to-night at 8-30 on the Grant Road Up Station. There is great fun" (રાતના સાડા આઠે ગ્રાંટરોડ અપ સ્ટેશન પર આવજો. ઘણી મજાહ છે.)

રાતના સાડા આઠ વાગે કેકી રુખ, અક્કડ કપડાં પહેરી ગ્રાંટરોડ સ્ટેશન પર આવી પહોંચ્યો. પરે દિવસે એને સુલોચનાનો સંદેશો મળ્યો હતો, એટલે એનું મગજ વાદળ સાથે વાત કરતું હતું.

જેવો તે પ્લેટફોર્મ પર આવ્યો કે એક દીવા નીચે તેણે ગમન દલાલને ઉભેલો જોયો ને તેના પેટમાં તેલ રેડાયું. આ વાણીઓ અહીંઆં કયાંથી! ગમન બેદરકારીથી સીગાર પીતો હતો. એની શાંતિ જોઇ કેકીને એક ધબ્બો મારવાનું મન થયું.

પલવારમાં બેની આંખ મળી. પલવાર ગમનના મુખ પર પણ કચવાટ થયો પણ તેણે તરત હસતુ મોઢું કરી બેદરકારીથી સલામ કરી.

"ઓહો! તું અહીંઆં?" કેકીએ પુછ્યું.

"હું પણ તને એજ પુછ્વાનો હતો" બંને જણે પ્લેટફોર્મના દરવાજા તરફ એકી સામટી નજર કરી અને પછી એક બીજા તરફ દ્વેષથી જોઇ રહ્યા.

"નામદારને મળવા આવ્યો છે?" ગમને પુછ્યું.

"Mind your own business" કેકીએ રોફમાં ઉતર આપ્યો.

"કેમ?" સીગાર પરની રાખ ખંખેરતાં ગમને કહ્યું; "તકરાર કરવાની ધુનમાં છે?"

"ચીડીઓ થા મા દીકરા" કેકીએ કહ્યું.

"Physician heal thy self." (વૈદ! તું તારી જાતનેજ સારી કર) ગમને ઉત્તર દીધો. "લો, આ પેલો શીવલાલ શ્રોફ આવ્યો."

બે છોકરા પ્લેટફોર્મ પર આવ્યા; ભીમનાથ પર ભેગા થએલામાંના બે મુસાફરો શીવલાલ શ્રોફ અને અંબેલાલ દેસાઇ. શીવલાલ શ્રોફ એલ્ફીન્સ્ટનમાં નહોતો, પણ પ્રખ્યાત બાપ સારી દોલત મુકી જવાથી, અને પોતાની હોંશીઆરીથી લગભગ બધી કોલેજમાં તે જાણીતો હતો. તોફાની છોકરાઓના તેમજ હોંશીયાર છોકરાના બંને વર્ગમાં તેનું સ્થાન હતું.

"હલો ગમન!"

" કોણ શ્રોફ?"

" ને આ કેકી રુપ ક્યાંથી?" બધાએ શેકહેંડ કરી.

" આ મારો મિત્ર અંબેલાલ દેસાઇ. એમ. એ. નું ભણે છે. આ કેકી રુપ ને ગમન દલાલ એલ્ફીન્સ્ટનના ornaments (અલંકાર છે.)"

શીવલાલ હસીને મીઠું બોલતો ત્યારે પણ તેના અર્થમાં કૈંક કટાક્ષ જણાતો. અંબેલાલ દેસાઇ ગંભીર ને નીખાલસ દેખાતો. તેણે આ બે ફાંકડા એલ્ફીન્સ્ટોનીઅનો તરફ તિરસ્કારથી જોયું.

કેકી ને ગમનનો ઇરાદો આ બેથી તરત છુટા પડવાનો હતો, પણ શીવલાલ સાથે તોછડાઇથી વર્તાય એમ નહોતું.

" ટ્રેન આવવાનો વખત થયો " ગમન દલાલે કહ્યું.

" તમારા ફ્રેંડસ (મિત્ર) તો સેકંડ ને ફર્સ્ટમાં હશે. અમારા તો ગટર કલાસમાં આવશે" શીવલાલે હસીને કહ્યું; અને બે ફ્કકડને નિર્જીવતાનો અનુભવ કરાવે એવી એક દૃષ્ટિ નાખી.

" એવો કોણ છે ? " કેકીએ પુછ્યું.

" વડોદરા કોલેજમાં ભણે છે—

પણ શીવલાલ વાક્ય પુરું કરે તે પહેલાં ગમન ને કેકીની દૃષ્ટિ દરવાજા પર પડી, ને બંને એકદમ તે તરફ ફર્યા. સુલોચના પ્લેટફોર્મ પર આવી હતી.

શીવલાલ ને અંબાલાલ શાંતિથી તે તરફ ફર્યા.

" આ બે અત્યારે કેમ અહીંઆં આવ્યા છે તે સમજાયું" શીવલાલે જરાક હસીને ધીમેથી અંબાલાલને કહ્યું. અંબાલાલે આંખથીજ કારણ પુછ્યું; "આ પેલી નામદાર જગમોહનલાલની છોકરી; સુલોચના. એલ્ફીસ્ટનમાં છે."

" સમજ્યો " અંબાલાલે કહ્યું. બંને જણ જે ત્વરાથી કેકી ને ગમન સુલોચના પાસે ગયા, ને જે ઉત્સાહથી વાત કરવા લાગ્યા તે જોઇ રહ્યા.

ત્યાં સુલોચના મિત્રો તરફ હસી રહી, " આવ્યા કે ? પેલું ' મોચીયું ' આવે છે. તમને જોવા બોલાવ્યા છે."

" આહા–હા–" બંને હસ્યા; પણ બંને અંતરમાં જરા નાસીપાસ થયા. આ ખાસ નિમંત્રણને પરિણામે એમણે કૈંક ખરેખરી મજાહ કરવાની ધારી હતી.

" મને લાગે છે કે શીવલાલ પણ એનેજ તેડવા આવ્યા છે." ગમને કહ્યું.

"આ પેલો શીવલાલ શ્રોફ કે!" સુલોચનાએ પુછ્યું; " ચાલો આપણે એના ભેગા રહીએ, નહીં તો પપા જાણશે તો જીવ કાઢશે."

" Oh these papas !" ( આ બાપોથી તોબા ) કેકીએ પોતાનો ઉદ્ગાર કાઢયો. અને ત્રણે જણ શીવલાલ શ્રોફ પાસે ગયાં.

" શીવલાલ મીસ સુલોચનાને ઓળખો છો કે ?" ગમને કહ્યું.

" નામ સાંભળ્યું છે. મળવાનું માન આજેજ મળે છે. કેમ છો બહેન" કહી શીવલાલે શેકહેંડ કરી.

" આ અંબેલાલ દેસાઇ" ગમને કહ્યું; " એ પણ શીવલાલ જોડે વીલ્સનમાંજ છે."

" I see. મળ્યે ઘણોજ આનંદ થયો." કહી સુલોચનાએ શેકહેંડ કરી.

" એ પણ એક વડોદરાના વિદ્યાર્થીનેજ લેવા આવ્યા છે." કેકીએ અંગ્રેજીમાં કહ્યું.

પણ શીવલાલ જવાબ આપે તે પહેલાં ગાડી આવી ને શીવલાલ ને અંબેલાલ છુટા પડી થર્ડ કલાસના ડબ્બા તરફ ઝપાટાબંધ ચાલ્યા. નારણભાઇ પટેલ ડબ્બામાંથી અડધું શરીર બહાર કાઢી, ડોળા ફાડી જોઇ રહ્યા હતા તેણે

શીવલાલને ઓળખી આપ્યું સ્ટેશન આકર્ષાય એવા ચાળા કરવા માંડ્યા.

સુલોચનાએ તેના મિત્રોને કહ્યું: "જરા દૂરથી-જ જોજો. પછી હું ઓળખાવીશ." તે સેકંડ કલાસના ડબ્બા તરફ ગઇ. તેના ઓળખાણમાં-થી કોઇ પણ થર્ડ કલાસમાં મુસાફરી કરે એ કલ્પના તેણે અત્યારસુધી કરી નહોતી. તે ધીમેથી સેકંડકલાસના ડબ્બામાં નજર નાખતી ચાલી, પણ સુદર્શન દેખાયો નહીં.

"નથી આવ્યો કે શું?" થોડેક દૂર ચાલતાં ગમને કહ્યું.

"ગટરકલાસમાં પણ હોય" કેકીએ હસીને કહ્યું.

સુલોચનાની શરમનો પાર રહ્યો નહીં. એ જેને તેડવા આવે, જેને તેના પિતા તેના ભરથાર બનાવવા માગતા હતા તે થર્ડમાં! એ મિત્રોને પોતાની આ અધમતા જોવા બોલાવ્યા તેથી તેને પસ્તાવો થયો. તેને લાગ્યું કે સુદર્શનને થર્ડમાં શોધવા કરતાં ઘેર જઇ તે નથી આવ્યો એમ ગપ્પું મારવું વધારે સારું પડે.

તે આ વિચારમાં ઘુંચવાઇ જરા-વાર ઉભી. અને ગમન ને કેકી પાસે આવી લાગ્યા. એટલામાં ગાડીમાંથી ઉતરી બહાર જતા માણસોની ઠઠમાંથી શીવલાલનો અવાજ સંભળાયો.

"ગમન! કેકી! સાહેબજી."

સુલોચના ફરી ને એક ભયંકર દૃશ્ય તેની નજરે પડ્યું. એક જાડો, ફુંડાળો, મોટા ડોળાવાળો છોકરો ટુંકું ધોતીયું પહેરી શીવલાલનો હાથ પોતાની બગલમાં રાખી ચાલતો હતો. તેની પાછળ તેજ બોલી ટોપી-ઉઘાડાં બટનનો કાળો કોટ-ફરફરતું મેલું ધોતીયું-ચવાએલા દક્ષણી જોડામાં-રાજાભાઇ મામાને ત્યાં જોએલું સુકકું નાનું શરીર! મોઢું જરા સુકાયું હતું; આંખો જરા ઉંડી ગઇ હતી; કપાળ પર ગાંભીર્ય જરા વધ્યું હતું! નિર્જીવતાની પરાકાષ્ઠા મૂર્તિમાન થઇ તેની ગળચી દાબી દેતી હોય તેમ સુલોચના ગુંગળાઇ ગઇ. તેની આંખે અંધારાં આવ્યાં. પ્લાટફોર્મ પર, તેના મિત્રો દેખતાં, આ ઠઠમાં આની જોડે ઓળખાણ છે એ વાત કબુલવી! શંકુતલાએ ધરતીમાતા પાસે માગ માગ્યો હતો તે તેને યાદ નહોતું; એટલે બાપના ધાકથી પ્રેરાઇ તેણે ઉચ્ચાર્યું-તેનાથી ઉચ્ચરાઇ ગયું-"સદુભાઇ!"

સુદર્શને ઉંચું જોયું ને સુલોચનાને જોઇ-ઓળખી. તેને ક્ષોભ થયો. શું કરવું તે સુઝયું નહીં. શીવલાલ નારણભાઇનો હાથ છોડી આગળ આવ્યો.

"તમે સદુભાઇને ઓળખો છો કે શુ" તેણે સુલોચનાને પુછ્યું.

"હું એમને તો લેવા આવી છું" સુલોચનાએ ફીકકે મોઢે કહ્યું; "ચાલો. પપાએ મને ખાસ મોકલી છે."

"સુલોચના બહેન! જગમોહનકાકાનો મારા તરફથી આભાર માનજો. હું કાલબાલ મળી જઇશ પણ હું તો અંબાલાલ દેસાઇને ત્યાંજ જઇશ."

"એ તે કેં ચાલે?"

નિશ્ચયાત્મક અવાજે સુદર્શને કહ્યું: "મને અંબાલાલને ત્યાં વાંચવું ઠીક ફાવશે."

બધા સાથે સુલોચનાએ દરવાજા તરફ ચાલવા માંડ્યું, ને ટીકીટ આપી બધા બહાર નીકળ્યા.

"અંબાલાલ!" શીવલાલે કહ્યું; "હું નારણભાઇને લઇ જાઉં છું."

"અરે હારે, મને તો પચાસ બીજા પરોણા હશે તોએ વાંધો નહીં આવે" નારણભાઇએ બરાડો માર્યો.

"ચાલો સુલોચના બહેન ! જય જય!" સુદર્શને હાથ જોડી કહ્યું ને અંબાલાલ ભાડુતી ગાડી લાવ્યો હતો તેમાં બેસી ચાલ્યો ગયો.

સુલોચનાને 'જય જય' કરવાની દેશી રીત પણ પસંદ પડી નહીં. કેકી ને ગમનનું હાસ્ય સંભળાતું નહોતું છતાં તેના પડઘા સંભળાતા હતા.

પછી શીવલાલની ગાડી આવી ને નારણભાઇ ઘોડા પર ચઢવા ફલંગ મારે તેમ કમાનવાળી ગાડી ધધણી ઉઠે એવી ફલંગ મારી ચઢી ગયા.

"સાહેબજી સુલોચના બહેન ! સાહેબજી ગમન ! કેકી સાહેબજી !" શીવલાલે હાથ મેળવ્યા.

"આ તારો વડોદરાનો મિત્ર કે ?" કેકીએ સુલોચનાને રીઝવવા શીવલાલને તિરસ્કારથી પુછ્યું.

શીવલાલ હસ્યો; અડધી મજાકમાં, અડધું તોફાનમાં તે બોલ્યો.

"કેકી ! દીકરા ! આપણે વીસ ભેગા થઇએ તોપણ આ બેમાંથી એકને પહોંચીએ નહીં. સમજ્યો ?" શીવલાલ પોતાની ગાડીમાં બેઠો ને ગાડી ચાલી ગઇ.

શીવલાલના અચાનક આવી પડેલા પ્રમાણ-પત્રથી ત્રણે જણા જરા કચવાયા.

સુલોચનાની ગાડી આવી, ને વગર ઉત્સાહે 'સાહેબજી' કરી તે પોતાની ગાડીમાં બેઠી. તેની ગાડી ઉપડે તે પહેલાં, અને તે સાંભળે તેમ ગમને કહ્યું: "સાળો તદ્દન બોચીયું છે."

## ૩

ભાડુતી ગાડી સુદર્શનને અને અંબેલાલને લઇ, ગીરગામમાં રાજ્ય માર્ગ વટાવી, કાંદાવાડી-માં થઇ કલ્યાણમોતીની ચાલે પહોંચી. કલ્યાણ મોતીની એક ચાલમાં પહેલે માળે, અંબાલાલ પોતાની માં ને બહેન સાથે રહેતો હતો.

અંબાલાલ જેટલો હોંશીઆર હતો તેટલો ગરીબ હતો, એટલે છોકરાં ભણાવી પોતાનું પોષણ કરતો અને કેલવણી લેતો. એની વિધવા મા સદાએ માંદી રહેતી. એટલે અંબાલાલ પાંચ વાગે ઉઠી ચૌદ વર્ષની બહેનને નળેથી પાણી લઇ આવવામાં મદદ કરતો. પછી પોતે પોતાની પથારી ઉંચકી, ધની બહેનને બંબો ચેતાવવામાં મદદ કરતો એટલામાં બહેન ચહા કરી આપે તે પી, નાહી લઇ, દોઢ કલાક ડીટમાર ને સસ્તે દીવે વાંચી નાખતો.

સાડાસાત થયે કપડાં પહેરી તે બહાર પડતો, ને એક છોકરાને મેટ્રીક ને બીજા છોકરાને પાંચમા સ્ટૅંડર્ડનો અભ્યાસ કરાવી રોજ દોઢ રુપીઓ કમાઇ દસ વાગે પાછો આવતો. પછી ખાઇને તે કાલેજે જતો અને લેબોરેટરીમાં સાંજના સાડાચાર વાગતા સુધી પ્રયોગો કરતો.

પાંચ વાગે એ એક ત્રીજા શિષ્યને રોજના રુપીઆ લેખે શીખવતો ને સાંજના ચોપાટી ફરી આઠ વાગે ઘેર આવતો. મા બહેને જે તૈયાર કર્યું હોય તે ખાતો, ને દસ વાગ્યા સુધી પોતાના અભ્યાસમાં રોકાતો.

અંબાલાલ હોંશીઆર હતો ને દઢ હૃદયી હતો. એના અંતરમાં અન્યાયનું ભાન ઘણુંજ તીવ્ર હતું; ઇશ્વરે એને અન્યાય કર્યો હતો—કારણ કે વગર પુછે એને જન્મ આપ્યો હતો, ને વગર પરવાનગીએ નિર્ધન બાપ ને માંદી મા આપી હતી. સમાજે તેને અન્યાય કર્યો હતો—કારણકે આટલી બુદ્ધિ છતાં એ જાણે રસ્તાનો કચરો હોય તેમ સમાજ એની જોડે વર્તતી હતી. વિધિએ તેને અન્યાય કર્યો હતો—કારણ કે એને નશીબે જે છોકરાઓને ભણાવવાનું મળતું તે બધા પથ્થરના ભમરડા નીકળતા. સ્વભાવે તેને અન્યાય કર્યો હતો—કારણ કે બધો અન્યાય સહન કરવાની એનામાં

સહિષ્ણુતા નહોતી..આ બધા અન્યાયનો ભોગ પોતાને ગણતો હોવાથી, સમગ્ર સૃષ્ટિ તરફ તે દ્વેષની નજરે જોતો હતો. આટલો દ્વેષ અંતરમાં ઉછળતો હતો છતાં તે સીધો, સરળ, ભાવાર્થિં, પરદુઃખભંજન હતો; માત્ર એ દ્વેષે એની જીભમાં કડવાશ આણી મુકી હતી.

અન્યાય વિરુદ્ધ સતત વિગ્રહ ચલાવવામાં એનાં બે વિશ્રામ સ્થાન હતાં. એક એની રમતીયાળ, હસમુખી બહેન અને બીજી એની સહાધ્યાયીની વકીલ. મીસ વકીલ ને અંબાલાલ મેટ્રીકથી સાથે હતાં. અને એક પારસી અને બીજો હીંદુ છતાં એમ. એ. ના અભ્યાસ સુધી તેમણે મૈત્રી જાળવી રાખી હતી. વિજ્ઞાનગૃહમાં પાંચ કલાકના પ્રયોગો એ અભ્યાસ નહોતો, પણ એ વિચક્ષણ સહાધ્યાયિની જોડે આદરેલો આનંદભર્યો સહચાર હતો. એ પાંચ કલાકમાં અન્યાયનું ભાન તેને જતું રહેતું; અને કાચની શીશીઓને નળીઓમાં જાણે અમૃતભર્યાં હોય તેમ સુમધુરતા પ્રસરી રહેતી. ૧૯૦૭ માં એ ને મીસ વકીલ એમ. એ. માં બેસવાનાં હતાં.

સુદર્શન એને ત્યાં આવ્યો, ને કપડાં કાઢી જમવા બેઠો. ધનીબહેન પીરસી રહી હતી. જે મુશ્કેલીઓમાં અંબાલાલ જીવનનું ધ્યેય સેવી રહ્યો હતો તેનું એને અત્યારે સ્પષ્ટ ભાન થયું; અને આવા હીંમતવાન ને ભાવનાશીલ પુરુષના મિત્ર થવાનું સુભાગ્ય મળ્યું તેથી તે રાચી રહ્યો હતો. આવી અગવડોમાં, આવી ગરીબીમાં, આવા જીવનના વિગ્રહમાંજ ખરી માનવતા ઘડાય છે એ વિચાર કરતાં અંબાલાલની અંધારી ખોલી મહેલના ભભકથી ચમકી રહી તે આમ તેમ ફરતી, ટહુકો કરતી ધનીબહેનમાં શીરસ્તાનું તેજ દેખાયું.

ધની સુકી, ઉંચી, ને છટાદાર હતી. તે રંગે બહુ ગોરી નહોતી. તે સુંદર કહી ન શકાય. છતાં મોટી આંખો, ભરાવદાર ચોટલો, સીધું નાક અને સદાએ હસતું મુખ તેના વ્યકિતત્વને આકર્ષક બનાવતાં. ફુરસદની વખતે અંબાલાલ તેને થોડું ઘણું શીખવતો; અને સ્વાભાવિક ચંચલતાથી તે હતી તેનાથી વધારે હોંશીયાર દેખાઇ શકતી. સહાનુભૂતિ દર્શાવવાની કળા તેણે હાથ કરી હતી અને સમજે અણસમજે અંબાલાલની મુશ્કેલી ને તેનાં સ્વપ્નોમાં ભાગ લેવાની તેને ટેવ પડી હતી.

"સદુભાઇ ઘણા હોશીયાર છે હોં, ધની બહેન !" અંબાલાલે હસતાં હસતાં કહ્યું. "ને એની પરોણાચાકરી બરોબર કરવાની છે. નામદાર જગમોહનલાલનો બંગલો છોડી અહીંઆં આવ્યા છે."

"અમારે ત્યાં તો સવરીનાં બોર મળશે" ધનીએ કહ્યું.

"હું રામચંદ્રજી નથી પણ ગરીબ વિદ્યાર્થી છું એટલોજ ફેર છે." સુદર્શને કહ્યું.

"રામચંદ્રજી પણ વિદ્યાર્થી તો હતા" ધનીએ કહ્યું.

બધા હસ્યા; અને હસતાં હસતાં રોટલી, દુધ ને શાક પુરાં થઇ ગયાં.

"પછી આપણું મંડળ કેમ ચાલે છે !"

"હમણાં તો બધા પરીક્ષામાં મચ્યા છે. પછી વાત."

સુદર્શને કહ્યું ને ચોપડીઓ કાઢી વાંચવા માંડ્યું. અને અંબાલાલે સોરઠ મલ્હારના સુર લલકારવા માંડ્યા. અંદર ધની વાસણ માંજતી હતી તે સંભળાતું હતું, ને થોડીથોડીવારે કૈં કારણસર તે બહાર આવી ટહુકો કરી જતી. સુદર્શન વાંચવામાં રોકાયો હતો છતાં આ નાની ખોલીમાં વસતી નિર્ધન ભાવનાશીલતાની અસર તેના અંતરમાં થવા માંડી.

ધનીએ પથારી કરી, દેસાઇએ ઉંઘવા માંડયું. ને સુદર્શને વાંચ્યા કર્યું. બાર વાગે એણે ચોપડી બંધ કરી અને પથારી પર લંબાવ્યું. મચ્છરાં ગણગણતાં હતાં; કાંદાવાડીની ગંદી હવા ચારે તરફ પ્રસરતી હતી; વાંચેલા વિષયના મુદ્દાઓ તેના મગજમાં તરવરતા હતા; અને છતાં આ સ્થિતિમાં સ્વપ્નાં સિદ્ધ કરવાં સહેલાં લાગવા માંડ્યાં.

તે સવારે ઉઠયો ત્યારે અંબાલાલ બહાર જવાની તૈયારી કરતો હતો.

"હું મજુરી પર ચઢું છું. જમતી વખત આવીશ. ધનીબ્હેન! સદુભાઇને ચહા આપજે" કહી અંબાલાલ ચાલી ગયો.

સુદર્શન ઉઠ્યો. મુંબાઇની ધીચ વસ્તીવાળી ચાલની સવાર બહારગામ રહેનાર ને વિચિત્ર લાગ્યા વગર રહેતી નથી. પાણી ભરતી સ્ત્રીઓ; દાતણ કરતા પુરુષો; છજામાં પડેલા મોડા ઉઠનારાઓ; ધીમેથી ફરતા હજામો; નળ આગળનો ઘોંઘાટ; નીચેથી આવતો પ્રચંડ ઘોષઃ—'નલ બંધ કરો'; રસ્તામાં બુમ પાડતા શાકવાળા; આ દશ્યો, આ નાદ, આ ગરબડ સંસ્કૃતિના કલંકરૂપ ચાલ શીવાય બીજે કંઈપણ મળતાં નથી. સુદર્શનને આ અનુભવ ઉત્તેજક લાગ્યો. આ તરવરતો માનવસમૂહ એની નજરે તો ઉછળતો ઉત્સાહ, ઉભરાતી શક્તિની મૂર્તિ લાગ્યો.

તેણે દાતણ કર્યું ને ધની ચહા લઇ આવી. કેડ પર હાથ રાખી તે સુદર્શન સામે જોઇ રહી.

"તમે પાસ થઇ શું કરશો?" તેણે પુછ્યું.

"હું દેશસેવા કરવાનો છું."

"ભાઇ પણ એજ કરવાના છે. તમે બે મળી કામ કરશો તો દેશનો જરુર દહાડો ફરશે. તમે સ્વદેશી વ્રત લીધું છે? ભાઇએ તો લીધું છે."

સુદર્શને ઉંચું જોયું. આ નાની છોકરી સ્વદેશી વ્રતની વાત કરે. શું નાનકડી છોકરી! શો તેની ચમકતી આંખોમાં ઉત્સાહ!

"મેં પણ લીધું છે."

"મેં પણ લીધું છે. હું કાચની બંગડી પહેરતીજ નથી." કહી તેણે કચકડાની પહેરેલી બંગડી દેખાડી ને તે હસી.

"તમે તો મોટાં દેશભક્ત છો" સુદર્શનથી કહેવાઇ ગયું.

"ના. ભાઇ દેશભક્ત થશે ને હું તેની સેવા કરીશ" ધનીએ કહ્યું.

"અંબાલાલ પરણ્યા નથી?" સુદર્શને પુછ્યું.

'ભાઇ પણ નથી પરણવાના ને હું પણ નથી પરણવાની."

"ખરી વાત છે!" આ છોકરીના શબ્દે ઉભાં કરેલાં તરંગોમાં તલ્લીન થએલા સુદર્શને કહ્યું. "જે દેશભકિતને વર્યું હોય તે બીજાને કેમ વરે?"

"તમે પણ નથી પરણ્યા?"

"ના." સુદર્શને કહ્યું.

"ચાલો વાંચો" ધનીએ કહ્યું; "ભાઇ આવશે તો વઢશે."

સુદર્શન વાંચવા બેઠો પણ ધનીના બોલો ને હાસ્ય તેના કાનમાં સંભળાયાજ કર્યાં.

[ આ રસિક વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં ]

## આપણા કેટલાક મહાજનો



[ અનુસંધાન પૃષ્ઠ ૪૦૪ થી ]

પશ્ચિમનો જે સારો નરસો સંગમ થવા બેઠો છે તેમાં આણંદશંકરભાઇ પુરો ફાળો નથી આપતા છતાં એ એક જરૂરી બ્રેક છે. મુનશી ગુજરાતના જીવનનું એંજીન લઇ સવેગ ધપ્યે જાય છે તે ગાડી આડી અવળી ન થવા માટે તેની પાછળ વજનદાર ગાર્ડના ડબ્બામાંથી આણંદશંકરભાઇ કોઇ વાર લાલ વાવટો દેખાડે એ આવશ્યક છે. કમનસીબ એટલું છે કે આણંદશંકરભાઇ વસવાટ અને વર્તણૂક ને લીધે, ગુજરાતના જીવનથી પર અને દૂર છે. 'મારો ગુજરાત' "મારા લોક" એ લાગણી એમનામાં હોત તો ગુજરાતનું જીવન વધારે વેગવતુ તો નહીં પણ વધારે ગૌરવવંતુ થાત; પણ તત્વજ્ઞાનીઓને મમત્વ નથી હોતું એ ગુજરાતનું કમનસીબ છે.

× × ×

વસવાટ અને વર્તણૂકથી જેમ આણંદશંકરભાઇ લોકહૃદયથી પર છે તેમ એમની શૈલીને લીધે ગુજરાતના લોક એમનાથી દૂર છે: બાકી દિવસમાં ત્રણ વખત ટપાલ વહેંચાય ને કેટલાંક દૈનિક છાપાંની દિવસમાં ત્રણ ચાર આવૃત્તિઓ નીકળે એ જમાનામાં વારાણસી ગુજરાતથી દૂર નથી. વસ્તુસ્થિતિ એવી છે કે આજની પ્રજા ઉતાવળની ચગડોળે ચઢી છે; આજનો યુગ પાવડે પગ રાખી ફરે છે. એવા જમાનામાં "પિતાજી! પ્રણામ કરું છું." કહી પોતાની પુત્રી પાસે આવે, પછી ત્રણવાર એના મોંને લચક આપી, હાથ જોડી પૂજ્યભાવથી ઉભી રહે અને પિતાની આજ્ઞા મળતાં ધીમે ધીમે આગળ બોલવા માંડે કે "પધારો ભોજનનો સમય થયો છે." એ ૯-૪૨ ની લોકલ ચુકી જવાની બીક નથી પાલવતું: યૌવનના પરાગથી પમરતી નવવધુ રાત્રે ઝબકી ઉઠે અને બારીમાંથી જણાતા ચંદ્રને જોઇ બોલે કે "પ્રિયતમ! જુઓને ચંદ્રની કળા કેવી સુંદર ખીલી છે." તો એ લલિત રસિકાને કમને કહેવું પડે છે કે "સુઇ જા હવે; સવારે વહેલા કામે જવું છે." તો પછી આણંદશંકરભાઇની જુની વહેલની ગતિએ ચાલતી શૈલી આજના ગુજરાતને કેવી રીતે પરવડે? વિદ્વાનોએ લોકને જ્ઞાન આપવું હોય તો લોકને અનુકુળ થાય એવી રીતે આપવું જોઇએ. જે સમયનો અમલ સ્વીકારતો નથી તેને સમયના ચક્રમાંથી ખસી જવું પડે છે. આજના વિદ્વાનો કહેવાતું ઝડપથી કહેશે નહીં તો તે વણસાંભળ્યા રહેશે એવી બીક રહે છે. વિદ્વાનો પોતાનાં મન મનાવે છે એટલા પ્રમાણમાં લોક જ્ઞાનના અભિલાષી હોતા નથી. જો એમ હોત તો એ આપ મેળે જ્ઞાન ખોળી લેત. પછી વિદ્વાનોની આવશ્યકતાજ રહેત નહીં.

× × ×

આવું આવું છે: બાકી તો તોફાની બેદરકાર નીશાળીઆઓ પણ આણંદશંકરભાઇ આવતા હોય તો માર્ગ આપે છે: કેટલાક પૂજ્યભાવથી નમે છે. કોઇ હાથ ઉંચો કરે છે: કોઇક આશ્ચર્યથી જુએ છે અને એક હજાર વર્ષનો યોગી આજના બજારમાંથી પસાર થાય તો આપણે જેમ સકૌતુક જોઇ રહીએ તેમ કોઇકોઇક "અહો" ભાવથી જોઇ રહે છે......

( આ રસિક રેખાચિત્રાવલિનો વધુ મણકો આવતા અંકમાં )



## અજ્ઞાતને પત્રો

[અનુસંધાન પૃષ્ઠ ૪૦૭ થી]

પેરીસ, ગુરુવાર.

મને તમારો પત્ર વખતસર મળ્યો. તમારી બધીજ વસ્તુઓ કૈં ન સમજાય તેવી હોય છે. અને તેજ કારણે તમારું વર્તન બીજા સર્વજનો કરતાં કૈં જુદાજ પ્રકારનું હોય છે. તમે ગામડે જશો એમ તમે મને જણાવો છો. ઘણુંજ સરસ, એનો અર્થ એજ કે ત્યાં લખવા સીવાય બીજું કામ કરવાનું તો તમારે હશેજ નહીં. કારણ કે ત્યાં દહાડો લાંબો લાગશે અને આળસુપણું પત્ર લેખનને માટે ઘણું અનુકુળ છે. પણ તેજ વખતે તમારા વાલીની દેખરેખ અને ઉત્કંઠાને શહેરની હંમેશની રોકાણોનો પ્રતિબંધ ઓછો થશે ને તેથી તમારા પર કોઇનો કાગળ જોશે ત્યારે પુછપરછનો પાર નહીં રહે. સાધારણ રીતે દેશના રહેઠાણમાં કોઇનો કાગળ આવે એજ અગત્યનો બનાવ હોય એવું મનાય. ના, એમ તો નહીં. ત્યાં કદાચ કાગળ લખી ન શકાય પણ અગણિત પત્રો સ્વીકારવા હોય તો તેમ કરતાં વાંધો નહીં નડે.

દિવસે દિવસે હું તમારી યુક્તિઓથી વાકેફ થતો જાઉં છું એટલે હવે તમે કૈં પણ કરો તેથી મને આશ્ચર્ય નથી લાગતું. પણ તો એ મારા પર દયા રાખવા હું તમને વીનવું છું. કોણ જાણે કેમ કરતાં મને એક ટેવ પડી છે. તમે જે કૈં કરો તે મારે મન યોગ્યજ લાગે છે. હું આ કહી દઉં છું તેની પ્રતીતિ આણવા કૈં આકરી કસોટી મહેરબાની કરીને કાઢશો નહીં.

મારા છેલ્લા કાગળમાં મારા સ્વભાવનું વર્ણન કરતાં મેં જોઇએ તે કરતાં જરા વધારે નીખાલસતા દેખાડી છે. મારો એક મિત્ર જે ઘણો હોંશીઆર અને પાકો મુત્સદ્દી છે તેણે મને ઘણીવાર કહ્યું છે કે "કદી પોતાની જાતનું ઘસાતું બોલવું નહીં, દુનીઆમાં આપણા બીજા ઘણા મિત્રો એવું કરનાર પડયા છે." મને હવે ફીકર લાગવા માંડી છે કે મેં મારી જાતને ઉતારી પાડવા જે કૈં કહ્યું હશે તે તમે અક્ષરસઃ સાચું માનશો. તમે જાણતાં હશો કે નમ્રતા એ મારો મુખ્ય ગુણ છે. મારામાં તેનો અતિરેક છે. મારા પર તેથી તમને અપક્ષપાત તો નહીં થાય! કોઇ બીજી વખત જ્યારે વધારે સુખદ રીતે પ્રેરાયો હોઇશ ત્યારે કદાચ મારા સ્વભાવ ને ગુણદોષનું યથાર્થ પરિભાષાથી વર્ણન કરીશ. એની તો એક પત્રક ભરાય તેટલી લાંબી યાદી થશે. પણ આજ મને ઠીક નથી અને આ અનંત ગુણાકાર કરીને મગજને તસ્દી આપવાની મારી જરાએ દાનત નથી.

શનિવારે રાત્રે હું કયાં હતો અને મધ્ય રાત્રિ સુધી મેં શું કર્યું એની તમે કદાચ અટકળ પણ ભાગ્યેજ કરી શકશો. તે દિવસે હું મારા ચાર મિત્રોની સાથે નોત્રદામના મીનારાના છાપરા પર હતો. અમે ત્યાં ઓરેન્જેડ પીધું ને આઇસ ક્રીમ ખાધો. સુધાનાથ પણ તે દિવસે તો પુર બહારમાં હતો. એક મોટું ઘુવડ અમારી આસપાસ એની પાંખો ફફડાવતું. તે સમયે ચંદ્રિકાની જ્યોત્સ્નામાં પેરીસ ખરેખર અતિશય સુંદર લાગતું. અરેબીઅન નાઇટસમાં વર્ણવેલા શહેર જેવું—જેના રહેવાસીઓ નિદ્રામાંજ જાદુ વશ થયા તેને મળતું તે કૈંક લાગતું. પેરીશીયનો ઘણું ખરું તો મધરાતેજ સુએ છે. અમારી ટોળી એક વિચિત્ર મંડળી જેવી હતી. તેમાંના ચાર જણ ચાર જુદા દેશોના રહેવાશી હતા. ને દરેકને પોત પોતાનાં દૃષ્ટિબિંદુએ જુદાં હતાં. કંટાળો વધારે તો એમ આવતો કે ચંદ્રમા અને ઘુવડના સંગાથમાં સૌને

રસઘેલા દેખાવાની ને જુનાં પુરાણાં પ્રાકૃત વાક્યો બોલવાની જાણે ફરજ હોય એમ લાગતું ને ધીમેધીમે છેવટે તો બધાએ ગમે તેમ અર્થ-વગરનું લવવાજ માંડ્યું.

કોણ જાણે શાથી ને ક્યાએ વિચારના સામ્યથી આ અર્ધી રસિક–કાવ્યમય જણાતી સાંજ એક બીજીજ સંધ્યાનું સ્મરણ કરાવે છે. એમાં તો આગ્લોએ રસ નહોતો. મારા એક યુવક મિત્રે આપેલા નૃત્યના મેળાવડા (બોલ)માં એકવાર હું ગયો હતો. એણે ઓપેરાની બધીએ નૃત્યકીઓને ત્યાં આમંત્રી હતી. ઘણુંખરું તો આ સ્ત્રીઓ જડ જેવીજ હોય છે. પણ એમનાજ વર્ગના પુરુષો કરતાં નૈતિક ભાવના આ સ્ત્રીઓમાં ચઢીઆતી હોય છે. બીજી સ્ત્રીઓથી જુદાં પાડે એવો કૈં દુર્ગુણ એમનામાં હોય તો તે દરિદ્રતા. આ અસબદ્ધ પ્રલાપ તમારા જ્ઞાનમાં ખાસ વધારો કરી દેશે. એટલે હવે તો હું આ વાત અહીંજ કરું જો કે ઘણા લાંબા વખત પહેલાં મારે તેમ કરવું જોઇતું હતું.

જય જયાં મારી જાતનું આવું અનાકર્ષક ચિત્ર દોરી મોકલવા માટે ગુસ્સે થતાં નહીં.

૨

સ્ત્રીઓ સત્ય અને નીખાલસતાના ઇચ્છવા યોગ્ય સદ્ગુણો ભાગ્યેજ માને છે. એમને મન તો એ દૂર રાખવા જેવા વધારે લાગે છે. ઓપેરાની નૃત્યકી જેમાં હાજર હતી એવા નૃત્યના મેળાવડામાં હું ગયો તેથી તમે મને વિલાસી-વર્ય જેવો ગણો છો. તેથીએ મોટો ગુનહો એ બીચારીઓને વખાણવામાં હું કરતો હોઉં એમ તમે મને ઠપકો દોછો. પણ હું તો ફરીથી કહું છું. એમને ધન આપો-એમની દરિદ્રતા દૂર કરો ને પછી જુઓ કે એમના સ્વભાવનાં સારાં લક્ષણો દેખાય છે કે નહીં? પણ જુદા જુદા સામાજિક વર્ગો વચ્ચે ઉંચા વર્ગના લોકોએ ન ઓળંગાય તેવા અંતરાયો ઉભા કર્યા છે. તેથી કોઇ એક વર્ગ અંતરાયની બીજી બાજુએ રહેલા વર્ગ સાથેની સામ્યતા પારખી શકતો નથી. આ ત્રાસદાયક સંગતમાંજ સાંભળેલી એક નૃત્યકીની વાત હું કહું તો સાંભળવા જેટલું ધૈર્ય રહેશે? સેંટ હોનોરના (એક રસ્તાનું નામ) એક ઘરના એક કાતરીઆમાં એક ગરીબ સ્ત્રી રહેતી હતી. મહીને ત્રણ ફ્રાંક તે ભાડુ આપતી ને એનું કાતરીયું છોડી કદીએ બહાર નહોતી જતી. તેને એક બાર વરસની છોકરી હતી. સાદી પણ સ્વચ્છ ને નમ્ર દેખાવની આ છોકરી એના વર્તન-માં ઘણીજ ગંભીર હતી. અઠવાડીઆમાં ત્રણ વાર બપોરે તે બહાર જતી અને છેક મધ્યરાત્રે તે પાછી આવતી. બધાં જાણતાં કે તે ઓપેરામાં ગાનારી છોકરી તરીકે કામ કરે છે. એક દહાડો રખવાળની ઓરડીમાં જઇને એણે મીણબત્તીનો ટુકડો માગ્યો ને તે લઇને તે ગઇ. ફરી એ નીચે ન આવી એટલે રખવાળની બૈરીને કૈંક અજાયબી થઇ. અને તે તપાસ કરવા ઉપર ચઢી. જુએ છે તો એક ગાભા જેવા તકીઆ પર પેલી સ્ત્રી મરેલી પડી હતી. અને પેલી નાની છોકરી એક મોટી પેટીમાંથી ઢગલાબંધ કાગળો કાઢી વગર વાચે બાળી નાખતી હતી. એણે કહ્યું: "મારી મા કાલે રાત્રે મરી ગઇ અને મને એના કાગળો વગર વાંચે નાશ કરવાનું સોંપતી ગઇ છે." આ બીચારી છોકરીને એની માનું ખરું નામ ખબર-જ નહોતું. આખી દુનીઆમાં તે તદ્દન એકલી થઇને રહી. પાસે પૈસો નહીં, સાધન નહીં. માત્ર નાટકશાળામાં નોકરી કરવાની ને ગીધ કે વાંદરો કે સેતાન જેનો પાઠ આપે તે કરી પેટ ભરવાનું.

એની માની મરતી વખતની છેલ્લી શીખા-મણ એજ હતી કે ડહાપણ રાખવું ને નાટક-શાળાનો ધંધો ચાલુ રાખવો. આ છોકરીમાં વિવેક–દૂરદર્શીપણું છે. ઉંડો ધર્મભાવ છે અને

અનિચ્છાએજ પોતાની વાત કહે છે. કહો જોઉં તમે કે જે સુભાગ્ય અને નિષ્કલંક પરિસ્થિતિની મોજ માણી શકો છો અને આખી સંસ્કૃતિના સારરુપ સંસ્કારી સ્વભાવ દાખવી શકો છો તેના કરતાં આ નાની બાળા જે જાતનું જીવન ગુજારે છે તે વધારે પ્રસંશા પાત્ર નથી? હું તમને સત્ય વાત કહી દઉં? આવાં અકુલીન જનોનો સંસર્ગ કોઇ કોઇવાર હું સહન કરી શકું છું. કારણકે દરેક પ્રકારની વિવિધ માનવતાને ઓળખવાની મારામાં કૈં ન સંતોષાય એવી જિજ્ઞાસા ભરી છે. પુરુષોમાં હલકા માણસોની સોબત મારાથી જરાએ ન ખમાય. એમનામાં મને કૈં ઘણુંજ નિંદ્ય હોય એવું દેખાયછે–તેમાંએ આપણા દેશી જનોમાં તો ખાસ; સ્પેનમાં તો હું ઘોડાવાળા ને......સાથે ઘણીવાર દોસ્તી બાંધતો. ઘણીવાર મેં એવા લોકોની સાથે બેસીને ખાધું છે કે એક અંગ્રેજ તો પોતાનું માન ખોવાની બીકે જેના સામે જોવાનીએ દરકાર ના કરે. ને ગુનેહગારો સાથે એકજ પાત્રમાંથી મેં પાણી પીધું છે. એટલું ખરું કે ત્યાં બીજું પાત્ર હતું નહીં અને તૃષા લાગે તેને છીપાવ્યા વિના ચાલે નહીં. પણ આ ઉપરથી એમ ન ધારતાં કે મને આવા હીન જનો માટે પક્ષપાત છે. મને મારાથી જુદી હોય એવી બીજાની રીતભાત, નવા ચહેરા, બીજાની ભાષાઓ એવું એવું જાણવાનો શોખ છે. એજ વિચારથી આ બધું પ્રેરાયું હોય છે. અને માણસ સામાજિક બંધનોનો નાશ કરે તેનો અર્થ મારી માન્યતા પ્રમાણે એ કે ફોબર્ગ સેંટ જરમેઇનના દીવાનખાના કરતાં બીજે સ્થળે પણ સારી રીતભાત જડી શકે છે. અરેબીક ભાષાની માફક તમને તો આ બધું ન સમજાય તેવુંજ છે. પણ હું શું કામ કહું છું તેજ મને સમજણ નથી પડતી.

× × ×

એના મૃત્યુના બે કલાક પહેલાં લખાએલો પત્ર

**પ્રિય મિત્ર !**

હું ઘણોજ માંદો છું, એટલો માંદો કે લખવું તે પણ ઘણું અઘરું થઇ પડયું છે. પણ હવે સહેજ સુધારા પર છે. વિગતવાર લખવાને, આશા રાખું છું કે થોડા વખતમાં શક્તિમાન થઇશ. 'મેડેમ સેવીનના પત્રો' અને 'શેકસ્પીઅર' માટે પેરીસમાં મારે ઘેર લેવા મોકલજો. હું તમારી પાસે એ બંને પુસ્તકો લાવત પણ મારે આવતા રહેવુ પડયું. જયજય! હું તમને ભેટું છું.



# નવું સાહિત્ય

(અનુસંધાન પૃષ્ઠ ૪૧૨ થી)

અને 'સ્ત્રી વ્યક્તિત્વનો સ્વીકાર' બંને આ યુગના પ્રધાન લક્ષણ નારીવાદ (ફેમીનીઝમ) ના પ્રતીકરુપ છે. કર્તાનો નારીવાદ તો અલબત એમના ઘણાખરા લેખોમાં બોલી ઉઠે છે—'પાર્વતી' 'દ્રૌપદી' ને 'પદ્મિની' એ પુરાતન આર્ય ભાવનાઓને નવી નજરે આલેખતી કૃતિઓમાં પણ તેની સબળ છાયા છે. પણ ઉપલા બે નિબંધો તો ભાવિ ગુજરાતણો જ્યારે એક મહાન મહિલા પરિષદમાં ગોઠવાઇને પોતાના વિધિપુરઃસરના 'ડેકલેરેશન ઓફ ઇન્ડીપેન્ડન્સ'નો મુસદ્દો ઘડવા બેસશે ત્યારે તેમને ઘણા અગત્યના સિદ્ધાંતો અને સૂત્રો પુરા પાડે તેવા છે. સ્મૃતિ-ઓજ પામી શકે તેવું એ માન એ નિબંધોને મળવાનો વધારે સંભવ એટલા માટે રહે છે કે તેમાં ઉગ્રતા ને આક્રમણની વૃતિ તો છે પણ દક્ષતા ને દાક્ષિણ્ય પણ છે. (જેમકે, પૃ. ૩૯૭ માંનો છુટા છેડાનો વિચારપૂર્વક થએલો વિરોધ.) આ છેલ્લા બે ગુણો નારીવાદના બીજા હીમાયતીઓ પણ જેમ વધુ કેળવશે તેમ તેમ એમના લક્ષ્યની જે થોડી ઘણી પણ સિદ્ધિ થવાની હશે તે વહેલી થશે એમાં સંદેહ નથી.

૫

જેવું લેખકનું જીવનદર્શન તેવી તેની શૈલી. જો તેની ફીલસુફી અલૌકિક અમૂર્ત ભાવના-ઓને સેવનારી હોય તો શૈલી તેજસ્વી પણ નિરાકાર બને; જો એ ફીલસૂફી એકલવાયા પાંડિત્યરણે ભમવામાં મોજ માણનારી હોય તો શૈલીમાં અમોઘ ચોકસાઇની સાથે સાથે આકાર-હીનતા ને શુષ્કતા બંને પ્રગટે; જો ફીલસૂફી નર્યા ઐહિક જીવનમાં લોટનારી હોય તો જીવલેણ દિલ્‌દ્રતા અને અસહ્ય આડંબર શૈલીમાં આવે; અને જો એ ભાવના અને વાસ્તવિકતાનો દુર્ઘટ સમન્વય ફતેહમંદીથી સાધતી હોય તો શૈલી પણ તેજસ્વી ને રસાળ હોય, ચિત્રાત્મક હોય—આડંબરી બન્યા વિના ઉચિત શણગારને સહજ સૌંદર્યથી દીપતી કોઇ ચમત્કારી દેવમૂર્તિ સમી હોય. આ ચારે શૈલીપ્રકારના આપણા અધિષ્ઠાતા-ઓ અનુક્રમે . નાનાલાલ કવિ, પૂર્વકાલીન નરસિંહરાવ, નારાયણ વિ. ઠક્કુર અને લીલાબ્હેન છે.

"પોતાની આંખે જોનાર અને પોતાની ભાષામાં કહેનાર કવિઓ આપણે ત્યાં કયારે પાકશે?" ઇટલીના પત્રમાં પુછાએલા આ પ્રશ્નનો ઉત્તર ગ્રંથનાં ચારસો ઓગણત્રીસ ઓગણત્રીસ પાનાં આપી રહ્યાં છે કે "અધીર પ્રશ્નકાર! એ પાકનો પહેલો ફાલ ઉગાડનાર અહીંઆં છે, અહીંઆં છે." અને આવો ઉત્તર સ્વાભાવિક છે, કેમકે, લેખોમાં બીજી કેટલીક મર્યાદાઓ નવરા શોધનારને ઝાંપો તેમ છે. પણ કર્તાએ જીવન પર માંડેલી દૃષ્ટિમાં એમની પોતાની આંખ વપરાઇ નથી, અથવા તો એમની શબ્દ સૃષ્ટિ સ્વરચિત નથી, વ્યક્તિપ્રભાવવાળી નથી, એવું તો કોઇથી કહેવાશે નહીં. એ દૃષ્ટિ નિર્મલ છે, અરુઢ છે અને મર્મગામી છે તેથી જ એની રચેલી સૃષ્ટિમાં ચૈતન્ય, તાજગી ને નવીનતા છે; 'સાહિત્યકારની પ્રેરકતા' પણ છે—મીસીસ એસ્કવીથની જેમ 'કેટલેક' નહીં પણ ઘણે અંશે. અને એ પ્રેરકતા વડે જ, અવલોકનની શરુઆતમાં જેનો ઉલ્લેખ કર્યો છે તે અનેક તત્ત્વના અંશો લખાણમાં ઠેરઠેર પ્રગટે છે. એ તત્ત્વને હ્રદયમાં નિરંતર ધારનાર કલાકારનો આત્મા જીવો અને પદાર્થોમાં પરસ્પરનાં એવાં સામ્ય દેખે છે જેવાં પ્રાકૃત પામર મનુષ્યોને કદી દેખાતાં નથી. આથી, કલાકાર સરખા-મણીઓમાં અને તેમાંથી ઉદ્ભવતી ચિત્ર રચનામાં

રાચે છે—રંગને રેખાનાંજ નહીં; મનના ભાવોનાં અને શબ્દોનાં પણ ચિત્રોની રચનામાં. સાહિત્યકારના રસાત્માની આવી વૃત્તિમાંથીજ તેની કૃતિમાં ઉપમારૂપકાદિ અલંકારો, અણધાર્યાં અસરકારક દૃષ્ટાંતો અને અવનવી કલ્પનાઓ અવતરે છે. અને સૌ. લીલા બ્હેનની એકેએક કૃતિ ઓછા વધુ પ્રમાણમાં આ વૃત્તિને પ્રત્યક્ષ કરે છે તેથીજ એમની શૈલીમાં સાહિત્યકારની પ્રેરકતા છે એમ આપણે યથાર્થતાથી કહી શકીએ.

એ પ્રેરકતાના દાખલાઓની સાંગોપાંગ સૂચિ અહીં રજુ કરવા વિચાર નથી. મૂલ ગ્રંથ વાંચવાથીજ તેનો બરાબર આસ્વાદ લઇ શકાય અને જેઓ તુટક ફકરામાંથી મળતા આ સ્વાદના શોખીન હશે તેમને, જરા રહીને બીજા હેતુ માટે ટાંકાશે તે ગદ્યના નમુના થોડો સંતોષ આપશે. પણ કર્તાના અલંકારોની એક મોટી વિશેષતા તો અહીંજ નોંધાવી યોગ્ય લાગે છે. એમની શૈલીને જરા અભ્યાસની નજરે જોઇએ એટલે તુરત જણાઇ આવે છે કે ઘણાંખરાં ઉપમેયો અને દૃષ્ટાંતો કુદરતના કે સામાન્ય વહેવારના પ્રદેશોમાંથી લેવાયાં છે—પ્રાણી સૃષ્ટિ કે માનવભાવોના પ્રદેશમાંથી નહીં. આનાં ઉદાહરણ લઇએઃ—ધોધ, તારક, શિખર, સાગર, પર્વતરાજ, રોપ, પુષ્પ, અગ્નિ, ચંદ્ર, પથ્થર, પ્રલય, મેઘ; અથવા વેદી, ખપ્પર, સીતાર, બીન, મોરલી, પુતળું, સીસું, કાંટા, અંકોડો, કીલ્લો, રત્નો, રણ—આવી અજીવ વસ્તુઓનો ઉપયોગ બહુ છુટથી થએલો જોઇએ છીએ, ત્યારે પુસ્તકના એના એજ ભાગોમાં પતંગ, બાળક, સિંહણ, યોગી કે ઋષિમુનિ—એટલાંજ જીવન્ત પ્રાણીઓ અલંકાર દૃષ્ટિએ વપરાયાં છે. એ બીચારાંની આવડી કરકસર કરવાનું શું કારણ હશે? સાહિત્યકારે તો નિર્જીવ તેમ સજીવ બંને સૃષ્ટિના અવલોકન ને મનનથી આત્માને સમૃદ્ધ થવા દેવો ઘટે. કદાચ એમ બન્યું હોય કે "સૃષ્ટિની ભવ્યતામાં દિવ્ય "અને દેવતા કલ્પનારા" (?) (પૃ ૩૨૬) કર્તાના આર્ય હૃદયને જડ અદિવ્ય ને મલિન માનવો ને જીવજંતુઓ કરતાં ભવ્ય કુદરતનું ધ્યાન ધરવા તરફ વધારે પક્ષપાત રહેતો હોય.

મનુષ્યો ભણી હમેશાંજ કશાક વક્રભાવ ('સીનીસીઝમ') થી અને કોઇવાર તો મોં વણુ-ઢાંકયા તિરસ્કારથી જોવાની એવી ટેવ લીલા-બ્હેનના કટાક્ષમાં પણ વારંવાર દેખા દે છે. એ કટાક્ષ પ્રસંગ પ્રમાણે જુદું જુદું રૂપ ધરે છેઃ કોઇ વાર તેમાં સમભાવયુક્ત તોફાન, તો કોઇવાર પ્રજાળી નાખતો ક્રોધ ને તુચ્છકાર હોય છે. થોડાં ઉદાહરણો જોઇએઃ—

(૧) પુસ્તકો એમના [શ્રી. આનંદશંકરનાં] પ્રિય મિત્રો છે—ઉત્તમલાલભાઈ અને નરસિંહરાવભાઈ તો ખરાજ. (પૃ. ૨૧.)

(૨) લોક્ર શબ્દોમાં એ હમેશાં પતિનું અર્ધાંગ કહેવાય છે એટલી સભ્યતા માટે સ્ત્રીજાતિએ શાસ્ત્ર-કારોનો જરૂર આભાર માનવો જોઈએ. (પૃ ૪૦૨.)

(૩) પવિત્રતા એટલે સમાજરૂપી મદારીની ડુગડુગી પર વ્યક્તિ—વાંદરનો નાચ એવો શાસ્ત્રાર્થ હશે? (પ. ૧૧૮)

(૪) પરમેશ્વરને પણ પુરુષ કલ્પ્યો. અને તેથીજ એ આટલો પુરુષો તરફ પક્ષપાતી હશે? એવા પુરુષ-ઈશ્વરની પ્રાર્થના કર્યે શું વળે? એએ પ્રકૃતિને છેતરીને છુટા થવાની માથાકુટમાં પડયો છે. જો કે પ્રકૃતિથીજ એને ઓળખાય છે ને પમાય છે. એવા ઈશ્વરના વારસો આ પુરુષો. એ પણ બીજા કોની નકલ કરે? (પૃ ૧૦૬.)

આ સીવાય 'વિનોદાત્મક લેખો'માંના—જેમાંના પહેલા બે સાહિત્ય લેખે નબળા ને જરા છાપાંશાહ બની ગયા છે—સૌથી સારા 'હું મોડો કેમ જન્મ્યો' માં પણ કટાક્ષની કલા સરસ ખીલી છે, અને એ કોને અનુલક્ષીને

લખાયો છે તે હકીકત જાણનાર તો તેની મજા વધારેમાં વધારે માણી શકશે.

૬

હવે આ શૈલીમીમાંસા (અને આખું અવલોકન પણ) સમેટી લઈએ. તેમ કરતાં, સૌ. બહેન લીલાવતીના લાક્ષણિક ગદ્યની દ્વિવિધ પ્રસાદી વાચકને ધરવાનુંજ સૌથી ઉચિત લાગે છે. એ ગદ્યને દ્વિવિધ કહેવાનું ખાસ કારણ છે. એમાંનો પહેલો પ્રકાર અંગ્રેજીમાં જેને 'પર્પલ પેચીઝ' કહે છે પ્રધાનતઃ 'ઝલકદાર રંગ' પ્રધાન ગદ્યનો છે, અને બીજો, વાગર્થ જેમાં સંપૃક્ત છે એવા સમતોલ અર્થવાહી ને વિમલ ગદ્યનો છે. પહેલા પ્રકારના સર્વોત્કૃષ્ટ નમુના તરીકે 'જોન' અને 'શેલી' વાળા લગભગ આખા લેખોનેજ સુચવી શકાય. પણ બીજે સ્થળેએ એવું લખાણ ઘણીવાર નજરે ચઢે છેઃ

(૧) નવસંસ્કૃતિની ઘટનામાં સ્ત્રીઓ ક્યાં?

આંખ આગળ દ્રૌપદી સમી પ્રતાપી આર્યકુલની અધિષ્ઠાત્રીઓની હાર ઉભી થતી દેખાય છે. નુરજહાં સમી સમ્રાજ્ઞીઓનાં અનેક રૂપે દર્શન થાય છે. સીતારામ સમાં અખંડ અને અદ્વિતીય પ્રેમી જોડલાંઓ અવતરતાં લાગે છે. રામાયણનાં સીતારામ કરતાંએ તેમનો સહચાર વિવિધ સ્વરૂપે દેખા છે. મી. અને મીસીસ બ્રાઉનીંગ સમો સાહિત્યમાં સહચાર, મી. અને મીસીસ પૉલ રીશાર સમો યોગમાં એકતાર, મી. અને મીસીસ એસ્કવીથ સમાં જાહેર જીવનનાં રસીઆં, અને મી. અને મીસીસ સીડની વેબ જેવાં મજુર પ્રવૃત્તિનાં ઉપાસકોના અવતારો ગુજરાતની નવસંસ્કૃતિને જન્માવશે અને પોષશે; ત્યારે સરસ્વતી દેવી સદેહે અવતાર લેશે, લક્ષ્મીદેવીના વાસ સદૈવ થશે; ત્યારે જોન સમી વીર બાલાઓ પાકશે, સાવિત્રી સમી મૃત્યુનેએ ડરાવે એવી તેજસ્વી પત્નીઓ થશે; ત્યારે પ્રેમ, સંસ્કૃતિ અને જીવનનો ઉત્કર્ષ સાધતી નારીઓ અને એમને અનુરૂપ નરો પાંકશે; ત્યારે સ્ત્રી પુરુષોના અંતરની એકતા સધાશે અને ત્યારેજ ગુજરાતમાં નવયુગ અને નવસંસ્કૃતિની સ્થાપના થશે. (પૃ. ૪૦૩–૪૦૪.)

૨. એ અપૂર્વ સુંદરી (પદ્મિની)ની છબી દોરતાં આજ પણ આપણે કલ્પનાને થકવીએ છીએ. એની મોહકતાના વિચારે આજે પણ આપણે કલ્પનાને થકવીએ છીએ; એની મોહકતાના વિચારે આજે પણ આપણે મમત્ત બનીએ છીએ. હજારો યોદ્ધાઓને મૃત્યુની સહે ઉગાડનાર એ મનોરમ સ્વરુપવાળી જોગમાયા હજી આપણને વિસ્મિત કરે છે.

તે કેવી હશે? ભગવાન શંકરની ચંદ્રકલા સમી તે નમણી તોએ અપ્રાપ્ય હશે કે બાલસૂર્ય સમી કુમળી પણ તેજસ્વી હશે? પુષ્પના પરાગ સમી તે મૃદુ અને મત્ત કરે તેવી હશે કે વનસ્પતિ સમી માદક અને ઉત્તેજિત કરે તેવી હશે? વીણા રામા તેના સ્વર આત્મામાં ઉતરી કેં દિવ્ય આદેશ જગાડે તેવા હશે કે રણવાદ્યો સમા તેના સુર જંગલમાં ઝંપલાવવાનું જોમ ઉમેરે એવા હશે? સૌંદર્ય અને સંયોગથી માત્ર અમર થએલી એ અબલા હશે કે વીરોનાં હૈયાં ઝુલાવનાર એ કોઈ શક્તિ હશે? (પૃ. ૯૭–૯૮.)

અંતમાં, અતિ લંબાણના ભયે બીજા ગદ્ય પ્રકારનો એકથી વધુ ફકરો ટાંકી શકાશે નહીં (જેમને એવું ગદ્ય વધુ પ્રમાણમાં ચાખવાની પિપાસા હોય તેઓ પૃષ્ઠો ૩૩૧,૨૯૬,૪૨૩ અને ૪૨૫ પર તે છીપાવી શકશે.)

જયામાં એક પ્રકારની અપાર્થિવતા છે. એને લીધે એ સખી થઈ શકે એવો વિચાર કરવામાં એ ધૃષ્ટતા લાગે છે, એને તો દેવી તરીકે પુંજી શકાય. એ માનુષી છે એમ તો જ્યારે એ જુદાં હોડલાં તરાવે છે ત્યારેજ લાગે છેઃ માનવહૃદયની સ્વાભાવિક ગંગા કરતાં આકાશની સ્વર્ગ ગંગા જેવા એના યોગ સુક્ષ્મતેજ ભર્યા વધારે લાગે છે. એનાં કલ્પનાનાં મધુર ઉડ્ડયન છે પણ જીંદગીની અનિવાર્ય જરૂરીઆતોનું ત્યાં લેખું નથી. સ્વર્ગગંગાનાં રુપેરી લીસોટા કરતાં ગંગા મૈયાનો મધુર પ્રવાહ તૃષાને છીપાવવાને વધારે સમર્થ નીવડે છે. સ્વર્ગગંગાને

નીરખી રહ્યા પછી સ્નાન કરી શુદ્ધ અને શાંત થવાને જગતની ગંગા તરફજ માનવહૃદયને વળવું પડે છે. રા. કવિ જેવી પ્રભાવશાળી બુદ્ધિથી આ સત્ય અજ્ઞાન ન રહી શકે એ સ્વીકારવા સર્વ કોઈ તત્પર છે. એમના ઉન્નત આત્માને કદાચ સૌંદર્ય આગળ સત્ય ઝાંખું લાગ્યું હશે. (પૃ. ૩૯૨)."

---

૨. 'રેખાચિત્રો અને બીજા લેખોની' ભાષામાં થોડી અશુદ્ધિ, ઉતાવળી બે પરવાઈ, ને કદીક ઉણી રસદૃષ્ટિ તેમજ ખોટા શબ્દ પ્રયોગ, ખોડીલી વાક્યરચનાઓ અને કોઇ કોઇ મહાગંભીર છાપ ભુલો ઠીક પ્રમાણમાં છે. એ દોષો એકંદરે જોતાં, શૈલીના સમગ્ર સાહ્દર્યને ધ્યાનમાં લેતાં, એવડા મોટા નથી કે અવલોકનના દેહમાંજ તેમને સવિસ્તાર ચર્ચવા પડે. પણ એ સર્વ પદટીપ્પણના માનને લાયક તો છેજ. અને અહીં તેમનું સૂચન કરીએ છીએ તે લેખિકાને ભવિષ્ય માટે પાઠ ભણાવવાની વૃત્તિથી નહીં. (કયા કમનસીબ નરની મગદુર છે કે નારીવાદનાં આ અથંગ હીમાયતીને કોઈ પણ તરેહના પાઠ ભણાવવા કમ્મર કસી શકે?)—પણ, એ દોષોને આવાં શિષ્ટ ગ્રંથકર્તાની કૃતિમાં જોઇને વાંચનાર કે શીખાઉ લખનાર તેમને ગુણો માની બેસે નહીં, એજ કારણથી, એ દોષોમાંના મુખ્ય આ જાતના છેઃ—

(૧) પૃ. ૧૯: વિચક્ષણ અને વિનોદીએ છે'; 'ચાવીએ એમના હાથમાં છે'; 'નેતાએ થયા'; 'પ્રિય નએ લાગે': આમ 'એ' અવ્યયનો એકજ પાનામાં ઉપરા ઉપર પ્રયોગ થાય એ સૂક્ષ્મ રસવૃત્તિને તરત ખુંચે તેવું છે. એજ ક્ષતિથી ઘણાંખરાં રેખાચિત્રો દૂષિત છે

(૨) પૃ. ૨૫: 'પ્રતિકુળ સંજોગોમાં એમની પતિભક્તિ ચળી નથી એમનાં વિજય અને ગૌરવમાં એમણે અર્ધો હીસ્સો કદીએ માગ્યો નથી.' અહીં સાતમો શબ્દ 'એમનાં' ને બદલે 'પતિનાં' મુકયું હોત તો ઔચિત્ય ને સ્પષ્ટતા બંને વધુ જળવાત.

(૩) પૃ. ૩૭, ૬૭, ૮૯: 'વિશિષ્ઠ' આ શબ્દ અને તેથી પણ વધુ તો 'જરૂરીઆત' (પૃ. ૩૩૩, ૩૮૨, ૩૯૬, ૪૧૪, ૪૨૧) બેઉને કાચું ભણેલા માણસોએ પ્રચલિત કરી દીધા છે, પણ ખરાં રૂપ 'વિશિષ્ટ' અને 'જરુરત' છે.

(૪) પૃ. ૩૮: 'એ સર્વમાં સ્રૈણ તો એકજ પ્રકારનું.' આ ભુલ અજાણ તેટલીજ રમુજી છે, કેમકે નામ 'સ્રીત્વ'ને ઠેકાણે વિશેષણ 'સ્રૈણ' લખાયું છે.

(૫) પૃ. ૪૩: 'પરિણામે નથી એનું મૂલ સ્વરુપ રહ્યું કે નવું સ્વરુપ બન્યું'' બીજી વાર પણ 'નથી' જોઇએ. આમ તો ભારદર્શન ઢીલું બને છે.

(૬) પૃ ૨૫૪: 'એટલું બધું નવું, નવી રીતે ને નવાઇથી કહેવાઇ ગયું હતું.' આમાં નવાઈ ત્રીજી પુનરુક્તિ નકમી ને અર્થ વિનાની છે

(૭) પૃ. ૩૭૭: 'સ્રીઓની નિરાધારી જેટલી પ્રેરણા અર્પે છે તેટલી બીજા કશાથી નથી મળતી.' આ પણ ઢીલા ભારદર્શનનો દાખલો. બંને ઠેકાણે ક્રિયાપદ કાં તો 'અપવું' ને કાં તો 'લખવું'નો પ્રયોગ કરીને બાકીની રચના તે પ્રમાણે ગોઠવવી જોઇએ.

(૮) . ૩૮૩: 'પરંતુ પ્રતાપી, નિશ્ચલ અને ગૌરવભરી ઊર્મિઓ અનુભવે એવી છતાં સ્વસ્થ એમની નાયિકાઓનાં લગભગ ખાસ લક્ષણ થઈ ગયાં હોય એવા લાગે છે; આ પૂર્વાર્ધ ને ઉતરાર્ધ સાથે કયો કેટલો સંબંધ છે? આખા ગ્રંથના આ ક્લિષ્ટતમ, અત્યંત અસ્પષ્ટ વાક્યનું સંતોષકારક પૃથકરણ તો કદાચ નરસિંહરાવભાઈ પણ ન કરી શકે

(૯) પૃ. ૩૮૪: 'સામ્રાજ્ઞી' આ ખોટું રૂપ છે, પણ ખરાબી કર્તા અજાણ તો નથી કેમકે પૃ. ૪૦૩ પર-સમ્રાજ્ઞી વંચાય છે.

(૧૦) પૃ. ૪૧૫: 'માતૃમૂલ' 'પિતૃમૂલ' એ બે શબ્દોથી અર્થ તો સમજાય છે, પણ વ્યાકરણ પ્રમાણે ભાષા લખવી હોય તો બંને સ્થળે 'મૂલક' લખવું જોઇએ

## ( ૨ )

લેખક:

### રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ.

સભ્ય, સાહિત્ય સંસદ.

પહેલી ગુજરાતી પત્રકાર પરિષદ (અમદાવાદ ૧૯૨૪)—પ્રસિદ્ધ કરનાર: ગુજરાત પત્રકાર મંડળ તરફથી સહમંત્રી: રા. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ—અમદાવાદ, મૂલ્ય રુ ૦–૧૨–૦

ગુજરાતી પત્રકારોના કર્તવ્ય પ્રદેશમાં આ પરિષદે અને તેના આ વેળાસર પ્રસિદ્ધ થએલા અહેવાલે સંગીન રીતે દિશાસૂચન કર્યું છે. પત્રકારિત્વને ઉચ્ચ ભૂમિકા ઉપર મુકવા આ પ્રથમ સત્રે ઉદ્યોગપૂર્વક અને એકાગ્રતાથી જે સામગ્રી રજુ કરી હતી તેનો સમગ્ર અને ખરો ખ્યાલ આ અહેવાલ ગમે તેને આપી શકશે. આપણા સાહિત્યના આ વિભાગને ખીલવવા ગુજરાતની વિવિધ અને જાણીતી કલમોએ આથી જે પ્રેરક અને સુંદર આરંભ કર્યો છે તેમાં હવે પછીથી વિશેષ સંગીનતા અને સાતત્યની અમે આશા રાખીશું. અસ્તવ્યસ્ત દશામાં વીખરાએલાં આપણા સાહિત્યના ઇતિહાસનાં સાધનોની કેટલીક વાનગીઓ આ અહેવાલમાં દેખા દે છે.

તમને એ નહીં સમજાય—અનુવાદક: રા. મનુભાઇ કલ્યાણજી દેશાઇ, પ્રકાશક: યુગધર્મ ગ્રંથમાળા, અમદાવાદ, મૂલ્ય ગ્રાહકોને રુ. ૦–૬–૦, છુટક રુ. ૦–૧૦–૦.

લીઓ ટોલ્સ્ટોયના રુસ ભાષાના અંગ્રેજી રુપાંતરનું સરલ ગુજરાતી રુપાંતર કરી ગુજરાતનાં બાળકોને જે રસભરી ભેટ રા. મનુભાઇ દેશાઇએ આપી છે તેથી એ બાળકો જરુર એમનો આભાર માનશે. સ્વ. ભોગીંદ્રરાવ દીવેટીઆ, મહાત્મા ગાંધીજી રા. નાગરદાસ ઇ. પટેલ રા. વળામે, અને રા. મનુભાઇ દેશાઇ વગેરેએ ગુજરાતી સાહિત્યમાં આ સાધુ લેખકની પ્રસાદી ઉતારી આપણા સાહિત્યની તેમ વિચારોની ઇષ્ટ સેવા કરી છે. યુગધર્મ ગ્રંથમાળા આખોએ ટોલ્સ્ટોય ગુજરાતીમાં ટોલ્સ્ટોયપ્રિય ગુજરાતી લેખકો પાસે ઉતારાવવાની યોજના કરી શકે તો એણે ઉચિત યુગધર્મ આચર્યો કહેવાશે.

અનુવાદક મનુભાઇનો અનુવાદ સફલ થઇ શકયો છે. એમની સાહિત્ય રસિકતા આ અનુવાદમાં જ્યાં ત્યાં મૂર્તરુપે તરી આવે છે. બાળ ગુજ-

(૧૧) પૃ. ૧૯: આ પૃષ્ઠ પર ઉપર આખો ફકરો ટાંકયો છે. તેમાં 'માત્ર' ખોટી જગ્યાએ છે. એ વાકયારંભે આવે તોજ તેમાંથી બરાબર અર્થ ઉઠે.

(૧૨) પૃ. ૪૨૫: 'સરજાવવુ' રા. મુનશી ને સૌ. લીલાવતી બહેને આ શબ્દ કઈ ભાષામાંથી આણ્યો હશે? સંસ્કૃત તો નથી લાગતો. તેના મૃજ્ પરથી 'સરજવુ' એમ ગુજરાતીમાં તો થાય.

(૧૩) પૃ. ૪૦ પરનું અર્થહીન 'land'; પ. ૭૯ નું 'સંસ્કારિકતા'; પૃ. ૩૮૫ નાં 'સ્પર્ધથી' અને એગ'—એ જબરી છાપ ભુલોનાં ભયંકર દૃષ્ટાંતો છે. એવી અતિ મોટી ભુલો પુરતું પણ શુદ્ધિપત્રક કરવાની જરુર સંસદ ગ્રંથાવલિના ચાલકોને ન જણાઇ એ કેવું આશ્ચર્યજનક?

(૧૪) પૃ. ૨૯૮ ને ૩૩૫ પર ગંભીર ઔચિત્યભંગ છે. સુંદર સૃષ્ટિ વર્ણન પછી તરત ઘડીઆળનો "ડાર્મિન્-જાહેર" કરાયો છે "ને" ઉંડા "તત્ત્વચિંતન" પછી તરત વેનીસના કામકાજ ને લેસનાં વખાણ છે. વીલાયતના સાહિત્ય શાસ્ત્રમાં જેને "બેથોસ" કહે છે તેના આ સરસ નમુનાઓ છે.

ભજાતો લાગે છે. હું તો ઢૂકે નથી જતી. અહીંજ છુપાઇને જોઉં. એ શું કરે છે તે સત્વર જણાઈ આવશે.

નાયિકા

(ચારે બાજુ નજર નાખી હાથમાં પાશ લઇ, અશ્રુ સારતાં) હે ભગવતિ ગૌરિ ? આ આ ભવમાં તો તારી મહેર ન મળી. પરંતુ આવતા ભવમાં તો કૃપા કરી આવી દુઃખી ન કરીશ (ગળે ફાંસો ખાય છે.)

ચેટી

[જોઇને ગભરાટમાં] બચાવો ! કોઇ છે કે ! આવો ! આવો ! બચાવો ! આ રાજકન્યા ગળે ફાંસો ખાય છે.

નાયક

[ગુંચવાતાં દોડી આવી] ક્યાં છે? ક્યાં છે?

ચેટી

આ અશોકના ઝાડ પાછળ.

નાયક

[વીલોકતાં હર્ષથી] આ તો મારીજ પ્રિયતમા !

[નાયિકાનો હાથ ઝાલી પાસ ખુંચની લે છે]

નહીં નહીં સખિ! શો ભે સાહસી કાર્ય આ તો
કર દૂર કર તારો પલ્લવોથી સહારો;
ફુલ પણ વીણવાને હાથ ના શક્તિવાળો,
કયમ ધરી પછી આજે પાસ તે ખેંચવાનો?

નાયિકા

[મુંઝવાઇને] અરે! આ કોણ વળી? [બરાબર નીહાળતાંજ હાથ રોષથી તરછોડી નાખે છે] અરે ! છોડી દો ! છોડી દો ! મારા પ્રાણને મને અટકાવનાર તમે કોણ વળી? ... પણ તમારી યાચના કરવી રહી ?

નાયક

... કંઠે પાસ શું નાખવો ઘટે ?
... રોષ હાથ ... કેમ છુટશે ?

વિદૂષક

[ચેટી પાસે જઇ] કહેશો બાઇ! આમ આપઘાત કરવાનું કૈં કારણ ?

ચેટી

કારણ ? કહું ? તમારા આ પ્રિયમિત્ર !

નાયક

શું હું ? એના આપઘાતનું કારણ હું ! નથી સમજાતું.

વિદૂષક

પણ બાઇ ! એ બને જ કેમ ?

ચેટી

[પોતાની વાત જણાવતાં] આ તમારા મિત્રે પેલી શિલા પર પોતાની કોઇ પ્રાણવલ્લભા ચીતરી હતી ખરું ને ? એના પક્ષપાતી થઇ, મિત્રાવસુજીએ જ્યારે માગું કર્યું ત્યારે તેમનો અનાદર કર્યો. બસ ! એજ નિરાશા. એજ આનું કારણ.

નાયક

[હર્ષથી મનમાં] શું આજ મિત્રાવસુની કન્યકા મલયવતી ! ખરેખર ! રત્નાકર વિના ચંદ્રલેખા ઉદ્ભવેજ ક્યાંથી ? અફસોસ ! જરા ભુલ ખાધી.

વિદૂષક

એમ હોય તો મારા મિત્ર બીનગુનેહગાર છે. એમણે તો આમનીજ આકૃતિ દોરી હતી. છતાંએ મારા વચનમાં વિશ્વાસ ન પડતો હોય તો જાતે જઇ જોઇ આવો.

[નાયિકા હરખે ભરી, શરમાતી, નાયકને જોતી હાથ ખેંચે છે.]

નાયક

[મૃદુ હસી] નથી મુકવાનો એને. શિલાપટે ચીતરેલી મારી હૃદયવલ્લભા જુઓ, પ્લીઝ.

[સર્વ ચંદનલતાગૃહમાં પ્રવેશ કરે છે.]

## પ્રો. હીરાભાઇ

[અનુસંધાન પૃષ્ઠ ૩૮૦ થી]

પણ હીરાભાઇને એ કહેવાની જરૂરજ જણાતી નહોતી. તેમણે તરત વાંકા વળીને, પગ કાઢવા ઢાંકણું ઉઘાડવાનો યત્ન કર્યો. બીજીજ ક્ષણે 'ઓહ, બાપરે!'ની ચીસ પાડતાં તેમણે પોતાનાં આંગળાં મોંમાં ઘાલી દીધાં. આખી પેટી બહુજ ગરમ થઇ ગઇ હતી એટલે ઢાંકણું સહેલાઇથી ઉઘડે તેમ નહતું. ગરમી વધતી જતી હતી. પગમાં પહેરેલાં બુટ, અસ્તરનું ચામડું, પાટલુનના પાયચા વગેરે બધુંજ ધીમેધીમે સળગવા માંડ્યું હતું. હીરાભાઇના મોં ઉપર હવે ભયનાં ખુલ્લાં ચિન્હ જણાતાં હતાં. "નાનાભાઇ! મૂર્ખની માફક જોવા શું કરો છો!" હીરાભાઇએ બુમ મારી. "ઢાંકણું ઉઘાડો, કાંતો દીવા હોલવો કે કાંતો ગેસ બંધ કરો. નહી તો હું જીવતો ભડ થઇ જઇશ."

મેં ગભરાઇને ત્રણે વાનાં કરવાનો યત્ન કર્યો. મારાં આંગળાંએ વધુ કરવાની ના પાડી. મોંમાં આંગળાં ઘાલતો હું પાછો બેસી ગયો. પેલા પુરષને દયા આવવાથી તેણે રુમાલ રાખીને યત્ન કરી જોયો પણ તેની પણ તેજ દશા થઇ. હીરાભાઇની સ્થિતિ હવે ગંભીર થતી જતી હતી. તેણે વિચાર કરીને એ બલામાંથી છુટવાનો માર્ગ શોધવાને બદલે પોતાના પગ જમીન ઉપર અફાળવા માંડ્યા. મોંમાંથી ગમે તેમ બોલવા માંડ્યું. પણ બધું વ્યર્થ! પરિણામ શું આવત તે અત્યારે કલ્પવું મુશ્કીલ છે, કારણ કે અમે ચારે માણસે પોતાનું મગજ ખોઇ નાખ્યું હતું અને સાંકળ ખેંચીને ટ્રેન ઉભી રાખવાનું પણ અમને સુઝત કે નહીં તે સવાલ હતો! પણ સુભાગ્યે ટ્રેન એટલામાં વાંદરા ઉપર આવી પહોંચી એટલે મેં હીરાભાઇને સ્ટેશન ઉપર ખેંચી કાઢ્યા. એટલીવારમાં તો એમને વેદના અસહ્ય થઇ પડી હતી અને એ જોરથી ચીસો મારતા હતા. સ્ટેશન ઉપર મધરાત હતી છતાં હોહા થઇ ગઇ અને આખરે એક પોર્ટરે સમયસુચકતા વાપરી મોટી બાલદી ભરીને પાણી છાંટી દીધું એટલે સુઉઉઉ સુઉસ કરીને પેલું યંત્ર ટંડુ થઇ ગયું. ટ્રેન તો ચાલી ગઇ હતી એટલે સાંતાક્રુઝ જવાને માટે તો ગાડીજ ભાડે કરવાની હતી. આથી સમયનો સવાલ રહ્યો ન હતો. સ્ટેશન માસ્તરના કાલાવાલા કરતાં એમણે યાર્ડના એક ફીટરને બોલાવી મંગાવ્યો. તેણે છીણી, સ્ક્રુડ્રાઇવર, હથોડી વગેરેની મદદથી આખરે પેલી પેટી હીરાભાઇના પગથી છુટી કરી. અમે તેને થોડી બક્ષીસ આપી. સ્ટેશન માસ્તર અને બીજા આસપાસ ઉભેલા માણસોને આ અકસ્માતનો ઇતિહાસ કહ્યો અને ત્યાંથી સીધા ડાકટરને ત્યાં ગયા. ત્યાં દાઝ્યાના ઉપચાર કરાવી મોડી રાતે સાંતાક્રુઝ પહોંચ્યા. હીરાભાઇ પંદર સત્તર દિવસની હેરાનગતી પછી પાછા હોંશીઆર થઇ ગયા. પણ ખેદની વાત એ છે કે પેલું યંત્ર વાંદરાના સ્ટેશન ઉપર ફીટર પાસે પડી રહ્યું અને હીરાભાઇએ એવાં બીજાં યંત્રો બનાવવા વૃત્તિ બતાવીજ નથી!

બાકી હજી મને એમ લાગે છે કે એ યંત્રથી રતાળુ, શકરીઆં, બટાટા, કાંદા વગેરે બહુ સારાં બાફી શકાય અને હોળીના વખતમાં એનાં લાડવા બનાવવામાં બહુ સારી રીતે ઉપયોગમાં લઇ શકાય. પણ હીરાભાઇને આ વિષયજ એટલો અપ્રિય છે કે એમને આવું યંત્ર બનાવવાનું કહે કોણ?

આપવું એ કેવળ અશક્ય છે; ઇતિહાસના પ્રવાહમાં એ સત્ય વારંવાર ખરું પડેલું જણાય છે. જ્યાં સુધી માણસ અજ્ઞાન છે, જ્યાં સુધી તેનામાં આસક્તિ છે, ત્યાં સુધી તે દુઃખી રહેવાનો. અજ્ઞાન અને આસક્તિનું પરિણામ દુઃખ સિવાય બીજું શું હોય? આ જગતનો એ નિયમ છે, તમો તમે શું કરી શકો?"

"પરંતુ, હું હમણાં જે કાર્યમાં ગુંથાએલો છું" બાપુજીએ પોતાનું ચાલુ રાખ્યું; "તે નીચે પ્રમાણે છે. મારે આ વિશ્વમાં એક એવી શક્તિનું આહ્વાન કરવું છે કે જે આ સ્થૂલ જગતમાં એક નવી શક્તિ તરીકે આવિર્ભાવમાં કાર્ય કરતી રહેશે. તે શક્તિ આપણા સમગ્ર આકારનાં, આપણા એકેએક કરણનાં—અર્થાત્, મન, પ્રાણ અને શરીરની ભૂમિકાઓમાં—તથા નિયંત્રણમાં ભગવાનના સીધેસીધા અવિર્ભાવરૂપ થશે. આપણા અસ્તિત્વની ત્રણ વિશાલ ભૂમિકાઓ આવી રહેલી છે: તે ભૂમિકાઓ પ્રત્યે આપણે મુક્ત થવાનું છે તથા તેમનાદ્વારા આપણે આપણો વિકાસ કરવાનો હોય છે તે ભૂમિકાઓ એટલે ૧. મનોમય ૨. પ્રાણમય અને ૩. સ્થૂલ-શરીરની ભૂમિકા. હવે હું કરવા માગું છું તે એ છે કે અસ્તિત્વની એ ભૂમિકાઓને એ ઉચ્ચતર અને દિવ્ય આવિર્ભાવ ઉપર નીચે લાવવા માગું છું. એ પ્રમાણે થતાં માનવનું ચૈતન્ય મનોમય ભૂમિકાથી પર આવી રહેલી વિજ્ઞાનની ભૂમિકાને પ્રાપ્ત થઇ શકશે અને ત્યાં સ્થિત થઇને મન, પ્રાણ તથા શરીરનાં કાર્યોનું રુપાંતર કરીને તેમને વધારે ઉચ્ચ તથા દિવ્ય બનાવી શકશે. એ કાર્ય સ્થાયી અને ભરોંસાદાર પદ્ધતિસર ચાલુ રહેશે. મારો ભાવાર્થ સમજવામાં અહીં રખે તમે ભુલ કરતા! હું એમ નથી કહેતો કે એ શક્તિ આખી માનવજાતિનું એકદમ રુપાંતર કરી નાખશે. મેં તમને આગળ જણાવ્યું છે કે એવી અભિલાષા, જો કે ઉન્નત છે, ઉદાત્ત છે, તોપણ તેનો સાક્ષાત્કાર થવો અશક્ય છે એ મને ક્રમેક્રમે માલુમ પડયું છે. એવી અભિલાષા વિશ્વ નિયમની વિરુદ્ધ છે અને એ નિયમ સ્વીકાર્યેજ આપણો છુટકો છે. એટલે હું જ્યારે આ મહાન દિવ્ય શક્તિ વિશે તમને કહું છું ત્યારે હું તેને આ વિશ્વમાં હંમેશને માટે લાવવા માગું છું એવો મારો ભાવાર્થ છે. એ પ્રમાણે થતાં તે ધીમેધીમે માનવતા ઉપર કાર્ય કરશે તથા અત્યાર સુધી અજ્ઞાત શક્તિ તરીકે માનવને તે ઘડશે. થોડાક માણસો ઉપર તેનું કાર્ય થતાં આખી માનવજાતમાં કેવી શક્યતા રહેલી છે તેનું સૂચન માનવજાતિને થશે, તથા માનવની પ્રકૃતિનું રુપાંતર થતાં તે કેવી થશે. તેનો ખ્યાલ પણ આવી શકશે. મારું કહેવાનું તમે સમજ્યા કે?"

"હા જી હું આપનું કહેવું સમજ્યો છું" મેં તેમને જણાવ્યું; "પરંતુ, એ શક્તિ ઘણાં માણસોને લાભ આપી શકશે કે જુજ છતાંયે થોડા માણસોનેજ તે ઉપકારક નીવડશે તે મારે જાણવું છે."

"બેશક ઘણાંને." તેમણે ખાત્રી આપતાં કહ્યું: "જો મારું કાર્ય મારા જેવા એક કે બે માણસો માટેજ હોય તો માનવજાતિને માટે મારું કાર્ય ઘણુંજ ઓછું ઉપયોગી ગણાય. એક, બે વ્યક્તિના ઉપર એ કાર્ય થવું ઘણું સહેલ છે. મારો હેતુ કંઇ જીવનનો ત્યાગ કરવાનો નથી, પરંતુ દિવ્ય આવિર્ભાવ સાથે આપણા જીવનનો મેળ મેળવવાનો છે ફક્ત, તે કાર્ય કરવા માટે માણસે કંમર કસીને મંડયાજ રહેવું જોઇએ.

મારા કહેવાનો ભાવાર્થ એ છે કે ચૈતન્યની ઉચ્ચ ભૂમિકાને પ્રાપ્ત કરવા માટે આપણે મનથી પર–બુદ્ધિથી પર–રહેલી આપણી શક્તિઓને કેળવવી પડે છે."

એમની જોડેની વાતચીત ઉપરથી મારા મનના ઉપર જે સ્થાયી સંસ્કાર રહ્યો તે એ હતો કે બન્નુજી પોતાના વ્યક્તિગત મોક્ષના ઉદ્દેશથી સાધના કરતા નથી, પરંતુ વર્તમાન યુગને અનુકૂળ થઇ પડે એવું યોગમાર્ગનું એકીકરણ કરી બીજા ઘણાં માણસોને તેનો લાભ આપવાનો પ્રયત્ન કરે છે. વળી તેઓ જે યોગનું અનુશીલન કરે છે તે હવામાં બાચકા ભરવા જેવા [નથા અર્થાત્ મૃગજળ જેવો અતત્વ પણ નથી.

---

# ભીષ્મ



[અનુસંધાન પૃષ્ઠ ૩૮૨ થી]

મૃગયાશીલ શાન્તનું રાજા એક દિવસ ગંગાને કાંઠે ભમતા હતા, તેટલામાં ત્યાં તેમણે એક દિવ્ય કુમારને ધનુષ્ય બાણ સાથે ક્રીડા કરતો જોયો. રાજા કુમારને સવિસ્મય નીહાળીજ રહ્યા હતા. એટલામાં ત્યાં ગંગાજી પ્રત્યક્ષ થતાં તેમણે દેવવ્રતનું અભિજ્ઞાન કરાવી તેને રાજાને સોંપ્યો. વેદવેદાંગમાં પારંગત થએલા પોતાના કુમારનો સ્વીકાર કરી રાજા રાજધાનીમાં પધાર્યા અને પુત્રને યૌવરાજપદે સ્થાપી તેના કીર્તિચંદ્રની અભિવૃદ્ધિ સાશ્ચર્ય નયને નીહાળી રહ્યા.

મૃગયાભોગી શાન્તનું રાજા એક દિવસ ગંગાકાંઠે પરિભ્રમણ કરતા હતા, તેવામાં દિવ્ય પરિમલથી તેમનું મન આકર્ષાયું. સુગંધિના ઉદ્‌ભવ સ્થાનને શોધતા શોધતા રાજા એક માછી મારના ઝુંપડા પાસે આવી પહોંચ્યા. અહીં તેમણે મદનદેવના અંકમાં રમતી એક યુવાન કન્યા જોઇ. તે કન્યાના ગૌર વદન ઉપર આછી આછી રતાશ પ્રસરી હતી. તેનું પ્રત્યેક અંગ ભરાવાદાર હતું. તેનો ઉન્નત સ્તન પ્રદેશ અનંગ રાજના પર્યંકનું ભાન કરાવતો હતો. ભરાવાદાર માંસલ સ્તનપ્રદેશને લીધે કટિમાંથી સેંજ લચી પડતી કિશોર કન્યા મદનરાજના શરસંધાનનું સૂચન કરતી. અનંગ હોવા છતાં કેમ જાણે અંગયુક્ત હોય તેવો આભાસ કરાવતો મન્મથ આ કન્યકાના પ્રત્યેક અંગમાંથી ડોકીયાં કરતો હતો. આ માછીમારની પુત્રી મત્સ્યગંધા હતી. તેનાજ અંગમાંથી દિવ્ય પરિમલ પ્રસરતો હતો. આ કન્યાએ પરાશર મુનિના સંસર્ગથી બે વર્ષ ઉપર વ્યાસને જન્મ આપ્યો હતો, પણ તેની આ વાત હજુ કોઇ જાણી શક્યું નહોતું. એનો પિતા પણ તેને હજુ કન્યાજ ધારતો હતો. રાજાએ તો તે કન્યાને મદનરાજની સત્તામાં સપડાએલીજ જોઇ!

મત્સ્યગંધાના શરીરમાંથી ઉદ્‌ભવતી સૌરભથી મોહવશ થઇ શાન્તનુ રાજા ધીમેથી તે કન્યા પાસે ગયા, અને તેના માતપિતા, તથા તેની સ્થિતિ વીશે બધો વૃત્તાંત તેને પુછી લીધો. રાજાએ મત્સ્યગંધાના હસ્તની યાચના કરતાં કંપતા ધીમા અવાજે કહ્યું: "કન્યે! હું તારા પાણિગ્રહણની યાચના કરું છું. તું મને વરશે?"

કન્યા લજવાઇ. પરણવું શું, તે એ જાણતી હતી. એકવાર અનુભવ થઇ ચુક્યો હતો. સુંદર યુવાન સ્ત્રીઓથી પુરુષો શાને આકર્ષાતા હશે, તેનું રહસ્ય તે સમજી હતી તેથી મૃદુ સ્વરે નીચું મુખ રાખી તે બોલી. "રાજન! હું પરવશ છું. મારા પિતાના સ્વાધીનમાં રહું છું. પિતાની આજ્ઞા વિના મારાથી કંઇ થઇ શકે તેમ નથી. માટે તેમની અનુજ્ઞા મેળવો" માધુર્ય ઝરતા સ્વરે આટલું બોલી, લજ્જાથી ગાલે ઉભરાતી રતાશ સાથે કન્યાએ ભૂમિ તરફ જોયું. રાજાએ કન્યાનું હૃદય પારખ્યું અને માછીમાર પાસે જઇ તેની કન્યાના પાણિગ્રહણની યાચના કરી. રાજાની યાચના સાંભળી માછીમાર પાણી પાણી થઇ ગયો, છતાં ધીરજથી તે બોલ્યો: "રાજન! આનાથી તમને જે પુત્ર ઉત્પન્ન થાય, તે તમારી પાછળ રાજા થાય, તેટલું વચન આપો, તો આ મારી પુત્રીને તમારી સાથે પરણાવું"

રાજાની આશામાં મોટો વિંધ્યાચળ પડ્યો! એકપાસ પોતાના સુકુમાર પ્રતાપી પુત્રનો સ્વાર્થ અને બીજીપાસ પોતાની મનોગત કામાભિલાષા તૃપ્ત થવાની તીવ્ર ઉત્કંઠા! રાજા સહસા કંઇ નિર્ણય કરી શક્યા નહીં અને પોતાની રાજધાની તરફ પાછા ફર્યા.

મત્સ્યગંધાના મોહપાશમાં સપડાએલા શાન્તનું રાજા હંમેશાં ઉદાસીન રહેવા લાગ્યા. રાજકાજમાંથી તેમનું મન ઉઠી ગયું. ખાવેપીવે હૈયા સુના જેવા થએલા રાજાની મુખકાન્તિ ઝાંખી થઇ ગઇ. દુનીઆના સઘળા વૈભવો તેમને આકરા લાગવા માંડ્યા.

પિતાની વિકૃત દશાનું કારણ પિતૃવત્સલ દેવવ્રતે યુક્તિથી શોધી કાઢ્યું. તે એકદમ માછીમાર પાસે ગયો અને પિતાને મત્સ્યગંધા પરણાવવા સમજાવવા લાગ્યો. માછીમાર બોલ્યો: "કુમાર! આ કન્યાને જે પુત્ર થાય, તે શાન્તનું પછી રાજા થાય, તેવું વચન આપો, તો આ કન્યા હું તમારા પિતાને આપું."

"માછીમાર! તારી ઇચ્છા પ્રમાણે થશે. ગાદી ઉપરથી હું મારો હક્ક ઉઠાવું છું." ભીષ્મે દ્દઢતાથી ઉત્તર આપ્યો.

"તે તો ઠીક," માછીમાર બોલ્યો; "તમારા વચન ઉપર મને સંપૂર્ણ શ્રદ્ધા છે, પણ તમારી સંતતિ કદાચ મારા દોહિત્રને ત્રાસ આપે તો?"

દેવવ્રત વિચારમાં પડ્યા. તેમની પિતૃભક્તિનું માપ અત્યારે નીકળતું હતું. તેમણે અલ્પ સમયમાં મન સાથે દૃઢ નિશ્ચય કરી લીધો અને ઊંડો શ્વાસ લઇ ધીમેથી બોલ્યા: "માછીમાર! સાંભળ. મેં તો રાજ્યનો ત્યાગ કરી દીધો છે. તારા દોહિત્રનું પ્રિય કરવાને તને કહું છું તે તું સાંભળ. આજથી મરણ પર્યંત હે દાશ, હું બ્રહ્મચર્ય પાળીશ. અપુત્રની જે ગતિ થાય છે, તેવી ગતિ મારી નહીં થાય. મૃત્યુ પછી મને મોક્ષજ મળશે. હવે તું નિઃશંક થઇ તારી પુત્રી મારા પિતાને પરણાવ."

દેવવ્રતની વાણીથી ગંગાનાં જળ સ્તંભી ગયાં, વાયુ સ્થિર થઇ ગયો; અને માછીમાર તો આભોજ બની ગયો. અને ત્વરાથી રાજાને મત્સ્યગંધા પરણાવવામાં આવી. શાન્તનુંએ જ્યારે દેવવ્રતની પ્રતિજ્ઞાની વાત સાંભળી, ત્યારે હર્ષાન્વિત થઇ સજળ નયને તેમણે દેવવ્રતને વરદાન આપતાં કહ્યું: "પુત્ર! તું ઇચ્છીશ, ત્યારે તારું મરણ થશે. તારી ઇચ્છા વિના મૃત્યુ તને અડી શકશે નહીં." આમરણાંત કૌમાર્યવ્રત લીધેલું હોવાથી દેવવ્રત ત્યાર પછી ભીષ્મના નામથી ઓળખાયા. અસ્ખલિત બ્રહ્મચર્યના પાલનથી આવું અલભ્ય વરદાન મળે, તેમાં નવાઇ પણ શી હોય!

મત્સ્યગંધાથી શાન્તનું રાજાને બે પુત્રો થયા. શાન્તનું રાજા નિર્દેહ થયા પછી પ્રથમ પુત્ર ચિત્રસેનને રાજા બનાવવામાં આવ્યો. ભીષ્મ માત્ર તેને સહાય આપવાનું કામ કરતા હતા. પણ ચિત્રસેન ગંધર્વ સાથેના યુદ્ધમાં હણાયો, એટલે દ્વિતીયપુત્ર બાળક વિચિત્રવીર્યને રાજગાદીએ બેસાડવામાં આવ્યો.

જ્યારે વિચિત્રવીર્ય યૌવનદશાએ પહોંચ્યો, ત્યારે તેને માટે કન્યાઓ શોધી લાવવાનું કાર્ય ભીષ્મને કરવું પડ્યું. તે સમયે કાશીરાજની ત્રણ કન્યાઓનો સ્વયંવર થવાનો હતો, તે વાત ભીષ્મને કાને આવતાં ભીષ્મ એકલાજ તે સ્વયંવરમાં ગયા, અને સ્વયંવરમાંથી બળાત્કારે કન્યાઓનું હરણ કર્યું. શાલ્વ, શિશુપાળ અને કાશીરાજ જેવા બળીઆ રાજાઓ ભીષ્મના આવા અવિનયથી ક્રોધિત થઇ તત્કાળ તેમની પાછળ પડ્યા. ભીષ્મ એકાંત સ્થળે જઇ રણે મહારથીઓનો પરાભવ કરી કન્યાઓ લઇ રાજધાનીમાં પાછા ફર્યા. આ પ્રસંગ બન્યા પછી ભીષ્મ અજેય મનાવા લાગ્યા. ત્રણે કન્યાઓને વિચિત્રવીર્ય સાથે પરણાવવાની તૈયારી ભીષ્મે કરવા માંડી, તે સમયે મોટી કન્યા અંબા ભીષ્મ પાસે આવી અને કહેવા લાગી: "મેં મનથી શાલ્વ

રાજાને પસંદ કર્યો છે. તેથી હે મહાભાગ! તમને યોગ્ય લાગે તેમ હવે વર્તો." અંબાના મનનો અભિપ્રાય જાણી ભીષ્મ જાતે અંબાને લઇને શાલ્વ રાજાના નગર સુધી મુકી આવ્યા. બીજી બે કન્યાઓ અંબાલિકા, અને અંબિકાનાં વિચિત્રવીર્ય સાથે પ્રાણિગ્રહણ થયાં.

પરશુરામના હસ્તનો સ્પર્શ થયો ગણી શાલ્વે અંબાનો સ્વીકાર ન કર્યો. આથી અંબા પાછી હસ્તિનાપુરમાં આવી અને ભીષ્મનેજ પરણવાની પોતાની ઇચ્છા દર્શાવી. આ સમયે ભીષ્મ યૌવનની દશા અનુભવતા હતા; યાચના કરનાર અંબા જેવી સ્વરૂપવતી સુંદરી હતી; છતાં પિતાને માટે આપેલી પ્રતિજ્ઞા સંભારી ભીષ્મે અંબાની યાચનાનો સ્વીકાર ન કર્યો. પોતાના જીવનને આમ નીરસ કરનાર ભીષ્મ છે એમ જાણી અંબાએ ભીષ્મ ઉપર વેર લેવાનો નિશ્ચય કર્યો. તેણે પરશુરામને ઉશ્કેર્યો અને ગુરુ શિષ્યનાં યુદ્ધ મંડાયાં, બ્રહ્મચર્યનો વિજય થયો, એટલે અંબા હતાશ થઇ મહાદેવની તપશ્ચર્યા કરવા લાગી. બીજા જન્મમાં ભીષ્મને મારવાનું વરદાન મેળવી અંબા બીજા જન્મમાં સ્ત્રી થઇને જન્મી. તેનું નામ શિખંડી પાડવામાં આવ્યું. લાંબે કાળે તે સ્ત્રી મટી પુરુષ થઇ અને મહાભારત યુદ્ધમાં ભીષ્મના મરણનું નિમિત્ત બની.

કાશીરાજની યુવાન કન્યાઓના સહવાસમાં વિચિત્રવીર્ય અહોરાત્ર રહેવા લાગ્યો, તેથી રાજ્યભાર ભીષ્મે વહેવા માંડયો. સ્ત્રીઓના અતિ સહવાસને લીધે ક્ષય રોગ થવાથી વિચિત્રવીર્ય અકાલે મરણ શરણ થયો. મત્સ્યગંધાને હવે ધર્મસંકટ આવી પડયું. એના હિતની ખાતર ભીષ્મે આમરણાંત બ્રહ્મચર્ય પાલનની પ્રતિજ્ઞા લીધી હતી. પણ અત્યારે એનું હિત શામાં હતું? विषमप्यमृतं क्वचिद्भवेत अमृतं वा विषमीश्वरेच्छया દેવવ્રતની પ્રતિજ્ઞા મત્સ્યગંધાને અનેકવાર અમૃત સમાન હતી, હવે તેજ પ્રતિજ્ઞા તેને સાલવા લાગી. ચંદ્રવંશનો અત્યારે લોપ થવાનો સમય આવી પહોંચ્યો હતો. મત્સ્યગંધા—સત્યવતી—એ ભીષ્મને વિચિત્રવીર્યની ભાર્યાઓ સાથે નિયોગથી પુત્રો ઉત્પન્ન કરવાને સમજાવ્યા, પણ ભીષ્મ પોતાની પ્રતિજ્ઞામાંથી ચળ્યા નહીં. તેમણે કહ્યું: "માતા! તમે ખરેખર ધર્મનીજ વાતો કહો છો. પણ તમારા લગ્ન સમયે શુલ્ક તરીકે મેં જે પ્રતિજ્ઞા કરી છે તે તમે જાણો છો. તે પ્રતિજ્ઞાને હું ત્યજનાર નથી. પૃથ્વી ગંધ ગુણનો ત્યાગ કરે, જળ રસગુણ ત્યજે, જ્યોતિ તેજહીન થાય ચંદ્રમા ઉષ્ણ થાય, અને સૂર્ય શીત થાય, તો પણ હું મારી પ્રતિજ્ઞા ત્યજીશ નહીં."

પુત્ર વિના વંશક્રમનો નાશ થાય, એ આર્ય હૃદય સહી શકેજ નહીં. પોતાના પિતાએ ભીષ્મ પાસે કરાવેલી પ્રતિજ્ઞામાં સત્યવતીએ વંશનો નાશ જોયો. એ પ્રતિજ્ઞાજ તેને ભયંકર જણાવા લાગી. અંતે ભીષ્મ બોલ્યા: "ભરતવંશની વૃદ્ધિને માટે હે માતા એક નિયમ છે તે સાંભળો: કોઇ ગુણવાન બ્રાહ્મણને ધન આપીને બોલાવી વિચિત્રવીર્યની ભાર્યાઓથી સંતાન ઉત્પન્ન કરાવો."

ભીષ્મની વાણી સાંભળી ધીમું હસીને લજ્જાથી સત્યવતી બોલી: 'તમે ખરેખર સત્યજ કહો છો. તમારા ઉપર વિશ્વાસ રાખી એક વાત કહુ છું તે સાંભળો! મારી કૌમાર્યાવસ્થામાં પરાશર મુનિથી મારે વ્યાસ નામે કાનીનપુત્ર ઉત્પન્ન થયો છે, તે અત્યારે તેના પિતા પાસે વસે છે. જો તમે કહો, તો હું તેને બોલાવી પુત્રો ઉત્પન્ન કરાવું." ભીષ્મે સત્યવતીનાં વચનોને અનુમતિ આપી અને વ્યાસથી ધૃતરાષ્ટ્ર, પાંડુ, ને વિદુરનો જન્મ થયો.

કુમારોની બાલ્યાવસ્થામાં ભીષ્મેજ રાજ્યભાર ઉઠાવ્યો હતો. ધૃતરાષ્ટ્ર, પાંડુ ને વિદુર વયમાં આવતાં તેમને માટે યોગ્ય કન્યાઓ શોધી લાવી ભીષ્મે ભરતકુળને નવપલ્લવિત રાખ્યું હતું. કૌરવો અને પાંડવોની વચ્ચે ઉદ્દભવેલી ઇર્ષ્યા, આ બધાને થોડા સમય સુધી ભીષ્મ સહી

શકયા, તટસ્થ રહી શકયા, અને સંયમમાં પણ રાખી શકયા; પણ નબાપાં બાળકોનો પક્ષ ધીરે ધીરે નરમ પડતો ગયો અને કૌરવો રાજ્યસત્તા પચાવી પડવા લાગ્યા. ભીષ્મે આ સમયે વધારે આત્મ-બળ દર્શાવવું જોઇતું હતું, પણ દૈવની ગતિને લીધે ભીષ્મ કૌરવની સત્તામાં તણાયા. પાંડવો પ્રતિ સદ્ભાવ હોવા છતાં ભીષ્મ તેમને લેશ પણ ઉપયોગી થઇ પડ્યા નહીં. વારણાવતમાં પાંડવોને બાળી નાખવાના પ્રયાસ થયા, તેમને વનવન રઝળવું પડ્યું; હસ્તિનાપુરમાંથી તેમને કાઢી મુકી ઇંદ્રપ્રસ્થમાં જુદા રાખવામાં આવ્યા, ત્યાં સુધીના બધા પ્રસંગોમાં ભીષ્મ પોતાનું વ્યક્તિત્વ ગુમાવી, પોતાના અંતર્નાદને દબાવી કેવળ શાંત થઇને બેસી રહ્યા હતા. તે ઘડી ઘડી ધૃતરાષ્ટ્રને અને દુર્યોધનને શીખામણ આપતા હતા, પણ કુટુંબનો વડીલ કહે તેમ નહીં. પણ કોઇ બહારનો માણસ કહે તેમજ તેમણે વર્તન રાખ્યું હતું.

પાંડવોએ ઇંદ્રપ્રસ્થમાં રાજસૂય યજ્ઞ આરંભ્યો તે સમયે ભીષ્મ પણ ત્યાં ગયા. પ્રથમ અર્ધ્યદાન કોને આપવું, એ પ્રશ્ન જ્યારે ઉપસ્થિત થયો, ત્યારે શ્રીકૃષ્ણ ભગવાનના ઐશ્વર્યને સારી પેઠે સમજી ગયેલા ભીષ્મે કેશવનેજ પ્રથમ અર્ધ્ય દાન કરવા યુધિષ્ઠિરને કહ્યું. શિશુપાળ ક્રોધે ભરાયો. વયમાં, જ્ઞાનમાં કે બળમાં શ્રીકૃષ્ણ કરતાં ઘણા સજ્જનો ત્યાં ચઢીઆતા હતા. વાસુદેવ તરફ દ્વેષવૃત્તિ હોવાને લીધે શિશુપાળ કૃષ્ણનું ઐશ્વર્ય સમજ્યો નહોતો. પુષ્કળ વાગ્યુદ્ધને પરિણામે શ્રીકૃષ્ણે શિશુપાળનો નાશ કર્યો.

રાજસૂય યજ્ઞમાંથી દ્રૌપદી અને ભીમસેને દુર્યોધન શકુનિ વગેરેની મશ્કરી કરવાથી ધૂતનો પ્રસંગ ઉપસ્થિત થયો. ભીષ્મે દુર્યોધનને ઘણો સમજાવ્યો, પણ ન માન્યું—દુર્યોધને કે ન સાંભળ્યું ધૃતરાષ્ટ્રે. પાંડવો એકવાર તો હાર્યા. અને દ્રૌપદી—વસ્ત્રહરણનો પ્રસંગ ઉપસ્થિત થયો. ભર સભામાં છુટા કેશે દ્રૌપદી આવી. તેનું અર્ધ વસ્ત્ર નીકળી પડયું હતું, દુઃશાસન વારેવારે તેને ધક્કા મારતો હતો. તેના અંતરમાં રોષ અને લજ્જા બે ઉભરાતાં હતાં. 'ભીષ્મ અને દ્રોણ જેવા સભામાં છે, તે મારું અપમાન થવા નહીં દે' એ આશાએજ તેણે સભામાં પ્રવેશ કર્યો હતો. તેણે પ્રશ્ન કર્યો: 'યુધિષ્ઠિર પ્રથમ પોતાની જાતને હારી બેઠા છે કે મને?' પ્રશ્ન સાવ સાચો હતો. પોતાની જાતને પ્રથમ હાર્યા પછી બીજાને હોડમાં મુકવાનો યુધિષ્ઠિરને અધિકાર શો હતો? મરેલો માણસ બીજાને કેમ મારી શકે? આ ધર્મ અને આ અધર્મ એમાં ગોથાં ખાતા ભીષ્મ, દ્રોણ નપુંસક પેઠે જે થયું તે જોઇજ રહ્યા. 'ધર્મની સૂક્ષ્મતાને લીધે મારાથી તને યોગ્ય ઉત્તર આપી શકશે નહીં.' આમજ ભીષ્મ બોલવા લાગ્યા. અંતરાત્મા જે કહે તે ધર્મ, એ સિદ્ધાંત દુર્યોધનથી દબાઇને ભીષ્મ વ્યક્ત ન કરી શકયા. પાંચાલીએ द्रोण च भीष्मस्य च नास्ति सत्त्वम्। વગેરે શબ્દોથી તેમનો તિરસ્કાર કર્યો. તેની આશાના સ્તંભો પડતા જણાયા. ભરદરીએ ભાંગી ગયેલા નાવમાંથી જળમાં ડુબકાં ખાતો મનુષ્ય લાકડાનો કડકો દેખી બચવાની આશાએ તે કડકો પકડવા જતાં જળનું ફીણ હાથમાં આવે ત્યારે જેટલો નિરાશ થાય, તેટલી નિરાશા દ્રૌપદીને થઇ. હવે પોતાની લાજ લેવાશે, એમ તેને લાગ્યું. પણ અણી વખતે ભક્તવત્સલ ભગવાન પાંચાલીની વહારે ધાયા. એકને બદલે અનેક ચીર નીકળવા લાગ્યાં. સભામાં ચમત્કાર થવાથી સૌ આશ્ચર્ય પામી જોઇ રહ્યા! આખરે પાંડવો પાંચાલીના પ્રતાપે બંધનમાંથી છુટ્યા. દુર્યોધનના પ્રપંચથી બીજીવાર ધુત રમાયું અને પાંડવો તેર વર્ષનો વનવાસ ભોગવવા વનમાં ચાલ્યા ગયા.

તેર વર્ષના વનવાસને અંતે પાંડવોએ પોતાનો રાજ્યભાગ પાછો માગ્યો. પણ દુર્યોધને અધમવૃત્તિથી રાજ્યભાગ આપવા ના પાડી. પરિણામે મહાભારતનાં યુદ્ધ મંડાયાં. ભીષ્મે આ યુદ્ધમાં પ્રથમ સેનાપતિપદ સ્વીકાર્યું. અઢાર દિવસના ભયંકર યુદ્ધમાં ભીષ્મે દસ દિવસ સુધી સંગ્રામ કર્યો. પાંડવપક્ષના અનેક યોદ્ધાઓનો સંહાર થઇ ગયો. શ્રી કૃષ્ણની નિઃશસ્ત્ર રહેવાની પ્રતિજ્ઞા ભીષ્મે શૌર્ય દાખવી એકવાર તોડાવી. એકવીસ વાર નિઃક્ષત્રિય પૃથ્વી કરનાર જામદગ્નિને યુદ્ધમાં પરાજિત કરનાર ભીષ્મ કૃષ્ણની સહાયથી લડતા અર્જુન સામે નકાવ્યા. રુવેરુવે તેમનું શરીર બાણોથી ભેદાઇ ગયું. શરીરમાં કેટલાંક બાણો ઉંડાં ખુંપી ગયાં, કેટલાંક શરીરની આરપાર નીકળી ગયાં. કેટલાંક શરીર બહાર લટકવા લાગ્યાં. અનેક બાણોથી વ્યથિત થતા ભીષ્મ મોટા ધબાકા સાથે રથમાંથી ધરણી ઉપર ઢળી પડ્યા. શરીરમાં ખુંપેલાં અસંખ્ય બાણોને લીધે તેમનું આખું શરીર શરો ઉપર ટેકવાઇ ગયું. આથી જાણે શરતલ્પ ઉપર ભીષ્મ સુતા હોય, તેવો આભાસ થવા લાગ્યો. તેમના આખા શરીરની ચામડી ભેદઈ ગઈ હતી. તેમાંથી લોહી વહેતું હતું, માંસની પીશીઓ કેટલેક સ્થળેથી બહાર નીકળી પડી હતી. આમ દુઃખ પામતા ભીષ્મ પડ્યા. તેમનું મસ્તક ઢળી પડતું હોવાથી અર્જુને શરોપધાન આપ્યું. ભીષ્મને તૃષાતુર થએલા જોઇ પાતાળ ગંગાનું મિષ્ટ જળ અર્જુને પોતાની વિદ્યાના પ્રતાપથી પાયું. ભીષ્મ શાંતિમાં શરતલ્પ ઉપર પડી રહ્યા. દ્રૌપદીને થએલા ઘોર અન્યાયને મુંગે મોઢે જોઇ રહેનાર ભીષ્મને શરતલ્પ ઉપર પડ્યા રહી અપાર વ્યથા સહેવી પડી. પાપ કરનાર, અને પાપ થતું જોઇ રહેનાર બન્ને પાપના ભાગીદાર બને છે, એમ આપણાં શાસ્ત્રો પ્રતિપાદન કરે છે. ભીષ્મે આમજ પાપની ભાગીદારી કરી અને પરિણામ ભોગવ્યાં.

પિતાના વરદાનને લીધે ભીષ્મ ઉત્તરાયણના સૂર્ય ન થાય, ત્યાં સુધી મરણ શરણ ન થયા. પિતામહ પડ્યા પછી પણ જીવતા રહ્યા. 'સાત્વિક વૃત્તિવાળા સુપાત્ર ધર્મમૂર્તિ યુધિષ્ઠિર પાસે શ્રી કૃષ્ણ યોગેશ્વર પિતામહના આટલા આયુષ્યનો પરમ લાભ લેવડાવે છે. શાંતિપર્વ અને અનુશાસનપર્વ જેવી મંજૂષાઓમાં ભરેલા ગંભીર, ઉદાત્ત, અને પરમબુદ્ધિથી શોધી સંસ્કારેલાં અનુભવરત્નોના અક્ષય ભંડાર પિતામહ પાસેથી લેઇ લેઇ યુધિષ્ઠિર રાજા રાજ્યના અને પ્રજાના પરમ ક્ષેમના આધાર થયા.[1]

અઠ્ઠાવન દિવસ સુધી શરશય્યામાં પડે પડે પીડા પામતા ભીષ્મનો અવસાનકાળ આવ્યો. તે સમયે તેમણે પાંડવો તથા શ્રી કૃષ્ણને પોતાની પાસે બોલાવ્યા. પાંડવોને અંતિમ બોધ આપ્યો, અને શ્રી કૃષ્ણ પ્રતિ પ્રેમદૃષ્ટિ રાખી તેમણે પ્રાણ ત્યાગ કરી દીધો.

રાજ્યતંત્રની અંદર રહીને રૈયત વર્ગનો પ્રત્યેક જણ પોતાના સ્વતંત્ર વિચારોને આચારમાં મુકી શકતો નથી. રાજ્યાધિકારી જે કંઇ કરે, તે બધું યોગ્યજ હોય, એમ પણ બનતું નથી. તેમ છતાં પ્રજા વર્ગ જ્યાં સુધી અમુક શાસનને સ્વીકારે ત્યાં સુધી તે શાસનનાં કાર્યોને અનુકુળ થઇ જવું અને તેમાં સહાય કરવી એ પ્રજા વર્ગનો સ્પષ્ટ ધર્મ છે[2]

ભીષ્મ જાણતા હતા. કે દુર્યોધનનો પક્ષ અન્યાયમાં છે. છતાં અર્થસ્ય પુરુષો દાસો એ ભાવનાને અનુસરતા ભીષ્મ કૌરવપક્ષમાં રહ્યા અને અન્તે મરણશરણ થયા.

"Bhishma is the spirit of the Traditions, Experience, and Wisdom of Ages."[1]

૧ સરસ્વતીચંદ્ર ભાગ ૪ થો.
૨ બોઅર યુદ્ધ વીશે લખતાં મહાત્મા ગાંધીજીના શબ્દો.

## છેલ્લો દાવ

અનુસંધાન પૃષ્ઠ ૩૯૦ થી]

રણકાર કરતી નીચે જમીન પર પડી. હજીએ જગત ટેબલ પર કોણી ટેકવીને, મુખમુદ્રા હાથથી ઢાંકીને એમ ને એમ શાંત અને અક્ષુબ્ધ બેસી રહ્યો હતો.

આ લક્ષ્મીના લાડીલા પુત્ર તરફ સઘળી આંખો હવે દોરાઇ. બીજા રમનારાઓએ જગતની બાજી જોવા પોતાની બાજી પડતી મુકી. પાછો નંબર પાંચ! કોલાહલ વધતો ચ લ્યો. આનંદપુરના લોકો જગતનું–જેતાનું–વદન જોવા આતુર બન્યા.

ગીનીઓથી ઘેરાએલો જગત તો હજી એમ ને એમ ટેબલ પર કોણી મુકી મૃતવત્ બેસી રહ્યો. લોકો તેની ખુરસીને ઘેરી વળ્યાં. એક જણે તો તેની સાથે વાત કરવાનો પ્રયત્ન કર્યો–પછીથી માલમ પડ્યું કે તે લલિતબાબુ હતા; પણ વ્યર્થ. જગતનું આખું શરીર ધોળું થઇ ગયું હતું. ચિત્રમાં આલેખેલ ચિત્ર પેઠે હાલ્યા ચાલ્યા વિના તે ખુરશી પર ચોંટી રહ્યો હતો. કેમ જાણે આરસમાંથી પ્રતિમા ન કોતરી કાઢી હોય!

પાછો નંબર પાંચ!

"આનંદપુર ઘૂતશાળા"ના વ્યવસ્થાપક હવે હીંમત હાર્યા. તે સાંજને માટે ઘૂતશાળા હવે બંધ રાખવામાં આવી. જગત તો પુતળાંની માફક સ્વસ્થ અને નિશ્ચેષ્ટ બેસી રહ્યો હતો. લોકોમાં વાતચીત વધી પડી.' એનું અભિમાન હવે તો ઉતારવુંજ જોઇએ. દૂરના ખુણામાંથી કોઇના ગાવાનો સ્વર સંભળાયો: "સીતારા હો તો અયસા હો."

આ કોલાહલ પણ એ ગૂઢ રમનારને એની નિદ્રામાંથી જગાડી ન શક્યો. તેની આસપાસ લોકોનો સમૂહ વધતો ચાલ્યો. મિત્રોએ તેને બોલાવ્યો: "જગતબાબુ, જગતબા...બુ" લલિતમોહનનો પરિચિત સ્વર ઘૂતશાળાના ભવ્ય ખંડમાં ગાજી ઉઠયો.

હજુ પણ તે જવાબ આપ્યા વિના બેસી રહ્યો.

વ્યવસ્થાપકે એને ઢંઢેળ્યો; ખભા હલાવ્યા. પણ વ્યર્થ. તેની ખુરસી પણ હચમચાવી મુકવામાં આવી. પણ તે મૂર્તિ માફક સ્થિરજ રહ્યો.

જનસમૂહ વધતો ચાલ્યો. લલિતબાબુ અને વ્યવસ્થાપક એ સમૂહને ભેદી જગતની ખુરસી પાસે આવ્યા. મહામહેનને એ ગૂઢ જેતાના હાથ તેના વદન પરથી ખસેડાયા. તેનું માથું તેની છાતી પર ઢળી પડ્યું...કેવું ભીષણ દશ્ય!

પ્રેક્ષકોમાંથી એક ઝીણી પણ કારમી ચીસ ઉઠી.

જેણે આખા આનંદપુરની લક્ષ્મી વશ કરી હતી તેનું શરીર અત્યારે હિંમવત ઠંડુ થઇ ગયું હતું. આંખો ઉઘાડી હતી. કેમ જાણે ટેબલ પર સુવર્ણના ઢગલા તરફ તાકી તાકીને ન જોઇ રહી હોય! એનું મોઢું અર્ધું ઉઘાડું રહી ગયું હતું. સફેદ કપાળપ્રદેશ પર આંસુના બે બિંદુઓ રમી રહ્યાં હતાં.

જગતે આ ફાની જગતનો ત્યાગ કર્યો હતો. ઘૂતશાળામાં–કે જ્યાં તેણે પોતાનું સઘળું જીવન વીતાવ્યું હતું ત્યાં–તેનું નિર્જીવ ખોળીયું પડી રહ્યું; સુવર્ણના ઢગે તેને દાટી દીધું હતું.

........હજીએ આનંદપુરના જનો વાત કરે છે કે જગત અંતપર્યંત જુગારીજ રહ્યો; લક્ષ્મીના ખોળામાં ઉછર્યો અને લક્ષ્મીના ખોળામાંજ પ્રાણ ત્યાગ કર્યો.[૧]

---

૧ સૂચિત.

## તુતાન્ખામનની કબર



[અનુસંધાન પૃષ્ઠ ૩૮૫ થી]

ત્રીજું પડ બીજા પડના જેવું જ હતું પણ તેના પર પણ સીલ હોવાથી શોધકોએ નક્કી કર્યું કે કફન ( Sarcophagus ) સુધી કોઈનો હાથ હજુ આવ્યો નથી; તે પડ ઉખડયે તેમને બે સોનાના હીરે મઢેલા મોટા કદના પંખા મળ્યા. તે બે તે લંબચોરસ કફનના બે છેડે મુકેલા હતા. તે બંને ઉપર શહેનશાહનાં બે જુદા જુદા પ્રસંગ પરનાં ચિત્રો કોતરેલાં હતાં. બે લાંબાં મોટાં રણ શીંગાં કફનની બે બાજુએ ગોઠવેલા હતાં. મી. કાર્ટરે તેમને ત્યાંને ત્યાંજ વગાડીને ખાત્રી કરી કે તેઓ ૩૩૦૦ વર્ષ પછી પણ વગડી શકે છે. વળી શહેનશાહની રક્ષક દેવીઓના ચિન્હરૂપ એક કુકડું મળ્યું. તેના ઉપર શહેનશાહને પરલોકમાં મહાયરૂપ થવા માટે મંત્રો લખેલા હતા. આ ઉપરાંત શહેનશાહના અંગત વપરાશમાં આવેલી જાતજાતના કોતરકામવાળી હાથની લાકડીઓ મળી.

ચોથું પડ ત્રીજા પડના જેવુજ હતું. તેના ઉપર પણ સીલ હતું: તે ઉખેડયું એટલે તેમને પીળા આરસપહાણનું કફન જોયું. તે કફનનો પથ્થર મહામહેનતે ખસેડયો: શોધકોએ તરતજ પોતાની વીજળીક બત્તીઓનો પ્રકાશ તેના ઉપર આતુરતાથી ફેંકયો: તેમને મૃતદેહને બદલે ફક્ત રેશમી પડદાઓજ નજરે પડયા. જોત જોતામાં તે પડદાઓ ચીરાઇ ગયા: અને સર્વેની નજરે શહેનશાહનો સોનાથી મઢેલો મૃતદેહ નજરે પડ્યો. તેના હાથ વાળેલા હતા; તે બંને હાથમાં રાજદંડ હતા. તેના માથા ઉપર નાગદેવ અને ગૃધ્રદેવ—ઉત્તર અને દક્ષિણ ઇજીપ્તના ઐક્યનું ચિહ્ન—હતા: જ્યારે તે શોધકોના આતુર નયનોએ તે ચિહ્નની આસપાસ નાની ફુલોની અને પાંદડાની માળા કે જે કદાચ તે મહાન પણ બાળક શહેનશાહની વિધવા બાળક મહારાણીનું છેલ્લું પ્રેમચિહ્ન હશે, તે જોઈ ત્યારે દરેકના હૃદયમાં શોકની લાગણી ઉદ્ભવી.

તુતાન્ખામનના વખતમાં લાકડી લઇને ફરવા જવાનો શોખ હોવો જોઇએ, કારણ કે કેટલીક વાંકા હાથાની, કેટલીક તદ્દન સીધી, કેટલીક જાત જાતની ધાતુ ઉપર જુદા જુદા કોતરકામવાળા હાથાની લાકડીઓ મળી આવી છે.

એ કફન (Sarcophagus) વાળા ઓરડામાં તુતાન્ખામનની નાની મોટી ઘણી સોનાની મૂર્તિઓ જડી આવી છે. શા કારણને લીધે આટલી બધી મૂર્તિઓ બનાવડાવી હશે તે હજુ સમજાતું નથી. કદાચ હાલમાં ખીતાબોથી લોકો ખુશ થાય છે, તેવી રીતે તે વખતના લોકોને ખુશ કરવા માટે આપવાને માટે બનાવડાવી હોય તો કોણ જાણે?

ત્યાર પછી મી. હાવર્ડ કાર્ટર તેમની નાદુરસ્ત તબીએતને લીધે અને ઈગ્લાંડના લોકોને તુતાન્ખામનની આરામગાહ વીશે છેલ્લામાં છેલ્લી ખબર આપવાને ઈગ્લાંડ આવ્યા. કબરને ખાલી કરવાનું કામ હજુ ચાલુજ છે; આ કબરને લીધે ઇતિહાસ ઉપર પડેલા તેજ વીશે પુરાણવસ્તુશાસ્ત્રીઓ ( Archaeologists ) આપણને જણાવે ત્યારેજ ખબર પડશે. હાલ તુરત તો તેત્રીસ સદીઓ પરની પ્રચલિત વસ્તુઓ જોઇનેજ બેસી રહેવાનું.



આવા શબ્દો મેં એના મોંએ સાંભળ્યા હશે."

"મી. ભટ્ટ! કાલે તમે ચાર વખત એમ બોલ્યા હતા એ વાત ખરી?"

"કોણ જાણે, સાહેબ! મને યાદ નથી. હું કંઈ બધું આગળથી ગોખીને બોલતો નથી."

મેં વાત ફેરવી; અને બીજી આડી વાતો કરી. છોકરાઓ ગયા ને હું ને વાસુદેવ એકલા પડ્યા. વાસુદેવ ક્યારનો હસ્યા કરતો હતો.

"કેમ, અલ્યા!" મેં પુછ્યું.

"માળો જબરો છે" તેણે કહ્યું.

"કોણ?"

"પેલો જશવંત ભટ્ટ. લેખનો જશ મળતો હોય તો ખાટી જવા તૈઆર છે."

"એમ?"

"ત્યારે બીજું શું? એ તે શું લખતો'તો"

"પણ તેં કેમ જાણ્યું?" મેં પુછ્યું.

"કારણ કે હું લેખકને ઓળખું છું."

"એમ?" મારાથી પણ હસી દેવાયું. એમ હોય તો માળો જબરો ખરો." મેં પણ મેર્યું: "લેખનાં વાક્યો પણ વાપરે જાય છે."

૩

રાતે વાળુ કર્યા પછી ફરીવાર મંડળ ભરાયું; પણ દરમ્યાનમાં તો વાસુદેવે એ લેખ વીશે ઘણી બાતમી મને આપી દીધી હતી, એટલે મારે પોતાને તો કૈં મુંઝાવાનું હતુંજ નહીં. થોડીવાર આમતેમ વાત પછી ફરી પાછી લેખની વાટાઘાટ શરૂ થઇ. મને પણ રસ પડવા માંડ્યો. હું હવે ભોમીઓ થઇ ગયો હતો. થોડીવારે હરદેવરામભાઇએ કહ્યું: "ચાલો, હમણાં અકલુષિતભાઇ આવી પહોંચશે ને બધો નિર્ણય થઇ જશે."

હું ગભરાયો. પાસે બેઠેલા વાસુદેવને મેં ધીરેથી પુછ્યું: "એ શું છે?" કોઇક જાદુગર આવવાનો હોય એવી લાગણી મને થતી હતી—કાલભૈરવની કોઈ આરાધના કરતું હોય એવું વાતાવરણ થઇ ગયું હતું.

"નથી જાણતા! પ્રખ્યાત ભાષાશાસ્ત્રી છે. અથંગ વિદ્વાન છે. સો–બસો તો ભાષાઓ જાણે છે. જબરા માણસ છે."

મેં ભવાં ચઢાવી હા ભણી. "પણ" મે કહ્યું: "એ શાનો નિર્ણય કરશે?"

"ભાષા ઉપરથી લેખક કોણ છે એ શોધી આપશે." વાસુદેવે કહ્યું.

"પણ એ કેમ થઇ શકે?" મેં પુછ્યું.

"કેમ ના થાય? ત્યારે રમણભાઇ નીલકંઠ એક સહી ઉપરથી કેમ કરીને લખનાર પકડી આપે છે? અંગુઠાના નીશાન ઉપરથી માણસ જડે તો આખા લેખ ઉપરથી તેના લેખકને શોધી કાઢવું એ કૈં અઘરું નથી."

પણ વધારે ચર્ચા થવા પામી નહીં. આગળ-પાછળ ખખડાટ થયો; ને શું થયું એ ખબર પડે એટલામાં એક ગોરા, તેજસ્વી લાગતા ઉંચા અને પહોળા માણસ મેડે આવ્યા. "પધારો, પધારો અકલુષિતભાઇ! પધારો, પધારો" કહી આવનારનો સત્કાર કર્યો. બધા બેઠા એટલે એમની અને મારી ઓળખાણ થઇ. અમે આમતેમ વાતમાં પડ્યા ને એટલામાં ચોગમ નજર કરું છું તો સો–બસો માણસોની મેદની જામી ગએલી દેખાઈ.

હરદેવરામભાઇએ કહ્યું: "અકલુષિતભાઇ! ચાલો, ત્યારે."

બકરાને વધ માટે લઇ જાય ત્યારે તે જેમ બધા તરફ નજર કરે તેમ અકલુષિતભાઇએ મારા તરફ દયામણી નજર કરી.

મેં વિનયસર કહ્યું: 'હા, જી, પધારો."

એટલામાં કોઇએ બુમ પાડી. "ઉભા થઈને બોલો, સંભળાતું નથી. બધું ફરી બોલી જાઓ."

સા. શ્રી અકલુષિતપ્રસાદભાઇ ઉભા થયા. થોડાક છોકરાઓએ તાળીઓ પાડી.

"મહાશયો અને ભાઇઓ!"

એક તોફાની છોકરાએ કહ્યું "હં."

ભાષણકારે આગળ ચલાવ્યું. "મારું આજનું કાર્ય અતીવ કઠણ છે– એક ન્યાયાધીશનું કાર્ય હોય છે, હેવું. આપણે પેલા લેખના લેખકને શોધી કાઢવો છે કારણકે એમાં આપણું, આપણી સંતતિનું, આપણી સંસ્કૃતિનું અરે! સમસ્ત વિશ્વનું શ્રેય સમાએલું છે. કિં બહુના; અસ્તુ! હવે જ્યારે આ સેવા આપણને પ્રાપ્ત થઇ છે ત્યારે આપણે એ માટે નિયુક્ત થવુંજ જોઇએ."

જરા તરા ગરબડાટ હતો તે બધો શાંત પડી ગયો હતો. વિદ્યાભૂષણ એક અને અનન્ય જેવા દીપતા હતા.

"ત્યારે હું એ સેવામાં, આપ સર્વના આદેશ અનુસાર અને જગન્નિયંતાની દિવ્ય પ્રેરણા થકી નિયુક્ત થાઉં છું. અસ્તુ!

"આજનું કાર્ય અતિ વિશાલ છે. તેનો પાર પામવાનું ભાગ્ય કોઇ વિરલ જ્ઞાની પુરુષનેજ પ્રાપ્ત થાય છે પણ શાસ્ત્રોક્તિ અનુસાર कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन। આપણે પામર મનુષ્યોને કર્મના ફલનો અધિકારજ નથી; અર્થાત્ આપણે એના લાયકજ નથી એટલે યદિ આપણે આ કામ કરી નહીં શકીએ તોપણ નિરાશ થવું નહીં એવું શાસ્ત્ર પ્રમાણ છે."

"કેટલા વાગ્યા ?" મેં વાસુદેવને પુછ્યું.

વિદ્યાભૂષણે આગળ ચલાવ્યું: "આ ઉદ્ઘાટનની આવશ્યકતા એ છે કે આ કલિકાલમાં લોકો શ્રદ્ધારહિત થઇ ગયા છે માટેજ स्पष्ट वक्ता सुखी भवेत् इति व्यवहार प्रमाणम्.

લોકો માનપૂર્વક સાંભળી રહ્યા હતા. વીરપૂજા અને જ્ઞાનભક્તિ ખરેખર અનુપમ છે. વિદ્યાભૂષણ અટક્યા. કેડમાંથી તપખીર કાઢી સભા તરફ જોતા ઉભા રહ્યા. કોણ જાણે કેટલીવાર થઇ હશે પણ મને લાગ્યું કે અનંતકાળ સુધી એમ ને એમજ બેસાડી રાખ્યા હોત તોપણ લોકો શ્રદ્ધામય બેસી રહેત. મેં વાસુદેવ તરફ નજર કરી પણ એ તો ઝોકાં ખાતો હતો.

"હવે વિષયપરત્વે કહેવાનું એ" વિદ્યાભૂષણ ઉવાચ. મેં મારી શ્રવણેંદ્રિય સતેજ કરી.

"કે આજે આપણા ધર્મવિશારદ સર્વગુણસંપન્ન, સાક્ષરશ્રી હરદેવરામભાઇદ્વારા મને આજના વિષયની સુચના મળી હતી." વિદ્યાભૂષણે જરાક તાલ લઇ આગળ ચલાવ્યું. "અને મેં પ્રાતઃકાલ, મધ્યાહ્ન અને સાયંકાળ એજ કાર્યમાં વ્યતીત કર્યો છે. હવે આપની અનુજ્ઞા લઇ મારું અલ્પજ્ઞાન અર્થાત મારા પરિશ્રમનું ફલ તમારા શ્રેયાર્થે હું કહીશ.

"પ્રસ્તુત લેખનો લેખક મહા વિદ્વાન છે એ નિઃસંશય છે." કહી ફરી વિદ્યાભૂષણે તપખીરની મદદ લીધી. "એ ચતુર છે: ભાષા અને સાહિત્યનો અભ્યાસી એટલે એમાં પારંગત છે– કારણ—કારણ કે એમાં નાનાવિધ જાતની ભાષાની ખુબીઓ છે અને જુદાજુદા લેખકોની નાનાવિધ શૈલીઓનાં એમાં દર્શન થાય છે."

"અ–હો!" એક સભાજને કહ્યું; બધાએ પ્રશંસાથી વિદ્યાભૂષણ તરફ જોયા કર્યું.

"અને આ કારણને લીધે પૃથક્કરણનું કાર્ય વધારે ને વધારે મુશ્કેલ છે.

"હવે પૃથ- ,ણ કરીએ. એમાં ડોલન કવિશ્રી નાનાલાલનું છે.' બધા ચમકયા. "એટલે ડોલનશાસ્ત્રીના મતઅનુસાર એના લેખક નાનાલાલ હોવા જોઇએ એવો તર્ક અસ્થાને નથી; અને આ મતને દરેક લીટીમાં આવતા, અ, બ, ભ, ઇત્યાદિ અંક્ષરમિશ્રિત

શબ્દોથી પુષ્ટિ મળે છે, તેમજ ચિન્હોના શાસ્ત્રીય નિયમો પણ કવિ નાનાલાલનાજ છે.

"પણ બીજી દૃષ્ટિએ 'દિવ્ય' આદિ શબ્દોથી અને 'હ' અક્ષરના પ્રબંધને લીધે એવો તર્ક જાય છે કે લેખક ગુર્જરગિરાના પરમ અભ્યાસી સા. શ્રી. નરસિંહરાવભાઇ આ કૃતિના કર્તા હોવા જોઇએ."

બે ત્રણ જણા ઉભા થઇ ગયા. પણ વિદ્યાભૂષણ ઇશ્વર અને અન્ત્યજ જેવા અસ્પર્શ્ય હતા. પેલા લોક બેસી ગયા.

"આવા નાનાવિધ તર્ક થઇ શકે છે. અને તે તે દૃષ્ટિએ તે તે લેખકોને કર્ત્તા ગણી શકાય. એમ છે એટલુંજ નહીં પણ એક મત તો એવો જાય છે કે સૌ. દેવી રસવતીની પણ આ કૃતિ હોઇ શકે. આ રીતે મહાત્મા ગાંધીજી, આણંદશંકરભાઇ, બલવંત ઠાકોર, મુનશી આદિ અનેક નાના મોટા લેખકોની છાયા મળી આવે છે અર્થાત્ કંઇ ચોક્કસ નિર્ણય થઇ શકે એ અશક્યવત્ છે. કારણ બહુધા આ જાતનું સામાન્ય જ્ઞાન અલ્પ અને હલકી કોટિનુંજ અવશ્ય હોય છે. એટલે ઉચ્ચતર જ્ઞાનનો આધાર ખોળવો પડે છે. અને સત્ય હકીકત એ છે કે એજ પરમ સત્ય છે અને એ જ્ઞાનને લીધેજ આજે પણ અમારી કદર થાય છે. અને એ યોગ્ય છે. અસ્તુ હવે એ જ્ઞાનનો લાભ આપું છું."

સા શ્રી. હરદેવરામભાઇ જરા ટટાર થયા; મેં જેમ તેમ બગાસુ રોકી રાખ્યું; વાસુદેવ આંખો ચોળતો બેઠો થયો; વિદ્યાભૂષણે છીંકણીની ચપટી ભરી ને લોકો બધા સોત્કંઠ જોઇ રહ્યા.

"આ રીતના પૃથક્કરણમાં પ્રથમ સ્થાન ડમજવસરના સિદ્ધાંતને છે અને તે યોગ્યજ છે કારણ સર્વ સિદ્ધાંતોનો એજ રાજા છેઃ એજ ઇન્દ્ર છે..અને ડમજવસર નો નિયમ नयनगफरकलमनના સૂત્ર ઉપર અવલંબે છે. અર્થાત્ આ બે અને એની નારી જાતિના નિયમો એ ચાર આશ્રમો જેમ સિદ્ધાંતસંસારના પાયા છે. એ ન હોય તો ઇશ્વર વિનાના જગત અને વેદ વિનાની વિદ્યા પેઠે બધું અસત્ અર્થાત્ માયા છે; અર્થાત્ કંઇજ નથી. ત્યારે ડમજવસરના સિદ્ધાંત અનુસાર આ લેખ.यवनकल्याणની ભૂમિકા પર છે. જ્યારે नयनगफरकलमनના સૂત્ર અનુસારતો એ બિભાસ અને નહીં તો જંત્રિણીની કક્ષામાં પહોંચી જાય છે. આ વિરોધ સામાન્ય બુદ્ધિથી ન પમાય એવો અને પંડિતોને ગુંચવે એવો છે. એકદા ભર્તૃહરી રાજાના શૃંગારશતકના એક ચરણમાં આવા વિરોધનું લક્ષણ દૃષ્ટિગોચર થયું હતું; એટલે કે આ વિરોધ નવીન કાળનો નથી. પુરાણકાળથી એ ઉતરી આવેલો છે; અરે પુરાણકાળમાં નહોતું એવું આ વિશ્વરચનામાં કંઇપણ હોઇ શકેજ કેમ? હવે આ વિરોધનું નિવારણ स्त्रोडोवेल्स દેશના એક પંડિતે શોધ્યું હતું પણ આર્યાવર્તની પવિત્રભૂમિને તે અનુકુળ ના થયું એટલે અહીંના પરમ ધર્માવતારી, પાતઃસ્મરણીય ઋષિઓએ તેનું વિસર્જન કર્યું હતું અને તે યથોચિત હતું. ત્યારે આ લેખનું એ એક લક્ષણ છે"

વિદ્યાભૂષણે ફરી છીંકણી લીધી. લોકો ધેલાંતુર થઇ ગયાં હોય એમ જણાતું હતું. ખરેજ, જ્ઞાનદશા એ પરમ માનનીય છે.

પણ શામળે કહ્યુંઃ "એ વિરોધ શું દર્શાવે છે?"

"હા" વિદ્યાભૂષણે કહ્યુંઃ "એનાં દાર્શનિક ચિહ્નો અગાધ છેઃ અપૂર્વ છે. એમાં ટઠલળની દશાની કલુષતા નથી માટે એ ઉચ્ચતર કોટિમાં જાય છે. પરંતુ એમાં ખરજનાં લક્ષણો તો છેજ અર્થાત્ સામાન્ય ભાષામાં કહીએ તો એમાં वहनदक्षतास्मनાં ચિહ્નો છે. એટલે એ ઉચ્ચતમ અવસ્થાએ પહોંચતું નથી. હવે वहनदक्ष तास्मના વિરોધમાં जदळकरम નો

અભાવ છે ત્યારે ક્ષણરની છાયા દષ્ટિગોચર થાય છે."

"પણ..." શામળ બોલવા જતો હતો.

"હા, પણ સુર્મર્ક્ષર્પ પણ છે—અરેરે એ વિસ્મૃતિ થઇ ત્યારે તો જુદું જ સ્વરુપ પ્રાપ્ત થાય છે. ભુદું થયું. એની સ્મૃતિ ના રહી." વિદ્યાભૂષણે કપાળ પર હાથ ફેરવ્યો. એમનો અવાજ ગળગળો થઇ ગયો.

"હવે ?" હરદેવરામભાઇ બોલ્યા.

"હવે, કૈં નહીં. મિથુનના સંસ્કારમાં સુર્ક્ષર્મર્પ આવે છે એટલે આખું ગણિત ફરી કરવું જોઇશે."

બધા દીલગીર થઇ ગયા—સ્વજન મરી જાય ને મોં થઇ જાય છે, લગભગ તેમ.

"સહસ્ર યોજનના વિસ્તારમાં કમળના તંતુનો જેટલો ભાગ તેટલા..." વિદ્યાભૂષણે કૈં યાદ કરતા હોય તેમ વાળ ખંજવાળ્યા.

"એમ મોંએ તો ગણિત કરવું કેમ ફાવશે ?" મેં કહ્યું; "સહસ્ર યોજનના હીસાબમાં કમળ દળને......"

"બરાબર છે; ત્યારે તો......" અકલુષિત પ્રસાદ બોલ્યા.

"હાજી, એમાં તો ગ્રહોની ગણત્રી કરવી પડતી હશેને ?" મેં ઝંપલાવ્યું.

"હાસ્તો, અવશ્ય. તે વગર કૈં થાયજ કેમ ?" ઉત્તર મળ્યો.

"ત્યારે તો નિરુપાય. કાલે, હવે." કાલ સવારની ટ્રેન પકડવાનો વિચાર કરી મેં કહ્યું.

એટલામાં સભામાં હોહા થઇ. ધીરેધીરે કોલાહલ. વધ્યો વિદ્યાભૂષણ બેસી ગયા. એક જણે ઉભા થઇ કહ્યું: "ભાઇઓ ! આપણે આનો નિર્ણય કર્યા વગર આજે જવું. નહીં."

કેટલાકે હા કહી કેટલાઓ ના પાડી ઉઠ્યા. અંતે રમઝટ વધી. બધાને શૂર ચઢ્યું. એકે કહ્યું; "હા, ખરી વાત છે. ગમે તે એકને આપણે નક્કી કરવોજ જોઇએ. આ શું ? સંશયાત્મા વિનશ્યતિ એ કેમ ભુલી જાઓ છો ?"

બધાંએ હોહા કરવા માંડી. કોઇ કોઇનો અવાજ સંભળાય કે પરખાય એમ રહ્યું નહીં. માત્ર એક જણનો બુલંદ અવાજ વારંવાર સંભળાતો હતો. તેણે કહ્યું: "આપણે આટલો એક નિર્ણય નહીં કરી શકીએ તો પછી સ્વરાજ્ય માટે લાયક કેમ ગણાશું ? દાદા અંગત કારણસર આનો નીકાલ કરવા ઇચ્છતા નહીં હોય પણ હીંદ મૈયાને ખાતર—ભારત માતાને ખાતર આપણે નીકાલ કર્યેજ છુટકો બોલો હીંદ મૈયાકી જય ! ગાંધી મહાત્માની જય !"

મેં પણ મારા તતુડાનો અવાજ "મા"ની જયના એ ભેરી નાદમાં ઉમેર્યો. બધામાં દેશભક્તિ પ્રકાશી રહી હતી. અંતે સા. શ્રી. હરદેવરામભાઇ ઉભા થયા. તેમણે કહ્યું: "ભાઇઓ ! તમે માનો છો એવું કૈંજ નથી મારે કોઇની તરફ પક્ષપાત છેજ નહીં. એની સાબીતી કરી આપવા હું તૈઆર છું. હું સૂર્યચંદ્રને સાક્ષી રાખી કહું છું કે......" ઘણાએ "હં, હં" કર્યું. "હું શપથ લઉં છું કે..." કોઇ સતી માતા શાપ આપવા તૈઆર થતી હોય એવું દશ્ય રચાયું. શું થઇ જશે એ લાગણી પથરાઇ ગઇ. કેટલાકને રસ પડ્યો; કેટલાકે કકળાણ કર્યું. હરદેવરામભાઇ આગળ વધ્યા. "હું એ લેખક સાથે જીવતાં સુધી કોઇ જાતનો સંબંધ રાખીશ નહીં."

તાળીઓનો ખુબ અવાજ થયો ! બધું શાંત થયું એટલે એક જણે પુછ્યું: "પણ એને કેમ શોધી કાઢશું ?"

"કેમ શું ? અલબત્ત, વધુ મતે. અમારે લોકસત્તા જોઇએ છે–કોઇની પણ જોહુકમી નથી જોઇતી" તરત જવાબ મળ્યો.

"હા, હા, વધુ મતે. આ સ્વતંત્રતાના દિવસો છે." પાંચ પચીસ જુદાજુદા અવાજો આવ્યા. તરત પાંચ–છ નામો સુચવાયાં. અંતે એક નામ વધુમતે પસંદ થયું–રા. કિરપારામનું.

"કિરપારામ કોણ ?" મેં પુછ્યું.

"હરદેવરામનો ભાવિ જમાઇ" વાસુદેવે કહ્યું.

"હેં ?" હું બોલી ઉઠ્યો. હરદેવરામભાઇનું મોં પડી ગયું.

વાસુદેવનો પીત્તો ઉછળી આવ્યો. તે ઉભો થઇ ગયો. તેના જોરદાર અવાજે તેણે કહ્યું: "ભાઇઓ ! તમારી વાત જુઠી છે. પેલા લેખના લેખક મુંબાઇના મારા એક પરમ મિત્ર છે. તેનું નામ રા. રા. ચિત્તહરરામ. આ રહ્યા તેના કાગળો. કિરપારામ નિર્દોષ છે." કહી વાસુદેવે કાગળોની થોકડી સભા તરફ ફેંકી.

બધા ચુપ થઇ ગયા.

"એ કોણ છે ?" એક અવાજે પુછ્યું.

વાસુદેવ જીતેલા યોદ્ધા પેઠે અડગ ઉભો હતો.

"બ્રાહ્મણ છે: વિદ્વાન છે: સાહિત્યરસિક છે" વાસુદેવે ઠંડે કલેજે કહ્યું:

બધા શાંત થઇ ગયા.

× × ×

કાઠીઆવાડની પ્રેક્ટીસ સર કરવાનાં મારાં સ્વપ્નાંઓ તુટી ગયાં હતાં. તેના તુટેલા કટકાઓ વીણતો હું બીજે દિવસે મુંબાઇ જવા નીકળી પડ્યો.

---

## મારી હકીકત

(અનુસંધાન પૃષ્ઠ ૩૯૧ થી).

મોસાળ × સંવત ૧૮૮૯ ના પહેલા ભાદરવા સુદ દસેમ ને શનીવારે અથવા સને ૧૮૩૩ ના આગસ્ટ મહિનાની ૨૪ મી તારીખે વાહાણાંનાં પ્હોરમાં સુરજ ઉગતે જન્મ્યો હતો. મારા જન્માક્ષર ખોવાઇ ગયા છે. જનમ વેળા મારા બાપ સુરતમાં નોહોતા. મારો જનમ જયેષ્ઠા નક્ષત્રમાં થયો હતો ને તેથી જ્યેષ્ઠાશાંતિ કરવી પડીહતી. એ શાંતિ જારે મારા બાપે સંવત ૧૮૯૦ માં મુંબઇથી આવી ૧૦૦ રૂપીઆ ખરચીને કરી તારે તેનાથી મારૂં મ્હો જોવાયું.

૨. હમે ઔક્ષ્ણસ ગોત્રના કેહેવાઇયે છૈયે. ગૌતમ, અત્રિ, ભરદ્વાજ, કશ્યપ, વસિષ્ઠ, વિશ્વામિત્ર, અને જમદગ્નિ એ સાત અને અગસ્ત્ય એં આઠ ઋષિયોથકી વંશ વિસ્તાર થયો છે માટે એ જે અકેકુ મૂળ તે ગોત્ર કેહેવાયછે ને જે લોકો ઉત્પન્ન થયા તે ગોત્રજ કેહેવાયછે. મુખ્ય ગોત્ર તો આઠજ પણ બિજા ગ્રંથકારોના મત પ્રમાણે એ આઠથકી જે પહેલા ૪૯ વંશજો થયા તેમને પણ ગોત્ર એવી સંજ્ઞા છે. કેટલાક કહે છે કે મુખ્ય આઠ અને તેઓના પૌત્ર (છોકરાઓના છોકરાઓ) પર્યંત જે વંશજ તે સર્વ ગોત્ર કેહેવાય. એ વંશજોમાં (પછી પુત્રવંશજ કે પૌત્રવંશજ) કોઇ ઔક્ષ્ણસ નામનો ઋષિ થયલો ને હમારો મૂળપુરૂષ. એ મૂળપુરૂષ કહારે થઇ ગયો તે જાણવાની ઇચ્છા થયેથી મેં એક શાસ્ત્રીને પુછ્યું કે એ ગોત્ર જે છે તે ચાલતા કલિયુગના પ્રારંભથી કે આ ચોકડીના સત્યુગના પ્રારંભથી ? વળી એવા કલિયુગને એવા સત્યુગ તો કેટલાક થઇ ગયા હશે. તે શાસ્ત્રી બોલ્યો કે એ વાતનો ખુલાસો મળે નહીં પણ શ્વેતવારાહ કલ્પના પ્રારંભમાં એ આઠ ઋષિયો થયા હશે —વળી મેં પુછ્યું કે વસિષ્ઠ નામના શેંકડો ને ઔક્ષ્ણસ નામના શેંકડો થયા હશે ત્યારે હમારો

---

એ માણસની એકકી બાથના ઘેરાવાની બરોબર હતું—બલકે અક્કેકી આમલી ૨૦૦–૨૫૦ વરસની હશે. એમાંની ત્રણ આમલીની મોટી ડાળીયો હમારાં ઘરનાં છાપરાંપર ઝુમી રહી હતી. અર્થાત્ આમલી નીચેજ હમારાં ઘરડાનાં ઘરો હતાં. એ આમલીઓનાં થડ અને હમારાં ઘર એ બેની વચમાંના રસ્તાપર આમલીની ઘટાને લીધે સુરજનો પ્રકાશ ઝાંખો પડતો ને સંધ્યાકાળ પછી તો રાન જેવુંજ ભયંકર લાગતું. રે ચોરોના ભોથી અને આમલીમાંના ભૂતોના ભોથી સાંજ પછી મોહોલ્લાના સિવાય બીજા થોડાજ લોકો આવ જાવ કરતા. એ આમલીયો હમારાં ઘરોની સાથે ૧૮૯૩ ની મોટી આગમાં ચૈતર વદ પાંચેમ ને મંગળવારે સને ૧૮૩૭ ની ૨૫ મી એપરલે વાહણે વાયે બળી ગઇયો. સંવત ૧૮૯૪ માં નવાં ઘર ચાર ગાળાનાં મારા બાપ તથા કાકાએ બાંધવાં શરૂ કરયાં તે ૧૮૯૫-ની આખરે બંધાઈ રહ્યાં. એમાં ચકલેથી આવતાં પહેલા બે ગાળા કાકાના છોકરાઓના છે ને બીજા બે ગાળા મારા છે. મારાં ઘરની સામે ખુલ્લી બળેલી જમીન હતી તે મેં આ વરસના જાનેવારી મહિનામાં ૬૦૦ એ વેચાતી લઇને બંધાવા માંડી છે—એ કકડો અસલની બે આમલીની જગાની વચમાં છે—ને એ નિશાની સારૂજ મેં એ જગો લીધી છે.

× એવી રૂઢી છે. (જણનારીની સંભાળ પીયરમાં કાળજીથી થાય તેટલા સારૂ)

મૂળપુરૂષ તે કયો ને કયારનો? (ઉત્તર કંઇ મળ્યો નહીં.)

હમારે પ્રવર ત્રણ છે. એટલે હમારા મૂળ–પુરૂષે અગ્નિહોત્રનાં કામમાં ત્રણ ઋત્વિજો–કર્મ કરાવનારા બ્રાહ્મણો–ગોર રાખેલા. એ ત્રણનાં નામ **વસિષ્ઠ, શક્તિ** ને **પરાશર** હતાં. બ્રાહ્મણો પરસ્પર ઋત્વિજો થતા; તે વેળા હાલની પેઠે ગૃહસ્થ ભિક્ષુકનો ભેદ નહોતો. એક શાસ્ત્રી કેહેછે કે યજ્ઞકર્મમાં જે ઋષિના સંબંધ થકી અગ્નિની સ્તુતિ કરાયછે તે ઋષિને પ્રવર એવી સંજ્ઞા છે. દરેક માણસનાં ગોત્ર પ્રમાણે તેણે ઉચ્ચારવાનાં ઋષિઓનાં નામ જુદાં જુદાં છે તેમની સંખ્યા પ્રત્યેક શાળાનું જે કલ્પસૂત્ર હોય છે તેમાં કહેલી છે અને તે સંખ્યા પ્રમાણે તે માણસ, એક પ્રવરી, દ્વિપ્રવરી, ત્રિપ્રવરી ને પંચપ્રવરી કેહેવાય છે. ચતુઃ પ્રવરી ગોત્ર જાણવામાં આવ્યું નથી. કેટલાક કહેછે કે ગોત્રમાં મોટા પૂજ્ય સ્મરણ રાખવા જોગ જે પૂર્વજો તે પ્રવર.

હમે ઋગવેદી છૈયે એટલે હમારા મૂળપુરૂષે અને પછીનાએ એ વેદનું અધ્યયન કરેલું. હમારી શાળા શાંખાયની છે. ઋગ્વેદની આઠ શાળા કહેવાય છે એટલે કર્મકાંડ કરવામાં અને વેદના મંત્રો પાઠાફેર ભણવાસંબંધી આઠ ઋષિયે પોતપોતાના એમ જુદા જુદા આઠ ભેદ રાખ્યા છે. તેમાં હમારા મૂળપુરૂષે શાંખાયન ઋષિવાળી શાખાની રીત રાખેલી. કોઇ કહે છે કે વેદ ભણવો ને ભણાવવો એ સંબંધી જે જુદી જુદી રીત તે શાખા. (અધ્યયનાધ્યાયન-વશાત્ ભેદાઃ)

હમારા પૂર્વજો વૃદ્ધ પરંપરાગત ચાલતાં આવેલાં કુળને ઓળખવાના નામ શર્મ છે. બ્રાહ્મણ છે એમ ઓળખવાને નામની પછવાડે શર્મ એ શબ્દ મુકવામાં આવતો. ક્ષત્રીનાં નામની પાછળ વર્મ, વૈશ્યનાં નામની પાછળ ગુપ્તિ અને શુદ્રનાં નામની પાછળ દાસ. બ્રાહ્મણ-કુળમાં જન્મ છે એટલું જાણવાને શર્મ શબ્દ હતો પણ હવે કિયું કુળ તે જાણવાને શર્મના ભેદ રાખ્યા છે. ગોત્ર તો મૂળપુરૂષ પણ એવા તો ઘણાક થયલા તેથી પાસેની પેહેડીનો અને વળી પ્રસિદ્ધિ પામેલો એવો જે પુરૂષ તેનાં નામ-થી શર્મ ઓળખાવા લાગ્યું. દત્તશર્મ, શર્મશર્મ આદિલઇ. હમારા પૂર્વજો બ્રાહ્મણ તે તો શર્મ શબ્દથી ઓળખાતા, હમારા પૂર્વજોની પ્રસિદ્ધ કુલની અટક શર્મ હતી માટે હમે શર્મ શર્મ–શર્મ એ નામના અટકના બ્રાહ્મણ. (શર્મ એ સામાન્યનામ છે તેમ વિશેષનામ પણ છે.) નર્મદાશંકર શર્મ શર્મ એમ બોલવું જોઇયે પણ એ રીત હાલ નિકળી ગઈ છે. (માત્ર શુભા-શુભ કર્મકાંડમાં એ વપરાય છે.)

વળી હમારાં નામની આદિયે હમણાં દ્વિવેદી અથવા અપભ્રંશ રૂપે દવે મુકવાનો ચાલ ચાલુ છે. હમારા પૂર્વજો ઋગ્ ને યજુર બે વેદનું અધ્યયન કરતા

ઉત્તમ જાતિમાં બ્રાહ્મણ ને તેમાં પણ વેદ ભણનારા, શાસ્ત્રજ ભણનારાથી શ્રેષ્ઠ મનાતા (વેદાધ્યાયી સદાશિવઃ). અસલના વેદિયા વેદાર્થ પણ કરી જાણતા.

એ પ્રમાણે હમારા આદ્યેના પૂર્વજોનું વૃત્તાંત છે.

૩. સેંકડો વરસ પછી હમારા પૂર્વજો અને બીજા ઘણાએક ગુજરાતમાં આનંદપુર અથવા વડનગરમાં આવી રહેલા તાંહાં તેઓ નાગર બ્રાહ્મણ કેહેવાવા લાગ્યા. નાગરોના 'પ્રવરાધ્યાય' ઉપરથી જણાય છે કે આનંદપુરમાં બ્રાહ્મણોના પંદરસેં ગોત્રો હતાં તેમાંથી સંવત ૨૮૩ પેહેલાં જે ગોત્રો રહેલાં તેઓ નાગર કહેવાવા લાગ્યા. નાગર બ્રાહ્મણરૂપે હમારૂં વૃત્તાંત આ પ્રમાણે છે:–

કેટલાકોએ જાણે અજાણે શુદ્રાદિકોનાં દાન

લીધાં અને વળી તેઓ બીજે ગામ જઇ રહ્યા તે ઉપરથી નાગરના પણ ૭ સમવાય પડ્યા છે. વડનગરા અથવા તળબ્દા શુદ્ધ નાગર, વિસલ નગરા, સાઠોદરા, ચિત્રોડા, પ્રશ્નોરા ને કૃષ્ણોરા. વિસલદેવ રાજાએ વિસલનગર (સંવત ૯૩૬ માં) વસાવ્યું ત્યાં કપોતવધનો જગન કર્યો ત્યારે વડનગરથી કેટલાક ત્યાંહાં જોવા ગયા હતા ત્યારે રાજાએ તેઓને દક્ષણા આપવા માંડી પણ જારે નાગરોએ કહ્યું કે હમે કોઇની દક્ષણા લેતા નથી ત્યારે રાજાએ પાનનાં બીડાંમાં ગામોનાં નામ લખીને પેલા નાગરોને આપ્યાં અને એ રીતે ઠગીને દાન આપ્યું. વડનગરના નાગરોએ પેલા જોવા જનારાઓને દાન લીધાના દોષથી ન્યાત બાહાર રાખ્યા ને એ રીતે ૭ સમવાય થયા છે.

'સાઠોદ ગામ છે રૈવાકાંઠે,'
'તેનું દાનપાત્ર લઈ અનુસર્યા'
'સાઠોદરા પદવી થઈને,'
'વડનગરથી નીસર્યા'—૧
'વિસલદેવ રાજા થયો,'
'અની ધર્મસૂં ધીર'—
'કપોતવધનો જગન કરતે,'
'ત્હાં ગયા એ વીર'—૨
'તેને ઉતરીને છળ કરી,'
'તાં બો લ.માં ચિ ઠ્ઠી ગ્ર હી'
'વિસલ નગ્રનું દાન કીધું,'
'તે અજાણે લીધું સહી—૩
વગેરે વગેરે વગેરે

નાગરોના ૫૨ ગોત્ર સંભળાય છે પણ દાનમણિશંકર શાસ્ત્રીયે ૬૪ ગોત્ર લખાવ્યાં છે તે આઃ—

કૌશિક, કાશ્યપ, દર્ભ, લક્ષ્મણ, હરિકર, ઋસપાલ, એતિકાયન, ઉદ્દહલ, ભારદ્વાજ, વારાહ, મૈત્રય, કૌડિન્ય, આલીભાયન, પારાશર, ગોપાલ, ઔક્ષ્ણુ, ગૌતમ, બૈજવાપ, શાંડિલ્ય, છાંદોગ્ય, આત્રેય, વૃદ્ધાત્રેય, કૃષ્ણાધેય, દત્તાત્રેય, કૌરંગપ, ગાલવ, કાપિષ્ઠલ, જાતુકર્ણ; ગૌરાયત, શાર્ગવ, ગાગ્યાયન, સાંકૃત્ય, શાર્કરાક્ષ, પિપ્પલાદ, શાકાયન, ગાર્ગ્ય, માતકાયન, પાણિનેય. લૌકાક્ષ, કૌશલ, આગ્નિવેશ્ય, લૌકાક્ષ કોશલ, આગ્નિવેશ્ય, હારીત, ચંદ્રભાર્ગવ, આંગિરસ, કૌત્સ, માંડવ્ય, મૌદ્દલ, જૈમિનેય, પૈડિનસી, ગૌભિલ, કાત્યાયન, વસિષ્ઠ, નૈધ્રુવ, નારાયણ, જાબાલિ, જમદગ્નિ, શાલિહોત્ર, નધુપ, અગસ્ત્ય, ઔપનસ, ભાગુરાયણ, ત્રૈવર્ણેય, વૈતાયન, અને ચ્યવન. એ ૬૪ માં આઠ ગોત્ર ઊંચાં કુળ કહેવાય છે તે આ.

"કશ્યપશ્ચૈવ કૌડિન્ય ઔક્ષ્ણુશઃ શાર્કવોદ્વિપઃ" બૈજવાપઃ પષ્ઠમઃ પ્રોક્તો કપિષ્ઠેતુરૂકસ્તથા.—૨

સંસ્કારકૌસ્તુભમાં કુલાષ્ટક આ છે-કશ્યપ, કૌડિન્ય, ઔક્ષ્ણુ, શાર્કવ, કૌશિક, બૈજવાપ, કપિષ્ટ અને ગૌતમ. એ રીતે જોતાં હું એ આઠમાંનો છઠ્ઠો (વાઃ વારે મારું અભિમાન!)

૪. વડનગર જ્યારે ભાંગ્યું ત્યારે નાગરો ન્હાસીને બીજે મુકામે જઇ વસ્યા તેમાં મારા વડીલો સુરતમાં આવીને રહ્યા. વડનગર ત્રણવાર ભાંગ્યું કહેવાય છે. પ્રથમ સંવત ૬૪૫ ના માઘ મહીનામાં મ્લેચ્છને ત્રાસે ભાંગ્યું ને કેટલાક નાગરો પાટણ જઇ રહ્યા. બીજીવાર સંવત ૧૨૭૨ ના કારતેગ મહિનામાં ગોરીશાને (શાહાબુદ્દીન ગોરી હશે) ત્રાસે ભાગ્યું તેમાં કેટલાક નાગરો જુનાગઢ જઇ રહ્યા ને એમાંથી થોડાક ઇડર ને અમદાવાદ જઇવસ્યા. (અમદાવાદ તો વસ્યું સંવત ૧૪૬૭–૬૮ પછી; હું ધારૂંછ કે જેને હમણાં અમદાવાદ કહિએછ ત્યાંહાં નહીં પણ તે જગાની આસપાસની જગોમાં) ત્રીજીવાર ભાગ્યું તે સંવત ૧૭૮૨ માં દક્ષણને ત્રાસે ને એથી વડનગરમાં રહેલા તમામ નાગરો નિકળ્યા તે ઇડર, વાસવાળું, ડુંગર પાસે, કાશી

ને મથુરા જઇ વસ્યા. એ બાબત, કોઇ વલ્લભદાસનો કરેલો નરસીંહ મ્હેતાના છોકરાનો વિવાહ એ નામનો એક જુનો ગ્રંથ મને મળ્યો છે તેનાં ૬ ઠ્ઠાં કડવામાંથી મેં ઉતારી લીધી છે પણ કેટલાકની ભલામણ ઉપરથી તે ૬ ઠ્ઠું કડવુંજ અહિં દાખલ કરૂં છઊં.

કીધો મંત્ર એવો ન્યાતે મળી.
ધન ધન થયા મનચિંતા ટલી. ૧
હવાં નરસિંહ મહેતો કેમ થયા,
વડનગ્રથી બીજે કેમ રહ્યા. ૨
સર્વે વાત કહું વિસ્તારી,
સુણો શ્રોતાજન ધીર ધારી. ૩
એમ વર્ષ કંઇ વહી ગયાં.
રાજા રાજ્ય ક્ષત્રીનાં થયાં. ૪
વળી જવન હસ્તિનાપુર ધસ્યા,
ત્યા નાગર પાસે જઇ વસ્યા." ૫

"ચાકર થઇ નાગર તે,
ભોગ પૃથ્વી ભોગવે;
એમ કરતે જે થયું તે,
સુણો સહુ કહું છું હવે. ૧
સંવત છશે પીસતાળીશ,
જવન બે માની ઘણો;
નગ્ર ભાગું મામ માધે,
વિસ્તાર કહું તેનો સુણો. ૨
નગ્ર પાટણ તણો રાજા,
મહા ધર્મસું ધીર;
અર્ધ નાગર ગયા અહિંથી,
બડા બાવન વીર ૩
અરાઢ સહસની સંખ્યા છે,
તેમાં ગૃહસ્થ બાર હજાર;
કુંવારા ખટ સહસ્ર છે,
મહાદેવનો પરિવાર. ૪
તે અર્ધ ભીતર નગ્રમાં રહ્યા,
અર્ધ ગયો જે વાસ;
રહ્યા તે આભીતર કહાવ્યા,
ને ગયા જે અધવાસ ૫
નાતજાતમાં કાર્ય કારણ,
એ કમત મનમાંહ્ય;
પગરણ આવે જેહને,
ત્યાં સર્વ ભેગા થાય. ૬
સીધપૂર પાટણ વીશે,
અધવાસ સમસ્ત જે રહ્યો;
રીતભાત આચારથી,
વડનગરથી પૃથક થયો. ૭
એમ કરતે વરસ કેટલાં,
થઇ ગયાં તે મધ્ય;
સર્વ સુખ આનંદ ભોકતે,
રાજકાજ સમર્થ. ૮
પછે ક્ષત્રીવટ જે ધારી નાગરે,
તે રાજઅંશી થઇ રહ્યા;
કેટલા બીજા રહ્યા તે,
વ્યાપારને વશ થઇ ગયા. ૯
વ્યાપારના ઉદ્યમ કરે,
તેનું ગૃહસ્થ નામ ન્યાતે ધર્યું;
બીજા બ્રાહ્મણ વેદમૂર્તિ,
એ ત્રિવિધ નામ કળિમાં કરયું. ૧૦
પ્રથમ નગર ભાગ્યું એણી રીતે,
મહા મ્લેચ્છને ત્રાસ;
પછે બીજી વાર ભાગ્યું તે,
કહે વલ્લભદાસ ૧૧
સંવત બાર ઓતરે,
પુરણ કાર્તિક માસ;
ગોરીશાયે દ્રવ્ય લીધો,
તણે છોડયો વાસ; ૧૨

તારે નોઘણુ રાજા, જુનાઘડને,
જેને ત્રણ લાખ અસવાર;
એ સહસ્ર ઘરને સનમુખ આવી
લાગ્યો દેશ મુઝાર. ૧૩

ઘણા આદર થકી રાખી,
ભાવે નાગરી ન્યાત;
રાજકાજનો ભાર સુંપ્યો,
સુણે તે કહે વાત. ૧૪

તેણે સમે તે માંહ્યથી,
એક સહસ્ર ઘર, ઇડર ગયાં;
પાંચ સહસ્ર ઘર પગ પરઠીને,
વડનગરમાં ત્યે રહ્યાં. ૧૫

એણી રીતે અમદાવાદી,
અધવાસ પદ પામ્યા સહી;
સોરઠી બે સહસ્ર તેને,
આભ્યંતર પદવી રહી. ૧૬

બારગામ અધવાસ કેરાં,
સોરઠીનાં પુર બાર;
પછે જે રહ્યા વડનગરમાં,
તેનો કહું વિસ્તાર. ૧૭

સંવત સત્તર બ્યાસી એ તો
દક્ષણ કેરો ત્રાસ;
સરવે નાગર નીસર્યા,
નગ્રની મુકી આસ. ૧૮

ઇડર, વાલંભ, વાંસવાળુ
ડુંગરપુર પાટણ રહ્યા;
નગ્રથી જે નીસર્યા તે,
કાશી ને મથુરા ગયા. ૧૯

એણી રીતે નગ્ર ભાગ્યું,
કલી ને મહીમાય;
છ ગામ વડનગરનાં ચાયે,
ત્રણે સમવાય. ૨૦

શ્રી સદાશિવની કૃપાથી,
છે સર્વે સંપતવાન;
સુખ સંપત્થીહીન થયા,
જેણે મેહેલ્યું વેદ વિધાન. ૨૧

વેદ વિધિ નવ આદરી
તેનું તેજ શિવજીએ હરયું
હવાં નરસઇ મેહેતો થયા જે
વિધિ વિસ્તારી કહું. ૨૨

એ ઉપરથી જોતાં નાગર બ્રાહ્મણ, નાગર ગૃહસ્થ (વેપારી અને સરકારમાં કામ કરનારા) અને નાગરક્ષત્રી (રાજા અને સિપાઇયો અથવા સિપાઇનાગર) એ ત્રણ તડાં છે.

૫. સુરતમાં નાગરો ક્યારે આવ્યા તે સંબંધી કંઇ ઉપર લખ્યું નથી—પણ સુરતના ઘણા ઘરડા નાગર બ્રાહ્મણો કહેછે કે 'આપણે પ્રથમ ચાંપાનેરથી તે ભાગ્યા પછી સુરતની આજુબાજુનાં ગામમાં આવી રહ્યા' હજી સુરતના નાગર બ્રાહ્મણો બડાજણીઆ, નવસારીગરા, વલસાડિયા, બરાનપોરિયા વગેરે કહેવાય છે. ચાંપાનેર* ભાગ્યું સંવત ૧૪૫૨ ના પોસ સુદ ૩ જે ને સુરત શેહેર વસવા માંડ્યું

* ચાંપાનેરનો છેલ્લો રાજા રાવળ જેસિંગ ઉર્ફે પતાઇ રાજા હતો. ચાંપાનેરમાં હિંદુ રાજા હતા તાંહાંસુધી બ્રાહ્મણો તાંહાં રહ્યા ને મુસલમાન આવ્યા કે તાંહાંથી નાઠા એવો સંભવછે. રાસમાળામાં લખ્યું છે કે ચાંપાનેરના રાવળને અને ઇડરના રાવને અદાવત હતી તેથી ઇડરના રાવે પોતાની મદદમાં મુસલમાનને તેડી ચાંપાનેર પર હલ્લો કરાવ્યો રાવળને માળવાના સુલતાનની મદદ હતી પણ આખરે તે હાર્યો ને અમદાવાદના મહમંદ બેગડાએ ચાંપાનેર લીધું. ઇ. સ. ૧૪૮૪ ના ૨૭ મા નવેમ્બરે.

આસરે સંવત ૧૫૭૦ થી.—એ ઉપરથી જણાય છે કે મુસલમાનના ત્રાસથી બ્રાહ્મણો નાહાસીને સુરતની આસપાસનાં ગામ જાહાં હિંદુની સત્તા હશે તાંહાં આવી રહ્યા.

વળી સુરતના બ્રાહ્મણો કેહે છે કે પ્રથમ અશ્વનીકુમાર—ફુલપાડા ગામમાં પોણોસેક વરસ રહ્યા ને ત્યાંથી પછી પરામાં પોણોસેક વરસ રહ્યા ને પછી શેહેરમાં આવ્યા. શેહેરમાં આવ્યા ને ૧૫૦ વરસ થયાં અને તીજીવાર વડનગર છોડયાને પણ ૧૪૦ સેક વરસ થયાં પણ વલ્લભદાસે સુરતનું નામ નથી દીધું માટે જણાય છે કે તેઓ ઇડરથી ચાંપાનેર આવેલા. હવે ઇડર જે ગયલા તે વલ્લભદાસના કહ્યા પ્રમાણે બીજીવારના નાઠેલા તેમાંથી—માટે હમે બીજીવારના નાહાસવામાંથી વડનગરથી ઇડર અથવા જુનાગઢ ને પછી ઇડર* ગયલા ને તાંથી ચાંપાનેર આવેલા ને તાંથી પછી ગામોમાં રહેતા રહેતા શેવટે સુરત આવી રહેલા એમ કલ્પના થાય છે.

૬. ગુજરાતમાં સીપાઈ નાગર કોઈ નથી (કાશી ને ગ્વાલિયર તરફ છે) ગૃહસ્થને ભિક્ષુક એવા બે ભેદ થયા તે વિષે વલ્લભદાસે બે પ્રસંગે કહેલું છે તેમાં બીજો પ્રસંગ ઉપલી કવિતામાં છેજ. પહેલા પ્રસંગમાં એમ કે વેદધર્મનાં રક્ષણને સારૂ કેટલાકને ક્ષત્રીનું કામ કરવું પડયું તેથી તેઓ ગૃહસ્થ કેહેવાયા ને જે લોક પોતાનાં અગ્નિહોત્રાદિક કર્મ રાખી રહ્યા તે ભિક્ષુક કેહેવાયા. એઓ એક બીજાની દક્ષણા લે તેમ ગૃહસ્થની પણ લે; ગૃહસ્થ, ભિક્ષુકની ન લે. અસલ બ્રાહ્મણો કોઇ વાણિયા વગેરેની દક્ષણા લેતા નહીં પણ હાલ સહુની લે છે ને કેટલાક બ્રાહ્મણો તો વાણિયાને શુભાશુભ કર્મ કરાવે છે.— પણ એ કારણ માટે સુરતમાં એ વર્ગ જે કુંકણાને નામે ઓળખાય છે તેમાંનો કોઇ, ઢાંકડા વર્ગમાંનાને કન્યા દે છે (ક્વચિતજ બને છે) તો તેને કેટલોક દંડ આપવો પડેછે. જેમ ભિક્ષુક વર્ગમાં હવે, પંડ્યા હોય છે તેમ ગૃહસ્થ વર્ગમાં હાલ નથી—કેમકે તેઓએ વેદશાસ્ત્રનાં અધ્યયન મુકી દીધાં છે.

૭. આજકાલ જુવાનિયા ગૃહસ્થો ભિક્ષુકને નીચા સમજે છે પણ કુળધર્મ જોતાં તો તેઓ કર્મભ્રષ્ટ છે માટે તેઓ નીચા. દુનિયાંદારીની માહીતી જોતાં અને શ્રીમંતાઇ જોતાં ગૃહસ્થો, બ્રાહ્મણોકર્તાં વેહેવારમાં ઉંચા ખરા. પણ એ વિચાર મારે કરવાનો નથી. વૃદ્ધ નાગરો હજી ભિક્ષુકને પોતાના પૂજ્ય સમજેછે. હાલમાં બ્રાહ્મણો આગળની પેઠે ગૃહસ્થના ઉપર ઝાઝો આધાર રાખતા નથી; તેઓએ પણ પોતાનાં પૂર્વના ધંધા છોડીને સંસાર ઉદ્યમે વળગવા માંડ્યુંછે. હવે ગૃહસ્થ ને ભિક્ષુક એ ભેદ રાખી માંહોમાંહે કુસંપ વધારવો, એક બીજાને કન્યા ન આપવી આદિકઈ વાતોના પ્રતિબંધ પાળવા અને તેથી થતાં નુકશાન ખમવાં એ શ્હાણ઼ા ને

* ઇડરમાં સામળિયો સોર્ડ નામના હિંદુ રાજાના વખતમાં પ્રથમ નાગરો (હું ધારૂંછ કે વડનગરથી) ઇડર ગયા ને ચાંપાનેરથી નિકળ્યા એ બધી મુદત ૨૫૦ વરસની થાયછે. ઇડરના નાગરોની વાત રાસમાળામાં આ પ્રમાણે છેઃ— સામળિયાના કોઇ વંશજે પોતાના એક નાગર કારભારીની કન્યા સાથે પરણવાનું ધારલું હતું ને પછી એ નાગરે જુગતીથી સોનંગજી રાઠોડને બોલાવી સોર્ડ વંશનું નિકંદન કરાવ્યું. હું ધારૂંછ કે પછી તાંહાં આજુબાજુના મુસલમાનોએ ત્રાસ દીધેલો તેથી તાંહાંના નાગરો ચાંપાનેર આવી રહેલા.

ચતુર નાગરોને ઘટતું નથી. હું કહેવાઉં તો છઊં ભિક્ષુકનાગર પણ મેં ભિક્ષુકી થોડીકજ કીધીછે. હું ઉત્તમ પ્રકારની ગૃહસ્થાઇમાં ઉછરયોછ. મારા વિચારમાં આમ છે કે ગૃહસ્થે પોતાની માની લીધેલી મોટાઈ મુકી દેવી અને ભિક્ષુકે પોતાની ભિક્ષુકીનો હક અને હલકી રીતભાત છોડી દેવી—એ બંનેએ પરસ્પર કન્યાઓ આપવી લેવી—એકજ શેહેરમાં નહીં પણ બધે ઠેકાણે. ઘણોક સુધારો પણ દાખલ કરવો કે જેથી નાગરની સ્થિતિ ઘણીજ ઉંચી પંકિતની થાય. કુલ ગુજરાતી લોકની નાતોમાં નાગરની નાત, કુળ, રૂપ, આચાર, વિદ્યા, પદવિ, ચતુરાઇમાં સહુથી શ્રેષ્ઠ મનાઇ છે ને મનાય છે. ( એ વિષે વધારે કોઇ બીજે પ્રસંગે બોલીશ. )

ઉપરની લાંબી હકીકતને મારી સાથે થોડો સંબંધ છે માટે લખવી તો જોઇયે નહીં પણ ગુજરાતી બ્રાહ્મણોમાં ઘણા ઘણા જણ ગોત્ર પ્રવર વગેરે શું છે તે જાણતા નથી તેઓને જણાવવા માટે અને મારા નાગર સંબંધી કેટલીક જાણ જે મને મેહનતથી થઈ છે તે મારા નાતીલાઓને કેહેવા માટે ઉપલો વિસ્તાર કરયો છે-બાકી, નાગર દાખલ મારી મોટાઇ બતાવવાને કરયો નથી.

( આ રસિક આત્મકથાનો વિશેષ ભાગ આવતા અંકમાં. )

---

# આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ



મહેરબાન પ્રમુખ સાહેબ, સન્નારીઓ ને સદ્‌ગૃહસ્થો ! *

તમે જાણ્યું તો હશે કે સાહિત્ય સંસદ તરફથી સાહિત્ય પરિષદને જે નિમંત્રણ મેં મોકલ્યું હતું તે સ્વીકારાયું હતું; અને તેને પરિણામે આવતા એપ્રીલમાં આઠમી પરિષદ મુંબાઇમાં ભરાવાનું નક્કી થઇ ચુકયું છે. પરિષદ ૧૯૦૭ માં રા. કેશવલાલ ધ્રુવના પ્રમુખપણા નીચે મુંબાઇમાં મળી હતી. ઓગણીસ વર્ષે તે પાછી મુંબાઇમાં આવશે. ગુજરાતી મુંબાઇ તેને આદરથી આવકાર આપશે એવી મને ખાત્રી છે.

મુંબાઇ શહેર ગુજરાતમાં નથી એવી ટીકા અવારનવાર થાય છે. આ ટીકા મને ગેરવ્યાજબી લાગે છે. મુંબાઇ મુંબાઇ ઇલાકાનુ છે—મહારાષ્ટ્રનું ને ગુજરાતનું—એ કબુલ. પણ છતાં અહીંઆંના ગુજરાતી જીવનમાં વિશિષ્ટતા છે; ગુજરાતીપણું છે. નર્મદાથી સોપારા સુધીનો પ્રદેશ પુરાણ કાલમાં એક હતો એ વાત તો આઘી રહી; પણ જ્યાં નર્મદ ને ગોવર્ધનરામ જીવી ગયા; જ્યાં દાદાભાઇ, ફીરોજશાહ ને ટાટા વસી ગયા; જ્યાં રા. નરસિંહરાવ ને રા. કૃષ્ણલાલ ઝવેરી આજે વસે છે; જ્યાં સર લલ્લુભાઇ ન્યાયાસને શોભે છે ને સર ચીમનલાલ વિદ્યાપીઠે વીરાજે છે; જ્યાં જીના ને વિઠ્ઠલભાઇ રાજકીય જીવન પ્રેરે છે; જ્યાં કાંગા ને ભુલાભાઇ દેસાઇ ધારાશાસ્ત્રીઓ છે; જ્યાં સર પરશોતમદાસાદિ ધંધો કરે છે; જ્યાં દલાલ, પટેલ અને જીવરાજ જેવા પ્રસિદ્ધ ગુજરાતી ડોકટરો છે; જ્યાં ગુજરાતી પત્રો જાહેર જીવન ઘડે છે; જ્યાંના સંસ્કારો સમસ્ત ગુજરાતને પ્રેરે છે—તે પ્રદેશને ગુજરાતની બહાર ગણવો એ દષ્ટિમર્યાદાની સંકુચિતતાની પરાકાષ્ટા કહી શકાય. આપણે ગુજરાતી છીએ, ગુજરાતી રહેવાના ને ભાવિ ગુજરાત ઘડવાના પ્રયોગમાં ફાળો આપવાના.

ખરું જોતાં તો આખી ગુજરાતની પ્રજા ભિન્નભિન્ન સંસ્કાર લઇ કચ્છથી, કાઠીઆવાડથી, ઇડરથી ને દમણથી આવે છે; અને મુંબાઇના melting potમાં ભિન્નતાઓ ગાળી ગુજરાતીપણાને સ્પષ્ટ ને સુરેખ બનાવે છે. આવી જગ્યાએ પરિષદ આવે એમાં મુંબાઇને તેમજ પરિષદને—બંનેને લાભ છે.

પહેલાં અમદાવાદની ગુજરાત સભા, અને તેના પ્રાણરૂપ રણજીતરામને ગુજરાતી સાહિત્યના સેવકોનું સંમેલન કરવાની ઊર્મિ થઇ આવી. એ ઊર્મિને વશ થઇ કેટલાક ઉત્સાહી ગુજરાતીઓએ પરિષદને જન્મ આપ્યો. પહેલી પરિષદમાં, ૧૯૦૫ માં અમદાવાદમાં, ગોવર્ધનરામે તેને આશિષ આપી; ૧૯૦૭ માં મુંબાઇમાં, રા. કેશવલાલે એને ગુજરાતી સાહિત્યના સાતત્યનું ભાન કરાવ્યું; ૧૯૦૯માં રાજકોટમાં, અંબાલાલ સાકરલાલે વ્યગ્ર દશાને પામેલી પરિષદને ટકાવી રાખી; ૧૯૧૨માં વડોદરામાં, રણછોડલાલએ એને પગભર કરી; ૧૯૧૫ માં સુરતમાં, રા. નરસિંહરાવે તેને તેજસ્વી સ્વરુપ આપી, સંસ્થાઓમાં

* મુંબઈમાં તા. ૨૨-૧૧-૨૫ ના રોજ મારવાડી વિદ્યાલયમાં સર લલ્લુભાઈ આશારામ શાહના પ્રમુખ પણા નીચે મળેલી મુંબઇના ગુજરાતીઓની જાહેર સભામાં રા. કનૈયાલાલ માણેકલાલ મુનશીએ આપેલું ભાષણ

સામ્રાજ્ય અપાવવાનો પ્રયાસ કરવા માંડ્યો. ત્યાં પરિષદને સ્થાયી સ્વરૂપ આપવા માટે એક સમિતિ નીમાઇ. રા. કૃષ્ણલાલ ઝવેરીને ત્યાં બેચાર પ્રસંગે ચહાપાણી લીધા સીવાય તે સમિતિએ ઝાઝું કામ કર્યું નહીં. સંચાલકોમાંથી રણજીતરામ ૧૯૧૭ માં ગુજરી ગયા; બળવંતરાય ઠાકોરે ભંડોળ કમીટીની પ્રવૃત્તિમાં પરિષદની પરવા છોડી દીધી. રમણભાઈ ને હીરાલાલ પારેખ બે જણની શ્રદ્ધા ને ઉત્સાહ પર પરિષદ-ની પ્રવૃત્તિ જીવવા લાગી.

પણ અત્યાર સુધી પરિષદ સંમેલન હતું, સંસ્થા કહી શકાય નહીં; માત્ર વિદ્વત્તાપૂર્ણ લેખોની જનેતા હતી, સાહિત્ય પ્રવૃત્તિની માતા થવા નહોતી માંડી. ને છતાં તેમાં આશાનાં બીજ હતાં.

૧૯૨૦ની અમદાવાદની પરિષદનું મહત્ત્વ ગાંધીજી ને રવીંદ્રનાથ જેવા બે મહા તેજસ્વી પુરુષો-ના મેળાપથી પ્રગટેલા તેજમાં ઢંકાઇ ગયું હતું; પણ રા. હરગોવિંદદાસના નેતાપણા નીચે પરિષદે સ્વરૂપ બદલ્યું. પરિષદ મંડળ પ્રગટ્યું–સંમેલનની સંસ્થા થઇ.

રા. મટુભાઇ કાંટાવાળાએ રા. રમણભાઇ ને રા. હીરાલાલ જોડે સાહચર્ય સાધ્યું.

આ નામો ગણાવી ઘણા ઉત્સાહી કાર્યકર્તા-ઓ જેમણે આ હીલચાલમાં ભાગ લીધો છે તેમને હું અન્યાય કરવા માગતો નથી. તેમ પેલી ચહા પી સદ્દગત થએલી સમિતિનો હું સભ્ય હતો એ સીવાય પરિષદ જોડે મારે સંબંધ નહોતો. છતાં દૂર ઉભા રહી જે મધ્યસ્થ વ્યક્તિઓ બળ તરીકે મને દેખાઇ હતી તેમનાં નામ આપું છું.

૧૯૨૪ માં ભાવનગરની પરિષદ કમલા-શંકર ત્રિવેદીના પ્રમુખપણા નીચે ભરાઇ હતી ત્યારે પરિષદ મંડળ નક્કી થયું; અને મંડળ રજીસ્ટર કરવાની યોજના થઇ. અને રા. ભરત-રામ જેવા ઉત્સાહી સાહિત્યપ્રેમીએ યોજના સફલ કરવાનું ઉઠાવી લીધું. હવે મંડળ રજીસ્ટર થઇ ગયું છે; અને તેણે કામ આરંભ્યું છે. પ્રથમ પ્રયત્ન તરીકે તેણે જોડણીનો વિષય હાથ પર લીધો છે; અને ઘણે અંશે તેને સહેલો કરી નાખ્યો છે.

હવે પરિષદ મુંબાઇ આવે છે–એક સંમેલન તરીકે નહીં પણ એક સંસ્થારુપે; એક શંભુમેળા તરીકે નહીં પણ સમસ્ત ગુજરાતની સાહિત્ય પ્રવૃત્તિ પર વ્યોમની માફક વીસ્તરી રહેવાની અભિલાષાવાળા મંડલ તરીકે; કાં તો એની એ અભિલાષા પૂર્ણ થશે કે કાં તો એ અભિલાષા સેવતી પાછી જશે. એની અભિલાષા પૂર્ણ થશે કે કેમ તેનો ઘણો આધાર તમારા–મુંબાઇના સાહિત્યવિલાસી ગુજરાતીઓના ઉત્સાહ ને વ્યવસ્થાશક્તિ પર છે.

આ પરિષદનું પહેલું કામ એનું બંધારણ સુદૃઢ કરવાનું છે. મંડળે પરિષદને સંસ્થા બનાવી છે. એ મંડળને મજબુત કર્યે એ સશક્ત થશે. એ મંડળને સર્વગ્રાહી કરે એ પોતાનું સામ્રાજ્ય વીસ્તારી શકશે. એ મંડળને વ્યવસ્થિત કરે ચિરંજીવ ને સતત પ્રવૃત્તિ એ આદરી શકશે. સાહિત્ય સંસ્થાનું બંધારણ એ અઘરું કામ છે. એમાં નવા ઉત્સાહને સ્થાન જોઇએ તેમ જુની સંગીનતાને પણ જોઇએ. એમાં લોકપ્રિય થવાના અંશો જોઇએ તેમ પ્રવૃત્તિની વિશિષ્ટતા સચવાય એટલું સામર્થ્ય જોઇએ. આ સૂર્યમંડલમાં જેમ એકલવાયાપણામાં રાચતા વિદ્વત્તા કે સાહિત્યના તેજસ્વી ધૂમકેતુ માટે સ્થાન જોઇએ તેમ વ્યવસ્થા સાચવી ડહાપણથીજ મર્યાદામાં આગળ વધનારા નાનામોટા ગ્રહો પણ જોઇએ.

બીજો પ્રશ્ન પરિષદના સ્થાનનો છે. હાલની સ્થિતિમાં, થોડાં વર્ષ સુધી, પરિષદનું મથક એક જગ્યાએ રહે તે ઇચ્છવાજોગ મને લાગતું નથી.

એક ઠેકાણે મથક થયું કે પ્રાંતિક સંસ્થા સ્થાનિક બની જવાની. એનું મથક તો અવારનવાર જેમ મુખ્ય કાર્યવાહકોને રુચે તેમ બદલાયાજ કરવું જોઇએ. જ્યાં તે વર્ષના મુખ્ય અધિકારીઓ હોય તેજ મથક રાખવાથી કાર્યદક્ષતા અને સુગમતા બંને સચવાય. અને છતાં આ પ્રયોગ એક દૃષ્ટિએ જોતાં નુકશાનકારક છે. A rolling stone gathers no moss. દર વર્ષે જો મથક બદલાય તો ચોપાનીયું ક્યાંથી નીકળે? પ્રકાશન પ્રવૃત્તિ ક્યાંથી ચાલે? જુનાં પુસ્તકો ક્યાં ભેગાં કરાય? પ્રવૃત્તિનું સાતત્ય કેમ સચવાય? આજ મુશ્કેલીને લીધે અત્યાર સુધી પરિષદ સુદૃઢ સંસ્થા થવા પામી નથી.

એનો મને એકજ રસ્તો લાગે છે. જે જગ્યા વર્ષેવર્ષે અધિકારીઓ નક્કી કરે તે મંડલનું મથક ગણાય અને ત્યાંથી મંડળનો કારોબાર ચાલે. પણ જે પ્રવૃત્તિ કે જે કાર્ય મંડળે હાથ ધર્યા હોય તેને માટે કાર્યકર ખાતું તો હંમેશને માટે એકજ જગ્યાએ રહે. આ વિકટ પ્રશ્ન આ વખતની પરિષદ આગળ આવશે. અને તેનો સદાને માટે નિર્ણય કરવાથીજ પરિષદને શક્તિ સાંપડશે.

ત્રીજો પ્રશ્ન હું જોડણીનો માનું છું, પરિષદ મંડળે એ બાબતમાં પગલાં પણ માંડયાં છે. પરિષદે એનો વિચાર કરવાનો છે—જોડણીનો નિર્ણય કરવાનો છે. અને એ ઉપરાંત માત્ર નિર્ણય કરી બેસી રહેવાનું નથી. જોડણીની વિશુદ્ધિ કરતાં તેની એકતા અત્યારે ઘણી જરુરની છે. જોડણીની એકતા એટલે સાહિત્યની એકતાનું ભાન; એટલે ગુજરાતી તરીકેની અસ્મિતા અનુભવવાનું અગત્યનું પગલું. પરિષદે કેળવાએલા સમૂહને સરલ પડે એવી જોડણી સર્વમાન્ય કરવાના પ્રયત્ન કરવા જોઇએ—માત્ર પ્રયત્ન નહીં પણ વ્યવસ્થિત ચળવળ આરંભવી જોઇએ. આ વિષય વિદ્વાનોનો નથી, માત્ર સાહિત્યવિલાસીઓનો નથી પણ ગુજરાતના ભકતોનો છે.

ચોથો સવાલ સાહિત્યપ્રકાશનનો છે. અત્યારે બે સાહિત્યપ્રવાહો ગુજરાતમાં એકઠા મળ્યા છે—એક પાશ્ચાત્ય ને બીજો પુરાણો. એ બેના મિશ્રણમાંથી નવું સાહિત્ય પ્રગટે છે. એ નવું સાહિત્ય ગુજરાતનો આત્મા વ્યક્ત કરે, તેના આદર્શો મૂર્તિમાન કરે, તેના અંતરની ઊર્મિઓ બહાર લાવે ત્યારેજ એ ખરું લાક્ષણિક સાહિત્ય બને. અને જ્યાં સુધી જુના સાહિત્યનો પાનો હાલના જીવનને ચઢાવ્યો નથી ત્યાં સુધી એ બનવું ઘણું અઘરું છે. વળી નવા સાહિત્યનું પ્રકાશન જોઇએ તેવું જલદીથી થતું નથી; અને જ્યાં સુધી તે ન થાય ત્યાં સુધી સાહિત્યમાં Renaissance (પુનર્જીવન) આવવાનું નથી. આ પાનો ચઢાવવો, —આ Renaissanceનો માર્ગ સરલ કરવો એ કામ પરિષદનું છે. એટલુંજ નહીં પણ જુદી જુદી વ્યક્તિઓ ને સંસ્થાઓ છુટાછવાયા પ્રકાશનના પ્રયત્નો આદરી રહ્યાં છે, તેને પરિષદ એકત્રિત ન કરી શકે?

સાહિત્યપ્રકાશનનું કામ અઘરું છે. એમાં વિદ્વાનોની સહાય જોઇશું, ને પૈસો જોઇશું. વિદ્વત્તા મળશે—સંપૂર્ણ નહીં તો પ્રભુએ આપણા સમય પ્રમાણે આપી હોય તેવી. પૈસા પણ મળશે—શ્રદ્ધાવાન કદી ભુખે મર્યો સાંભળ્યો છે? ઉત્સાહને કદી સાધનહીનતા નડી છે?

આ ઉપરાંત બીજા ઘણા વિષયો પણ પડ્યા છે; પણ તેને વ્યવહારુ ક્ષેત્રમાં આવતાં વાર લાગશે. એક માસિક કે અઠવાડીક; ઇનામોની યોજના; કોષ ને વિશ્વકોષ; ગુજરાતનો ઇતિહાસ; ગુજરાતી વિદ્યાપીઠ; ગુજરાતના સાહિત્ય ને સંસ્કારને ઘડે એવા ઘણા વિષયો પડ્યા છે કે જે પરિષદ મંડળ જો વ્યવસ્થિત થાય તો તે હાથ

પર લઇ શકે. આ બધા પ્રશ્નો વીશે મેં થોડો-ઘણો વિચાર કર્યો છે, ને યોગ્ય સ્થળ ને સમયે તેને રજુ કરીશ.

આ બધી વાત તો ખરી. અત્યારે સંસ્થાઓ કાઢવાનો ને સંમેલનો મેળવવાનો વા વાયો છે. એ બધી જીવવાની નથી; બધી જીવવા લાયક પણુ હોતી નથી. પણુ જે સંસ્થામાં ગુજરાતનું નવજીવન પ્રતિબિંબિત થએલું હોય—જેમાં તેની અમર આશાની જ્યોત જળહળતી હોય—જે નવા ગુજરાતની ઘટનામાં પોતાનો ફાળો આપી શકે તેનેજ જીવવાનો અધિકાર છે. જો સાહિત્ય પરિષદ અને પરિષદ મંડલ પોતાના નામ ને આશય પ્રમાણે બધા સાહિત્ય તરંગોનું કેંદ્ર બને, અને બધી સાહિત્ય પ્રવૃત્તિનું મૂલ બને તોજ તેને જીવવાનો, કે માન મેળવવાનો હક્ક છે. પ્રચલિત સાહિત્યના આદર્શો ઝીલવા; વિદ્વાનો ને સાહિત્યકારોની પ્રવૃત્તિઓને વ્યવસ્થિત કરવી; સાહિત્ય-વિષયક સંસ્થાઓને એકાકાર કરવી; જુના ને નવા સાહિત્યનું સંમિશ્રણ કરવું; સાહિત્ય, કલા ને જીવનની પુનર્ઘટના કરવી—આ કાર્યક્રમ પરિષદ ને પરિષદ મંડલ જો સ્વીકારે તોજ તેમને જીવાડવાં કામનાં છે. ગુજરાતને સાહિત્ય, કલા ને સંસ્કારનું મંદિર જોઇએ છે; ગુજરાતી અસ્મિતા વ્યક્ત કરવાનું સજીવ સાધન જોઇએ છે. અને પરિષદે આ મંદિર ને સાધન થવું જોઇએ.

મુંબાઇમાં પરિષદ પોતાનું ખરું સ્વરુપ ને સ્થાન લેશે એવી આશા મેં તો રાખી છે. આખું ગુજરાત તેને સશક્ત ને સમૃદ્ધ કરવાની ઇચ્છા ધરાવે છે. એક આદર્શ સંસ્થા ઘડવાના અભિલાષથી સમસ્ત ગુજરાત તમારે બારણે આવે ત્યારે તેના કાર્યને સુગમતા કરી આપવી એ દરેક ગુજરાતીની ફરજ છે. મુંબાઇ ઘણી વખત મોટી સંસ્થાની પુનર્ઘટનાની પ્રયોગશાલા બની છે. પરિષદને સુદૃઢ કરી મોકલાવવી એ હવે મુંબાઇની ફરજ છે. અને મુંબાઇમાં અને શ્રદ્ધા છે. એ પોતાની ફરજ અદા કરવા ચુક્યું નથી—ને આ વખતે ચુકશે નહીં.

× × ×

તા. ૬–૧૨–૨૫ ના રોજ સુરતમાં સરદાર જનાર્દન પાઠકજીના પ્રમુખપણા નીચે મળેલી જાહેર સભામાં મુંબાઇ ખાતે મળનારી સાહિત્ય પરિષદમાં ભાગ લેવાને સુરતનાં શહેરીઓને આમંત્રણ આપતાં રા. કનૈયાલાલ મુનશીએ જણાવ્યું હતું કે:—

આવતે વર્ષે મુંબાઇમાં ભરાનારી સાહિત્ય પરિષદમાં સુરતને નિમંત્રણ આપવાની હું આ તક લઉં છું. એટલુંજ નહીં પણ મુંબાઇ આવી સાહિત્ય પરિષદને સબળ કરવામાં તમારો ફાળો આપવાની પ્રાર્થના પણ સાથે સાથે કરું છું. સુરત અને ભરુચના એટલે પ્રાચીન લાટના લોકો સંસ્કારી છે, મોજીલા છે, રસિક છે એમની વાતચીતોમાં વિનોદ, રસિકતા ને સચોટતા દેખાય છે. પણ એ બધી સ્વાભાવિક બક્ષીસોને સાહિત્ય-રુપે વ્યક્ત કરવાને બદલે ગપ્પતોમાં, ગપાટાઓ-માં ને મોજભર્યાં સંમેલનોમાં તેઓ વાપરી નાખે છે. અને પરિણામે વડોદરાની ઉત્તરે પ્રસરી રહેલું ગાંભીર્ય, જવાબદારીનો પ્રણાલિકાગ્રસ્ત ને ભયંકર ખ્યાલ, પંડિતાઇના ઉંચા આદર્શો, એ બધાંએ ગુજરાતી સાહિત્ય પર છાપ મારી છે.

આને પરિણામે સાહિત્ય પરિષદ પર ગુંગળાવે એવા ગાંભીર્યના, પટાબાજી ખેલતી પંડિતાઇના ઓળા પડયાજ કરે છે. એક વખત પરિષદ સંબંધી એક વિદ્વાન મિત્રે જણાવ્યું હતું કે જ્યાં સુધી માણસે પંદર કે વીસ વર્ષ લિપિ, છંદ, જોડણી વગેરે વિદ્વત્તાના અગાધ ઉંડાણમાં જીવન વીતાવ્યું

ન હોય ત્યાંસુધી તેને સાહિત્ય-પરિષદમાં ભાગ લેવાનો હક નથી.' આ સાંભળી વર્ષો પહેલાં હું ગભરાઇ ગયો હતો અને જો પરિષદની આજ ભાવના હોય તો હજી પણ એનાથી મને ગભરાટ છુટ્યા વગર રહે નહીં. જેવી અગત્ય વિદ્વત્તાપૂર્ણ સાહિત્યની છે, તેવીજ સર્જનાત્મક સાહિત્યની છે–બલ્કે વધારે છે. છતાં આપણે ત્યાં પરિષદનો જે આદર્શ ગણાય છે તે એવો છે કે જો તે વીલાયતમાં માન્ય થાય તો બર્નાડ શોને તેમાં સ્થાન મળે નહીં, જો ફ્રાન્સમાં માન્ય થાય તો રોમે રોલાંને સ્થાન મળે નહીં. ખરી સાહિત્ય પરિષદ સાહિત્યની દરેક ભાવનાના પ્રતિનિધિનું સંમેલન થવું જોઇએ. એટલુંજ નહીં, પણ તેમાં એ પ્રતિનિધિઓના સહકારથી પ્રગટેલી પ્રવૃત્તિને વિજયી બનાવવાની હોંસ જોઇએ. હું એમ માનું છું કે ધીમેધીમે સાહિત્ય પરિષદ આ પ્રકારનું સ્વરૂપ લેતી જાય છે.

આપણા વિદ્વાનો સાથે થોડાક વ્યવહારુ દૃષ્ટિના માણસો પરિષદમાં ભળવા જોઇએ. આ નહીં થવાથી ઘણી વખત સાહિત્ય પરિષદ કલમ બાજોનો અખાડો થઇ પડે છે; અને જ્યાંસુધી પુરેપુરી વિદ્વત્તા કે પુરેપુરી શુદ્ધિ કે પુરેપુરી સંપૂર્ણતા મળે નહીં ત્યાંસુધી કાર્ય કરવાને બદલે વિવાદો કર્યા કરવાનો આગ્રહ ચાલ્યાજ કરે છે. જોડણીના દરેક સંશોધક બીજા સંશોધક જોડે કોઠા રચી વિગ્રહ આરંભે છે અને જ્યાંસુધી પોતે દિગ્વિજયી ન થાય ત્યાંસુધી નમતું ન આપવાની પ્રતિજ્ઞા લઇ બેસે છે. હું વિદ્વાન નથી. સત્ય જડે નહીં, ઇશ્વર સાંપડે નહીં, કે શુદ્ધમાં શુદ્ધ જોડણી નક્કી થાય નહીં ત્યાંસુધી અન્નજલનો ત્યાગ કરવાની મહત્ત્વાકાંક્ષી મનોદશા મારે કમનસીબે હું અનુભવતો નથી. હું તો અપૂર્ણ છું, અને દુનીઆ અપૂર્ણ છે અને રહેવાની એ સિદ્ધાંતમાં માનું છું; એટલે સાહિત્ય પરિષદ શુદ્ધજ જોડણી નક્કી કરે તે કરતાં જોડણી વધારે સંખ્યાને સ્વીકાર્ય કરાવી શકે તો મને પરિષદનું જીવન સફળ થએલું દેખાય છે. હ્રસ્વ ઇ લાંબી ટૂંકી હશે તો ચાલશે, પણ ચાલીસ લાખ ગુજરાતી એંશી લાખ રીતે ભાર્યં લખે તો રાષ્ટ્રને સાહિત્યનો વિકાસ અટક્યા વગર રહેશે નહીં. આ દૃષ્ટિબિંદુવાળા પચીસ માણસો નીકળે અને ગમે તે જોડણી સ્વીકારી પચીસ હજાર રુપીઆ ખરચી આખું ગુજરાત એકજ જોડણી લખે તે ધ્યેય ઉપર એકાગ્ર ચિત્તે મંડ્યા રહે તો સાહિત્ય પરિષદનું જીવન હું તો સફળ થએલું માનું.

આપણે આર્ય પ્રજાને જાત્રાના મેળા કરવાનો અજબ ને પુરાણપુનિત શોખ છે. એટલે દરેક પ્રવૃત્તિ શુક્લતીર્થની જાત્રાની માફક ત્રણ દહાડા ઘેલા બનાવે છે; અને બાકીનું વર્ષ એ ઘેલછામાં ભોગવેલા આનંદના વિચારમાં વહી જાય છે. વખતછેને એ પણ કારણ હોય કે આર્ય પ્રજા તરીકે આપણે એટલા અપૂર્વ છીએ કે ત્રણ દહાડા ઉદ્ધારની વાત કરી હોય તો બાકીના ત્રણસો બાસઠ દહાડા તે કર્યા વગર પણ ચાલે! ક્યાં સુધી કોંગ્રેસની પણ એ દશા; આજે દરેક સંમેલનની એ દશા. આપણી પરિષદનો ઉત્સાહ પણ ત્રણ વર્ષે ત્રણ દહાડા, એટલે વર્ષ દિવસે એક દહાડામાં પુરો થઇ જાય છે. કોઇ પણ મોટું કામ, કોઇ પણ ચિરંજીવ પ્રવૃત્તિ, નિરંતર સત્કારથી સેવેલા પ્રયાસ વિના ટકી શકતાં નથી. સાહિત્ય પરિષદે જાત્રાનો આદર્શ છોડી સેનાનો આદર્શ સ્વીકારવો જોઇએ.

આપણે ત્યાં એક ખુબી બધે જોવામાં આવે છે. દરેક મોટા માણસ પોતાને મોટામાં મોટો માને એ તો ઘણુંજ સાધારણ દૃષ્ટિબિંદુ છે. પણ આપણા દેશમાં મોટા માણસો એટલેથી અટકતા નથી. તે પોતાને મોટા માને છે એટલુંજ નહીં,

પણ બીજા કોઇ મોટા હોઇ શકે નહીં, એવી એમને સંપૂર્ણ ખાત્રી હોય છે—અને પરિણામે, એ મોટા માણસ સાથે કામ કરી શકતા નથી. વીલાયતમાં બાલ્ડવીન, ચેમ્બરલેન, ચર્ચીલ ને બર્કનહેડ જેવા મહાપ્રતાપી પુરુષો પોતાનું વ્યક્તિત્વ રખે જતું રહે એવા ભય વગર સાથે રહી કામ કરી શકે છે. આપણે ત્યાં કોની મગદુર છે કે મહાત્માજી, પંડિત નેહરુ, જીન્હા ને શાસ્ત્રીને કોઇ ભેગું રાખી શકે? ને આપણી સાહિત્ય પરિષદનું તો પુછવુંજ શું? કહેવાય છે કે એક જમાના પહેલાં રાજકોટમાં રા. નાનાલાલ કવિ અને રા. બલ્લુભાઇ ઠાકોર લઢી મુઆ; અને પરિણામે કવિરાજ કહે છે કે જ્યાં ઠાકોર ત્યાં હું નહીં. એ મારા મુરબ્બીઓને મારે તો એટલુંજ કહેવાનું છે કે એકમેક પર જેટલો ગુસ્સો આવે તે કલમ ને શાહી વતે કાઢયા કરો, પણ અમારા જેવા તમારા નમ્ર પ્રશંસકોને તમારા સંયુક્ત બળની ઓથ શા સારુ આપતા નથી? એમાં ખરી વાત માત્ર એટલી છે કે પરાધીન પ્રજાને સ્વાભાવિક એવી એક વૃત્તિ આપણામાં પેસી ગઇ છે. તે વૃત્તિ આપણી વ્યવસ્થાશક્તિ ખીલવા દેતીજ નથી. રખેને એકબીજાની સાથે કામ કરતાં પહેલો એકડો કોઇ બીજાનો થઇ જાય એવો ધાક લાગે છે. આ વૃત્તિનો વિનાશ પરિષદે સાધવો જોઇએ. સાહિત્ય પરિષદે બને તેટલા પ્રયત્ને ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં સ્વચ્છંદે વીહરતા પુરુષાર્થોને નાથવાનો પ્રયત્ન કરવો જોઇએ

અત્યારે જીવનમાં ને સાહિત્યમાં નવા અને જુના આદર્શોની સરિતા ભેગી વહી રહી છે. આ સંગમકાલમાં ઉદ્ભવતાં બધાં બળોને ભેગાં કરી પરિષદે તેને મૂર્તિમાન કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. જુના સાહિત્યનું નવી દૃષ્ટિએ સંશોધન અને પ્રકાશન જેટલું જરુરનું છે તેટલુંજ નવા સાહિત્યનું પ્રકાશ ન વિસ્તાર જરુરનાં છે. હંમેશાં જ્યારે બે આદર્શો સંમિશ્રણ થાય છે, ત્યારેજ નવું ચેતન પ્રગટે છે, ત્યારેજ નવું સાહિત્ય, નવું જીવન ને નવા સંસ્કાર પેદા થાય છે. અત્યારે ગુજરાતમાં એવું સંમિશ્રણ થઇ રહ્યું છે. પાશ્ચાત્ય ને પૌરસ્ત્ય આદર્શો એક બીજાને પટ દઇ રહ્યા છે. અને એ પ્રયોગમાંથી વિવિધ રંગો ઝળકી ઉઠ્યા છે.

આવે પ્રસંગે સાહિત્યપરિષદે માત્ર પ્રાંતિક દૃષ્ટિએ નહીં, પણ આંતરરાષ્ટ્રીય કસોટીથી સાહિત્યના આદર્શો પારખવા જોઇએ. ગુજરાતના ગટે કે બાયરન થઇને સંતોષ લેવાની વૃત્તિને વીસારે પાડવી જોઇએ. પણ ગુજરાતી સાહિત્ય આંતરરાષ્ટ્રીય સાહિત્યમાં સ્થાન લે તે પહેલાં આપણા નાનકડા કુવાની મર્યાદા એજ સૃષ્ટિની મર્યાદા છે, એ ભ્રમ ભુલી જવો જોઇએ. આપણે ત્યાં મહત્તાનો આદર્શ એટલો નાનકડો છે, કે જરાક કોઇએ કૈંક અસાધારણ કામ કર્યું, કે સાહિત્ય પ્રગટાવ્યું કે તેની આસપાસના તેને ધૂપદીપથી આરાધવા મંડી જાય છે. આરાધ્ય બીચારો ઉત્તરોત્તર વિકાસ પામવાને બદલે ભકતજનોની ભક્તિના નીશામાં ધીમેધીમે ચકચુર બની જાય છે. તેની પ્રગતિ અટકી પડે છે. તીક્ષ્ણતા બુઠ્ઠી થઇ જાય છે. અને ભક્તિમાં લીન થએલા પાર્ષદો વિવેચનશક્તિ ખોઇ નાખી જયજય કરતા બીચારા આરાધ્ય દેવતાને દુનીઆના સાહિત્ય સ્વામીઓ જોડે બેસાડી દે છે. આ ભક્તિમાર્ગ મને આપણી સંકુચિત વિવેચન દૃષ્ટિનું મુળ લાગે છે. આપણે ભુલવું ન જોઇએ કે આપણા જુના સાહિત્યમાં નથી જોઇએ તેટલું વૈવિધ્ય કે નથી જોઇએ તેટલી સમૃદ્ધિ; અને આપણા નવા સાહિત્યમાં નથી મહાન અર્વાચીન સાહિત્યકોની કલા કે પ્રેરણા. આ ભાન જ્યાં સુધી આપણને સ્પષ્ટ રીતે થાય નહીં, ત્યાં સુધી સાહિત્યસ્વામીઓના સતત પરિચયથીજ

પ્રગટતી શક્તિ કે સર્જકતા આપણામાં આવે નહીં. સાહિત્યપરિષદે આંતરરાષ્ટ્રીય વિશાલ દષ્ટિ સેવની જોઇએ એટલુંજ નહીં, પણ એ દૃષ્ટિ આખું ગુજરાત સ્વીકારે એવાં પગલાં લવાં જોઇએ.

આવતી સાહિત્ય પરિષદ આવો કોઇક રસ્તો લે એવો પ્રયાસ મુંબઇમાં મારા મિત્રો કરી રહ્યા છે, અને જ્યારે પરિષદનો સમારંભ થાય ત્યારે ત્યાં આવી સાહિત્ય પરિષદના વિકાસમાં તમારો ફાળો આપી પરિષદને ગુજરાતી સંસ્કાર ને ગૌરવની મૂર્તિ બનાવવાના અલ્પ પ્રયાસમાં બનતી મદદ કરશો એવી હું વીનંતી કરું છું. સાહિત્ય એ એકજ ક્ષેત્ર એવું છે કે જ્યાં જીવનનાં બધાં બળો એકઠાં થઇ શકે અને એક ભગીરથ પ્રયાસ કરી એક ચિરંજીવ ને સજીવ સંસ્થા ગુજરાત માટે સરજાવવામાં નર્મદના સુરતના શહેરીઓ પુરતી મદદ કરશે એવી આશા રાખું છું.

ત્યાર બાદ રા. **ચંદ્રશંકર નર્મદાશંકર** પંડ્યાએ ભાષણ આપતાં જણાવ્યું કે ઇ. સ. ૧૯૨૬ ના એપ્રિલ માસમાં ઇસ્ટરના તહેવારોમાં "**ગુજરાતી સાહિત્ય પરિષદ**" નું આઠમુ અધિવેશન મુબાઇમાં થનાર છે તે પ્રસંગે હાજર રહેવાનું અને કાર્યમાં ઉત્સાહ ભર્યો ભાગ લેવાનું આમંત્રણ આપ સર્વને આપવા સ્વાગત સમિતિ તરફથી અમે અત્રે આવ્યા છીએ. આપ સર્વ આવ્યે પરિષદ શોભશે એટલુંજ નહીં, પરંતુ સમૃદ્ધ થશે

આપને આમંત્રણ કરતાં ભાઇ મુનશીએ વિશ્વામિત્રીની ઉત્તરના પ્રદેશને ભોગે દક્ષિણના પ્રદેશની અતિ પ્રશંસા કરી છે તે હું અર્થવાદ અથવા વરઘોટકન્યાયનો પ્રયોગ માની લઉં છું. લાટમાં—સુરતમાં—જ રસિકતાનો ઇજારો છે અને અમદાવાદ–વડોદરા, નડિઆદ–પાટણ વગેરે નગરોથી અલંકૃત મધ્ય ગુજરાત કે કાઠીયાવાડ કે કચ્છ રસિકતાથી વિહિન છે એવું માનવું કે કહેવું એમાં સત્ય કે ન્યાય નથી એટલુંજ નહીં, પરંતુ સમસ્ત ગુજરાતની સાંસ્કારિક એકતાની ભાવનાની પોષણની દષ્ટિએ શાણપણ પણ નથી. ભાઇ મુનશીના કહેવામાંથી આપને એટલો જ સાર ગ્રહણ કરવાનો છે કે ગુજરાતના ઇતર વિભાગો જેમ પોતાની વિશિષ્ટતાઓને સાહિત્યનું અમર સ્વરૂપ આપે છે તેમ લાટ પ્રદેશે પણ રમુજીપણાની અને રસિકતાની વિશિષ્ટતાઓને આપવા જેવું છે. બેશક, ગુજરાતી સાહિત્યના તેમજ ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના સર્વ સંગ્રહમાં ઇતર વિભાગોની માફક લાટને પણ સ્વાગતજ હોઇ શકે, અને છે. લાટના વિદ્વાનો પોતાના પ્રદેશની વિશિષ્ટતાઓનો ઉપહાર પરિષદને ચરણે અર્પણ કરશે તેથી પરિષદ સર્વદેશીય અને સમૃદ્ધજ બનશે.

સાહિત્ય પરિષદ્ સંબંધીના વિચારમાં મુખ્ય બાબત સાહિત્યની ભાવના છે. જેમ સાહિત્યની ભાવના ઉચ્ચ, વિશાલ અને વિવિધ તેમ પરિષદ્‌નું કાર્ય ઉચ્ચ, વિશાલ અને વિવિધ. લિપિ, જોડણી, વ્યાકરણ, શૈલી, પદ્ય રચના વગેરે સાહિત્યના વિશાલ પ્રદેશનાં આવશ્યક અંગો છે એ ખરૂં છે, પરંતુ તેટલામાંજ કાંઇ સાહિત્યની પર્યાપ્તિ થઇ જાય છે એમ નથી. ઉલટી હકીકત તો એ છે કે એ અંગો પ્રમાણમાં ગૌણ છે અને તે વિષયોનો વિચાર માત્ર પ્રાથમિક કાર્યજ ગણાવુ જોઇએ. ગુજરાતના કેટલાક અગ્રેસર સાક્ષરોએ પોતાની પ્રવૃત્તિમાં એ એ વિષયોને જે પ્રધાન સ્થાન આપ્યું છે તેથી એવો ભ્રમ પ્રાકૃત મનુષ્યોમાં ઉભો થયો છે કે સાહિત્ય એટલે લિપિ, જોડણી, વ્યાકરણ, શૈલી, પદ્યરચના વગેરેનો જ વિચાર અને પરિણામે સાક્ષર એટલે એ શુષ્કતાઓનો ઉપાસક. સાહિત્યના સંબંધમાં આ લોકભ્રમ સ્વાભાવિક

છે પરંતુ સત્ય નથી, અને આવો લોકભ્રમ ચાલુ રહે તો પરિષદના કાર્યમાં લોકોને જોઇએ તેટલો રસ ન રહે. એટલા માટે જરૂરનું છે કે સાહિત્યની અને સાહિત્ય પરિષદના કાર્યક્રમની વિશાલતાનો વાસ્તવિક ખ્યાલ લોકોને આપવામાં આવે. કાવ્ય, નાટક, નવલકથા, નિબંધ એ પણ સાહિત્યનાં અંગો છે અને તેમનો સાહિત્ય પરિષદ્ના કાર્યક્રમમાં સમાવેશ થાય છે. સાહિત્યમાં જેમ ગંભીર અને વિચારપ્રધાન સાહિત્યનો સમાવેશ થાય છે, તેમ મનોરંજક અને રસ પ્રધાન સાહિત્યનો પણ સમાવેશ થાય છે. સર્જનાત્મક સાહિત્યને તેમજ વિવેચનાત્મક સાહિત્યને બન્નેયને સ્થાન છે. પાંડિત્ય અને વિદ્વત્તાની અતિશયતા સામે ફરીયાદ કરનારને પણ તેમના સ્થાનનો સ્વીકાર કર્યા વિના ચાલે તેમ નથી. સંક્ષેપમાં, સાહિત્ય એ એક સર્વદેશીય સંમેલસ્થાન છે અને તેમાં સર્વને યથારૂચિ વિહાર કરવાનો અવકાશ છે. આપણો અભિલાષ અને પ્રયાસ એવો હોવો જોઇએ કે ભારતવર્ષનાં ઇતર સાહિત્યોની કે જગતનાં ઇતર સાહિત્યોની તુલનામાં જ માત્ર નહીં પરંતુ સ્વતંત્ર રીતે પણ આપણું ગુજરાતી સાહિત્ય ઉજ્વલ, વિશાલ અને વિવિધ બને.

બીજી અગત્યની બાબત એ છે કે સાહિત્યની આવી ભાવનાની સિદ્ધિ માટે સાહિત્ય પરિષદ્ શું કરી શકે ? સાહિત્યપરિષદના કાર્યની ટીકા કરવી અથવા તેને ઉતારી પાડવું એ સહેલું છે. પરંતુ તેમ કરવામાં નથી ન્યાય કે નથી ઉદારતા. એક બાબત તો સ્વયમેવ સ્પષ્ટ હોવી જોઇએ કે સાહિત્ય પરિષદ્ દ્વારા પોતાની આજ્ઞાથી સર્જનાત્મક સાહિત્ય ઉત્પન્ન કરાવી શકે નહીં. સર્જનાત્મક સાહિત્ય પ્રતિભાની અપેક્ષા રાખે છે અને પ્રતિભાની પ્રાસાદિક પ્રેરણાઓ ઉપર તો પ્રભુનો જ અનન્ય અધિકાર છે. સર્જનાત્મક સાહિત્યના સંબંધમાં પરિષદ્ ગુણદોષનાં પૃથક્કરણ કરનાર વિવેચનો લખાવી શકે અને તેવા વિવેચનાત્મક સાહિત્યની ઉત્પત્તિમાં પરિષદ જેટલે અંશે નિમિત્ત થાય તેટલે અંશે તેના કાર્યક્રમના એક અંગની સફલતા. ભાઇ મુનશીએ આપણા વિવેચનાત્મક સાહિત્યની ન્યૂનતાઓ વિષે જે સૂચન કર્યું છે તે અસ્થાને નથી. આપણા જીવનમાં તેમજ આપણા સાહિત્યમાં સ્વતંત્ર વિવેચનાત્મક દૃષ્ટિની આવશ્યકતા ઉપર એમણે જે ભાર દીધો છે તે વ્યાજબી છે. નિર્વિકારી, રાગદ્વેષરહિત, નિષ્પક્ષપાત, તટસ્થ, સમતોલ, ગુણદોષનું યથાસ્થિત પૃથક્કરણ કરનાર વિવેચનોની હજી આપણે ત્યાં જરૂર છે. વિવેચનના કાર્ય ઉપરાંત વિદ્વત્તાના કાર્યને પણ હજી પુષ્કળ અવકાશ છે. ચિંતન અને અન્વેષણ એ પરિષદમાં સદૈવ શોભશેજ આડંબર અને અસ્વાભાવિક્તા ગમે તેવાં ઉપહાસપાત્ર હોય, પરંતુ સાચું અને સચેતન પાંડિત્ય સદૈવ સત્કારપાત્ર જ હોઇ શકે, અને પરિષદ એવા સાચા પાંડિત્યની પોષકજ થવી જોઇએ. સંક્ષેપમાં, પ્રકાર ગમે તે હોય પરંતુ જે કંઇ પ્રયાસ થાય તે ચેતનમય હોવો જોઇએ, નિર્જીવ નહીં.

હવે એક બાબત વધારે. મુંબાઇ એટલે અર્વાચીનતા, સર્વ દેશીયતા, વ્યાવહારિકતા, પ્રયત્નાત્મકતા. મુંબાઇ એટલે અર્વાચીન ગુજરાતનું તેમજ મહારાષ્ટ્રનું સંસ્કારકેન્દ્ર. સાહિત્ય પરિષદ ગુજરાતના જુદા જુદા વિભાગોમાં ફરી અઢારે વર્ષે પાછી મુંબઇમાં આવે છે તે જરૂર વધારે અર્વાચીન, સર્વદેશીય, પ્રયત્નાત્મક અને વ્યવહારિક બનીને પાછી જવી જોઇએ. પરિષદનું જે અંધારણ તૈયાર થાય છે તેને તમારા વિચારનો લાભ આપવા જરૂર પધારશો.

અંતમાં એક વિજ્ઞપ્તિ ભાઇ મુનશીને

આપણા સાહિત્યની અને આપણી સાહિત્ય પરિષદની જે ન્યૂનતાઓ બતાવી છે તે આપ વધારે સતેજ બનો માટે, નિરાશ થાઓ ને બેદરકાર બનો માટે નહીં. સુધારાને અને પ્રગતિને અવકાશ છે એ બતાવવાનો તેમનો આશય છે. બેશક, સ્વાગત–સમિતિ આપનો સત્કાર પોતાનાથી બનતી રીતે કરશેજ, પરંતુ આપ તો તેમનો વિચાર કર્યા વિના પરિષદ આપની પોતાની છે એમ સમજીને સકુટુંબ સપરિવાર પધારવું. આપને પનોતે પગલે પરિષદ, ચરિતાર્થ થશે.




નીચેનાં પુસ્તકો અમને જુદા જુદા પ્રકાશકો તરફથી મળ્યાં છે, તેનો અમે આભાર સ્વીકાર કરીએ છીએ. તેનો અને બીજાં મળેલાં પુસ્તકોનો પરિચય અનુકુળતાએ આપવામાં આવશે.--ઉપતંત્રી.

વડોદરા રાજ્યના ભાષાંતર ખાતા તરફથી:—

માકણ અને જુ:—લેખક: સ્વ. ઇંદુવદન દલસુખરામ દેસાઇ વડોદરા.

પાણીનાં પરાક્રમ ભાગ ૧-૨. લેખક: રા. કલ્યાણરાય નાથુભાઇ જોષી.

રસાયન પ્રદેશ:–લેખક:રા. લલિતા પ્રસાદ દવે

બાળપૃથ્વી:–લેખક: રા. મધુસુદન મગનલાલ પરીખ.

હવા અને પાણી:–લેખક: રા. મુળવંતરાય પ્રેમશંકર બક્ષી.

કોયલાની ખાણ:–લેખક: રા. રતિલાલ ઇચ્છારામ દેસાઇ.

ઉત્સર્ગ તંત્ર: રા. ચંદુલાલ સેવકલાલ દવે

નેપોલીઅન બોનાપાર્ટ લેખક:–રા. ગોકલદાસ મથુરાદાસ. શાહ.

મલ્લ વિદ્યા:–લેખક: રા. ભગીરથ રખાજી જયેષ્ઠી.

નકુળ વિદ્યા:–લેખક: રા. મધુકુમાર શિવરામ દેસાઇ.

મનોધર્મવિદ્યાનાં મુળતત્ત્વો. લેખક: રા. હીંમતલાલ કલ્યાણરાય બક્ષી.

સૃષ્ટિની બાલાવસ્થા:–લેખક:રા. કલ્યાણભાઇ નથુભાઇ જોષી.

बडोदाचें मराठीं साहित्य:-લેખક: રા. ગણેશ રંગનાથ દંડવતે.

अप्रसिध ऐतिहासिक चरित्र:-લેખક: રા. વિનાયક સદાશિવ, વાડસંકર.

"ગુજરાતી" ન્યુસ પ્રીન્ટીંગ પ્રેસ.

બેક હાઉસ લેન, કોટ મુંબાઇ તરફથી:–

સં. ૧૯૮૨ નું પંચાંગ

શ્રીમદ્ ભગવદ્ ગીતા.

હીંદ અને બ્રીટાનીયા:–લેખક: સ્વ: ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ.

કોજાગ્રિ (કોણ જાગે છે?):–લેખક: રા. વિનાયક નંદશંકર મહેતા.

ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ તરફથી

આંકડા શાસ્ત્રનાં મૂળતત્વો લેખક: રા. ચંદુલાલ ભગુભાઇ દલાલ.

પ્રાકૃતિક ભૂગોલ: લેખક: અ. છોટાલાલ બાળકૃષ્ણ પુરાણી.

પ્રકીર્ણ—

સંસ્કૃત સાહિત્યની કથાઓ ભા. ૧. સંગ્રાહક: રા. નાનાલાલ નાથાભાઇ શાહ. વડોદરા. પ્રકાશક: જીવનલાલ અ. મહેતા, અમદાવાદ.

## તંત્રી સ્થાનેથી



[ અનુસંધાન પૃષ્ઠ ૪૦૮ ]

–ભાઇ હેમંત–નાં કરુણ રસભર્યાં આત્મકથનો અને તેને અનુરુપ અભિનય વિષમ સંજોગમાં અને 'પાપીની' પદવિ પામ્યા પછી પણ પ્રેક્ષકોની સહાનુભૂતિ મેળવવા ભાગ્યશાળી નીવડે છે. ચંદ્રિકા તરીકે ભાઇ રમણલાલ વીણનું કામ પણ સારા પ્રકારનું હતું અને આ શૃંગાર અને કરુણ રસને પોષનાર–એ બેની પરિસીમાઓમાંથી જરા આનંદનાં છાછરાં નીરમાં ખેંચી જનાર આપણાં કવિ અને કવિપત્ની–ભાઇ મોદી માસ્તર અને ભાઇ અનંતવીણ–ના કટાક્ષો અને વિનોદી સંવાદો ને તેને ઉચ્ચારવાની રીતભાત પ્રશંસાને પાત્ર નીવડે છે. માત્ર કોઇ કોઇ વખતે અભિનયનો અતિરેક ન થતો હોત અને નાટકી ચાળાઓથી પોતાના વ્યકિતત્વને બચાવી લીધું હોત તો અમને વિશ્વાસ છે કે હાસ્યરસિક પાત્રોનું તે ઉત્તમ દ્દષ્ટાંત પુરું પાડી શકયા હોત.

સમાજમાં જે સમયે નાટકમાં ભાગ લેવો એ અકુલિનતા ને અસભ્યતા ગણાતાં હોય તે સમયમાં ઉછરતા યુવાનોએ જે નૈતિક હીંમત આ 'શંકિત હૃદય' નો પ્રયોગ કરી બતાવી છે અને સમાજમાં કલામય નાટય પ્રયોગોને માટે સુરુચિ ઉત્પન્ન કરી છે તેને અમે ફરીથી અભિનંદન આપ્યા વિના રહી શકતા નથી, અને અમે ઇચ્છીએ છીએ કે આવા ઉત્સાહી યુવાનોની મંડળીઓ માત્ર કોલેજોમાંજ નહીં પણ સમાજમાં પણ દરેક ઋતુમાં એકેક ઉત્તમ પ્રયોગથી આપણી રંગભૂમિને ઉચ્ચ કક્ષાએ મુકવા પ્રયત્નો કરશે તો તેમનો સ્નેહશ્રમ પ્રશંસા ને આદરને પાત્ર જરુર નીવડશે. અમે સાથે સાથે મિત્રધર્મે એટલું પણ સુચવીશું કે માત્ર જન સમાજની અધમ વૃત્તિને પોષવી એ નાટકનો ઉદ્દેશ નથી. નાટક એ કલા છે અને કલાને કલાની ખાતરજ વાપરી સમાજમાં ઉચ્ચ રસવૃતિ ઉત્પન્ન કરવી ને પોષવી એ દરેક કલાપ્રિય નટની ફરજ છે એ આપણી ઉછરતી રંગભૂમિનાં રત્નો ધ્યાનમાં રાખશે.



# આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ, મુંબાઈ.



## પત્રિકા નં. ૪

અત્યાર સુધીમાં સત્કાર મંડળના સભાસદોની સંખ્યા ૧૦૦ થઇ છે. આ સંખ્યા મુંબાઇના પ્રમાણમાં ઘણી ઓછી છે. ઘણાએ સજ્જનો છેવટે સત્કાર મંડળમાં જોડાય છે. પરંતુ પરિષદના પ્રમુખની ચુંટણી કરવાનો હક્ક આ મંડળને છે એ વાત ધ્યાનમાં રાખીને આ ચુંટણીના દિવસ પહેલાં સત્કાર મંડળમાં જોડાવું ઇષ્ટ છે.

૧ સત્કાર મંડળના પ્રમુખ અને ઉપ-પ્રમુખો નીમવા માટેની સત્કાર મંડળની સભા તાં. ૯ મી જાનેવારી ૧૯૨૬ ને શનિવારે સાંજના પાંચ વાગનાં બોલાવવાનું ઠરાવવામાં આવ્યું છે.

૨ પરિષદના પ્રમુખની ચુંટણી કરવા માટે સત્કાર મંડળની સભા તા. ૧૫ મી જાનેવારી ૧૯૨૬ પછી બોલાવવાનું ઠરાવવામાં આવ્યું છે. જે ગૃહસ્થોએ તે દિવસ અગાઉ સાંજના પાંચ વાગતા સુધીમાં લવાજમ રૂ. ૧૦) ભરી પોતાનાં નામ નોંધાવી દીધાં હશે તેમનેજ આ ચુંટણીમાં મત આપવાનો અધિકાર પ્રાપ્ત થશે.

પરિષદના કાર્યવાહકો સમસ્ત ગુજરાતમાંથી પરિષદમાં મહેમાનોને આમંત્રણ કરવાના હેતુથી, તેમજ આવતી પરિષદ પ્રત્યે લોકરુચિ ઉત્પન્ન કરવા માટે કાર્યવાહકોએ ગુજરાતના જુદાં જુદાં શહેરોને પ્રવાસે જવાનું ઠરાવ્યું છે. તે મુજબ રા. કનૈયાલાલ માણેકલાલ મુનશીએ તથા રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યાએ સુરત અને વડોદરામાં ભાષણો આપ્યાં હતાં.

દિવસે દિવસે પરિષદ નજદીક આવતી જાય છે. અને નિબંધો તો પરિષદના પ્રાણરુપ છે. અમે આશા રાખીએ છીએ કે વિદ્વાનો તેમજ અભ્યાસીઓએ આ પરિષદ માટે ઉત્તમ નિબંધો લખવા શરુ કર્યા હશે. નિબંધો મોડામાં મોડા ફેબ્રુઆરીની શરુઆતમાં મોકલી આપવા વીનંતી છે. જેઓ નિબંધ મોકલવા ઇચ્છા ધરાવતા હોય તેઓ જો અમને પત્ર લખી ખબર આપી શકે તો ઘણું સારું.

પરિષદના બંધારણનો પ્રશ્ન આવતી પરિષદનો એક મુખ્ય પ્રશ્ન થશે. આ સંબંધમાં અત્યારથીજ ચર્ચાઓ શરુ થઇ ગઇ છે. આ ચર્ચાઓ મુદ્દાસર બને તે હેતુથી કાર્યવાહકોએ અમદાવાદમાં મળેલી પરિષદે ઘડેલા નિયમોની નકલો છપાવીને પરિષદના કાર્યાલયમાં રાખી છે. જેઓ ત્યાં માગણી કરશે તેમને તે વિના મૂલ્યે મળશે.

પરિષદ માટે ફંડ ભરાવવાનું કામ ચાલે છે. પ્રમાણમાં ધનવાન તરફથી પ્રત્યુત્તર સારો મળે છે. અત્યાર સુધી રૂપીઆ બે હજાર ભરાયા છે. પરંતુ હજી ઘણી વધારે રકમની જરૂર છે. માટે ખાસ કરીને સરસ્વતી અને લક્ષ્મી બંનેની કૃપા જેમના ઉપર છે તેમને અમે આગ્રહપૂર્વક વીનંતી કરીએ છીએ કે બનતી મદદ અમારા ફંડમાં કરશો.

સાહિત્ય પરિષદ કાર્યાલય,
C/O. સાહિત્ય પ્રેસ,
૧૦-૧૪, બેકહાઉસ લેન,
મેડોઝ સ્ટ્રીટ, કોટ,
તા. ૧૯-૧૨-૨૫.

પ્રમુખ, ઉપપ્રમુખો
અને
મંત્રીઓ.
કારોબારી મંડળ.

## તંત્રી સ્થાનેથી



[ અનુસંધાન પૃષ્ઠ ૪૦૮ ]

–ભાઇ હેમંત–નાં કરુણ રસભર્યાં આત્મકથનો અને તેને અનુરુપ અભિનય વિષમ સંજોગમાં અને 'પાપીની' પદવિ પામ્યા પછી પણ પ્રેક્ષકોની સહાનુભૂતિ મેળવવા ભાગ્યશાળી નીવડે છે. ચંદ્રિકા તરીકે ભાઇ રમણલાલ વીણનું કામ પણ સારા પ્રકારનું હતું અને આ શૃંગાર અને કરુણ રસને પોષનાર–એ બેની પરિસીમાઓમાંથી જરા આનંદનાં છાછરાં નીરમાં ખેંચી જનાર આપણાં કવિ અને કવિપત્ની–ભાઇ મોદી માસ્તર અને ભાઇ અનંતવીણ–ના કટાક્ષો અને વિનોદી સંવાદો ને તેને ઉચ્ચારવાની રીતભાત પ્રશંસાને પાત્ર નીવડે છે. માત્ર કોઇ કોઇ વખતે અભિનયનો અતિરેક ન થતો હોત અને નાટકી ચાળાઓથી પોતાના વ્યકિતત્વને બચાવી લીધું હોત તો અમને વિશ્વાસ છે કે હાસ્યરસિક પાત્રોનું તે ઉત્તમ દૃષ્ટાંત પુરું પાડી શકયા હોત.

સમાજમાં જે સમયે નાટકમાં ભાગ લેવો એ અકુલિનતા ને અસભ્યતા ગણાતાં હોય તે સમયમાં ઉછરતા યુવાનોએ જે નૈતિક હીંમત આ 'શંકિત હૃદય' નો પ્રયોગ કરી બતાવી છે અને સમાજમાં કલામય નાટ્ય પ્રયોગોને માટે સુરુચિ ઉત્પન્ન કરી છે તેને અમે ફરીથી અભિનંદન આપ્યા વિના રહી શકતા નથી, અને અમે ઇચ્છીએ છીએ કે આવા ઉત્સાહી યુવાનોની મંડળીઓ માત્ર કોલેજોમાંજ નહીં પણ સમાજમાં પણ દરેક ઋતુમાં એકેક ઉત્તમ પ્રયોગથી આપણી રંગભૂમિને ઉચ્ચ કક્ષાએ મુકવા પ્રયત્નો કરશે તો તેમનો સ્નેહશ્રમ પ્રશંસા ને આદરને પાત્ર જરુર નીવડશે. અમે સાથે સાથે મિત્રધર્મે એટલું પણ સુચવીશું કે માત્ર જન સમાજની અધમ વૃત્તિને પોષવી એ નાટકનો ઉદ્દેશ નથી. નાટક એ કલા છે અને કલાને કલાની ખાતરજ વાપરી સમાજમાં ઉચ્ચ રસવૃતિ ઉત્પન્ન કરવી ને પોષવી એ દરેક કલાપ્રિય નટની ફરજ છે એ આપણી ઉછરતી રંગભૂમિનાં રત્નો ધ્યાનમાં રાખશે.






પુસ્તક ૮]   માઘ ૧૯૮૨   [અંક ૫

## ગુજરાત અને યુગધર્મ

ગુજરાતે સંસ્કારનો નવો યુગ આરંભ્યો છે. તેની સંસ્કૃતિની મહત્ત્વાકાંક્ષા વધી ગઈ છે. તે સામગ્રીઓથી સમૃદ્ધ બન્યું છે.

એના પુરુષત્વમાં ત્યાગ છે, ઉત્સાહ છે, ઉંડી વ્યવહારિકતા ને ઉંચી અભિલાષા છે. એમાં વ્યવસ્થાશક્તિ છે ને સ્વાતંત્ર્યપ્રેમ છે; મુત્સદ્દીપણું છે અને નિશ્ચલતા છે; ભાવનાશીલતા છે અને સેવાધર્મ ને પ્રેમ છે; અને ભગીરથ તપથી માનવતા વિકસાવવાની હોંસ છે.

એના સ્ત્રીત્વમાં ફુલની સુકુમારતા છે, ને છતાં સતીની અડગતા છે. એમાં રસિકતા છે ને સંરક્ષક વૃત્તિ છે; કાવ્યમયતા છે ને તે વ્યવહારિક હતાં બુદ્ધિ સતેજ છે; ધર્માંધતા નથી છતાં, શ્રદ્ધાળુ હૃદયની શક્તિ છે; એમાં પુરુષના સમાન થવાની હોંસ છે, છતાં પુરુષને પડખેજ ઉભા રહેવાનું ડહાપણ છે; નવાનવા ઉલ્લાસો છે, છતાં દુઃખ સહન કરવાની હીંમત છે. અને પુરુષો ને સ્ત્રીઓમાં વિશુદ્ધ પ્રેમની જ્યોત જાગવા માંડી છે.

ગામેગામમાં નવયુગનું ચેતન પ્રસરી રહ્યું છે—ઘેરઘેર નવા સંસ્કારનો સંચાર થાય છે.

જાણેઅજાણે બધા એક ને અવિભક્ત ગુજરાતનાં અંગ બને છે; અને જેમ અંગેઅંગની એકતાનતા પરથીજ આત્મા પરખાય છે તેમ ગુજરાતી સંસ્કૃતિના પ્રતાપી આત્માની સાક્ષી દે છે. કાર્તવીર્ય ને પરશુરામની આ ભૂમિ આર્યસંસ્કૃતિનો વિજયધ્વજ લઇ ઉભી છે; અને આર્યત્વનાં સનાતન તત્ત્વો મહત્ત્વાકાંક્ષા ને વીરતા; સ્વમાન ને સ્વાશ્રય; શુદ્ધિ, સ્વાતંત્ર્ય ને વ્યવસ્થા; તપ, શક્તિ ને સંયમ; પિતૃભક્તિ ને જીવદયા; શબ્દબ્રહ્મની સર્વાંગસેવા; અને પ્રેમ–નિર્મલ ને નિરકુંશ– આ પુરાણા નવ–આર્યાવર્તની પ્રેરણાથી દસે દિશામાં પ્રસરશે.

'...ચિત્ર વ્યક્તિ'માંથી






"સદુભાઇ! તમારે સારુ મેં એક રમાલ ભરી રાખ્યો છે."

—રવમકથા

—પૃષ્ઠ ૫૪૮



# સ્વપ્નદ્રષ્ટા

લેખક:
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
બી. એ., એલએલ. બી., એડવોકેટ,
પ્રમુખ, સાહિત્યસંસદ

ચિત્રકાર
શ્રીમાન્ પુરુષોત્તમ,
સભ્ય, સાહિત્યસંસદ
અને
સૌ. જડાવબહેન ચીમનલાલ વીણ.

## આગલાં પ્રકરણોનો સાર

આણંદના સ્ટેશન ઉપર મુંબાઇના બેરીસ્ટર અને ધારાસભાના સભ્ય ના. જગમોહનલાલને તેમના બાલમિત્ર ને ભાવિ વહેવાઇ રા. બ. પ્રમોદરાયનો મેળાપ થાય છે. તેઓ સાથે વડોદરે જાય છે. રા. બ. પ્રમોદરાયનો પુત્ર સુદર્શન કૉલેજમાં બી. એ. નો અભ્યાસ કરે છે. તેને સ્વદેશભક્તિની ધુન લાગી છે. તે અનેક સ્વપ્નો રચે છે. તેને મળવા તેઓ બને કૉલેજ રેસીડંસીમાં જાય છે પરંતુ તે પ્રો. ઘોષના ભાષણમાં ગયો છે એટલે રા. બ. પ્રમોદરાય ત્યાંજ બેસે છે અને ના. જગમોહનલાલ તેમના સાળા રાજાભાઇને ત્યાં રા. બ. ને અને સુદર્શનને જમવાનું નિમંત્રણ આપી જાય છે.

થોડી વારે સુદર્શન આવે છે અને પિતાપુત્ર મળે છે. દેશની પરિસ્થિતિ વીશે વિવાદગ્રસ્ત ચર્ચા ચાલે છે. રા. બ. સુદર્શનને લઇ નામદારને તથા તેમના કુટુંબને ને સુલોચનાને-તેની ભાવિ પત્નીને-મળવા માટે રાજાભાઈને ત્યાં જવા તૈયાર થાય છે. સુદર્શન કચવાતે મને જાય છે

રાજભાઇને ત્યાં રાવબહાદુરની મોજીલી દીકરી—સુલોચના—આજે તેને ભાવિ પતિ મળવા આવનાર હોઈ તેનો વિચાર કરતી બેઠી છે. સુદર્શનનો વિચાર આવતાં તે તેને 'બોચીયુ' ગણી હસી કાઢે છે.

પ્રમોદરાય અને સુદર્શન ત્યાં આવી પહોંચે છે. વડીલો કેટલાંક અગત્યનાં કામમાં રોકાય છે અને એક ખંડમાં સુદર્શન અને સુલોચના—ભાવિ વરવહુ—અતડાશથી એકમેક સામે જોઈ રહ્યાં છે. આખરે સ્પષ્ટ વાર્તાલાપ શરૂ થાય છે. અને સુદર્શન સુલોચનાને પોતાનું જીવનધ્યેય સમજાવતાં એકમેકનો પટો નહીં મેળે અને તેથી તેની સાથે લગ્ન નહીં કરવાનું સુલોચના પાસેથી વચન લે છે.

સાંજના રાવબહાદુર અને ના. જગમોહનલાલ પોતપોતાને સ્થળે વિદાય થાય છે.

સુદર્શન રુમ ઉપર પાછો જાય છે. રસ્તામાં હીંદની-સ્થિતિ વીશે વિચાર કરવા માંડે છે અને હીંદ દેવીની મૂર્તિને સેવાની આજ્ઞા કરતી જુએ છે. થોડી વારે આ સ્વપ્નમાંથી જાગ્રત થઈ તેના મિત્રોને જઇ મળે છે અને તેના મિત્રમંડળ સાથે સાંકેતિક સ્થાને—ભીમનાથના તળાવે—મળવા તૈયાર થાય છે. સુદર્શનનું બાલજીવન કોઇપણ જાતના ચમત્કાર વિના, ભાનુશંકર મહેતાજીની નીશાળે પાટી પર ધુળ નાખ્યાના દિવસથી શરૂ થાય છે. તેને આઠ વર્ષે યજ્ઞોપવિત આપી બ્રહ્મચારી—બ્રાહ્મણ—બનાવે છે; અને તેને લાગે છે કે તે કૌશિકાદિ ઋષિવરોની સાથે બેસવા યોગ્ય બન્યો છે. નાટકો જોતાં, ઇતિહાસ વાંચતાં તત્કાલના વિશ્વનાયકો—તેમની ભાવના—સાથે તેને મૈત્રી થાય છે; અને તેને તેની મદદથી તેઓ પોતાનું કાર્ય સાધતા લાગે છે.

મુસલમાન રીયાસત વાંચતાં હીંદુ મુસ્લીમ વિરુદ્ધ ઝનુનથી ઉશ્કેરાઈ જાય છે. પરંતુ બડેમીયાંકાકા કોરીની તેના માતની પ્રીતિ જોતાં તે ઓસરી જાય છે. આ રીતે તે નાનપણથી ઉચ્ચાભિલાષી સ્વપ્નો સેવતો દિવસેદિવસે મોટો થતો જાય છે.

સુદર્શન તેના પિતા સાથે ફરવા જાય છે અને રસ્તામાં એક અંગ્રેજ ઘોડેસ્વાર મળે છે. ગોરો સ્વાર બંને બાપદીકરાને બીજે દિવસે તેની સ્ત્રીના જન્મદિવસ નિમિત્તે આમંત્રણ આપે છે.

ગોરા અમલદારને ત્યાં બીજા નાગરિકો માધવલાલ, માભાઇ અને દલાલ વગેરે આવે છે. પરંતુ ગોરા અમલદારની વિચિત્ર અને અભિમાનભરી વતર્ણૂક ને વાતચીતથી તેને પોતાનું, પોતાના પિતાનું અને બીજાઓનું ખરું સ્થાન શું છે તે સમજાય છે.

માધવલાલ, માભાઇ અને દલાલ તેમજ તેના પિતાના ખુશામતભર્યાં હલનચલનથી તેને પોતાના દેશીઓ ગોરી પ્રજા આગળ કટકા ટુકડા માટે પુંછડીઓ પટપટાવતા શ્વાનસમા લાગે છે. અને તેના હૃદયમાં ડામ દે છે. તેને તેના સ્વપ્નમિત્રો ઉપર, તેના પૂર્વજો ઉપર ઘણો ક્રોધ ચઢે છે.

સુદર્શને મેટ્રીકની પરીક્ષા પસાર કરી. અને વેકેશન બહારનું વાચન વધારવામાં ગાળી. પડોશની રમન સાથે એક દિવસ લગ્ન વીશે ચર્ચા થઈ. તેમાં તેને હીંદુસમાજ ને માભાઈનું પ્રભવસ્થાન જણાયું. આ સામે તેના સ્વપ્નાવલાસી અને બળવો કર્યો. તેને બ્રાહ્મણત્વની માત્ર નીશાનીઓ તરફ તિરસ્કાર થયો. તેને નેપોલીઅનનું જીવન પ્રેરણા પાઇ રહ્યું. વાચનની મર્યાદા તેણે વિસ્તૃત કરી. અને અમદાવાદની કોંગ્રેસ અને હીંદના મેઝીની સુરેંદ્રનાથના ભાષણે તેનામાં રાષ્ટ્રીય અસ્મિતા જાગ્રત કરી.

તેને દેશની અને સમાજની ગુલામી અવસ્થાનું તીવ્ર ભાન થયું ને તે જાગી ઉઠયો. ઇતિહાસ અને વીર નરોનાં જીવનચરિત્રોએ તેને વિપ્લવની પ્રેરણા પાઇ. તેણે તોડવું, ફોડવું ને ભાંગવુંજ એમ સ્વપ્ન ભેયાજ કર્યો. અને આ બધા વિનાશને અંતે એક નવી સૃષ્ટિ—તેની કાલ્પનિક સૃષ્ટિમાં તે વીહરવા લાગ્યો.

જાપાને રશીઆને—યુરપને—પડકાર કરવાને યુદ્ધ આરંભ્યું. સુદર્શને આ વિગ્રહથી આખો એશીઆ ખંડ કુંભકર્ણી ઉંઘમાંથી ઉઠતો જોયો. તે 'એશીઆની એકતા'નાં સ્વપ્નાંમાં પલવાર મુગ્ધ થઇ ગયો, પણ લોર્ડ કર્ઝનના અપમાનભર્યા શબ્દોથી, અને બંગાલના બાગલા પાડવાના સરકારના ઠરાવથી તેને ગોરી હકુમત નીચે કચડાતા હીંદની ગુલામી દશાનું તીવ્ર ભાન થયું, ત્યારે એ સ્વપ્નાં શમી ગયાં

બંગાળે 'વંદેમાતરમ્'ના ગીતથી 'મા'ની અપરિચિત અને આકર્ષક ભાવના પ્રગટાવી ત્યારે સ્વદેશનું એક પરમ તેજસ્વી જીવંત વ્યક્તિ તરીકેનું ચિત્ર સુદર્શનની દૃષ્ટિ સમક્ષ ખડું થયું. જ્યાં ને ત્યાં તેને 'માતા'નું દર્શન થવા લાગ્યું.

રજાઓમાં તે પોતાને ઘેર ગયો, અને એક દિવસ ગામ બહાર દૂર એક ટેકરી ઉપર ફરવા ગયો, ત્યાં તેને એક તેજસ્વી સ્ત્રીનું અચાનક દર્શન થયું. પેલી સ્ત્રીએ પોતાના જીવનની દર્દભરી કહાણી સુદર્શનના આગ્રહથી તેને કહી સંભળાવી. "હું સેંકડો વર્ષ થયાં વીર માનવતાની પ્રતિમા રૂપ મારા પતિની–પ્રાણની વાટ જોતી બેઠી છું પણ હજી તેનાં દર્શન થતાં નથી, ઘણાએ પુરુષો અને મારા પુત્રો વચન આપી ગયા છે પણ એકે, હજી પૂર્ણ થયું નથી ને હું અધમાધમ દશા ભોગવી રહી છું." એમ કહી તે સુંદરી આંસુ સારવા લાગી. "મા! ગભરાશો નહીં, એમને હું લઇ આવીશ." એમ કહેતો તે ઉંચું જોવા લાગ્યો એટલામાં તો પેલી સુંદરી અદૃશ્ય થઈ ગઇ.

"મા! મા! હું તમારા પ્રાણ પાછા લઇ આવીશ–નહીં તો પ્રાણ જતા કરીશ" એમ બોલતો તે ટેકરી ઉપરથી ઉતરી પડયો.

પણ 'મા'ના દર્શન પછી સુદર્શનને તેની ઝંખના વધી ગઈ. બંગાલના 'બંગાલી' પત્રે, ત્યાંની સ્વદેશીની હીલચાલે, બારીસાલની કોન્ફરન્સે તેના વિચારોને અનેક રીતે પોષ્યા.

અરવિંદ ઘોષે વડોદરાની કોલેજમાંથી આજ અરસામાં રાજીનામું આપ્યું. તેમણે એક છેલ્લું ભાષણ પણ આપ્યું અને તેજ રાત્રે કેટલાક દેશાભિમાની યુવકો ભીમનાથને તળાવે કૈંક કરવાની ઇચ્છાથી એકઠા થયા.

સુદર્શન, પાઠક, કેસરાસ્પ, સનત્કુમાર જોષી, મોહનલાલ પારેખ, પંડયા, ધીરુભાઇ શાસ્ત્રી, ગિરજાશંકર શુક્લ, નારણભાઇ પટેલ, શિવલાલ અને અંબાલાલ દેસાઈ એમ સૌ એકઠા થયા અને હીંદને કેમ સ્વતંત્ર કરવું તેની યોજના તેમણે ઘડવા માંડી.

કોઈએ ધર્મપ્રચારક થઈ, તો કોઇએ છુપાં મંડળ દ્વારા, કોઈએ રાજદ્રોહી સાહિત્ય દ્વારા તો કોઇએ રચનાત્મક સંસ્થાઓ દ્વારા 'મા'ને મુક્તિ અપાવવાના વિચારો રજુ કર્યા.

કેટકેટલીએ યોજનાઓ રજુ કરી અંતમાં મંડળ રચી સૌ વીખરાયા. પાઠકને આ બધી યોજનાઓ હવાઇકીલ્લા લાગ્યા હતા અને તેથી તે આ બધાની વિરુદ્ધ હતો. બીજે દિવસે તે સુદર્શનને સફળ જીવનનું રહસ્ય સમજાવવા ગયો. એક કટુ પ્રસંગ પછી બંનેના સ્નેહથી પ્રેરાઈ માત્ર મતભેદને લઈ ઉભયે મિત્રતાને નહીં તોડવાનો નિશ્ચય કર્યો.

સુલોચના બાપ સાથે મુંબાઈ ગઈ. અને સુદર્શનને 'બાયાયું' કહી તેણે તેના મિત્રમંડળમાં તેનુ ઓળખાણુ આપ્યું. કેકી રુખ અને ગમન દલાલ જોડે એક દિવસ સાથે ગાડીમાં ફરવા જતાં રસ્તામાં તેના પિતા મળ્યા અને તેને જરા ધમકાવી પોતાની સાથે લઈ પ્રો. કાપડીઆને ઘેર ગયા. પ્રો. કાપડીયા અઠંગ વિદ્વાન હતા. તેમની સાથે સાંસ્કૃતિક એકતાનતા અને રાષ્ટ્રીયતા (Nationalism) વીશે કેટલીક ચર્ચા કરી બાપ દીકરી ઘેર ગયાં.

સુલોચનાની પરીક્ષા પુરી થઇ હતી. તેજ અરસામાં સુદર્શન મુંબાઇમાં પરીક્ષા આપવા આવ્યો. તેને લેવા સુલોચના સ્ટેશને ગઇ હતી પરંતુ સુદર્શન નામદાર જગમોહનલાલને ત્યાં ન જતાં તેના મિત્ર અંબાલાલ દેસાઇને ત્યાં કાંદાવાડીની એક ચાલમાં નાનકડી ઓરડીમાં ઉતર્યો.

અંબાલાલ એમ. એ. નો અભ્યાસ કરતો હતો. તેને ધની બહેન નામની એક નાનકડી બહેન હતી. તે સમજે અણસમજે તેનાં સ્વપ્નો અને આદર્શોમાં ભાગ લેતી. સુદર્શન આ ધની બહેનના ઉન્નત વિચારો, સદાએ હસતું મોં ને રમતીયાળ સ્વભાવથી આકર્ષાયો. તેને ધની બહેન સાથે વાત કરવામાં આનંદ મળતો. અને નાનકડી ને નિર્ધન ઓરડીમાં પણ તે દેશસેવાનાં અનુપમ સ્વપ્નો સેવતો.

(હવે આગળ વાંચો.)

## સુદર્શન મુંબાઇમાં

### ૫

પાંચ દહાડા સુદર્શને પરીક્ષા આપી. પહેલે દહાડે તેણે રાવબહાદુર પ્રમોદરાયને પત્ર લખ્યો તેમાં લખ્યું હતું કે હું મારા મિત્રને ત્યાં ઉતર્યો છું. એ ખબર જાણી રાવબહાદુરના ગુસ્સાનો પાર રહ્યો નહીં. ને તેણે એકદમ જઇ નામદારને મળી આવવાનો તાર કર્યો.

સુદર્શનને અંબાલાલની સોબતમાંથી ને ધનીની પ્રેરણામાંથી છુટા થવું ગમ્યું નહીં એટલે પરીક્ષા પુરી થઇ ત્યાં સુધી તેણે બાપની આજ્ઞા અમલમાં મુકી નહીં. પણ પાંચમે દિવસે, છેલ્લા વિષયની પરીક્ષા પુરી થયે તે ને અંબાલાલ નામદાર જગમોહનલાલનો ચેંબર શોધવા નીકળ્યા. થોડીક મહેનતે નામદારનો ચેંબર તો જડ્યો, પણ ત્યાં સીપાઇએ ખબર કરી કે સાહેબ ફીરોજશાહ મહેતાના ચેંબરમાં ગયા છે અને કલાકેક સુધી નહીં આવે. સુદર્શન ને અંબાલાલ ટાવરની સામે ફીરોજશાહના ચેંબર આગળ જઇ ઉભા.

સુદર્શને ફીરોજશાહને એક વખત અમદાવાદ કોંગ્રેસ વખતે દૂરથી જોયા હતા. તે ફીરોજશાહ-ની રાજ્યનીતિનો વિરોધી હતો છતાં તેના સાન્નિધ્યમાં જતાં તેને જરાક ક્ષોભ થયો. એ બંને ફુટપાથ પર ઉભા હતા ને એક ગાડી આવી ઉભી; અને થોભીઆની ભવ્યતામાં, ને ચળકતી પાઘડીની તેજસ્વિતામાં ફીરોજશાહ ગાડીમાંથી ઉતરી ઓફીસમાં ગયા. સુદર્શને માનથી પ્રેરાઇ સલામ કીધી. ફીરોજશાહે એનું દુર્જેય હાસ્ય મોં પર આણી સલામ ઝીલી.

"ત્રીસ વર્ષ સુધી આણે મુંબાઇમાં એક ચક્રે રાજ્ય કર્યું છે" સુદર્શને કહ્યું.

"બેગારીનો બાદશાહ છે" કડવાશથી અંબાલાલે કહ્યું.

"એના સમય પ્રમાણે એણે પણ ઠીક કર્યું."

"સદુભાઇ! એની પ્રેસીડેંસી એસોસીએશન દર વર્ષે પચાસ ભિક્ષાપત્ર સરકારને મોકલાવે છે. એ તો આ દેશનાં દુર્ભાગ્ય છે કે આવાઓ દેશના નેતા થઇ ફરે છે. ચાલો ઉપર જઇએ."

બંને જણ ઉપર ગયા ને ફીરોજશાહના સીપાઇ મારફતે રાવબહાદુરનો તાર જગમોહન-લાલને મોકલાવ્યો.

તરત નામદાર બહાર આવ્યા.

"કોણ સદુભાઇ! વાહ! આટલા દિવસ થયાં આવ્યા છો ને આજેજ મળ્યા?"

"મારી પરીક્ષામાં રોકાયો હતો" સુદર્શને જવાબ આપ્યો.

"એક પા કલાક બેસો. હમણાં જરાક હું કામમાં છું. સીપાઇ! દોન ખુરચી ઇકડે ઠેવ.. જતા નહીં રહેશો બેસજો" કહી નામદાર પાછા ગયા. સીપાઇએ બારણા આગળ બે ખુરશીઓ મુકી આપી ને બંને જણ બેઠા. તે બેઠા હતા ત્યાં આડો પડદાનો ઘોડો હતો; અને પડદાની ફાટમાં થઇ અંદર બેઠેલા બધા દેખાતા..

"સદુભાઇ!" ધીમેથી અંબાલાલે કહ્યું; "આ બધા દેશના ઉદ્ધારકો જોવા જેવા છે, બેગારીના બાદશાહ તો નીચે જોયા; આ પેલા દીનશા વાચ્છા. બાદશાહના વઝીર.—આ પેલા ચીમનલાલ સેતલવાડ સેનાપતિ. પેલા ખુણામાં

બેઠા છે—ચકરી પાઘડી પહેરી તે હરિ સીતારામ દીક્ષિત;—ગોકળકાકા તો ઓળખ્યાને—સાધારણ રીતે એમની આંખજ ઉઘડતી નથી" એટલામાં બે જણ નવા આવ્યા.

"આ તો ગોખલેને? સુદર્શને એકના તરફ આંગળી કરી અંબાલાલના કાનમાં પુછ્યું: "ને બીજો કોણ?"

આ બીજો ઉંચો સુક્કો, ને ભભકાદાર હતો. અંગ્રેજી કપડાં વેચનારના જાહેર ખબરના પાટીઆં પર ચીતરેલો નમુનો સજીવ થઇ ચાલી આવતો હોય એવી તેના પહેરવેશની ભભક હતી. એક મોટી સીગાર તેના મોંઢામાં હતી.

"આ જીણા બેરીસ્ટર."

સુદર્શને નીસાસો મુક્યો.

"જોયા આપણા મુંબાઇના મહાન નરો?" કટાક્ષથી અંબાલાલે કહ્યું.

"શી આફત છે?" સુદર્શને કહ્યું; "રાષ્ટ્રની મહત્તા કરતાં આ બધાને સરકારની મહત્તામાં વધારે વિશ્વાસ છે."

"આપણે રાષ્ટ્ર છીએ એ આમાંના કોઇને હજુ ખબર નથી" અંબાલાલે કહ્યું.

"એમને એ પણ ક્યાંથી ખબર હશે કે રાષ્ટ્રીયતા જાગી છે, ગલીઓમાં ને ગામડાંમાં. ને એમના જેવા કેટલાકને એ ઉથલાવી મુકશે"

એટલામાં અંદર વાદવિવાદ એવો સખત થવા લાગ્યો કે તે સાંભળવામાં બંને રોકાયા. અંદર સવાલ ચર્ચાતો હતો. આવતી કોંગ્રેસનો અને બંગાલના ભાગલા, સ્વદેશી વ્રત, બોયકોટ, વંદેમાતરમ્ વગેરે વિષયો જે સુદર્શન પ્રાણથી પ્રિય ગણતો હતો તેની આ બધા થોડે કે વધતે અંશે ઠેકડી કરતા હતા. વ્યવહારુ વાતાવરણ



સુલોચના સુદર્શનને લઇ ફરવા નીકળી ત્યારે ગાડીમાં શોભતું વાતાવરણ છાઇ રહ્યું હતું.

ખંડમાં પ્રસર્યું હતું. સુરેંદ્રનાથ અવિચારી; રાષ્ટ્રીય ચળવળ માત્ર છોકરાંની મુર્ખાઇ; વંદેમાતરમ્ એક છોકરવાદી ધતીંગ; બોયકોટ એક પાપ; આવા આવા અભિપ્રાયો ત્યાં ઉચ્ચારાતા હતા. સવાલ માત્ર એટલોજ હતો કે આવતી કોંગ્રેસ બધાને આંજી, કેમ પાર ઉતારવી.

[ વધુ માટ જુઓ પૃષ્ઠ ૫૪૫ ]

# વિરલ યોગ

લેખક :
રા. મણિલાલ મ. શેઠ

નચંત તારાં નયનોમાં ઝબકે વીજળીઓ,
એવી તારા અંતરમાં પ્રીતડીની હેલીઓ!
નચંત તારાં નયનોમાં ઝબકે વીજળીઓ.

દિવ્ય તારે વીલસે લલાટે સુભગ ચાંદલો,
બ્રહ્માંડસમાં હૈડે શું હુંએ ચંદ્ર છું જડયો!
નચંત તારાં નયનોમાં ઝબકે વીજળીઓ.

ગુંથ્યો તારી વેણી માંહી શુભ્રવદન મોગરો,
તેંએ મને સ્નેહવેણીમાં, પ્રિયે! શું છે ગુંથ્યો!
નચંત તારાં નયનોમાં ઝબકે વીજળીઓ.

નાની તારી પાનીએથી નિત્ય મેંદી નીતરે,
અખંડ એવાં પ્રેમઝરણ હૃદયેથી શાં વહે!
નચંત તારાં નયનોમાં ઝબકે વીજળીઓ.

મીઠડી સરિત તું, હું મત્સ્ય મરત છું બન્યો,
અખુટ વારિ પી લઉં, જલ–મીન વિરલ યોગ શો થયો!
નચંત તારાં નયનોમાં ઝબકે વીજળીઓ.



# રજા

લેખક અને ચિત્રકાર :
રા. નાગરદાસ ઇ. પટેલ

તમારે ઉંઘવું હોય તો પથારીમાં સુઇ જઇ વિચાર કર્યા કરો.

શું બોલ્યા? મઝા નથી આવતી! તમને મઝા માણતાંજ કયાં આવડે છે?

રજા પડી એટલે કાં તો કેનેરીની ગુફા જોવા જશો કે પછી ધારાપુરી જશો. ને આથડી આથડીને કંટાળશો ને થાકીને ઢીલા ઢસ થઇ જશો ને પાછા કહેશો કે મઝા નથી પડતી. ડુંગરાનાં ઝાડવાં ને દરીઆનાં પાણીમાં તે કંઇ મઝા છે! એકમાં રખડી રખડીને પગ દુઃખે ને બીજામાં બેસી બેસીને કેડ દુઃખે! કોઇ થાકીને લોથપોથ થઇ જાય ને કોઇને ઉલટી ઉપર ઉલટી થાય! પછી મઝા શાની પડે?

એમ? મારે તમને મઝા પડે એવું કંઇક બતાવવું! ઠી...ક ચાલો ત્યારે હું કહું પણ જો જો પાછા રખડવાનો કે ફરવા જવાનો વિચાર ન કરતા!

ફરવા જાવ ત્યારે તમે શું ખાઓ છો? પુરી ભજીયાં કે કંદોઇના ઘરનું ધુસ ને ચટણી! ને તેએ બે ત્રણ વખત! મારી રીતમાં એવું ખાધા પીધાનું દુઃખ નહીં; રખડવાની વાત નહીં ઉલટીની જાત નહીં ને બસ, મઝા મઝા ને મઝા.

"શું!" બહુ ઉતાવળ આવી છે? એક કાને સાંભળવું પડશે, સમજ્યાને!

પાછું વળી પુછયું! એ મઝા કયાં માણવી? એ મઝા તમે તમારા ઘરમાંજ માણી શકશો. જી, હાજી, ઘરમાંજ. બીજે કયાંએ નહીં. અને તે પણ તમારા પોતાના ખંડમાં અને તમારી પોતાની પથારીમાંજ.

કેમ બહુ હસવું આવે છે? સાવ સાચી વાત છે પણ તમે તેનો અનુભવ નથી કર્યો એટલે એમ લાગે છે! સો ટચનું સોનું કદી ખોટું હોય છે? નહીંને, ત્યારે આ રીત પણ ખોટી નથી. સોના પર સરકારની કે નેશનલ બેંકની હોય છે તેમ આ રીત પર મારી પોતાની છાપ છે, સમજ્યાને મહેરબાન!

ત્યારે જુઓ રજા પડી એટલે એક કામ કરો. તમે ઉંઘવાનો બહુ વાર વિચાર કરો છો ને પથારીમાં પડયા પડયા પાસાં ઘસો છો પણ ઉંઘ



કાકનાં પરાક્રમોનો રસ જામશે ને તમે વાંચવામાં લીન થઇ જશો.

નથી આવતી. ઉંઘવાની એ ખરી રીતજ નથી. તમારે ઉંઘવું હોય તો પથારીમાં સુઇ જઇને વિચાર કર્યા કરો કે પા કલાકમાંજ ઉઠવું છે. પા કલાકમાંજ, વધારે મોડું પણ નહીં. પા કલાક થઇ રહે એટલે વળી બીજો પા કલાક એમ વિચાર કરો પછી એવી તો ગુલાબી ઉંઘ આવશે કે ન પુછો વાત. જરા આ તુક્કો અજમાવી જુઓ પછી તમારો અનુભવ કહેજો. અરે! તમે એવા તો ધસધસાટ ઉંઘી જશો કે ન પુછો વાત!

એવીજ વાત આ મઝાની છે. ચાખી જુઓ, માણી જુઓ ને પછી વાત કરજો રજા પડી એટલે તમે એકાદ સુંદર નવલકથા લઇ આવો. રસ ગળે ને કડકા પડે એવી.

ગુજરાતનો નાથ? ચાલશે લઇ લેજો. છાનામાના સંતાડીને એને તમારા ખંડમાં મુકી દેજો, કોઇને બતાવતા નહીં સમજ્યાને!

ઘેર જઇનેજ તમારાં પત્ની કે પ્રિયતમા જે હોય તેને કહો કે તમારી તબીઅત ઠીક નથી.

એમ કેમ? વાહ! એમરતો. કહીએ તેમ કરવું પડશે. એ પુછે પણ ઝાઝી તીનપાંચ નહીં કરતાં લાગલી પથારી તૈઆર કરાવી સુઇજ જજો. બનતા સુધી એકાંતજ પસંદ કરજો. પછી જોજો મઝા. ધીરે રહીને તમારાં પત્ની આવી ને પુછશેઃ

"માથું દુઃખે છે?"

મોઢું કટાણું કરીને તમે જવાબ દેજો—આરતે—"થોડું થોડું દુઃખે છે પણ શું થાય છે તે નથી સમજાતું.'

"લાવો ત્યારે દાબું."

"ના, ના. રહેવા દેને, ચાલશે."

એમ ના ના કહેતા જજો પણ દાબવા બેસે તો ના ન પાડતા. થોડીવાર પછી એને રુખ્સદ આપી દેજો ને કહી દેજો કે તમને એકાંતનીજ જરુર છે. છોકરાં તોફાન ન કરે કે ન રંજાડે.

પછી જોજો, તમારાં પત્ની છોકરાંઓને ધમકાવીને કહેશે કે ભાઇની તબીઅત ખરાબ છે, આજે ઘોંઘાટ ન થાય. ને પછી થોડીવારે ઘરમાં ચડીચુપ થઇ જશે.

બને તો પત્નીને છોકરાંને લઇને ફરવા મોકલી દેજો. કહેજો કે તમારે જરા આરામની જરુર છે માટે તેઓ ખુશાલ ફરવા જાય.

પછી? ધીરે રહીને ઉઠો ને પેલી ચોપડી લો બાજુએથી ઉશીકુ લો અને એકને બદલે બે

કલેજે વાંચવાનું શરુ કરો.

કાકનાં પરાક્રમોનો રસ જામશે ને તમે વાંચવામાં લીન થઇ જશો.

વળી પાછી પીડા આવી? એ તો એમજ બને. પાન ફાડેલાં નથીને? આપણા કારીગરોજ એવા છે તેમાં લખનાર શું કરે?

તમે માંદા છો એટલે બીજા ખંડમાં ન જવાય. આંગળી વડેજ પાનાં ફાડી લો તમને છુટ છે.

પછી જરા કાન સાબુત રાખજો. બધે શાંતિ છે એટલે રજ જેટલો ખડખડાટ પણ સંભળાશે. તમારી પત્નીનાં પગલાં સંભળાય એટલે ચોપડી બંધ કરી દેજો.

કયાં સંતાડવી? એટલુંએ નથી આવડતું? સંતાડી દેજો ઉશીકા નીચે કે પછી ગાદલા નીચે ને બસ આંખ મીંચીને ઉંઘીજ જજો. જો જરા પણ હસ્યા તો તમારી વાત તમેજ જાણ્યા! બધો ખેલ બગડી જશે. એ આવીને પુછશે: "હવે તમને કેમ છે?"

જવાબજ ન દેતા.

ફરી કહેશે: "તમને હવે જરા ઠીક લાગે છે?" સાંભળશોજ નહીંને.

"ઉંઘી ગયા લાગે છે! ઉંઘવા દો સારે."

ને એ જાય તો ખુશાલ જવા દેજો. પછી ક્યાં જશે? સમજ્યા નહીં?' સીધી સવારી રસોડામાંજ જવાની. કંઈક નવુંનવું થવાનું ને પાછી શ્રીમતિજીની સવારી પધારવાની.

કાન સાબુત રાખીને વાંચતાં વાંચતાં ધ્યાન રાખજો. કંઈક લઇને એ જરુર આવશે. પગલાં વાગે એટલે ચોપડી ઠેકાણે મુકી દેજો.



તમારી પત્નીનાં પગલાં સંભળાય એટલે ચોપડી બંધ કરી દેજો.

પછી કદાચ ધીરજ નહીં રહે તે કપાળે હાથ મુકશે. બોલશે ને વખતે ઢંઢોળશે.

કહેશે કે 'કેમ છે? જરા આરામ થતો લાગે છે.'

જરાક આળસ ખાઇને કહેજો કે 'હવે જરા ઠીક થતું જાય છે?'

પછી કહેશે: 'લો જરા આ પુડલા કરી લાવી છું. તમને પુડલા તો બહુ ભાવે છે.'

ના ના કહેતા જજો પણ બહુ આગ્રહ કરે તો કહેજો કે મુકીજા. જરાક ખાઇશ. ને પછી એ બહાર જાય ત્યારે—તમે શું કરશો તે મને કયાં ખબર નથી.

બીજે દિવસે સવારથીજ પાછો એનો એ કાર્યક્રમ ચાલુ રાખજો. ભુલતા નહીં.

સવારમાં ચહા આવશે. વળી પાછું કંઈક નાસ્તા માટે ને કંઈક ફ્રુટ, પાછું કંઈક નવું જેવું ખાવાનું એમ આખા દહાડામાં ૭ સાત વખત

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૩૯]




લેખક:


અધ્યાપક ખુશાલ તલકશી શાહ

સભ્ય, સાહિત્યસંસદ.


—⊃⊃⊃⊃⊃⊃—

## મુખ્ય પાત્રો

—:o:—

### પુરુષવર્ગ

| | | |
|---|---|---|
| અંબાલાલ શેઠ... | .. | અમદાવાદમાં રહેતા મુંબાઇના એક ગાંધીઘેલછામાં ગરકાવ થએલ વિધુર ધનાઢ્ય. |
| નરોત્તમદાસ | ... ... | અંબાલાલ શેઠનો જમાઇ, મધુરીનો વર. |
| સારાભાઇ ... | ... ... | અંબાલાલ શેઠનો તદ્દન યુરોપીઅન થઇ ગએલો પુત્ર. |
| મોહનદાસ | ... ... | નરોત્તમદાસનો બાલમિત્ર. |
| જીવરાજ ... | ... ... | અમદાવાદના સુપ્રસિદ્ધ વૈદ્યરાજ, નરોત્તમના સહાધ્યાસી. |
| સરદાર હીરાસિંહ | ... | પંજાબનો એક અગ્રેસર તાલુકદાર. |

સીવાય નાનાલાલ કવિ, રવીંદ્રનાથ ટાગોર, સી. એફ. એંડ્રુઝ, મોહનદાસ ગાંધી અનુપરાવ ઓમીઓ.

### સ્ત્રીવર્ગ

| | | |
|---|---|---|
| માયાવતી... | ... ... | અંબાલાલ શેઠની બહેન–કવિકલાઘેલી ભામિની. |
| મધુરી | ... ... ... | અંબાલાલ શેઠની મોટી દીકરી, નરોત્તમની પત્ની. |
| પુષ્પા | ... ... ... | તેની નાની બહેન. |

નોકર, ચાકર ઇત્યાદિ.

# આગલા પ્રવેશોનો ટૂંક સાર

ગાંધીભક્ત શેઠ અંબાલાલના બંગલામાં અનુ ભોમીઓ પ્રેક્ષકોને ગાંધીજી, ટાગોર અને કવિ નાનાલાલની પ્રતિમાઓ સંબંધી વિગત જણાવી રહ્યો છે. તેટલામાં શેઠનો પુત્ર સારાભાઈ જે પારીસમાં ઝવેરીની પેઢીમાં મેનેજર તરીકે કામ કરે છે તે આવી પહોંચે છે, અને પોતાની નાની બહેન પુષ્પા સાથે વાતો કરી પિતાની પોતાના તરફ કેવી વૃત્તિ છે તે જાણવા પ્રયાસ કરે છે, અને મધુરી અને નરોત્તમના જીવનકલહની વાતચીત કરી પોતાની મહત્તાનાં બણગાં ફૂંકી, ગુપ્ત રહેવા ત્યાંથી ચાલ્યો જાય છે. જીવરાજની ઉશ્કેરણીમાં નરોત્તમ અંબાલાલ તથા માયાવતીની પ્રણાલિઓને પ્રબળ રીતે દાંભિક ઠેરવે છે અને જીવરાજ સહિત ચાલ્યો જાય છે. એટલામાં ગાંધીજી તથા રવિબાબુનો વિરોધી હીરાસિંહ આવતાં તેમની વચ્ચે કેટલોક વાદવિવાદ થતાં અંતે તે ખીજાઈને ચાલ્યો જાય છે. પુષ્પા ને મધુરી હાસ્યવિનોદ કરતાં હોય છે ત્યાં નરોત્તમ આવે છે. અને મધુરીને પરસ્પરની પ્રણયગ્રંથિ દૃઢ કરવા સમજાવે છે, પણ વિચારની વિરુદ્ધતા પડતાં મધુરી નરોત્તમને તિરસ્કારી પુષ્પા સાથે ફરવા ચાલી જાય છે. નરોત્તમનો જુનો મિત્ર મોહન વિશ્વની યાત્રા કરતો આવી તેને મળે છે. એની વાતચીતમાં નરોત્તમ તેને પોતાના જીવનની વાત કહેવા માંડે છે; એટલામાં ટાગોરનો પત્ર તથા ફોટો આવતાં મોહનની ખુબીથી બંને મધુરીને વશ કરવાની માર્મિક ગોઠવી રચે છે. અંબાલાલ સહકુટુંબ બહારથી ફરીને આવે છે, તે અરસામાં ટાગોરરૂપે મોહનની અચાનક પધરામણી થાય છે. પુષ્પા અને ટાગોર–મોહન એકલાં પડતાં સૌંદર્ય કોને કહેવું, કેમ પારખવું વગેરે વાતચીત કરે છે. જમતાં જમતાં લલિત કલા ઉપર ચર્ચા ચાલે છે. જમણ પુરું કરી સર્વે આરામગૃહમાં મુખવાસ લેવા બેસે છે. અહીં અસહકાર, રાષ્ટ્રીય શિક્ષણ અને પંચવિધ બહિષ્કારને લગતી સામાન્ય ચર્ચા ચાલે છે. થોડી વારે સંગીતનો જલસો શરૂ થાય છે. ત્યાર બાદ કાવ્ય અને તેના અર્થ ઉપર ચર્ચા ચાલે છે. અંતે કૃતિની સ્વતંત્રતા ઉપર સંવાદ થતાં નરોત્તમ મોહન સાથે ગુસ્સે થઈ ચાલ્યો જાય છે અને સૌ સમય થતાં વીખરાય છે. બીજે દિવસે સવારમાં મોહન અને નરોત્તમ મળે છે. અને હવે બાજી કેમ પાર પાડવી તે વીશે વિચાર કરે છે. મોહનના કેં પ્રણયાવેશભર્યાં વાક્યોથી પુષ્પા ક્રોધિત થઈ ચાલી જાય છે. નરોત્તમ મોહનને ટાગોર ચીલમ ફુંકે છે વગેરેનું અંબાલાલના કુટુંબને યથાસ્થિત ભાન કરાવી કંટાળો ઉપજાવવા કહે છે અને ચીલમ પણ આપે છે. મોહન આ પસંદ નથી કરતો મોહન તથા માયાવતી વચ્ચે ઉંઘમાં ઘોર વાગવા વીશે અનિષ્ટ સંવાદ શરૂ થાય છે. માયાવતી ચીઢાઇ ચાલી જાય છે. મોહન અંબાલાલ સાથે ગાંધી નીતિ વીશે ઉચ્છેદક ચર્ચા ચલાવે છે અને તે પણ ચીઢાઇ, બીજે દિવસે ગાંધીજીની હાજરીમાંજ વધુ ચર્ચા ચલાવવાનું નક્કી કરી છુટા પડે છે. મધુરી આવી લાગે છે અને મધુરી તથા મોહન વચ્ચે વાર્તાલાપ શરૂ થાય છે. કેટલોક સમય ટાગોરનાં ઉત્તમોત્તમ કાવ્યોની અને તેની મૌલિકતાની ચર્ચા ચાલે છે. મધુરીને આ ચર્ચામાંથી ટાગોર હેમભક્ત, દંભી અને આસક્તિવાન્ પુરુષ છે એમ લાગે છે. આ વાર્તાલાપની વચ્ચેજ નરોત્તમ એકાએક પત્ર મુકવાને બહાને અંદર આવે છે. ટાગોરની સ્વાર્થી પ્રેમવૃત્તિથી મધુરી નરોત્તમની સ્નેહભક્તિ પારખી શકી છે; તે તેને જોતાં એકાએક ઊર્મિવશ થઇ નરોત્તમને બાઝી પડે છે. પુષ્પ મોહનને નરોત્તમ તથા મધુનો સુયોગ કરાવી આપવા પ્રાર્થના કરે છે. મોહન તેના અમોઘ ઉપાય તરીકે કેટલીક આનાકાનીને અંતે પુષ્પાને તેની સાથે પરણવા જણાવે છે. પુષ્પા આ અણધારી માગણીથી વિસ્મિત થાય છે. એટલામાં ટાગોર અંબાલાલને ત્યાં છે, તેમ હીરાસિંહને ખબર પડતાં શોધ કરતો તે આવી ચઢે છે. અને ટાગોરને બધી મંડળી દેખતાં તિરસ્કારે છે. નરોત્તમ તેને યુક્તિપ્રયુક્તિથી આ ટાગોર નથી પરંતુ સર મોહનદાસ માધવદાસ બેરોનેટ છે એમ સમજાવે છે. અંબાલાલ જતાં નરોત્તમ મોહનને હીરાસિંહ સાથે લઢવાનું મુકી દેઈ પલાયન કરવાની સલાહ આપે છે. મોહન તેમ કરવા ના પાડે છે અને તે પુષ્પા સાથે પ્રેમમાં પડયો છે એમ જણાવે છે. નરોત્તમ સાનંદ આશ્ચય પામે છે. પરંતુ જ્યાં સુધી મોહન ટાગોર વેષધારી બની રહે ત્યાં સુધી તે કામ અશક્ય છે એમ જણાવે છે. મોહન તેને સ્વાથી કહે છે અને ચર્ચા ચાલે છે. અંબાલાલ આવે છે અને ટાગોરને તેમના એક જુના મિત્ર મળવા આવ્યાનું જણાવે છે. કેટલીક આનાકાની પછી તે મળવા જાય છે. સસરાજમાઈ હીરાસિંહથી ટાગોરનું કેમ રક્ષણ કરવું

તેના વિચાર કરે છે. અને આખરે ગાંધીજીને બોલાવવાનું નક્કી થાય છે. અંબાલાલ સંગ્રહસ્થાન વગેરે સાફ કરાવવા જાય છે અને નરોત્તમ ગાંધીજીને આમંત્રણ આપવા જાય છે. પુષ્પા ટાગોર સાથે પ્રેમમાં છે, એમ પોતે મધુરીને કહે છે. મધુરી ગુસ્સે થાય છે અને આ અયોગ્ય છે એમ જણાવે છે. તે ઉપરથી પુષ્પા અને મધુરી વચ્ચે ટાગોર વીશે લંબાણથી ચર્ચા ચાલે છે. પુષ્પા તેના અનેક બહારથી જણાતા ગુણો ઉપર મુગ્ધ થઇ છે, જ્યારે મધુરી તેને અધમ અને નીચશિરોમણિ ગણી ધિક્કારે છે. એટલામાં માયાવતી આવે છે, તે પણ મધુરીના અભિપ્રાય સાથે સંમત થાય છે, અને વેશધારી ટાગોર તે સર મોહનદાસ માધવદાસ બૅરોનેટજ હોવાના સબળ પુરાવા આપે છે. ટાગોર અભ્યાસ તૈયબજીને મળવા ગએલા છે એમ જાણી આ છુપા ભેદની બાતમી મેળવવા માયાવતી પણ તૈયબજીના ઘર તરફ રવાના થાય છે. પછી અંબાલાલ શેઠનો પુત્ર સારાભાઇ વેશ બદલીને ત્યાં આવે છે. મધુરી પહેલાં તેનાથી છેતરાય છે પણ પાછળથી ઓળખે છે. પુષ્પાના પ્રેમની સારાભાઇને ખબર પડતાં તે અજાયબ થાય છે, અને મધુરીને પોતાના પતિ ઉપર ક્રોધ ન કરવા સમજાવે છે. અને તેનો પતિ તેને કેટલું ચાહે છે તેનો પુરાવો ટાગોરનો વેષધારી–નવું નાટક ઉત્પન્ન કરી–તેને જીતી લેવા જે પ્રયત્ન કરે છે તે જણાવે છે. આખરે ભાઇબહેન નરોત્તમને પણ બનાવવાની–વેર લેવાની યુક્તિ ઘડે છે. સારાભાઇ ટાગોર બને છે અને તેજ દિવસે બન્ને વેષધારી ટાગોરો એકજ ઓરડામાં મળે છે. અને મધુરી વિના સૌ અજાયબ થાય છે. અને ખરા ટાગોર કોણ તે વીષે પ્રશ્ન રહે છે. એકમેક વચ્ચેજ ખરો ટાગોર કોણ તે વીશે વાદવિવાદ ચાલે છે આખરે બન્ને એકાંતમાં જાય છે. ત્યાં આ નાટકનો સ્ફોટ થાય છે. અને એવી રીતે વ્યવસ્થા કરે છે કે નરોત્તમનો ભ્રમ ? છે અને મધુરીને ભેટ છે.

(હવે આગળ વાંચો.)

નરોત્તમ

[ગમ્રગયો તો છેજ તેમાં આ "વેર" શબ્દે અધુરું હતું તે પુરું કર્યું. ક્રોધ પર સકાઇ જાય છે.] મધુ–મધુ મને માફ કર મારી ભુલ થઇ પણ મારાથી નહોતું ખમાતું નહોતું જોવાતુ.

મધુરી

[તેને માથે અને ગાલે હાથ ફેરવે છે.] હશે હવે, થવાનું થયું.

સારાભાઇ

રડે છે શું?

નરોત્તમ

ત્યારે શું કરું? મારો ગુનોહ...

મધુરી

[ભાઇ સામે જોઇ હસે છે] સારુ! તું બીનઅનુભવી છતાં વધારે જાણે; અને પરણ્યા છતાં પુછે છે કે શું કરું? [નરોત્તમ સમજ્યો તેને ભુજપાશમાં ભીડે છે. એક પળ લગી મધુરીનો શ્વાસ વળતો નથી] આટલું–આટલું ચાહો છો વહાલા?

સારાભાઈ

જો હવે સારું માણસ થવા બેઠી છે,-પોતાના સગા વરને આમ રડાવીને.

મધુરી

રડાવે નહીં તો? મારી હાંસી કેવી કરાવી તેનો વિચાર [હસે છે.]

નરોત્તમ

[હજુ કરગરતો અવાજ છે.] પણ હવે તો તારું વેર વળ્યું? હવે તો મને ક્ષમા કરશે કે નહીં? અને, સારાભાઇ! તમે પણ ઠીક બચી ગયા–એક પળ વધારે–એક તસુનો ફેર અને મેં તમને ઠાર કર્યા હોત.

સારાભાઈ

[હસે છે.] તે બધે હું જોતોજ નહોતે

કેમ! હું ઘણું વર્ષોથી પારીસમાં વસું છું, તે કેમ ભુલી જાઓ છો?

નરોત્તમ

પણ કહેને, મધુ! તું મને માફ કરે છે નહીં?

મધુરી

હા, હા.

સારાભાઇ

તમારા ઇલાજ નાલાયક, પણ ઉદ્દેશ ઉત્તમ એટલે ક્ષમા દીધા વિના છુટકોજ નથી.

મધુરી

પણ મને એક વાત હજુ નથી સમજાતી.

નરોત્તમ

કઇ તે?

મધુરી

મોહનભાઇનો ફોટોગ્રાફ ટાગોરના કાગળમાં કેમ આવ્યો?

નરોત્તમ

તે ટાગોરનો કાઢી મેં મોહનનો મુકયો. કહે તો હું તને ટાગોરનો ફોટો આપું.

મધુરી

ના, તમેજ રાખો. ગમે તો બાળી નાખજો.

નરોત્તમ

ખાખુશીથી. [અંબાલાલ મોહન સાથે જમણે દરવાજેથી આવે છે.]

અંબાલાલ

આ ઠીક ભવાઇ જમાવી છે. સર મોહનદાસે મને ખુલાસો આપ્યો તેથી જણાય છે [નરોત્તમને] કે તમે અમો સૌની સારી હાંસી કરી છે. [કંઈ ક્રોધે ભરાએલો દેખાય છે.]

મધુરી

હા, બાપા! પણ એમનો ઉદ્દેશ, ભાઇ કહે છે તેમ, અતિ ઉત્તમ એટલે માફ કરવા વિના છુટકો નથી.

અંબાલાલ

ભાઇ! કોણ ભાઇ?

મધુરી

આ સારાભાઇ!

અંબાલાલ

કેમરે, છોકરા! તું પણ આ ભવાઇમાં ભળ્યો કે?

સારાભાઇ

શું કરું બાપા? તમે અસહકારી એટલે મારે ન છુટકે બેરોનેટસી તો છોડવી પડી. પણ આ તમાસો જોવામાં વાંધો ન લાગ્યો.

અંબાલાલ

બારોનેટસી? એ શું કહે છે?

સારાભાઇ

વિગત સૌ કાલે છાપામાં વાંચજો; આજ તો એટલુ સાંભળી સંતોષ માનજો કે યુરોપમાં મારી સેવા બદલ સરકારે બેરોનેટસી આપવા માંડી, તે મેં આપને ખાતર ઇન્કાર કરી છે.

[બાગમાંથી માયાવતી, પુષ્પા અને હીરાસિંહ આવે છે].

હીરાસિંહ

અચ્છા સરકાર, અબી પતા બતાઓગે, કે આપ દોમેંસે કોન કવિરાજ ટાગોર હય?

સારાભાઇ

મય નહીં હું.

મોહન

ઔર મયભી નહીં.

અંબાલાલ

દોમેંસે એકભી નહીં, સરકાર સાહેબ!

હીરાસિંહ

તો કયા ટાગોર તીન હય?

[નાકર આવે છે.]

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૪૦]

# યાત્રાળુને

લેખક:
રા. પુષ્કરરાવ સાંકરલાલ દેસાઇ.

હિમાદ્રિના શિખર જેવાં શ્વેત ને ઉર્ધ્વગામી,
આદર્શો સૌ જીવનભરના આજથી કલ્પજેને;
કાલાબ્ધિનાં વિકટ વમળો વા વીંઝોડા વટાવી,
નૌકા તારી અમરતટ ભણી ખેડજે ધૈર્ય ધારી. ૧

રે સંસારી પથિક! તારા માર્ગને આવરીને,
ચારે પાસે ગહન વીંટતી ઘોર આજે તમિસ્રા;
તેનાં આ સૌ પડળ રચીયાં બંધ બાંધે અભંગ,
તેનાથી તું છુટી પર થજે ભક્તિનું અસ્ત્ર સાંધી. ૨

શ્રદ્ધા કેરાં વિપુલ ઝરણાં ઓઘ એના વહાવી,
પ્રીતિ મીઠી તુજ હૃદયમાં દેવના દેવ કેરી;
નિષ્ઠા ધારી અચળ પ્રભુમાં કાર્ય તું તો કરી લે,
તારો તેથી વિજય જગમાં પાન્થ! સર્વત્ર થાશે. ૩

ને અદ્વૈતે તુંજ—પ્રભુ ચરણમાં મુકી ને માર્ગ લેજે;
તારાં કર્મો પ્રભુચરણમાં મુકીને માર્ગ લેજે;
એ માર્ગેથી જગતભરનાં સર્વ વિઘ્નો ટળીને
મુક્તિ કેરા અમરતટની લાધશે તીર્થભૂમિ. ૪




લેખક:
કવિવર રવીંદ્રનાથ ઠાકર
અનુવાદક:
રા. ભગવાનલાલ ગિરજાશંકર ભટ્ટ
ચિત્રકાર:
સૌ. જડાવબહેન વીણુ

૧

બપોરે ગપ્પાં મારવા એકઠી થએલી સ્ત્રી સભામાં, કોઇ બીચારી અભાગણી સ્ત્રીના જુલમી અને અન્યાયી પતિની સવિસ્તર વાત નીકળી; ત્યારે પડોશમાં રહેતી તારામતી બોલી ઉઠી કે આવા પતિનું મોઢું બાળ!

આ સાંભળીને જયગોપાળની સ્ત્રી શશીને બહુ લાગી આવ્યું. એટલે તેણે સહેજ સંકોચ બતાવ્યો, ત્યારે તારામતીએ બમણા ઉત્સાહથી કહ્યું કે આવા પતિના કરતાં તો સાત જન્મ વિધવા રહેવું સારું. એમ કહી તે ચાલતી થઇ.

શશી મનમાંને મનમાં વીચારવા લાગી કે પતિનો એવો કોઇ વાંક કલ્પનામાં પણ આવી શકતો નથી, કે જેને લીધે તેમના તરફની લાગણી આટલી બધી કઠોર થઇ જાય. આ વાતનો વિચાર કરતાંજ તેના કોમળ હૃદયનો બધો પ્રીતિરસ પરદેશ ગએલા તેના પતિ તરફ ઢળી પડ્યો. પલંગમાં તેનો પતિ જે તરફ સુતો તે તરફ હાથ લંબાવીને શૂન્ય તકીઆને તેણે ચુંબન કર્યું. તકીઆની અંદર પતિના માથાની સુગંધ અનુભવ કરી. બારણું વાસી, લાકડાના કલમદાનમાંથી પતિદેવની, ઘણા કાળને લીધે ઝાંખી પડી ગએલ છબી તથા કેટલાક કાગળો બહાર કાઢીને તે બેઠી. તે દિવસનું નિસ્તબ્ધ મધ્યાહ્ન, આ રીતે એકાંત ઓરડામાં, નિર્જન વિચારમાં પુરાણી સ્મૃતિ તથા વિષાદના અશ્રુજળમાં વીતી ગયું.

શશીકળા અને જય ગોપાળ કંૈ નવાં સવાંજ પરણેલાં હતાં એમ નહોતું. નાનપણમાંજ લગ્ન થએલાં એટલે છોકરાં પણ થયાં હતાં. બંને એ ઘણો વખત, એકજ ઠેકાણે રહીને, કેવળ સહેજ, સાધારણ રીતેજ કાળ નિર્ગમન કર્યો હતો. બેમાંથી કોઇનામાં અપરિમિત પ્રેમના ઉચ્છ્વાસનું કોઇ પણ લક્ષણ જોવામાં આવતું નહોતું. લગભગ સોળ વરસ સુધી, એક સરખી રીતે, નોખાં પડ્યા સીવાય, કાળ નિર્ગમન કર્યો હતો. ત્યાં ઓચીંતું શશીના વરને કામ પ્રસંગે પરગામ જવું પડ્યું એટલે શશીના મનમાં પ્રબળ પ્રેમોદ્વેગ જાગ્રત થઇ ઉઠ્યો. વિરહને લીધે બંધનની દોરી જેટલા જોરથી ખેંચાય, તેટલાજ જોરથી, કોમળ હૃદય પ્રેમના બંધનમાં

જકડાઇ ગયું. સાધારણ અવસ્થામાં જેના અસ્તિત્વની સુદ્ધાં ખબર પડતી નહોતી, તેની વેદના હવે સખત લાગવા માંડી.

તેથીજ આટલા દિવસ પછી અને આટલી ઉમ્મરે, છોકરાંની મા થએલ શશીને, વસંત મધ્યાહ્ને નિર્જન ઓરડાની વિરહશય્યામાં ઉછળતા યૌવનવાળી નવવધૂનું સુખ સ્વપ્ન દેખાવા લાગ્યું. જે પ્રેમ અજ્ઞાતભાવથી જીવનની સામે પ્રવાહિત થઇને ચાલ્યો ગયો છે તેના મંદ ધ્વનિથી જાગ્રત થઇને, આજ એકાએક શશી, એ પ્રેમપ્રવાહને બંને તીરે, ઘણે દૂર ઘણાંએ સુવર્ણ નગરો તથા ઘણાંએ કુંજવનો જોવા લાગી. પરંતુ તે વીતી ગએલ સુખસંભાવનામાં હવે પ્રવેશ કરવાનું સ્થાન નથી. તેને હવે વિચાર થયો કે જ્યારે સ્વામી પાછા આવશે ત્યારે જીવનને નીરસ, અને વસંતને નિષ્ફલ થવા દઇશ નહીં. કેટલાએ દિવસ ઘણીવાર નકામી વાતમાં સાધારણ કલહ કરીને સ્વામીના ઉપર જે જુલમ ગુજાર્યો હતો તે માટે પશ્ચાતાપ કરીને આજે સંકલ્પ કર્યો કે હવે ફરી કોઇવાર એવી અસહિષ્ણુતા જણાવીશ નહીં. સ્વામીની વિરુદ્ધ થઇશ નહીં, સ્વામીની આજ્ઞાનું પાલન કરીશ. પ્રીતિપૂર્ણ નમ્ર હૃદયથી બોલ્યા ચાલ્યા વિના સ્વામીનું સારું માઠું બધુંજ આચરણ સહન કરીશ. કારણ કે સ્વામી સર્વસ્વ. સ્વામી પ્રિયતમ, સ્વામી દેવતા છે.

ઘણા કાળ સુધી શશિકલા તેનાં માબાપની એકની એક દીકરી હતી. તેથી કરીને જયગોપાળ સાધારણ ચાકરી કરતો તોપણ ભવિષ્યને માટે તેને કંઈ ચિંતા નહતી. ગામમાં સારી પેઠે સુખચેનમાં રહી શકે તેટલા પુરતી તેના સસરાની મીલકત હતી.

એવે વખતે, છેક કવખતે, લગભગ વૃદ્ધાવસ્થામાં, શશિકલાના પિતા કાલીપ્રસન્નને ઘેર એક પુત્રનો જન્મ થયો. ખરી વાત કહીએ તો માબાપના આવા અણધાર્યા, અણજુગતા અને અન્યાયી આચરણથી, શશિકલા મનમાં ને મનમાં બહુજ દીલગીર થઇ; જયગોપાળને પણ ખાસ કંઈ હેત ઉભરાઇ આવ્યું નહીં.

મોટી વયે પ્રાપ્ત થયેલ બાળક પર માબાપનો સ્નેહ ઘણોજ ગાઢ થઇ ગયો. આ નવા આવનાર, ક્ષુદ્રકાય, સ્તન્યપિપાસુ, નિદ્રાતુર સાળો, અજ્ઞાતભાવે એ દુબળા હાથની અતિ ક્ષુદ્ર મુઠીમાં, જયગોપાળની બધી આશાનું હરણ કરી બેઠો, તે વખતે તે બીચારો તો આસામના ચહાના બગીચામાં નોકરીએ લાગી ગયો હતો.

પાસેના સ્થળમાં નોકરી શોધવાને માટે બધાંએ તેને આગ્રહ કરતાં; પરંતુ લોકોના ઉપરની રીસને લીધે કહો, કે ચહાના બગીચામાં જલદી લાભ મળવાની આશાથી કહો, પણ જયગોપાળે કોઇનું કહેવું માન્યું નહીં. શશીને છોકરાં સાથે તેના બાપને ઘેર મુકીને તે આસામ ચાલ્યો ગયો. વિવાહિત જીવનમાં સ્વામી સ્ત્રીનો આ પહેલો વિરહ પ્રસંગ.

આ બનાવથી બાળક ભાઇતરફ શશિકલાને ઘણો ગુસ્સો ઉપજ્યો. જે રોષ મોઢેથી કહી શકવાની સ્થિતિ ન હોય તેજ રોષ સૌથી ભારે થઇ જાય. નાનો બાળક આરામથી ધાવવા લાગ્યો અને આંખ મીચીને ઉંઘવા લાગ્યો; અને તેની મોટી બહેન, દુધ ગરમ છે, ભાત ટાઢા પડી ગયા છે, છોકરાઓને નીશાળે જવાને મોડું થઇ જાય છે એવાં નવાંનવાં બહાનાં કાઢી રાતદિવસ મોઢું ચઢાવતી સુખે બેસવા દેતી નહોતી.

થોડા દિવસમાંજ છોકરાની મા મરી ગઇ. મર્યા પહેલાં માતાએ કન્યાના હાથમાં નાના બાળકને સોંપી દીધો.

પછી થોડા વખતમાં તે મા વિનાના બાળકે અનાયાસેજ તેની મોટી બહેનનું હૃદય-

જીતી લીધું. હુહુ અવાજ કરીને જ્યારે તે બહેનની ઉપર પછડાટી ખાઇને દાંત વિનાના નાનકડા મોઢામાં બહેનનું મોઢું, આંખ, નાક સમાવી દેવા વલખાં મારતો, નાની સરખી મુઠીમાં તેના વાળ પકડી રાખી કેમે કરીને છોડતો નહીં; સૂર્ય ઉગ્યા પહેલાંજ જાગી જઇને તેના શરીર પાસે આવીને કોમળ સ્પર્શથી તેને રોમાંચિત કરી દઇ મોટી ધાંધલ કરી મુકતો;—જ્યારે તે તેને જીજી કે જીજીમા કહી બોલાવવા માંડયો; અને કામમાં કે ફુરસદની વખતે ન ખાવાનું ખાઇ, ન કરવાનું કરી, ન જવાને સ્થળે જઇ, તેના તરફ રીતસર જુલમ કરવા માંડયો —પછી તો શશીથી રહેવાયું નહીં.—આ સ્વેચ્છાચારી નાના જુલમગારના ઉપર સંપૂર્ણરૂપે આત્મસમર્પણ કરી દીધું. છોકરાને મા નહોતી તેથી કરીને તેના ઉપર તેનું આધિપત્ય ઘણું વધારે થઇ પડયું.



'તેનો પતિ સુતો તે તરફ... ..શૂન્ય તકીઆને તેણે ચુંબન કર્યું'.

૨

છોકરાનું નામ હતું નીલમણિ. તે એ વરસનો થયો ત્યારે તેના બાપને સખત બીમારી થઇ, જલદી આવવા માટે જયગોપાળને કાગળ લખ્યો. જયગોપાળ ઘણી મહેનતે રજા મેળવીને જ્યારે આવી પહોંચ્યો ત્યારે કાલીપ્રસન્ન મરણ શય્યા પર હતા.

મરવાની અગાઉ, બાળકના સંરક્ષણનો ભાર જયગોપાળ ઉપર રાખી, તેની સંપત્તિનો આઠમો ભાગ દીકરીને નામે લખી આપ્યો.

એટલે મીલકતની દેખરેખના કામને માટે જયગોપાળને નોકરી છોડી આવવું પડયું.

ઘણે દિવસે વરવહુનો ફરી મેળાપ થયો. એક જડ પદાર્થ ભાંગી જાય તો તેનો સાંધેસાંધો મેળવી દેવાય. પણ બે માણસને જે સ્થળે નોખાં પાડયાં હોય તો તે લાંબે કાળે પાછાં રેખા રેખાએ મળી જતાં નથી. કારણ કે મન એ સજીવ પદાર્થ છે. નિમિષ માત્રમાં તેની પરિણતિ અને પરિવર્તન થાય છે.

શશીને તો આ નૂતન મીલનમાં નૂતન ભાવનો સંચાર થયો. તે તો જાણે સ્વામી સાથે ફરી પરણી. પુરાતન દામ્પત્યમાં લાંબા અભ્યાસને લઇને ટેવ જે કુંઠતા જન્મી હતી, તે વિરહના આકર્ષણથી જતી રહી: અને તેણે પોતાના સ્વામીને પહેલાં કરતાં પણ સંપૂર્ણતર ભાવથી પ્રાપ્ત

કર્યો—મનમાં ને મનમાં પ્રતિજ્ઞા કરી કે ગમે તેવો દિવસ જાય પણ મારા સ્વામી તરફની આ દીપ્ત પ્રેમની ઉજ્જવલતાને કદી પણ મ્લાન થવા નહીં દઉં.

નૂતન મીલનમાં જયગોપાળની મનોદશા જુદાજ પ્રકારની હતી. પહેલાં જ્યારે બન્ને એકત્ર હતાં; અને જયગોપાળને પોતાનાં સ્વાર્થ અને સગવડની ખાતર સ્ત્રી સાથે મેળ રાખવો પડતો હતો ત્યારે બંનેનો કૈંક મેળ સંધાયો હતો. તેમ ન રાખે તો હંમેશના કાર્યક્રમમાં ઓચીંતી ઘણીએ ત્રુટિ આવે. તેને લીધેજ પરદેશમાં જઇને જયગોપાળ પહેલાં તો ઘણી ચિંતામાં પડી ગયો હતો. પરંતુ એ વાતાવરણમાંથી મુક્ત થતાં તેને દુનીઆંને નવી રીતે જોવાની ટેવ પડી.

માત્ર તેમજ નહોતું. પહેલાં તો કેવળ નિશ્ચેષ્ટ નિશ્ચિંત ભાવથી તેના દિવસ વહી જતા. વચમાં બે વરસ પોતાની સ્થિતિ સુધારવાની ખટપટમાં તેના મનમાં એવો પ્રબલ ભાવ જાગી ઉઠ્યો હતો કે બીજું કૈં તેને સુઝતું નહીં. આ નવીન નીશાની તીવ્રતાને મુકાબલે તેનું પૂર્વ જીવન વસ્તુહીન છાયાની પેઠે દેખાવા લાગ્યું. સ્ત્રીઓની પ્રકૃતિના પ્રધાન પરિવર્તનમાં દેખાય છે: પ્રેમ; અને પુરુષમાં: મહત્વાકાંક્ષા.

જયગોપાળે બે વરસે પાછા આવીને પોતાની સ્ત્રીને પહેલાંના જેવી જોઇ નહીં. તેની સ્ત્રીના જીવનમાં બાળક સાળાએ એક નૂતન પરિસરની વૃદ્ધિ કરી હતી, આ અંશની તેને તો બીલકુલ ખબર ન હતી. આ અંશમાં સ્ત્રીની સાથે તેને કોઇ પણ જાતનો મેળ નહોતો. સ્ત્રીએ તેને પોતાના આ બાળસ્નેહનો ભાગ આપવા ઘણી મહેનત કરી પરંતુ તેમાં ફાવી કે નહીં તે કૈં કહી શકાય તેમ નથી.

નીલમણિને ખોળામાં બેસાડીને હસતે મોઢે શશી તેને પોતાના સ્વામી આગળ ધરતી—નીલમણિ હેતથી શશીને ગળે વળગીને પોતાનું મોં સંતાડી દેતો. તેને કોઇપણ પ્રકારે ગોપાળની સાથે કુટુંબિતાની ખાતરી થતી નહીં. શશીની ઇચ્છા એવી હતી કે તેના આ નાનકડા ભાઇનું મન ભુલાવવાની જેટલા પ્રકારની વિદ્યા સાધ્ય છે તે બધી જયગોપાળની આગળ પ્રગટ થઇ જાય. પરંતુ જયગોપાળ પણ તેટલા ખાતર ખાસ આગ્રહ રાખતો નહીં અને બાળક પણ વધારે ઉત્સાહ જણાવતો નહીં. જયગોપાળ કેમે કરીને સમજી નહોતો શકતો કે આ કૃશકાય બૃહત્ મસ્તક ગંભીરમુખશ્યામવર્ણું છોકરામાં એવું તે શું છે કે તેટલા માટે આટલા બધા સ્નેહનો અપવ્યય કરવામાં આવે છે!

વહાલની ગતિ સ્ત્રીઓ ઝટ લઇને સમજી જાય છે. શશીએ વિના વિલંબે જાણી લીધું કે જયગોપાળને નીલમણિ તરફ કૈં ઝાઝો ભાવ નથી. પછીથી તો તે ભાઇને ખાસ કાળજી રાખીને દૂર રાખતી. સ્વામીની સ્નેહવીહોણી વિરાગ દૃષ્ટિથી તેને દૂર રાખવા પ્રયત્ન કરતી. આવી રીતે એ છોકરો તેની છાની સંભાળનું ધન, તેની એકલીની સ્નેહની સામગ્રી થઇ રહ્યો. બધા જાણે છે કે સ્નેહ જેટલો છાનો, જેટલો નિર્જન, તેટલો પ્રબળ થઇ રહે છે.

નીલમણિ રોવા માંડે તો જયગોપાળ ચીડાઇ જતો. તેટલાં માટે શશી તેને ઝટપટ પોતાની છાતી સરસો ચાંપી અત્યંત હેતથી છાનો રાખવા મથતી. ખાસ કરીને નીલમણિના રોવાથી જો કોઇ રાત્રે સ્વામીની નિદ્રામાં ખલલ પડતી, અને સ્વામી આ ગેતલ છોકરા તરફ અત્યંત હિંસ્રભાવે ઘૃણા દેખાડી જર્જર ચિત્તથી તડુકી ઉઠતા, ત્યારે શશી એક અપરાધીની પેઠે સંકુચિત શશવ્યસ્ત થઇ જતી અને તે વખતેજ તેને દૂર લઇ જઇ કેવળ સાનુનય સ્નેહના સ્વરે મીઠાં વચનો બોલી ઉઘાડી દેતી.

છોકરાં છોકરાંમાં નજીવી બાબતમાં કજીઓ કંકાસ થયાજ કરે. પહેલાં તો શશી પોતાનાં છોકરાંને વઢીને ભાઇનો પક્ષ લેતી, કારણ કે તેને મા નહોતી. હવે તો ન્યાયાધીશ બદલાયાથી શિક્ષાનો વિધિ પણ બદલાયો. હવે હમેશાં નિરપરાધે અને અવિચારે નીલમણિને કઠોર શિક્ષા ખમવી પડતી. એ અન્યાય શશીને ભાલાની માફક ખુંચતો તેથી કરીને શિક્ષા પામેલા પોતાના ભાઇને ઓરડાની અંદર લઇ જઇ, તેને મીઠાઇ ખવરાવી, રમકડાં આપી, સ્નેહ બતાવી, ચુમી લઇ, બાળકના દુભાએલા હૃદયને બને તેટલી સાંત્વના કરવાની તજવીજ કરતી.



નીલમણિને ખોળામાં બેસાડીને હસતે મોઢે શશી તેને પોતાના સ્વામી આગળ ધરતી.

પરિણામ એ આવ્યું કે શશી નીલમણિને જેટલું વહાલ દાખવતી તેટલોજ જયગોપાળ નીલમણિ તરફ વિરક્ત રહેતો.

જયગોપાળ કદી પણ પોતાની સ્ત્રી સાથે કઠોર વર્તન રાખતો નહીં અને શશી મુંગે મોઢે નમ્ર ભાવે હેતથી તેના સ્વામીની સેવા કર્યા કરતી, માત્ર આ નીલમણિને લીધે બંને જણાં એક બીજાને નિત્ય આઘાત દેવા લાગ્યાં.

આ રીતનો મુંગો આઘાત પ્રત્યાઘાત જાહેર વિવાદના કરતાં ઘણો વધારે દુઃસહ થઇ પડયો.

૩

નીલમણિના સમસ્ત શરીરમાં માથુંજ સૌથી મુખ્ય હતું. જોતાંજ લાગતું કે વિધાતાએ જાણે એક પાતળી લાકડીમાં ફુંક મારી તેને માથે એક પરપોટો બનાવી દીધો હોય. દાકતરો કોઇ વાર શંકા કરતા કે પરપોટાની પેઠેજ ક્ષણભંગુર આયુષ્ય ભોગવશે. લાંબા વખત સુધી તે બોલતાં કે ચાલતાં શીખ્યો નહીં. તેનું ગંભીર મુખ જોતાં જણાતું કે તેનાં માબાપે તેમની મોટી ઉમરનો ચિંતાભાર આ ક્ષુદ્ર શિશુના માથા પર લાદી દીધો છે.

બ્હેનની માવજત અને સેવાથી નીલમણિ વિપત્તિનો કાલ પુરો કરી ને છઠ્ઠા વરસનો થવા આવ્યો.

કારતક માસમાં ભાઇબીજને દિવસે ડગલો પછેડી અને એક લાલ રંગનું ધોતીયું પહેરાવી ને શશિકલાએ ભાઇને શણગાર્યો. એવે વખતે ઉપર કહેલી ચોખ્ખા બોલી પાડોશણ તારા આવી ને શશીની સાથે નકામો કજીઓ કરવા લાગી.

તે બોલીઃ "અંદરથી તો ભાઇનું સત્યાનાશ

વાળી, બહારથી ભાઇને શણગારવામાં કૈં માલ નથી."

એ સાંભળીને શશી, આશ્ચર્યથી, ક્રોધની વેદનાથી દબાઇ ગઇ. છેવટે સાંભળ્યું કે તેમણે–ધણી ધણીયાણીએ સંતલસ કરીને, આ બાળક નીલમણિની સંપત્તિ મહેસુલ ભરવા પેટે લીલામ કરી તેના સ્વામીના ફૂઇના દીકરા ભાઇને નામે ચઢાવી દીધી છે.

એ સાંભળીને શશીએ અભિપ્રાય આપ્યો કે જે આટલી બધી જુઠી વાત ચલાવી શકે તેને મોઢે કોઢ નીકળજો.

એમ કરી રોતી રોતી ને સ્વામી પાસે આવી ને ગામગપાટાની વાત તેને તેણે જણાવી.

જયગોપાળે કહ્યું: "આજકાલના વખતમાં કોઇનો ભરોસો કરવા જેવું નથી. ઉપેંદ્ર તો મારો ફૂઇનો દીકરો ભાઇ છે અને તેના પર બધી લકતનો ભાર રાખીને હું નિશ્ચિંત રહ્યો છું. છાનાં છાનાં મહેસુલ બાકી રાખી મીલકત વેચાતી લીધી છે તેની મને ખબર સુદ્ધાં ા."

શશીએ આશ્ચર્ય પામી પુછ્યું: ફરીઆદ ને ?"

જયગોપાળે કહ્યું: "ભાઇને નામે ફરીઆદ કરવી કેમ ? અને ફરીઆદ કર્યે કૈં વળે તેમ નથી. ફોકટ પૈસા બગાડવાના."

ધણીની વાત ખરી માનવી એ શશીનું પહેલું કર્તવ્ય હતું પણ તેને કેમે વિશ્વાસ બેઠો નહીં. પછી તો આ સુખનો સંસાર, આ પ્રેમનું ગાર્હસ્થ્ય ઓચીંતુ તેની આગળ વિકટ, બિભત્સ આકાર ધારણ કરીને ઉભું રહ્યું ! જે સંસારને પોતાનો પરમ આશ્રય ગણ્યો હતો, તે ઓચીંતી નિષ્ઠુર સ્વાર્થની જાળ જણાઇ. તે બંને ભાઇ બહેનને ચોતરફથી ઘેરી રહી છે. તે એકલી બાઇ માંણસ, અસહાય નીલમણિને કેવી રીતે બચાવી શકશે તે વિચાર કરતાં તેને કૈં સુઝ પડી નહીં. જેમજેમ ચિંતા કરવા માંડી, તેમતેમ ભય અને ધૃણાથી, વિપન્ન બાળક તરફ અપરિસીમ સ્નેહથી તેનું હૃદય ભરાઇ આવ્યું. તેને લાગવા માંડ્યું કે તેને જો ઉપાયની ખબર હોત તો લાટ સાહેબને જાહેર કરી દેત, એટલુંજ નહીં રાજા સાહેબને કાગળ લખી તેના ભાઇની મીલકત બચાવી શકત. રાજા કદી પણ ૭૯૯ રુપીઆની મહેસુલ માટે પોતાનો મહેલ વેચાતો લઇ લેત નહીં.

આવી રીતે શશી જ્યારે રાજા પાસે પોતાના દીઓરને પકડાવવાનો વિચાર કરતી હતી ત્યારે એકાએક નીલમણિને તાવ આવ્યો અને ઉપરા–ઉપરી મૂર્છા આવવા લાગી.

જયગોપાળે ગામડાના એક નેટીવ દાકતરને બોલાવ્યો. શશીએ સારા દાકતરને બોલાવવાની હઠ લીધી ત્યારે જયગોપાળે કહ્યું: "કેમ મોતીલાલ દાકતરમાં શું ખામી છે ?"

શશીએ હાથે પગે લાગી, સમ ખાધા ત્યારે જયગોપાળે શહેરમાંથી સારો દાકતર બોલાવવાનું કબુલ કર્યું.

શશી નીલમણિને છાતી સરખો ચાંપીને પડી રહી. નીલમણિ પણ એક ઘડીને માટે તેને અળગી કરતો નહીં. પછી છેતરીને કયાંક ચાલી જાય માટે તેને પકડી રાખતો. એટલે સુધી કે ઉંઘમાં પણ લુગડું પકડી રાખતો.

આ રીતે આખો દિવસ ગાળ્યા પછી સાંજને વખતે જયગોપાળે આવીને કહ્યું કે શહેરનો દાકતર મળ્યો નથી. તે દૂર કોઇ દરદીને જોવા ચાલી ગયો છે. વળી એમ પણ કહ્યું કે મુકદ્દમાને માટે મારે આજેજ બીજે ગામ જવું પડશે. મેં મોતીલાલને કહી રાખ્યું છે કે તે નિયમિત રીતે આવીને દરદીને તપાસી જાય.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૫૧]





કવિવર રવીંદ્રનાથ ઠાકુર : તરુણાવસ્થા.

(સાહિત્ય પરિષદ્ સ્વાગત કમીટીના સૌજન્યથી )

[ જુઓ—પૃષ્ઠ ૪૮૯



માઘ] મહાન વિચારક બર્ટ્રાન્ડ રસેલ [૧૯૮૨

# આધુનિક ઇતિહાસને ઘડતાં સમાજબલો

લેખક:
રા. સ્નેહરશ્મિ

જગતનો ઇતિહાસ કેટલેક અંશે પ્રગતિશીલ છે, અને કેટલેક અંશે પુનરાવર્તનશીલ છે. ઉપલક દૃષ્ટિએ જોતાં તો ઇતિહાસ ફરીથી ને ફરીથી એક જ બાબતનું પુનરાવર્તન કરતો માલૂમ પડે છે; જેમકે જગતમાં અનેક સામ્રાજ્યો જન્મે છે અને તેમનાં ખંડીયેરો ઉપર બીજાં નવાં ઉભાં થતાં જાય છે. પ્રાચીન મીસર અને બાબીલોનનાં સામ્રાજ્યોનો ઇરાને સંહાર કર્યો, ઇરાની સામ્રાજ્યનો મેસીડોને, મેસીડોનનો રોમે, અને રોમનો ટયુટન અને આરબ લોકોએ. આમ ઇતિહાસમાં તો સામ્રાજ્યોના અસ્તોદયની એક ઘટમાળજ માલમ પડે છે; પણ એ ઘટમાળના પ્રત્યેક ફેરામાં વિવિધતા રહેલી છે, ઇતિહાસ ચક્રના પ્રત્યેક આંટાથી કોઇ નવાંજ આંદોલનો—નવાંજ બળો ઉત્પન્ન થાય છે. આ નવાં બળો—નવાં આંદોલનો એજ સમાજની પ્રગતિ, એથીજ આજનો આપણો ઇતિહાસ એક રીતે પ્રાચીન સામ્રાજ્યોના ઇતિહાસનું પુનરાવર્તન છે અને નથી. આજે આપણે ઓછામાં ઓછી બે બાબતમાં તો અવશ્ય પ્રગતિ કરી છેજ. પ્રથમ તો આપણો અનુભવ વિશાલ છે, અને તેથી ઇતિહાસ ઘડવામાં આપણે જ્ઞાનપૂર્વક ભાગ લઇ શકીએ છીએ. અને બીજું આજે આપણું સંઘબળ વધારે દૃઢ છે અને તેને પરિણામે આજે જગતમાં આપણે ભિન્ન ભિન્ન સુદૃઢ રાષ્ટ્રો જોઇએ છીએ. આ બળો બે પ્રકારનાં છે; (૧) પરિસ્થિતિ વા સંજોગ–બળ અને (૨) વિચાર—બળ. આ બંને બળો સમાજ ઉપર તો અસર કરે છેજ, પણ એક બીજા ઉપર પણ એમની અસર જેવી તેવી નથી. આ લેખનો હેતુ આજના સમાજમાં પહેલા પ્રકારનાં બળો કયાં છે, અને સમાજ ઉપર એ તે કેવી અસર કરે છે, અથવા કેવી કરવાનો સંભવ છે તે તપાસવાનો છે.

ઇતિહાસના ઉષઃકાલ તરફ વિહંગ દૃષ્ટિથી જોતાં આપણને માલમ પડશે કે તે વખતે મનુષ્ય અહોરાત પોતાના જીવન નિર્વાહ માટે સતત પ્રયત્નો કરતો. તેને કુદરત સામે બાથ ભીડવાની હતી, હિંસક પશુઓ સામે લઢવાનું હતું અને પોતાનીજ જાતનાં માનવ પ્રાણીઓની પાશવ અને સ્વાર્થી વૃત્તિઓ સામે ઝઝુમવાનું હતું. આ કુદરત અને માનવવૃત્તિઓ સાથેનાં મનુષ્યનાં યુદ્ધને પરિણામે બે વસ્તુઓ ઉત્પન્ન થઇ: (૧) વિજ્ઞાન—જે દ્વારા મનુષ્યે કુદરત અને હિંસક પ્રાણીઓ ઉપર આધિપત્ય મેળવ્યું વા મેળવવા પ્રયત્ન કરે છે; અને (૨) સમાજશાસ્ત્રો (અર્થશાસ્ત્ર રાજનીતિ શ…ક્રાસ થતો જાય છે તેમ તેમ કેળવેલા માનવીઓમાં ને વધુ વિસ્તાર થાય એ સ્પષ્ટ છે; …યુમનમાં

રાખવા પ્રયત્ન કરી રહ્યો છે. આખો યુરોપનો ઇતિહાસ ખાસ કરીને આ બે બળોના આઘાત અને પ્રત્યાઘાતનું પરિણામ છે.

પણ આ એકજ બાજુ થઇ. ઇતિહાસ આપણી સમક્ષ બીજું ચિત્ર પણ મુકે છે. તેમાં આપણે મનુષ્યને કુદરત સાથે લઢતો, પોતાનાં જીવન માટે અહોનિશ વલખાં મારતો નીહાળતા નથી. અહીં કુદરત મનુષ્ય જીવનને બાધક નથી હોતી, પણ તેનું પ્રેમાળ માતાની જેમ સંરક્ષણ કરી રહી હોય છે, તે મનુષ્યને પોતાની શીળી છાયામાં સદાએ હુલાવી રહી હોય છે. અહીં માનવ સ્વભાવમાં રહેલી દૈવી વૃત્તિઓએ આસુરી વૃત્તિઓ ઉપર વિજય મેળવ્યો હોય છે; અહીંજ आनन्दादेव जायन्ते खल्विमानि भूतानि। એવું સૂત્ર મનુષ્ય ઉચ્ચારી શકયો હોય છે; અહીંજ દેખાતી ભિન્નતા પાછળ રહેલી એકતાનો મનુષ્ય સાક્ષાતકાર કરી શકયો હોય છે; અને અહીંજ બાહ્ય આપત્તિઓથી મુકત હોઇ મનુષ્ય પોતાના જીવનની આધ્યાત્મિકતા ઉપર વિચાર કરવા પ્રેરાયો હોય છે. આવા સ્થળમાં જીવનનો ઉલ્લાસ (Exhuberance) કળા, કાવ્ય, તત્વજ્ઞાન, સંગીત આદિદ્વારા આવિર્ભાવ પામવા પ્રયત્ન કરે છે. આ સત્યનું પ્રતિબિમ્બ ખાસ કરીને આપણા દેશના ઇતિહાસના કેટલાક ભાગમાં પડે છે.

આ ટુંકા નિરુપણ ઉપરથી આપણે જોઇ શકયા છીએ કે માનવજીવન ઉપર સંજોગોની અસર ઘણી મોટી છે. પણ હવે વસ્તુસ્થિતિ બદલાતી જાય છે. આજ સુધી યુરોપનો અનુભવ યુરોપનાંજ જીવનને અસર કરતો, અને હીંદુસ્થાનનો, હીંદુસ્થાનનાંજ જીવનને. પણ હવે તેમ નથી. વિજ્ઞાનના [illegible] ણામે—આગગાડી, આગબો[illegible] [illegible]જી પરિ[illegible] જ્ઞાનનો પ્રચાર કરવાનાં સાધનો સપાટાભેર વધતાં જતાં હોવાથી જગતના એક ખુણામાં ઉત્પન્ન થતો વિચાર જરા વારમાં આખા જગતમાં ફરી વળે છે, અને તેને પરિણામે આજે આખો માનવસમાજ વધુ ને વધુ નિકટ આવી એક પ્રકારની એકતા અનુભવી રહ્યો છે અને પરિણામે આજે યુરોપના પ્રશ્નો કેવળ યુરોપ માટેજ નથી, તેમ હીંદુસ્થાનના પ્રશ્નો કેવળ હીંદુસ્થાન માટેજ નથી; અને એથી આજે જે બળો યુરોપના કે એશીઆના કે બીજા કોઇ ખંડના ઇતિહાસને ઘડી રહ્યાં છે તે બળો કાળે કરીને આખા જગતના ઇતિહાસ ઉપર પણ અસર કરશે. વળી એ પણ યાદ રાખવું જોઇએ કે આજ તો ઇતિહાસનું મધ્યબિંદુ યુરોપ છે. પૃથ્વીની સપાટી ઉપરનો મોટો ભાગ યુરોપને તાબે છે; અને આખા જગતનાં આચાર વિચાર ઉપર યુરોપીય તત્વ અત્યંત મજબુત અસર કરી રહ્યું છે; અને અત્યારે જે રીતે આ વસ્તુસ્થિતિ પ્રગતિ કરી રહી છે તે રીતે જોતાં તો એક સૈકા પછી આખો માનવ-સમાજ સંપૂર્ણ યુરોપીય આચાર વિચારવાળો થઇ જાય તો તેમાં કૈં આશ્ચર્ય નહીં હોય, તેથીજ યુરોપના ઇતિહાસને જે બળો ઘડી રહ્યાં છે તે વીશે થોડું ઘણું એ જાણવું આપણે માટે જરુરનું છે.

આપણે શરુઆતમાં જોયું કે આજે આપણે ખાસ કરીને તો બે બાબતોમાં પ્રગતિ કરી છે: (૧) વિજ્ઞાન અને (૨) સુવ્યવસ્થિત રાષ્ટ્રો. આ વસ્તુસ્થિતિને પરિણામે યુરોપમાં બે સમર્થમાં સમર્થ બળો ઉત્પન્ન થયાં છે, યુરોપની સર્વ પ્રવૃત્તિઓ આજ તો આ બળોની આસપાસ ગુંથાઇ રહી છે; અને એમ માલમ પડે છે કે અન્તે આજ બળો યુરોપના સામાજિક, નૈતિક, ધાર્મિક, આર્થિક, રાજનૈતિક, અને કેળવણીને લગતા સર્વ પ્રશ્નોનું નિરાકરણ લાવશે; અને

તેથીજ આજે યુરોપનાં સર્વ વિચારશીલ સ્ત્રી પુરુષો એ બળોની પ્રવૃત્તિઓનું ચિંતાતુર હૃદયે અત્યંત સૂક્ષ્મ નિરૂપણ કરી રહ્યાં છે. આ બળો તે ઉદ્યોગવાદ (Industrialism) અને રાષ્ટ્રવાદ (Nationalism).

ઉદ્યોગવાદના અને રાષ્ટ્રવાદના બે પ્રકાર છે; (૧) જેઓના હાથમાં સત્તા અને અધિકાર છે તેમને માટે અને (૨) જેઓ સ્વમુક્તિ માટે વળખાં મારી રહ્યા છે તેમને માટે. મુડીવાદ અને સામ્યવાદ એ ઉદ્યોગવાદના બે પ્રકાર છે, અને સામ્રાજ્યવાદ અને પરાધીન પ્રજાઓના સ્વતંત્રતા માટેના પ્રયત્નો એ બે રાષ્ટ્રવાદના પ્રકાર છે.



રશીઆનો મહાન સુલેહવાદી પ્રીન્સ ક્રોપોટકીન.

આમ ઉદ્યોગવાદ એક એવું બળ છે જે તેને અંગે ઉત્પન્ન થતા અનેક લાભોને લીધે ગરીબ અને તવંગર, અબળ અને સબળ વચ્ચે અરસપરસ ઇર્ષ્યાની લાગણી ઉત્પન્ન કરે છે. બંને ગરીબ અને તવંગર લોકો એ બળથી ઉત્પન્ન થતા સર્વ લાભો પોતાના હિત માટે હસ્તગત કરવા ઇચ્છે છે. આથી સમાજમાં ગરીબ અને તવંગર વા સામ્યવાદી અને મુડીદારના બે જબરા વિરોધી વર્ગો ઉત્પન્ન થાય છે. આમ ઉદ્યોગવાદ સમાજમાં ભેદ પાડી જાતીયવીગ્રહ (Class war) ને જન્મ આપેછે. આ ઉપરાંત ઉદ્યોગવાદ બીજી અનેક નવી પરિસ્થિતિઓને જન્મ આપે છે; તે બધી હવે આપણે તપાસીએ.

પ્રથમ તો ઉદ્યોગવાદને લઇને સમાજ વધુને વધુ સંઘટિત થતો જાય છે, અને જેમ જેમ સમાજ વધુ સંઘટિત થાય છે તેમ તેમ તેને વ્યવસ્થિત રાખવાની આવશ્યકતા વધુ ને વધુ મહત્વની થતી જાય છે, અને એને પરિણામે રાજ્યતંત્ર વધારે વિશાલ અને રાજ્યાધિકાર વધારે મોટો થતો જાય છે; અને આથી વ્યક્તિસ્વાતંત્ર્યને હોમાવું પડે છે. પણ ઉદ્યોગવાદની આ વૃત્તિના બચાવમાં એમ પણ જણાવવામાં આવે છે કે ઉદ્યોગવાદને લઇને જીવનની જરૂરીઆતો અત્યંત સહેલાઇથી મળી રહે છે અને તેથી મનુષ્ય પોતાના જીવનનિર્વાહની ચિંતામાંથી વધુ મુક્ત થાય છે, અને આમ વ્યક્તિ સ્વાતંત્ર્યના ભોગનો બદલો વળી રહે છે.

વળી જેમ જેમ ઉદ્યોગવાદનો વધુ ને વધુ વિકાસ થતો જાય છે તેમ તેમ કેળવણીનો એ વધુ ને વધુ વિસ્તાર થાય એ સ્પષ્ટ છે; કારણ કે

યન્ત્રોની અટપટી ને ગુંચવણ ભરેલી ક્રિયાઓ માટે કેળવણીની જરુર અનિવાર્ય છે, અને જેમ જેમ શિક્ષણનો પ્રચાર વધુ ને વધુ થતો જાય છે તેમ તેમ તેની સાથે બીજી અનેક મહત્વની વસ્તુઓ પણ આવતી જાય છે. આવી વસ્તુઓમાં અત્યંત મહત્વની પ્રજાકીય તંત્રની ભાવના અને અભિલાષા છે. જ્યાં મજુર વર્ગ અભણ હોય ત્યાં આવી વસ્તુસ્થિતિ ભાગ્યેજ સંભવી શકે.

ઉદ્યોગવાદનો પ્રચાર થયો હોય એવા સમાજમાં આખો સમાજ કે ટ્રસ્ટ જેવાં મંડળો વ્યક્તિઓની પ્રવૃત્તિઓને મોટે ભાગે પ્રેરે છે અને કાબુમાં રાખે છે. આથી કળા, કાવ્ય ઇત્યાદિની જનેતા વ્યક્તિગત ઊર્મિઓ કચરાઇ જાય છે અને યુદ્ધ, સેનીટેશન, પ્રાથમિક કેળવણી ઇત્યાદિ જનેતા સામુદાયિક ઊર્મિઓ બળવત્તર થતી જાય છે.

વળી વ્યક્તિગત ઊર્મિઓ જેમ જેમ કચરાતી જાય છે તેમ તેમ વ્યક્તિઓનું વ્યક્તિત્વ પણ ઓછું થતું જાય છે; અને ઉદ્યોગવાદમાં સંપૂર્ણ રચી પચી રહેલા સમાજમાં પ્રત્યેક સ્ત્રી અને પુરુષ એક બીજાનાં જેવાં થવા સતત પ્રયત્ન કરી રહ્યાં હોય છે. આ બીના એચ. જી. વેલ્સના નીચેના શબ્દોમાંથી વધુ સ્પષ્ટ થશે. તે કહે છે કે—

"એક સદી પહેલાં વર્જીનીઆનાં માણસો ન્યુ ઈંગ્લાંડના મનુષ્યોને જેટલાં મળતાં આવતાં તેના કરતાં સાન ફ્રાન્સીસ્કોનાં મનુષ્યો ન્યુયોર્કનાં મનુષ્યોને આજે વધુ મળતાં આવે છે. આ એક બીજાનાં જેવાં થવાની ક્રિયા સતત ચાલ્યાજ કરે છે. યુનાઇટેડ સ્ટેઇટસ રેલ્વે, તાર, વિમાન વગેરેથી ગુંથાઇને એકજ ભાષા બોલતાં, એકજ રીતે વિચાર કરતાં, એકજ જાતનો આચાર પાળતાં એકજ પ્રકારનાં અનેક માનવીઓનો વિશાલ સમૂહ બની રહ્યાં છે—હું માનુ છું કે આ એક નવી વસ્તુ છે. ભૂતકાલમાં કરોડો મનુષ્યોની વસ્તીથી એ વધુ વસ્તીવાળાં સામ્રાજ્યો હતાં, પણ તે ભિન્ન ભિન્ન લોકોનાં મંડળ હતાં, આજની માફક એકજ પ્રકારના લોકોનો આવો સમૂહ તો કદીએ ન હતો."

કવિ રવીંદ્રનાથ ટાગોર પણ આ વસ્તુ-સ્થિતિનું બહુજ આબેહૂબ અને અસરકારક વર્ણન કરે છે. તેઓશ્રી જણાવે છે કેઃ—

"પશ્ચિમમાં વ્યાપાર અને રાજનીતિરુપી રાષ્ટ્રીય યન્ત્રોમાંથી ઉંચા બજાર ભાવવાળી માનવપ્રાણીની અત્યંત સફાઇ અને કાળજીપૂર્વક દબાઇ તૈયાર થએલી ગાંસડીઓ ઉત્પન્ન થાય છે; પરંતુ આ ગાંસડીઓ લોઢાના તાર વડે બાંધવામાં આવી હોય છે; પ્રત્યેકની ઉપર છાપ મારવામાં આવી હોય છે; અને એક નિશાનશાસ્ત્રીના જેટલીજ સાવધાની અને ચોકસાઇથી તેને બધી જુદી રાખવામાં આવી હોય છે. ખરું જોતાં તો ઇશ્વરે મનુષ્યને મનુષ્ય થવાજ સર્જેલો. પણ આ આધુનિક પેદાશ એટલી તો અદ્‌ભુત રીતે તૈયાર થઇ હોય છે, એક રાક્ષસી યંત્રને એ એટલી બધી તો મળતી આવે છે કે સરજનહારને પણ એને પોતાની દૈવી પ્રતિમામાંથી બનેલાં એક ચેતનવંતાં પ્રાણી તરીકે ઓળખતાં મુશ્કેલી પડે."

પણ ઉદ્યોગવાદનું વધુ ચમકાવનારું વલણ તો કૌટુમ્બિકભાવના અને બંધનોને શિથિલ કરવા પરત્વે છે. જેમ જેમ ઉદ્યોગવાદનો વિકાસ થતો જાય છે તેમ તેમ વધુ અને વધુ સ્ત્રીઓ ભિન્ન ભિન્ન ઉદ્યોગોમાં ધંધે વળગતી જાય છે, અને આખો દિવસજ ઘરની બહાર પોતાનો સમય ગાળતી હોવાથી સ્વાભાવિક રીતેજ પોતાનાં બાળકોને ઉછેરવાનો સમય તેમને મળી શકતો નથી. આમ માનવજીવનનાં અમીઝરણાંઓ ઉદ્યોગવાદની

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૫૯]

# કેટલાંક મનુષ્ય પ્રાણીઓ

લેખક:
રા. મસ્તફકીર
સભ્ય, સાહિત્ય સંસદ

ચિત્રકાર:
રા. હરિલાલ ત્રિવેદી

"ગુજરાત"ના વાચકોને ગુંદરીઆં નામનાં મનુષ્ય પ્રાણીની પીછાન હું કેટલોક સમય પહેલાં કરાવી ગએલો. આજે કેટલાંક બીજી જાતનાં મનુષ્ય પ્રાણીનો ચીતાર રજુ કરવાનો ઇરાદો છે. આ નવાં પ્રાણીઓને મેં ચાર વિભાગમાં વહેંચી નાખ્યાં છે. લપ, વળગાડ, મફતીઆં અને તોબાહ; અને એ ચારેનો એકેક નમુનો અનુક્રમે તમારી સમક્ષ રજુ કરી તેમની ખાસીઅત અને રીતભાતથી તમને જ્ઞાત કરીશ. અને સાથે સાથે એવાં પ્રાણીઓ સામે શા શા ઉપાયો લેવા તે પણ સમજાવીશ. કહેવાની જરુર નથી કે આ નવાં પ્રાણીઓ પણ ગુંદરીઆં જેટલાંજ આપણા જીવનમાં નિરુપયોગી અને કંટાળારુપ હોય છે. હવે જોઇ લો, એક પછી એક નમુનાઓઃ–

## "લપ" યાને "લવરી"

લપ જાતનાં પ્રાણીઓની વાત કદી પુરી થતીજ નથી. તેમ એ વાતમાં ઝાઝો માલ કે મુદ્દો હોતાં નથી. એવાંઓને બોલાવીએ અને પછી એમનાં મુખારવિંદ ઉર્ફે ડાચાંની દાબડી એક વખત ઉઘડી તે ઉઘડી. પછી બંધજ ન થાય; અને કાતર જેવી એમની જીભ ચાલવા માંડે તે છેડોજ ન આવે. કામનું અને અગત્યની રોકાણનું બહાનું કાઢી એવાંઓના સાનિધ્યમાંથી પલાયન કરી જાઓ ત્યારેજ તમે એમના સકંજામાંથી છુટો.

ઘણીએ વખત તમને આ અનુભવ થયો હશે. કોઇ મિત્રની સાથે કે કામે બહાર ગયા હો અને દૂર કોઇ પરિચિત વ્યક્તિ નજરે પડે. તમે એને પાસે બોલાવી કંઈ વાત કરવા માગતા હો અને એને બુમ પાડવા તૈઆરી કરો ત્યાંજ તમારો મિત્ર તમને વારે અને કહે કે "અરે! એને કયાં બોલાવે છે, એ તો લપ છે (સુરત બાજુ "લપ" ને "લવરી"નામથી ઓળખવામાં આવે છે). એક વખત વાતે ચઢયો તો આપણું કામ અટકી પડશે.

અને 'લપ' અથવા 'લવરી' હોય છે પણ એવાંજ. રસ્તામાં એ સામે મળે અને તમે જો એની તબીઅતના ખબર પુછ્યા તો પછી જોઇ લો એની જે વાગ્ધારા છુટે તે. પોતે દેશમાંથી મુંબાઇ ક્યારે આવ્યું; દેશમાં કેટલો વખત રહ્યું; ત્યાં તબીઅત કેવી રહી હતી; હવે કેમ છે; દવા કોની લે છે; દિવસમાં કેટલી વખત લે છે;




એમનાં મુખારવિંદ ઉર્ફે ડાચાંની દાબડી એક વખત ઉઘડી તે ઉઘડી પછી બંધજ ન થાય.

વાત કરવામાં તેમ પડપુછ કરવામાં પણ 'લવરી' એવીજ કંટાળા સમાન હોય છે. તમે બજારમાંથી શાક લઇ ઘેર પાછા ફરતા હો. રસ્તામાં લપ સામી મળે (લપ અને લવરી માટે વ્યાકરણનો નારી જાતિનો પ્રયોગ બંધબેસ્તો થાય છે) ઓળખાણ હોવાથી તમે જરા સામેજેનાં એ ઉભી રહે, પાસે આવે ને તમને વાત કરવાની ફરજ પડે. વળગશે તમે ધારી વધુ વાત ન કરતાં ફક્ત બે ચાર શબ્દોમાં ખબર અંતર પુછી જોઇએ. 'તો સારૂ' એમ તમે મનમાં ચીમા-સતા હો ત્યાં એની નજર તમે પહેરેલા નવા ધોતીઆ પર પડે કે તરતજ—

"ધોતીયું કયથી લીધું ?" એ પુછે.

"મારકીટમાંથી" તમે જવાબ આપો.

"મંગલદાસની કે મુળજી જેઠાની" સવાલ સામે ઉભોજ છે.

"મુળજી જેઠાની" તમે બનાવો.

"કોની દુકાનેથી ?" એ સવાલ કરે.

"યાદ નથી કોની !" તમે ઉડાવો.

એ એમ ગાંજ્યો ન જાય. તુરતજ પ્રશ્ન કરે કે—

"કઇ મીલનું છે ?"

તમારાથી બોલી જવાયું કે સોલાપુર મીલનું.

દવાનો રંગ અને સ્વાદ કેવો છે; અને માંદા પડવાથી તેની નોકરી કેવી રીતે ગઇ વગેરે સવિસ્તર તમારી આગળ ગણગણતા અવાજે વર્ણવી જશે, અને આટલું છતાં તમે તેની વાત સાંભળવા, નવરા હોવાથી, અથવા દયાથી, અથવા ધીરજથી, અથવા તમે ભલા કે મોંઢાના મોળા હોવાથી ઉભા રહ્યા હશો તો એ "દેશની હાલની રાજકીય પરિસ્થિતિ" કે "ચારે બાજુ દેખાતી નાણાંભીડ"ની વાત છેડી બીજો તમારો ખાસ્સો પોણો કલાક લેશે.

પતો કેટલો અને વાર કેટલા ?' તેની જ્ઞાન પિપાસા છીપાઈ ન હોય

"દસચોપન" ટુંકમાં બે શબ્દમાંજ તમે જવાબ આપો

તમે જનાનું કરો ત્યાં તમને શેઠ પુછે કે ધોણુ કેટલી થઈ? આ પ્રશ્ન સાંભળી તમે ઉભી પુછડીએ નાસો તોજ એ લપમાંથી છુટો

નહીં તો ધોતીયુ પથ્થર પર ઝીકીને ધુઓ છો કે ધોકા મારી? તેમ ધોવામાં સાબુ વાપરો છો કે સોડા? એ પણ પુછાય

હું એક ખોજા શેઠને ત્યાં નોકરી હતો એ પેઢીમાં શેઠના ગામનો તેમનીજ જાતનો અને તેમનાજ કુટુંબનો એક બુઢ્ઢો નોકર હતો. શેઠના ગામનો, કુટુંબનો અને શેઠ નાના ત્યારે એણે રમાડેલા એજ એકની લાયકાતથી વરસો થયા પેઢીનો પગાર એ ખાતો વ્યાપારને લગતું મહત્વનું કામ એને કદી સોંપાતું નહીં ચીઠ્ઠી ચપાટી ફેરાફેરી કરવાનું કામજ એને સોંપવામાં આવતું પણ એવું પણ કામ કરી આવ્યા પછી એ કામ તેણે કેવી રીતે બજાવ્યું તેનું જે લખાણ દાસ્તાન એ લપ એ કરતો તેને લીધે એવા કામ પણ બીજો કોઈ હાજર ન હોય તેની અડીભીડી વખતેજ એને સોંપવામાં આવતા

શેઠે તાદનજાની ભાજી મગાવી હોય તો એ લઈ આવે ખરો. પણ એ લાવે કેવી રીતે? આખો મહોલ્લો જુએ અને જાણે એવી રીતે ભાજીની ઝુડીઓનું પ્રદર્શન કરતો ડોલતો ડોલતો વરઘોડામાં ચાલતા સાજનીયાની માફક તે પેઢીમાં



આખો મહોલ્લો જુએ અને જાણે એવી રીતે ભાજીની ઝુડીઓનું પ્રદર્શન કરતો ડોલતો ડોલતો તે પેઢીમાં આવે

આવે અને તે પહેલા તો માર્ગમાં કઝન બે કઝન

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૬૨ ]



# તેજબા

લેખક:
રા. ચંદ્રશંકર મ. ભટ્ટ
ચિત્રકાર:
રા. રવિશંકર મ. રાવળ

## ૧

મધ્યાહ્ન તપ્યો હતો કિરણે કિરણે અગ્નિ-જ્વાળા ઝરતી હતી. ઉની લુ બાળી નાખતી હતી. ઝાડપાન ડોલીડોલી ને વીરમ્યાં હતાં. પશુપંખીઓએ વૃક્ષઘટાની શિતલ છાયા શોધી હતી; એક માખી બણબણતી ન હતી

જંગલ આખું શાંત હતુ.

અરણ્યના મધ્યભાગમાં લાંબી પગવાટ સુતી હતી પગવાટે ધુળ ઉડાડતા બે ઘોડેસ્વાર ચાલ્યા આવતા હતા; એક સ્વાર આગળ ને એક પાછળ યુવાનને હજી મુછનો દોરો ફૂટયો ન હોતો એની કાળી ભમ્મર આંખો, વિશાલ કપાળ ને પહેલવાન શરીર રાજતેજનાં જણુતાં હતાં. એની કાઠી ઘોડી જાણે હવામાં નાચતી ચાલી આવતી હતી પાછળ વૃદ્ધ ઘોડેસ્વારના મોઢા ઉપર કરચલીઓ વળી ગઇ હતી. પણ આંખમાંથી ખુનસ નો'તુ ઉતર્યું. જુવાનની પાછળ પાછળ એની ઘોડી ચાલતી હતી.

બંને સ્વાર પરસેવાથી તરબોળ થઇ ગયા હતા; મોં ઉપર થાકનાં કૈંક ચિહ્ન આવી આવીને ઉડી જતાં.

એક વડલા નીચે યુવાને ઘોડી ઉભી રાખી, વૃદ્ધે પણ શ્વાસ લીધો.

"મામા, આજ મારી માણકીનાં તેજ પરખાયાં! એકવાર માના સાથેના ઝઘડામાં, બીજીવાર પેલી ટેકરી કુદતાં ને અત્યારે આ બળતામાં. આ માણકીનો જોટો ન જડે, કેમ મામા?"

"ભાણુ! મેં તો મુળથી કીધું છે કે માણકી તો જોગમાયાનો અવતાર છે. કોઇ ઘોડાં એની જોટે નહીં આવે"

કેમ જાણે માણકી વાત સમજતી હતી એના પગ નાચી રહ્યા હતા: સાથે સોનાની ઘુઘરીઓ ગાજતી હતી.

બંને સ્વાર આગળ વધ્યા. અરણ્ય પુરું થયું, આઘે આઘે એક કીલ્લો જણાયો. કીલ્લાની ધજા પવન સાથે રમતી'તી.

"મામા, આ કીલ્લો તો રામસિંહ ઠાકોરનો ખરુને?"

"હા, ભા, બહુ ભલુ માણસ છે. આટઆટલામાં એવું માણસ કોઇ નથી."

"મેંએ સાંભળ્યું છે ખરું."

વાત કરતાં કરતાં ઘોડાં મારી મુક્યાં.

× × ×

કીલ્લાની ધારે ધારે રસ્તો જતો હતો. બંને સ્વાર રસ્તા ઉપરથી પસાર થતા હતા.

અચાનક કીલ્લાની ઉપલી બારી ઉઘડી; "ઓહો, લખુભા ! આવી ધુમ વખતે ક્યાંથી બાપુ ?" રામસિંહ ઠાકોરે પુછ્યું.

"રામ રામ, આ ભાઇ હારે જરા ભારજ-વાળે ગામ ગયો'તો."

"માનાવાળો ઝઘડો પતાવવા ?"

"હા, બાપુ."

"રહો, રહો, હું હેઠે આવું."

રામસિંહ ઠાકોર સાચા રાજપુત હતા, ભલાઇનો પાર નહોતો, નાનું રાજ છતાં એમની ઉદારતાને છેડો નહોતો.

નીચે આવી કહેઃ "બાપુ, પધારો; આજ તો મારા મહેમાન, મારું ઘર પાવન કરો."

યુવાને વૃદ્ધ તરફ જોયું.

"રામસિંહજી ! આજ તો માફ કરો. તમારા મહેમાન થવાનું બહુ મન થાય છે; પણ આજ તો જાવા દો. ગઇ રાતે સાંઢણી-એ સંદેશો આવ્યો છે કે બા ને બાપુ ભાઇનીજ ઝંખનામાં જીવે છે."

રામસિંહએ આગ્રહ કર્યોઃ "બાપુ, એમ કેં બને ? રાજગઢના રાજવી મારે બારણેથી ઠાલા નહીં જાય. આજનો દિવસ તો નહીંજ જવા દઉં; આ માણકીનો થાક તો ઉતરવા દો."

કોણ જાણે યુવાનનું અંતર રામસિંહના મહેમાન થવા તલપી રહ્યું હતું.

વૃદ્ધ લખુભાએ એના તરફ માનભરી દૃષ્ટિ નાખી; "માણકી થાકી તો ગઇ છે."

"ઠીક ચાલો ત્યારે" લખુભાએ કહ્યું.

રામસિંહના આનંદનો પાર ન રહ્યો. સૌ કીલ્લામાં આવ્યા.

× × ×

ઓરડાની બારીએ બારીએ વાળાની ટટ્ટીઓ નખાઇ ગઇ.

કંસારનાં આધણ મુકાયાં. મહેમાનની ચાકરી કરતાં રામસિંહજી અર્ધાઅર્ધા થઇ જતા હતા.

જમી પરવારી સૌ વિશ્રાંતી લેવા સુતાં છે, સુરજ નમતો જાય છે.

વાતો ચાલી.

વૃદ્ધ લખુભાએ માનાવાળા ઝઘડાની વાત કાઢી. પોતાના નાના ઠાકોરનાં પરાક્રમ વર્ણવતાં એને કદી થાક નહોતો લાગતો.

અજીત આડે પડખે પડીને સૌ સાંભળતો હતો, પણ એનું ચિત્ત વાતમાં નહોતું.

દીવાલો ઉપરની કારીગરી જોતીજોતી એની આંખો મેડી ઉપરના ચક્ર તરફ વળી. અજીતે જોયું ચક ઉપર કમળ જેવી આંગળી-ઓ રમતી હતી.

વાતનું વળું બદલાતાં લખુભાએ ડોકીયું કરી બહાર જોયું. સાંઝ પડી હતી. એને રાજગઢ સાંભર્યું.

"બાપુ, આજ રાત માથે લેવી પડશે."

અજીત તૈઆરજ હતો.

એક ઘડીમાં બંને સ્વાર ચાલી નીકળ્યા.

મોડી રાતે બે ઘોડેસ્વાર રાજગઢમાં દાખલ થયા.

## ૨

વર્ષો વીતવા લાગ્યાં.

રામસિંહજીએ કુંવરીનાં લગ્નની પેરવી કરવા માંડી. ફુલ જેવી તેજબાને ક્યાં દેવી એ એને નહોતું સમજાતું.

લખુભા બધું સમજી ગયા.

એક પળમાં બધો વિચાર ગોઠવી લીધો. રામસિંહના વળાટીઆ સાથે તેજબાને વળાવી; અને એણે પુર વેગે ઘોડી મારી મુકી.

તેજની આંખે શ્રાવણ ભાદરવો વહી રહ્યો. સસરાનું કમોત એને સાલતું હતું. વહાલાંનો વિયોગ એને કંપાવી રહ્યો હતો.

ધુળના ગોટે ગોટા ઉડાડતી લખુભાની ઘોડી ઘડીકમાં કયાંય પહોંચી ગઇ.

પાછળ સાથીઓ પહોંચ્યા.

તેજબાને લઇ સૌ પાછાં ફર્યાં.

૪

ડુંગરાની ધારે ધારે રાજગઢનો કીલ્લો ફરી વળતો હતો.

એની કાંકરીએ કાંકરીએ વાંસદીઆનાં શૂર ઝળકનાં હતાં.

આજ એમાં અજીતસિંહ બાપુની જે બોલાય છે. એને કૈં મણા નથી; પણ ઘરડાં બાબાપનું કમોત એને બહુ સાલે છે.

લખુભાનાં આંસુ નથી સુકાતાં.

એક દી ઠાકોર કૈંક દુઃખ વીસર્યા છે, હૈયે ધીરજ આવી છે. દરબારમાં ધીરે ધીરે કામકાજ ચાલી રહ્યું છે; ત્યાં રામસિંહના બારોટે આવી પોકાર્યું: "ઘણી ખમ્મા બાપુ અજીતરાજને!"

"આવો, આવો, વીરા બારોટ!"

દરબાર વીખરાયો એટલે લખુભા ને બારોટ સાથે ઠાકોર ગઢમાં ગયા.

× × ×

સવાર ઉગવાની હજી વાર છે. ઉષા ડોકીઆં કરી રહી છે.

ઉષાના આછા અજવાળામાં ભારજને કાંઠે કાંઠે એક રથ ચાલ્યો આવે છે. વૃદ્ધ લખુભા ધીમા ધોરીને હાંકી રહ્યા છે. આગળ પાછળ પચાસ પચાસ રાજપુત સૈનિકોનાં ઘોડાં ચાલે છે.

આજ તેજબા એના તેજને મળવા જાય છે. ઉગતી ઉષા જેવું એનું યૌવન પણ દીપે છે. ઉષાના લાલ લાલ રંગોમાં તેજબાની કસુંબલ ચુંદડી દીપી રહી છે.

સુરજે પૃથ્વી ઉપર ડોકીયું કર્યું.

પાછલો પડદો ઉંચકી તેજબાએ ઉગતા સુરજને પ્રણામ કર્યા.

રથ ચાલ્યો જતો હતો.

તેજનું મોં મલક મલક થઇ રહ્યું હતું; એને થતું જાણે આજે એનો જીવનદીપ પ્રગટનાર છે.

જીવનદીપ પ્રગટાવવા એ અધીરી બની હતી. પાસે બેઠેલી વડારણોની એકેએ વાત એને શેની ગમે?

એને થતું જાણે આજ લખુભાને રથ હાંકતાં નથી આવડતું; નથી ધોરીને ચાલતાં આવડતું.

તેજનું આખુંએ ચિત્ત દૂર દૂર દોડતું હતું, હૈયામાં હરખનાં પુર ઉલટ્યાં હતાં.

ધુધરીઓ ગજવતા ધોરી રથને ખેંચી લાવ્યા. રાજગઢ દેખાયું. સૌ રાજગઢ તરફ, એની ઉડતી ધજા તરફ માનથી જોઇ રહ્યું.

તેજબાના હૈયાને હવે પુછવું જોઇતું હતું.

રથનો પડદો ઉંચકી ઉંચકી એ કીલ્લાનાં દર્શન કરે છે. એની ચપળ આંખો ગઢની બારીએ બારીએ ફરી વળે છે. એને થતું જાણે એકાદ બારી ઉપર અજીત ઠાકોર ઉભા ઉભા એની રાહ જોઇ રહ્યા છે.

મનથી તેજબાએ પ્રણામ કર્યા. એને થતું પ્રભુએ પાંખો આપી હોત તો એક ઘડીમાં કીલ્લામાં જાત.

સુરજ આથમતાં રથ રાજગઢને પાદર આવ્યો.

[વધુ માટે જુઓ પૃ. ૫૫૫-૫૫૪]



 પાછલો પડદો ઉચકી નેજબાએ ઉગતા સુરજને પ્રણામ કર્યા. 





શેઠ! શેઠ! આમ તો જરા જુઓ!



# સંબોધનના પ્રકારો

લેખક:
**ગં. સ્વ. બ્હેન લીલાવતી**
સભ્ય, સાહિત્ય સંસદ.
ચિત્રકાર:
**રા. રવિશંકર શિવશંકર પંડિત**

કાલબાદેવીના રસ્તા પર એક માળામાં હું બે ઓરડીઓમાં રહેતો હતો. મારી આસપાસની બીજી બે ઓરડીઓમાં બે નવાં પરણેલાં વરવહુનાં જોડાં રહેતાં હતાં. એ બંનેને જોઇને મારી નીચેની મુંઝવણનો આરંભ થયો. એ બંને જો ત્યાં ન રહેતાં હોત તો વખતે ઘણા મહીના સુધી કરેલી અર્થ વગરની ચિંતાના બોજામાંથી હું મુક્ત રહી શક્યો હોત.

એક બાજુ ત્રીસેક વર્ષના નાથાલાલ દેશમાંથી તરતજ પરણીને આવેલા હતા. આ એમનું ત્રીજીવારનું લગ્ન હતું તેથી એમણે એમની વહુનું નામ 'નવી' પાડ્યું હતું. અને એમનો ઘાંટો નવીને ક્યે ને ક્યે કામે બોલાવવાને થોડીથોડીવારે ગાજી રહેતો. નવી તો ઘરમાં કોઇ ન હોય તો પણ ઘુમટો કાઢીનેજ જવાબ દેતી એટલે મને એ શું કહેતી તે બરાબર સમજાતું નહીં.

બીજી બાજુ સુરતના રસિકલાલ રહેતા હતા. એમની વય પચીસેક વર્ષની હતી અને ઓગણીસ વર્ષનાં ગુણવંતભાભીને પરણી આવ્યે એક મહીનો પણ નહોતો થયો, એટલે "પ્રિયે! આમ આવો તો" "વહાલી! મને પાનની પટ્ટી કરી આપશો? ઓફીસ જવાનો વખત થાય છે." અને જવાબમાં "હા, વહાલા! આવી." "રસિક પ્રિયતમ! તૈયારજ છેને" વગેરે વગેરે વાક્યો સંભળાતાં. આવું કંઈ હોય ત્યારે હું કાન દઇને સાંભળતો, કારણકે મારાં લગ્ન પણ આવતા વૈશાખ માસમાંજ નીર્ધાર્યાં હતાં. અને મારે પણ પત્નીને આમજ સંબોધવાનો વખત પાસે આવતો હતો.

મારી ભવિષ્યની પત્ની વડોદરાના એક પ્રતિષ્ઠિત ગૃહસ્થની છોકરી હતી અને ઠીક ભણેલી પણ હતી. મેં સાંભળ્યું હતું કે તે બહુ ચતુર અને સુઘડ હતી એટલે એને આવતાંને વાર ગમે અને મારા પર ખુબ વહાલ આવે એવા નામોની હું શોધમાં હતો.

લગ્નના દિવસ જેમ જેમ પાસે આવતા ગયા

તેમ તેમ મેં મારી શોધ નાથાલાલ અને રસિકલાલથી સમાપ્ત કરવાને બદલે આગળ ચલાવવા માંડી. હું કાઇ પણ જોડું જોતો તો મને પહેલો વિચાર એ બંને પરસ્પરને કેમ બોલાવતાં હશે એ વીશેજ આવતો.

મારો એક કૉલેજનો મિત્ર હતો. તે એની પત્નીને 'દેવી' કહીને બોલાવતો અને એની પત્ની એને 'દેવ' અને 'પ્રાણેશ્વર' સીવાય સંબોધવાની મનાઇ હતી, મેં તેનું કારણ પુછ્યું. એણે જવાબમાં એક વાત કહી.

"દોસ્ત! મારા એક કાકા હતા તે મારી કાકીને હમેશાં 'કુભારજા'ના અપૂર્વ નામથી બોલાવતા; પણ એથી ઘણા વખતે મારાં કાકી ખરેખરજ કુભારજા થઇ ગયાં. ત્યારથી મેં નિશ્ચય કર્યો કે હું મારી પત્નીને 'દેવી' અને 'પ્રાણેશ્વરી' કહીનેજ બોલાવીશ કે એવો પ્રસંગ કોઇ દિવસ આવે નહીં, અને હું એના પ્રાણનો ઇશ્વર થઇ શકું. તું 'સજેશન'ની 'થીઅરી'માં માને છે કે નહીં?"

"અને તે તારા પ્રાણની ઇશ્વરી?" મેં ગંભીરતાથી ઉમેર્યું.

"તે તો ખરીસ્તો. ચાલ, હવે તું શું શોધી કાઢે છે?"

"મેં હજી કે નક્કી કર્યું નથી" પણ આ પછી મને દેવી અને પ્રાણેશ્વરી તો કૈં ગમ્યાં નહીં. અને બોલતાંએ બહુ આડંબરવાળું લાગે.

એકવાર પોપટકાકા અને મણીકાકી ચોપાટી પર મળ્યાં હતાં. એમને એમના મિત્રમંડળમાં અને કુટુંબમાં પણ સૌ 'કાકા' અને 'કાકી'ને નામેજ ઓળખતાં, એ બંને જણ એકબીજાને માટે એજ શબ્દો વાપરતાં. એમને જોયાં એટલે તરતજ એમના સંબોધન વીશે વિચાર આવ્યો, કારણ કે કાકા અને કાકી તો એમના નામનાજ ભાગ તરીકે થઇ ગયાં હતાં. પછી સાંભળ્યું કે એમનું સંબોધન પણ એજ હતું. અંહ! પણ તે કૈં મારા જેવા જુવાનને શોભે નહીં!

'પણ ત્યારે અમે એકબીજાને નામ દઇને બોલાવીએ તો?' એવો એક વિચાર મને આવ્યો. એ મને અરવિંદ કહે અને હું એને કમળા કહું તો કેમ! અમારાં આવાં સુંદર નામ તો હતાં પછી બીજાં શોધવાં શા સારુ! અથવા એ મને મી. પંડ્યા કહે અને હું એને મીસીસ પંડ્યા કહીને બોલાવું. બધાં સુધરેલાંઓ એમજ કરે છે.

પણ એતો કૈં ચાલેજ નહીં. જ્યાં સુધી હું બહાર નામ કાઢી મોટો માણસ થાઉં નહીં ત્યાંસુધી એ કૈં શોભે નહીં. જો કે કેટલીક સુધરેલી સ્ત્રીઓ બહેનપણીને તેના વરની ખબર પુછતાં તમારા 'મીસ્તર' ની વાત પુછે છે અને કેળવાએલા લોકો ભાઇબંધની પત્નીને 'મીસીસ'-જ કહે છે. "કેમ! ઉદાસ કેમ છે! મીસીસ પીએર તો નથી પધાર્યા!" જાણે તેમની પણ થોડી મીસીસ હોય તેમ. અને જવાબમાં "ના, ના! મીસીસની તબીઅત સારી નથી."

મારા આગલા પાડોશી છબીલભાઇ હતા તે તેમની પત્નીને 'ચંદાબહેન' અને ચંદાબહેન એમને 'છબીલભાઇ' કહેતાં. પણ તે તો કૈં સારું નહોતું લાગતું. ઘણા અજાણ્યા થઇને "આ તમારાં બહેન થાય?" એવું જાણીજોઇને પુછતાં અને તેમની જોડેની ઓરડીમાં રહેતા હરસુખરામે તો "જૈરીને તો બહેન કહેવાયે એ કલિયુગની બલીહારી" એવું એક ગીત જોડી કાઢ્યું હતું.

પણ એક દાખલો તો બહુજ હસવા જેવો છે. લુહારચાલમાં સુરતના કોઇક મારા પિતાના ઓળખીતા રહેતા, તે તો એકબીજાને 'કીકા' અને 'કીકી' કહીનેજ બોલાવતાં, અને એ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૨૭]




[ગતાંકથી ચાલુ]

## વિરામ ૨:—ઘરડાં વડિલો ને માબાપ.

મારા પ્રપિતામહ—બાપના દાદા નારાયણ દવે એણે વેદ ચોખ્ખો ભણીને પંચકાવ્યથી વ્યુત્પત્તિ સારી કરી લીધી હતી. એ મંત્રશાસ્ત્ર ભણ્યા હતા ને શ્રૌતકર્મ સારી પેઠે જાણતા. એણે અગ્નિહોત્ર લીધું હતું. દિનમણીશંકર શાસ્ત્રી આદિલઇ ન્યાતના ઘરડાઓ હજીએ કહે છે ને માહારા બાપ પણ કેહેતા કે નારાયણ દવેની પાસે સિદ્ધિ સરખું કંઇ હતું—એક વખત પોતાના છોકરાનાં લગનની ન્યાત પકવાને કીધી તેમાં એક ન્યાત (આસરે ૩૦૦ માણુસ) જમાડાય એટલું પકવાન કીધું હતું. પકવાનના ઓરડામાં ઘીનો દીવો પડદામાં અખંડ રાખ્યો હતો ને પોતે તેમાંથી પકવાન આણી પીરસનારને આપતા. ઘરનાંને કહ્યું હતું કે તમે કોઇ દીવો જોશો નહીં; ને એ પ્રમાણે એક દહાડાની ન્યાતની સામગ્રીમાંથી ત્રણ ન્યાત જમી. પછે સરવે વિસ્મય પામ્યા પણ પછી કેટલાએક જણે તેની સ્ત્રીને ઉસકેરીને એની પાસ તાળું ઉઘડાવ્યું; માંહ જઇને બાઇએ જોયું એટલે દીવો ગુલ થયો ને પછી કોઇએ કંઇ દીઠું નહીં.

એ નારણદવે પોતાનો આવ્યો ગયો ખરચ યજમાનની સાહાનાથી કાહાડતા.

એને ત્રણ છોકરા—પુરૂષોત્તમ, વિશ્વોત્તમ અને નરોત્તમ. વિશ્વોત્તમ પરણ્યા હતા, પણ તેને સંતાન થયાં નહોતાં. નરોત્તમને બે સંતાન થયાં—એક છોકરો ડીકાભાઇ અને એક છોકરી શિવગવરી, પણ એ બે મરી ગયેથી નરોત્તમનો વંશ પણ પરવાર્યો છે. હવે મ્હોટા જે પુરૂષોત્તમ,—મ્હારા બાપના બાપ તેને વિષે નીચે પ્રમાણેઃ—

મારા પિતામહ-બાપના બાપ પુરૂષોત્તમ દવે દશગ્રંથપાઠી હતા—દશ ગ્રંથ એટલે સંહિતા આખી, પદ, ક્રમ, છ અંગ (શિક્ષા, સૂત્ર, અષ્ટાધ્યાઇ, નિરૂક્ત, છંદ ને જ્યોતિષ) અને બ્રાહ્મણ. ત્રણ વૃત્તિ કૌમુદી અને પંચકાવ્ય ભણ્યા હતા તેથી એને ભાષાવ્યુત્પત્તિ ઘણીજ સારી હતી. એણે કોઇ અમુક શાસ્ત્રનો અભ્યાસ કર્યો નહોતો. તોપણ એ, ભાગવતાદિ પુરાણો યથાર્થ યથાસ્થિત વાંચતા. પિંગળશાસ્ત્ર સારીપેઠે સમજતા, પણ કંઇ કવિતા કરતા નહીં. એને પિંગળની સમજ હતી તે આટલાપરથી માલમ પડે છે કે છંદ સંબંધી જે અંગ તેનો પાઠ તો એને હતોજ ને સંસ્કૃત ભણેલા એટલે તે સમજતા, અને વળી ભદ્રશંકર દીક્ષત જે સંસ્કૃત પિંગળશાસ્ત્રમાં એક્કો કહેવાતા તે એના પરમ સ્નેહી હતા. એના બાળબોધ અક્ષર ઘણા સારા

હતા–એના હાથનાં લખેલાં પુસ્તકો ઘણે ઠેકાણે હજીએ વંચાય છે.

' એ પોતાનો ગુજારો વેદિયા એટલે કર્મકાંડ કરાવી, લેખક એટલે લોકોનાં પુસ્તકો લખી અને પુરાણો વાંચી કરતા. વળી ત્રણ હજારની કિમ્મતનાં ઘરો હતાં તેનું ભાડું પણ રૂપિયા સોએક વરસ દહાડે આવતું, એમ સહુ મળીને રૂપિયા ત્રણસેંએકની વરસ દહાડે એને પેદાશ હતી.

એની સ્ત્રી ગૌરીવહુને (પિયરનું નામ ધનકુંવેર) અધરણીનો જેશંકર નામનો એક છોકરો અવતર્યો હતો, પણ તે પાંચ વરસનો થઇને મરી ગયો હતો. એને ત્યારપછી ઘણે વરસે ત્રણ છોકરા થયા તેમાં પહેલા ઇચ્છાશંકર, બીજા વેણીશંકર અને ત્રીજા મ્હારા બાપ. ઇચ્છાશંકર સંવત ૧૮૫૬ માં જન્મીને ૧૯૧૦ ના ભાદરવા વદ પાંચેમે અને વેણીશંકર ૧૮૫૯ માં જન્મીને ૧૮૯૨ માં ગુજરી ગયા છે. વેણીશંકર સંબંધી હું કંઇ જાણતો નથી. પણ એટલું સાંભળું છઉં કે એ બે વાર પરણ્યા હતા ને એને કંઇ સંતાન થયું નથી. ઇચ્છાશંકર કાકા સ્વભાવે ધીરા અને માયાળુ હતા. અને દુનિયાદારીમાં ઘર નાતનો વહેવાર સારી રીતે જાણતા. એણે ઋગવેદ-સંહિતા આખી ભણી હતી. પણ સરકારમાં ટળાટાંની નોકરી કરી પોતાનો સંસાર ચલાવતા– એને હાલ વિધવા સ્ત્રી બે છોકરા ને એક છોકરી છે.

પોતાના ત્રણ છોકરાનાં જનોઇ દેવાને વાસ્તે પુરૂષોત્તમદવેએ ગુંબઇ, ભાવનગર અને વડોદરૂં એ ત્રણ ઠેકાણે વેદનાં પારાયણ કર્યાં હતાં તથા પુરાણો વાંચ્યાં હતાં ને એ રીતે રૂપિયા હજારેક એને મળ્યા હતા. એનો સ્વભાવ એવો હતો કે કાર્ય પડે ત્યારેજ દ્રવ્યને માટે દેશાંતર કરવું, બાકી તેને રાત્ર દિવસ કુટુંબમાં બેસી વેદ ભણ્યાં કરવાનો અને પુસ્તકો લખ્યાં કરવાનો ચાલ હતો;–(બે કલાકમાં ૭૫ શ્લોક સારે અક્ષરે લખતા). ઘરમાં સુમાર વનાનાં પુસ્તકો હતાં તે બધાં મ્હોટી આગમાં બળી ગયાં છે.

પોતાના ત્રણ છોકરાને પરણાવતાં રૂપિયા ૭ હજાર જોઇતા હતા તે પોતાની સાળીની છોકરીના છોકરા અમરીતરામ ઉર્ફે ભાણુંજીભાઇ જે શ્રીમંત હતા તેની પાસથી પોતે કરજે લીધા હતા.

પુરુષોત્તમ, ગૌરવર્ણ દઢીઘાટીના અને તેજસ્વી હતા; ઘરમાં ઘરેણાં ગાંઠાં તો થોડાંજ પણ અન્નનો સંગ્રહ પુષ્કળ રહેતો હતો. છોકરાઓને ભણાવવા પછવાડે ઘણોજ શ્રમ લેતા. શાંત સ્વભાવ, કુટુંબ ઉપર પ્રીતિ, સંતોષ અને ગરીબ છતે ઘણો ટેક એવા એ હતા. એનો ટેક એવો હતો કે કોઇ વેદપુરાણ સારુ આમંત્રણ કરતું તોજ જતા, બાકી કોઇની ખુશામત કરતા નહીં. એના ટેકનો એક દાખલો એવો છે કે એક વખત એ બાલાજીનાં દરશણ કરીને શ્રીમંત ત્રવાડીને સ્હેજ મળવા ગયા હતા ત્યાં કોઇએ ત્રવાડી પાસે એની મશ્કરી કરાવી કે કેમ દવેજી ન્હોતરૂં ખોતરૂં. પકવવાને આવ્યાછ કે? ત્યારે દવેજીએ જવાબ દીધો કે હા, મહારાજ, ને પછી તે કોઇ દહાડો ત્રવાડીને ઘેર તો શું પણ બાલાજીના દરશણ કરવાને પણ ગયા નહીં. ત્રવાડીને ઘેર ઘણાં ઘણાં કર્મકાંડ થતાં ને તે દવેજીને બોલાવતા પણ દવેજી જતા નહીં. એને પાર્થિવપૂજનનો નિયમ હતો.

એ પુરૂષોત્તમદવેએ સંવત ૧૮૮૪ના કારતક વદ ૬ ઠે ૬૨ વરસની ઉમરે દેહ છોડી.

એની સ્ત્રી મારી પિતામહી બાપની મા ધનકુંવર અથવા ગૌરીવહુ વિષે મારૂં જાણવામાં નથી.–એટલુંજ કે એના બોર બપબ

દીક્ષત હરીવસી દેસાઇના બાપ સગરામવસીના આશ્રિત હતા જેથી તે પોતાનાં બ્હેનભાણુજાને વખતે વખતે મદદ કરતા. એ વડીઆઇ, વડવા પછી ૪-૫ વરસે ૫૫ વરસની ઉમરે સંવત ૧૮૮૮ ના સાલમાં ગુજરી ગયાં. એઓની પ્રકૃતિ સંતોષી, શાંત અને હેતાળ હતી.

મારા માતામહ—માના બાપ ઓચ્છવરામ બ્રાહ્મણની વૃતિ રાખતા. એનું ગોત્ર બૈજવાપસ હતું એ સવંત ૧૮૮૩-૮૪ માં સાઠેક વરસની ઉમરે ગત થયા છે. એ ગાઇ જાણતા. એના ભાઇ દુલ્લભરામ જે મારી માને ને મને મુંબાઇ લઇ જતા અને તાંથી લાવતા તેને હમારી દાઝ બહુ હતી. આહા ! એની સાથે જારે હું બાળપણમાં ઓટલે બેસનો તારે, તેની ઘડપણની ચામડી જોઇને અને તેની વાતો સાંભળીને મને કેવો આનંદ થતો !

મારી માતામહી—માની મા ઇચ્છાલખમી ઘણી ગરીબ અને હેતાળ હતી.

મારા પિતા લાલશંકર સંવત ૧૮૯૪ ના પોષ સુદ ૯ મે જન્મ્યા હતા. એ બાળપણમાં શરીરે ગેટકીજેવા, ગોરા, ચપળ છતે શાંત અને ડાહ્યા હતા. પાંચ વરસે એને ઉપવીત સંસ્કાર થયો. પછી વિદ્યાભ્યાસ કરવા માંડયો તે ૧૭ વરસ સુધી—દરમીઆનમાંએ મે આઠ ઋગ્વેદ સંહિતા, ત્રણવૃતિ સારસ્વત, ચાર સર્ગ રઘુવંશના, એક સર્ગ કુમારસંભવનો અને સ્ત્રીપ્રત્યયસુધી કૌમુદી એટલું શિખ્યા ને પોતાના બાપ જે લહીઆનું કામ કરતા તે પ્રમાણે એ પણ લખતાં શિખ્યા ને ૧૮ વરસની ઉમરે ચકલે બેસી લોકનાં ટીપણાં લખતા. ઓગણીસમે વરસે સંવત ૧૮૮૩ના મહા સુદ ૫ મે પરણ્યા અને પરણ્યા પછી તરતજ વૈશાખ મહિનામાં એને મુંબઇ નોકરી થઇ.—આવી રીતે કે સરકારની તરફથી કપતાન (પછવાડેથી કરનલ) જેરવીસનાં ઉપરીપણાં નીચે નિશાળોને વાસ્તે ગ્રંથો છપાવવાનું કામ ચાલતું હતું—તે વખત હમણાંની પેઠે ટૈપનું કામ ચાલતું ન્હોતું પણ શીલાછાપાથી ગ્રંથ છપાતા—એનેસારૂ સારા અક્ષર લખનારા જોઇતા હતા. દક્ષણી લહિયાઓ તો હતા જ પણ ગુજરાતી ભાષા સમજીને લખે એવા તે ન્હોતા માટે જેરવીસે સુરતની અદાલતના જડજ મિસ્તર જેન્સને લખ્યું હતું કે સુરતમાં કોઇ સારા લહિયા હોય તો તેને અહીં મોકલવા. એઉપરથી અહીં અદાલતમાં જેન્સે લહિયાઓની પરીક્ષા લીધી હતી. એ પરીક્ષામાં લાલશંકરને પણ એની મસીઆઇ બેનના છોકરા ભાણુજાભાઇએ (જેને હમારા કુટુંબની દાઝ હતી ને જેણે ઘણા ઉપકાર કરયા હતા તેણે) ઉસકેરીને મોકલ્યા

અને ગમે તેટલું લખાણ મારે માટે પ્રસિદ્ધ થાય છે તો પણ હું ઉત્કંઠા બતાવતો નથી. એટલુંજ નહીં પણ જ્યાં સુધી તે લખાણ હું વાંચતોજ નથી. વાંચવામાં શો ફાયદો ? લેખમાં જો મારાં વખાણ કર્યાં હોય તો મને લાગે છે કે એ માણસે મારી મશ્કરી કરવાજ આટલાં બધાં વખાણ કર્યાં હશે; અને જો અંદર મને વખોડયો હોય તો મને લાગે છે કે જાણી જોઇને પેલાએ મને દ્વેષ બુદ્ધિથીજ વગોવ્યો છે.

તે સમયમાં મને એક મિત્ર હતો. હવે મને ઘણા મિત્રો છે, પણ તે મિત્રનું સ્થાન કોઇએ લીધું નથી, કારણ કે તે મારો પહેલો મિત્ર હતો અને તે વખતે અમે હમણાની દુનીઆ કરતાં બહુ મોટી દુનીઆમાં વસતા હતા. તે દુનીઆમાં સુખ તેમજ દુ:ખ આ દુનીઆના કરતાં વધુ તીવ્ર હતાં. ત્યાં અમે આ દુનીઆ કરતાં વધુ ઉગ્રપણે અન્યોન્યને ધીક્કારતા અને ચહાતા.

મારા મિત્રને પણ મારીજ માફક પોતાને માટેની ટીકા સાંભળવાનો શોખ હતો. અમે બંને એકેકના લેખ એકેકને વંચાવતા અને પછી સામસામી ટીકા કરતા 'ટીકા' એટલે અમારે 'ઉત્તેજન'જ જોઇતું હતું એ સત્ય. અમે તે વખતે સમજતા ન હતા. અમે બંને ઉત્સાહી હતા, યુવાન હતા એટલે ગમે તેવા પ્રહાર પણ અમે સહન કરશું એમ અમે ધારતા હતા.

આ પ્રમાણે અમે એકેકના દોષજ જોતા અને તેમ કરવાથી એકેકનાં વખાણ તો અમે કરતાજ નહીં. અમને બંનેને એકેકના લખાણ માટે અંતરમાં માન હતું એમ હું ખાત્રીપૂર્વક માનું છું, પણ અમારા મગજમાં વિચિત્ર ખ્યાલોજ ભરાઇ ગયા હતા એટલે અમારાથી ખુલ્લાં વખાણ થતાંજ નહીં. અમે અમારી જાતને કહેતા: "માણસને વખાણનારા તો ઘણા મળી આવે છે, માત્ર એનો મિત્રજ એના દોષ કાઢી શકે છે. એક મનુષ્યને પોતાને પોતાના દોષ દેખાતા નથી પણ જ્યારે બીજો કોઇ આ દોષ બતાવે છે ત્યારે ખરેખર તે મનુષ્ય પેલાનો આભાર માને છે અને દોષ દૂર કરવા યત્ન કરે છે."

જેમ જેમ સંસારનો વધુ અનુભવ થતો ગયો તેમ તેમ આ વિચારમાં રહેલી અસત્યતા વધુ સ્પષ્ટ જણાતી ગઇ; પણ પછી શા કામનું? જે નુકશાન થવાનું હતું તે તો થઇ ગયું.

જ્યારે અમારા બેમાંથી કોઇ કૈં લખતો ત્યારે તે લખાણ લઇને તે બીજા પાસે જતો અને કહેતો: "બોલ, આ બાબત તારો ખરેખરો અભિપ્રાય જણાવજે, મને ખોટું લાગવાનું નથી." આવા શબ્દોમાં એ બોલતો પણ જો એનો ખરો અર્થ લઇએ તો આ પ્રમાણે તે કહેવા માગતો:–

"ભાઇ, તને આ લખાણ ગમે તેવું ખરાબ લાગતું હોય તો પણ તું એનાં વખાણ કર અને તે સારું છે એમ મને કહે. જે મનુષ્યો આ જગતને જીતી શકતા નથી તેમના પ્રત્યે આ જગત બહુ ક્રૂર રીતે વર્તે છે, અને આપણે જો કે તમાચો મારીને મોં રાતું રાખીએ છીએ તો પણ ખરું જોતાં આપણાં નાનાં નાનાં હૃદયો પણ ઝખમ સહન કરી શકતાં નથી. ઘણીવાર આપણે નાહીંમત થઇ જઇએ છીએ, ખરું ને? કોઇને આપણામાં આસ્થા નથી, કોઇને આપણામાં વિશ્વાસ નથી; અને કોઇક કોઇક વખત તો આપણે પણ આપણી જાત પ્રત્યે અવિશ્વાસ બતાવીએ છીએ. તું મારો મિત્ર છે, જેને બીજા લોકો માત્ર નવરાના ધંધા તરીકે ઓળખાવશે તેની ખરી કદર તું કરી શકશે. મારા મિત્ર, આ લખાણ સારું છે એમ કહે. મારામાં કૈં ઉત્સાહ પ્રેર, કૈંક આસ્થા સ્થાપ, કૈંક નવું બળ આપ."

પણ સામેવાળો અર્વાચીન જગતમાં ફરતાને બદલે વાપરવામાં આવતાં શસ્ત્ર—ટીકાના ઉપયોગ

માં એવો મસ્ત બની ગયો હોય છે કે તે મિત્રતા ભુલી જાય છે અને નિખાલસપણાનેજ યાદ રાખે છે. લેખ લખનાર આથી ગુસ્સે થઇ જાય છે અને પરિણામે ઉભયનાં હૈયાં ઝખમાય છે.

એક સાંજે પેલો મિત્ર એક નાટિકા લખીને મને વંચાવવા લઇ આવ્યો. તે નાટકમાં વખાણ કરવા જેવું ઘણું હતું પણ તે મેં બાજુએ મુકીને દોષ વીણી કાઢ્યા અને બે કલાક સુધી તે વીશે વિવેચન કરીને તેની ધુળ ઝાટકી કાઢી.

આથી મારો ખરો અભિપ્રાય જાણવા માટે આવેલ તે મિત્ર ઉંચો થયો અને અત્યંત ગુસ્સામાં તેણે પેલું લખાણ ફાડી નાખ્યું. અને કાગળના ટુકડા બારીમાંથી બહાર ફેંકી દીધા. પછી ગુસ્સો, નિરાશા વગેરેથી લાલચોળ થઇ જઇને તેણે ટીકાકાર તરીકેની મારી શક્તિ વીશે આશરે પા કલાક સુધી મને ગાળો દીધી. છેવટે તે પગ પછાડીને ચાલ્યો ગયો. અમારી મિત્રતા તુટી.

કેટલાં વર્ષ વહી ગયાં. હું તે મિત્રને તેમ છતાંએ મળી શક્યોજ નહીં. જગતની શેરીઓ એવી આડીઅવળી અને ભીડવાળી હોય છે કે એક વખત આપણે એક મનુષ્યથી છુટા પડી જઇએ છીએ તો પછી તેને મળાતુંજ નથી. પછી હું જ્યારે તેને મળ્યો ત્યારે માત્ર અકસ્માતથીજ મળ્યો.

એક વખત રાતના આઠેક વાગે હું ચોપાટીને કીનારે ફરતો હતો તેવામાં એક ભીખારી જેવા જણાતા પુરુષે મને કહ્યું: "શેઠ! એક બીડી છે!"

મેં તેને બીડી આપી અને તે સળગાવવા દીવાસળી સળગાવી. દીવાસળીના પ્રકાશમાં પેલા પુરુષનું મોં જણાતાંજ મેં દીવાસળી ફેંકી દીધી અને કહ્યું: "કોણ આત્મારામ?"



મેં તેને બીડી આપી અને તે સળગાવવા દીવાસળી સળગાવી.

પેલાએ કર્કશ હાસ્ય કરીને જવાબ આપ્યો: "હા, એ હુંજ; તમે નાનાભાઇને! હું જો આમ જાણતો હોત તો તમારી પાસેથી બીડી માગત નહીં."

મેં તેને ખભે હાથ મુકીને પુછ્યું: "પણ આ દશા કેમ?"

પેલાએ લાગણી વિનાજ જવાબ આપ્યો. "વાત બહુ લાંબી છે, કહેવામાં કંઈ સાર નથી. આપણામાંથી કેટલાક ઉપર ચઢે છે અને કેટલાક નીચે જાય છે. તમારું ઠીક ચાલે છે, કેમ?"

"હા, સાધારણ ઠીક ચાલે છે" મેં જવાબ આપ્યો; "પણ તારું શું? તારે માટે હું કંઈ કરી શકું તેમ નથી?"

અમે વાત કરતા ચાલતા હતા. આ વખતે અમે એક રસ્તાના દીવા પાસે આવ્યા એટલે પ્રકાશમાં ઉભા રહીને પેલાએ પુછ્યું: "પહેલાં



મારા નાના ચાકર વીઠુ એમની વીની છત્રી તથા ભીનો ઓવરકોટ લઇને કમરા આગળ ગબડી પડયો.

યાદ આવ્યો એટલે બોલતાં બોલતાં હું અટકી ગયો.

"એમ!" તે કંઈક તિરસ્કારથી બોલ્યો. "મને તમે કોઇ દિવસ કહ્યું ન હતું. ચાલો, સાહેબજી."

મને ધારી ધારીને જુઓ અને પછી કહો; મારે માટે તમે કંઇ કરી શકો તેમ છો?"

હું કંઇ જવાબ દઇ શકયો નહીં. પેલાએ થોડીવારે કહ્યું: "મારે માટે ચિંતા કરતા નહીં. હું મોજમાં છું. હું હવે મારી સ્થિતિ બદલી શકું તેમ નથી."

"પણ એમ બાયલાની માફક નાહીંમત કેમ થઇ ગયો? તું હોંશીઆર હતો, તારામાં શક્તિ હતી. સાધારણ ખંત રાખી હોત તો પણ તું ચઢી શકયો હોત" હું બોલ્યો.

"કદાચ મારામાં દૃઢતા નહીં હોય" તે બોલ્યો. "જો તે વખતે મને કોઇએ હીંમત આપી હોત, મારામાં કોઇએ આસ્થા બતાવી હોત તો કદાચ હું ફાવત. પણ કોઇ તેમ કરનાર મળ્યું નહીં એટલે આખરે મને પણ મારી જાત ઉપરથી વિશ્વાસ ઉડી ગયો. અને જ્યારે એક માણસને પોતાનામાંથીજ શ્રદ્ધા ચાલી જાય છે ત્યારે ગેસ વિનાના બલુનના જેવી તેની સ્થિતિ થાય છે."

આ તેના શબ્દો હું કંઇક ક્રોધથી અને કંઇક આશ્ચર્યથી સાંભળી રહ્યો અને બોલ્યો: "શી વાત કરે છે? મને તે વખતે તારામાં સંપૂર્ણ શ્રદ્ધા હતી, તારી શક્તિને માટે માન હતું અને—" મને અમારી છેલ્લી મુલાકાતનો પ્રસંગ

આટલું બોલીને તે એક ગલીમાં ચાલ્યો ગયો. ત્યાર પછી તે મને મળ્યોજ નથી અને મળશે પણ નહીં એમ લાગે છે.

હું આગળ ચાલ્યો ત્યારે માગ મનમાં કંઈ કંઈ વિચાર આવ્યા. મનુષ્યો જાણે કેમ અમર હોય તેમ એકેકની સાથે કેવાં લઢે છે, કેવાં એકેકને મેણાં મારે છે, કેવાં એકેકને પ્રસંગ આવ્યે દુઃખ દે છે? લઢતી વખતે, મેણાં મારતી વખતે; દુઃખ દેતી વખતે બળવાન પોતાના હૃદયમાં કેવાં મલકાય છે? ઘડી પછી, માસ પછી, વર્ષ પછી, નિર્બલ આ જગતને છોડીને ચાલ્યું જાય છે ત્યારે પેલાં બળવાનની શી સ્થિતિ? એમાં આખરે વિજય કોણે મેળવ્યો? પોતે લઢ્યું નથી, પોતે મેણાં માર્યાં નથી, પોતે દુઃખ દીધું નથી એવું એવું બળાત્કારે પણ પેલું બળવાન મનુષ્ય પોતાના અંતઃકરણને મનાવવા યત્ન કર્યા કરે છે; પણ વૃથા. અંતઃકરણ એમ છેતરાતું નથી. આટલું છતાં કોણ સમજ્યું છે? કોણે શીખામણ લીધી છે? સમય હોય, બીજાને દુઃખ દઇ શકાતું હોય તે વખતે દુઃખ દેવામાં કોણે પાછી પાની કરી છે? કોણ ચુકયું છે—શું પ્રજાઓ કે શું ક્ષુદ્ર વ્યક્તિઓ?

થોડીવાર પછી સ્નેહવદન આવ્યા. અમારો

નાનો ચાકર વીઠુ એમની ભીની છત્રી તથા ભીનો ઓવરકોટ લઇને ઉમરા આગળ ગબડી પડ્યો એટલે અમે કોઇ આવ્યું છે એમ તરત જાણ્યું અને જોયું તો સ્નેહવદન જણાયા.

આ વીઠુ પણ એક અજબ પ્રકારનો ચાકર હતો. અમને ઘરમાં કામ લાગશે એમ કહીને એની મા એને અમારે ત્યાં મુકી ગઇ હતી. જે જે વસ્તુને તે ઉચકતો તે તે વસ્તુ તેના હાથમાંથી પડતી. જે જે વસ્તુને તે અડકતો તે તે વસ્તુ ગબડી જતી. જે જે વસ્તુ પાસે તે જતો તે તે વસ્તુ જો જડી લીધેલી નહીં હોય તો ઉંધી વળી જતી; અને જો જડેલી હોય તો પોતે ગબડી જતો. આ બધું વીઠુમાં સંભાળની ખામીને લીધે બનતું એમ નહીં પણ માત્ર તેનામાં આ પ્રકારની કુદરતી બક્ષીસજ હતી. આખી જીંદગીમાં તે એક વખત પણ બાલદી ભરીને કે વસ્તુ એક જગ્યાએથી બીજી જગ્યાએ લઇ જઇ શક્યો હોય એમ હું માનતો નથી. અમારા તંબુ આગળના છોડવાઓને પાણી પાવાનું કામ અમે તેને સોંપ્યું હતું સુભાગ્યે વરસાદે બીજા પાણીની જરૂર રાખીજ ન હતી; બાકી એકેએક છોડ પાણી વિના મરી ગયો હોત એમ મારી ખાત્રી છે. વીઠુ દ્વારા છોડવાઓને એક ટીપું પાણી પણ મળ્યું ન હતું. બીચારો બાલદી ભરી ભરીને પાણી રેડવા લઇ તો જતો હતો પણ છોડ સુધી તે પહોંચતોજ નહીં. ઘણીખરી વાર તો નળ આગળજ તેનાથી બાલદી ઢોળાઇ જતી. જો ત્યાંથી બચતી તો પાંચેક ડગલામાંજ વીઠુને ઠોકર વાગતી અને બાલદી નીચે પડતી. કેટલીકવાર તે અડધે રસ્તે પહોંચતો પણ એટલામાં બાલદી સરી પડતી. એકાદવાર તો તે ઠેઠ છોડવા પાસે જઇ પહોંચ્યો હતો અને બાલદી ઉંચી કરીને ક્યારામાં રેડવાનીજ વાર હતી; પણ એટલામાં કોણ જાણે શાથી વીઠુ ગબડ્યો. એનું માથું બરાબર બાલદીમાં પડ્યું. અને અમે જ્યારે એને બાલદીથી છુટો કર્યો ત્યારે જાણે કુવામાંથી અમે એને બહાર કાઢ્યો હોય એટલું પાણી એ પી ગયો હતો.

બીચારો વીઠુ કામ કરવા હમેશ આતુર હતો. પણ આ ટેવથી એ કોઇ પણ કામ ભાગ્યેજ પુરુ કરી શકતો. એની સમજશક્તિ પણ આ ટેવના પ્રમાણમાંજ હતી. એક વખત આકાશમાં ધુમકેતુ ઉગ્યો હતો. બધાં રાતે પુંછડીઓ તારો જોતાં એટલે વીઠુને પણ તે જોવાની ઇચ્છા થઇ. તેણે મને પુછ્યું કે તારો ક્યારે અને ક્યાં જોવાશે? એટલે મેં એને કહ્યું કે ઘેર જઇને વાડામાં જોજે, તો જણાશે. બીજે દિવસે, મને વીઠુએ આવીને કહ્યું કે રાતે વાડામાં એણે જોએલું પણ તારો જણાયો નહીં.

એને શાથી નહીં જણાયો એ બાબત હું એને સવાલ પુછતો હતો એટલામાં સરલાએ આવીને, વીઠુને મશ્કરીમાં પુછ્યું: "પણ તેં વાડામાં ક્યાં જોએલું: આંબાના ઝાડ નીચે?"

"હા, બાઇ! એકેએક ઝાડ નીચે જોએલું" વીઠુએ જવાબ આપ્યો.



એની આંખે હાડપિંજરનો એક હાથ પડદાની આ બાજુ ધીમેધીમે આવતો જોયો.

બીચારાએ ફાનસ લઇને આખા વાડામાં લગભગ એક કલાક પુંછડીઓ તારો શોધવા યત્ન કર્યાં હતા !

પણું એક વખત તો વીઠુએ આ બનાવને પણ કોરાણે બેસાડયો હતો. થોડાક વખત પછી કનૈયાલાલે અમને એક શાક પોતાની ખાસ રીત પ્રમાણે બનાવીને ખવડાવ્યું હતું. આ શાક અમે રાતે ખાધું અને સવારમાં તો અમે બધાં માંદાં પડ્યાં. કનૈયાલાલે સુચવેલી રીત પ્રમાણે અનુસરતાં આજ પરિણામ હમેશાં આવે છે. અલબત્ત, આમાં કનૈયાલાલ પોતાનો દોષ જોતાજ નથી. સંજોગોને લઇનેજ આ પ્રમાણે નહીં ધારેલ પરિણામ આવે છે એમ એ પોતે કહે છે. આ વખતે પણ કનૈયાલાલે એમજ કહ્યું. "જો તમે આ શાક નહીં ખાધું હોત તો તમે માંદાં નહીં પડત એમ તમે કેવી રીતે ધારી લઇ શકો છો ? તમે માંદાં છો એ વાત સાચી છે અને તેને માટે હું ખરેખર દીલગીર છું; પણ જો તમે આ શાક ખાધું નહીં હોત તો કદાચ તમે આથી પણ વધારે માંદાં પડ્યાં હોત એમ હું માનું છું. ખરું પુછાવો તો આ શાક ખાધાથીજ તમે મોટી ઘાતમાંથી બચ્યાં છો."

એટલામાં વીઠુ આવ્યો. મેં તેનો હાથ પકડીને કહ્યું: "વીઠુ, હમણાં દોડનો ડાકટરને ત્યાં જા. જઇને કહે કે શાક ખાવાથી ઝેર ચડ્યું છે અને ઉલટીઓ થાય છે માટે ચાર માણસને જોઇએ તેટલી દવા આપો."

વીઠુ એકદમ દોડયો. દોડતાં દોડતાં અમારા દેખતાંજ ત્રણ વાર ગબડયો. પણ એક કલાક થઇ ગયો પણ તે પાછો જણાયો નહીં. એની પાછળ કોઇ બીજું જાય એટલી અમારામાં કોઇને શક્તિ રહી ન હતી. ધીમેધીમે અમને તો હિંગાષ્ટક ચૂર્ણ અને એવી ઘરની દવા ખાવાથી આરામ થઇ ગયો એટલે વીઠુ પાછો કેમ નહીં આવ્યો એ જાણવાને માટેજ અમને આતુરતા રહી.

સાંઝે અમે ફરતા ફરતા એને ઘેર પણ ગયા. ત્યાં એટલા ઉપરજ વીઠુ એક મોટી ધાબળી ઓઢીને ઢીલોઢચ થઇને બેઠો હતો.

"કેમ, અલ્યા વીઠુ ! તું પાછોજ કેમ નહીં આવ્યો ?" મેં પુછ્યું.

"શેઠ, હું આવીજ શકયો નહીં; મારાથી ચલાયુંજ નહીં એટલે માએ મને સુઇ જવાનું કહ્યું" વીઠુ બોલ્યો.

"પણ સવારના તો સાજો હતો એટલામાં થઇ શું ગયું ?" મેં પુછ્યું.

"ડાકટરે જે દવા આપી તેથી તબીયત બગડી આવી. દવા બહુ ખરાબ હતી" વીઠુ બોલ્યો.

મને આ ઉત્તરથી ખરી વસ્તુસ્થિત સમજાઇ. મેં પુછ્યું: "તેં ડાકટરને ત્યાં જઇને શું કહ્યું હતું ?"

"તમે જે કહેવાનું કહ્યું હતું તેજ; એમ કે શાક ખાવાથી ઝેર ચઢ્યું છે અને ઉલટીઓ થાય છે. માટે ચાર માણસને જોઇએ તેટલી દવા આપો."

"પછી એણે શું કહ્યું ?" મેં પુછ્યું.

"એમણે એમ કહ્યું કે એ તો એમ અમસ્થા બોલે પણ તું એક માણસને જોઇએ તેટલીજ દવા લઇ જા. તેમ છતાં સારું નહીં થાય તો ફરીથી આવજે. પછી એમણે મને દવા બનાવી આપી ને પી જવાનું કહ્યું તે હું પી ગયો" વીઠુ બોલ્યો.

"પણ, વીઠુ ! તું માંદોજ ન હતો, તને દવાની જરુરજ નહીં હતી એમ તને નહીં થયું ?" મેં પુછ્યું.

"ના જી."

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૩૧ ]



# આપણા કેટલાક મહાજનો

લેખક:
રા. સુંદરરામ ત્રિપાઠી



આપણા સુભાગ્યે આજના ગુજરાતમાં મોટાં ગણાય એવા સ્ત્રીપુરુષો અનેક છે રમણભાઇ, નરસિંહરાવ, વિઠ્ઠલભાઇ પટેલ, સર ચીમનલાલ સેતલવડ, સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ, વિજયરાય, અનસુયા બહેન, લીલાબહેન, એવાં અનેક સ્ત્રી પુરુષો ગુજરાતના અનેકરંગી વિકાસમાં કંઇ ને કંઇ ફાળો આપી રહ્યાં છે એમાંથી કેટલાકનો સુરજ નમવા માંડ્યો છે અને ઉગતા સુરજને નમસ્કાર કરતી આરેલી પ્રજા એમનું કાર્ય વીસરવા માડી છે; અને કેટલાકનો સુરજ હજી મધ્યાહ્ને નથી આવ્યો. આમ છે છતાં બધા માટે એક વાત સાચી લાગે છે આમાંથી કોઇપણ ગુજરાતના નાવનું સુકાની થાય એવુ નથી લાગતુ પ્રતાપી સ્ત્રી પરણે એટલે વ્યક્તિત્વ ઓછુ થાય, સરકારી નોકરી લે એટલે કંઇ ખાસ થાય નહીં; અહંતા આવે; સત્તાનો મદ ચડે, પુરતાં સાધન મળે નહીં, આમ કંઇ ને કંઇ કારણ સત્ત્વશાળી માણસોના વિકાસને અટકાવે છે એવી માણસજાતિના ઇતિહાસની કથા છે. એજ પ્રમાણે આ બધાં લોક પણ મહાજન થવાની સીમા આગળ આવી ઉભા રહ્યાં ખરાં પણ એ સીમા કોઇએ વટાવી લાગતી નથી. આમ છે એટલે ગુજરાતના પ્રારબ્ધવિધાતા ગણી શકાય એવા તો આજે ચાર દિગ્પાલો જેવા ચાર જણ જણાય છે તે મહાત્મા ગાંધી, કવિ નાનાલાલ, મુનશી અને આણંદશંકર. ગુજરાત એક દોર ઉંચું ચડે કે નીચું, એના પ્રારબ્ધની ભરતી ચડે કે ઉતરે અને એના જીવનને પલટાવે એ વાત આ ચાર જણના હાથમાં હોય એમ લાગે છે

ગાંધીજીએ એમની રીતે કંઇક કરી બતાવ્યું, કવિ નાનાલાલનું બધું કર્યું ન કર્યું જેવું થઇ ગએલુ જણાય છે, મુનશીએ કરવા માડ્યું છે ને ઘણુ કરવાની ઉમેદ રાખે છે એવી ખબર મળી છે અને આણંદશંકરભાઇ કરી શકે એમ છે પણ ક્યારે કરશે તે વીશે શંકા થાય છે આજના ગુજરાતની પ્રગતિની આ ટુંકી ઇતિહાસવાર્તા છે.

ગુજરાતી જીવનના વાણાતાણામાં ગાંધીજીના આદર્શોના રંગો રંગાયા છે; અસહકાર પહેલાંના અને આજના ગુજરાતમાં જે ફેર છે તે બધો–લગભગ બધો ગાંધીજીને આભારી છે. એક સપાટે, એકજ વ્યક્તિએ પ્રજાના જીવનના આદર્શોને જોતજોતામાં આમ બદલી નાખ્યા હોય એવું જાણ્યું નથી–એક અપવાદ સીવાય તે વ. શ્રી.

ગોવર્ધનભાઇનો, સરસ્વતીચંદ્ર પ્રકટ થયું તે પહેલાંના અને આજના ગૃહસંસાર, અને સ્ત્રી–પુરુષના આદર્શો જોઇએ ત્યારે આ ખાસ સમજાય એમ છે: પણ એમાં પણ આટલી ઝડપથી જીવન પલટાયું નહોતું. ગોવર્ધનભાઇ એક દાયકામાં કરી ન શકયા તેવું ગાંધીજીએ એક વર્ષમાં કરી દીધું. અને હજી ગાંધીજીની ગુજરાત પર શી શી અસર થાય છે તે જોવાનું છે. આવા પુરુષને ગુજરાતના મહાજનોનું અગ્રસ્થાન આપવામાં આવે છે તે યથાર્થ છે. દેવોએ પણ ભુલો તો કરી હતી. માણસ દેવો કરતાં ચઢીઆતો એટલા પુરતો છે કે દેવો ભુલો કરે છે અને સુધારતા નથી: માણસ તે સુધારે છે ને તે પ્રમાણે વર્તે છે. ભવિષ્યમાં ગાંધીજી દેવ રહેશે કે માણસ એ તો ગુજરાતના કીસ્મતની વાત છે. ગમે તેમ પણ પ્રતિપર્વરસોદય ગુજરાતમાં પણ આવો પુરુષ તો વ્રજના કૃષ્ણપુરુષ પેઠે યુગમાં એક હોય છે એમ સ્વીકારવું જોઇએ.

ગુજરાતી જીવનમાં ગાંધીજીએ જે પલટો આણ્યો તે માપે કવિ નાનાલાલનું કાર્ય ઉતરતું છે. તેમણે નવા આદર્શોની જ્યોતિ પ્રગટાવી ખરી પણ પ્રજા તેનો પ્રકાશ ઝીલે તે પહેલાં તે બુઝાઇ ગઇ એમ લાગે છે. આથી પ્રજાના જીવન ઉપર ગાંધીજીએ જેમ ચિરંજીવ સંસ્કારો પાડ્યા તેમ કવિથી થયું નહીં. કવિનો રસમંડપ અનન્ય હતો. આટલું બધું સૌંદર્ય, આવી રસકળા અને આવી ઉદ્દાત ભાવનાઓ માટે ગુજરાતે તેમનું સદાઋણી રહેવું જોઇએ. પણ એ સૌંદર્ય ને એ રસકળા ઘણી ઉચ્ચ હતી તેથી કે પછી વરોળીઆ પેઠે મુનશીની કીર્તિ બધે ફેલાઇ વળી તે કારણે–ગમે તેમ પણ કવિનો કીર્તિસ્તંભ થોડા વખતમાં ડગમગવા માંડ્યો. કવિ આગળ પામર લાગે એવા ગયા યુગના કેટલાંક માણસોએ કવિ કરતાં-વધારે લાંબો વખત લોકપ્રિયતા ભોગવી હતી અને જુની થએલી બધી ચીજો સાથે એવા લોકને આજે પણ પ્રજા પુજે છે. એ દૃષ્ટિએ તો જુના જમાનામાં લહીઆ થવું એ આજના પંડિત થયા કરતાં બહેતર હતું–આજે તો પ્રજા એવી વેગભર ધપે છે કે કોને કયારે સિંહાસનેથી ખસવું પડશે એ કહેવાયજ નહીં. રાજકીય જીવનમાં પણ આવુંજ થએલું જણાય છે. ગોખલે, તીલક, ઘોષ, બીસાન્ટ, ગાંધી–એકે બીજાને એટલા વેગભર ખસેડ્યા કે ગાંધીને પુજનાર પ્રજા ઘણી મહેલથી એ ભુલી ગઇ કે એટલાજ હેતથી એણે બીસાન્ટને પણ પુજ્યાં હતાં. એ તો કોઇ નવું તુત લઇ બહાર નથી પડતું નહીં તો ગાંધીજી પણ સમુળા વીસરાઇ જાય. The old order changeth, yieairg place to new (જુનો ક્રમ બદલાય છે અને નવીન તેનું સ્થાન ગ્રહણ કરે છે,) આજે old order એરોપ્લેનની ઝડપથી બદલાય છે. એથીજ નાનાલાલની કીર્તિની કુંપળ અધખીલી રહી. એરોપ્લેન નહીં પણ રગશીઆ ગાડાંના જમાનામાં નાનાલાલ એક સૈકા સુધી લોકપ્રિયતા ભોગવતે અને માણસની કીર્તિ લોક હૃદયમાં દસ પંદર વરસ ટકે એટલે પછી એવી પલાંઠી વાળીને એ બેસી જાય છે કે ત્યાંથી કોઇ ખસેડી શકેજ નહીં અને પછી તો પ્રજા એને હંમેશને માટે પુજ્યનું લેબલ ચોઢી દે છે. આવુંજ છે, નહીં તો પ્રેમાનંદ, દલપતરામ ને એવા અનેકને ગુજરાતી સાહિત્યમાં આવું સ્થાન કયાંથી હોઇ શકે? આમ છે એટલે નાનાલાલનો રસ મંડપ કૈંક અકાળે કરમાયો અને આજે માત્ર તેની પીમળ કયાંક કયાંક પમરે છે. આ ખરું છે છતાં એ પીમળ રસભરી છે. એમાં પ્રાણના ચમકારા છે, એમાં ગુજરાતી સુંદરીના જેવું અમુલ સૌંદર્ય છે. અને આમ છે એટલે પ્રજાનાં જીવનમાં કવિને

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૩૬ ]



# નવું સાહિત્ય




## ૧

લેખકઃ
રા. રતિપરામ ઉધમરામ પંડયા

---

રાયચુરાની રસીલી વાર્તાઓ. (લેખક અને પ્રકાશકઃ રા. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા રાજકોટ, મૂલ્ય ૧–૮–૦).

ગુજરાતી સાહિત્યનાં સદ્ભાગ્યે વાર્તાઓનું સ્વતંત્ર સાહિત્ય હવે ધીરેધીરે વિકાસ પામતું જાય છે. અંગ્રેજી કે બંગાળી વાર્તાઓને પરવશ ન રહેતાં તળ ગુજરાતની ભાવનાઓ જાગ્રત થાય, તેવાં ટુંકી કે સળંગ વાર્તાનાં પુસ્તકો હવે ક્ષિતિજ ઉપર પ્રકાશવા લાગ્યાં છે. નવલકથાના સાહિત્યમાં અત્યારે નવા યુગનો અરુણોદય થતો હોય, એમ અમને જણાય છે.

ભાઇ રાયચુરાની રસીલી વાર્તાઓના પુસ્તકને અમે સહર્ષ વધાવી લઇએ છીએ. આ પુસ્તકની વાર્તાઓ કેવળ રસીલી છે, એમ નથી, પણ રસ ઉપરાંત નીતિની ભાવનાને એમાં યોગ્ય પોષણ આપવામાં આવ્યું છે. તાવથી પીડાતા દર્દીને કડવા કવીનાઇનના ઘુંટડા ગળે ન ઉતરે, ત્યારે સાકરયુક્ત કવીનાઇન આપી તેનો રોગ મટાડવા જેવો પ્રયોગ ભાઇ રાયચુરાએ આ વાર્તાઓમા કર્યો છે. આ પુસ્તકની બારે વાર્તાઓમાંથી એક પણ એવી નથી કે જે વાંચતાં વાંચનારને મઝા ન પડે, અને સાથે કૈં શીખવાનુંએ ન મળે. કેવળ રસ માટે લખાતી વાર્તાઓ કાંતો અશ્લીલ કે રસહીણ થઇ જવાનો સંભવ રહે છે, પણ ભાઇ રાયચુરાની રસીલી વાતો ભાઇ બહેન પાસે, પતિ પત્ની પાસે, અને દીકરો મા પાસે સરળતાથી લેશ પણ ઓસંગણ વિના વાંચી શકે તેવી છે. રસ રાખીને બોધ દેવો, એ કઠિન કાર્ય ભાઇ રાયચુરા ઘણીજ સરળતાથી સફળ કરી શકયા છે, તે માટે તેમને અભિનંદન ઘટે છે.

આ પુસ્તકમા બાર વાર્તાઓ આપવામાં આવી છે. પ્રસંગો સામાન્ય–કદાચ કોઇ સ્થળે બન્યાએ હોય એવા–છે. ભાષા ઘરગથ્થુ અને સુંદર છે, એટલે આ પુસ્તક સ્ત્રીપુરુષ સૌ કોઇ સહેલાઇથી સમજીને વાંચી શકે તેમ છે. રેણુકા, સાજણ, રુપી કે ગંગા એ પાત્રો ગામડામાં હજુએ શોધ્યાં મળી શકે. ગામડામાં નીતિની ભાવના તેના નગ્ન સ્વરુપમાં એટલી પ્રબળ હોય છે કે તેની અવગણના કરવી, એટલે શિર ખોવું. રેણુકા સાજણ, રામમલ, અને પનઘટ આ ચાર વાર્તાઓમાં રા.

રાયચુરાએ નીતિની ગ્રામ્ય ભાવનાને શુદ્ધ સ્વરૂપમાં દર્શાવી છે. આ ચારે વાર્તાઓ એક સરખી હોવા છતાં જુદા જુદા પ્રસંગોને લીધે અવનવો રસ ઉત્પન્ન કરે છે. મહાત્મા ગાંધીજીના કાંતવાના સિદ્ધાંતનું સમર્થન કરતી 'પાશેર પુણીમાંથી પાદશાહી' વાળી વાર્તા લેખકનો સ્વદેશ પ્રેમ સુચવે છે. 'શેર બજારનું સ્વપ્નું' અને 'સરવાળો' એ બે વાર્તાઓ બીજી બધી વાર્તાઓ કરતાં સહેજ ઉતરતી લાગે, છતાં એમાં સુચવાએલો બોધપ્રદ આશય જરુર સફળ થયો છે. 'મારા પ્રિયતમ પરણ્યા' એ કરુણ કહાણી છે, અને લેખકની સાથે વાંચનાર પણ એજ ઉદ્ગાર કાઢવા પ્રેરાય છે કે "આવા પ્રસંગોથી હીંદુ સંસાર ક્યારે બચશે ? 'ચતુરાઇ'ની વાર્તા લેખકની કલ્પના શક્તિનો સુંદર નમુનો છે.

આ પુસ્તક આખુંએ રસીલું છે, અને વાર્તાઓ ખરેખર સુંદર છે, તેમજ પુસ્તકની બંધામણી, તેમાં આપેલાં સુંદર ચિત્રો, અને તેમાં વપરાએલા કાગળો એ બધું ધ્યાનમાં લેતાં આ પુસ્તક જરાએ મોંઘું ન લેખાય, એટલે ગુજરાતનો શિષ્ટ વર્ગ આવા પુસ્તકને જરુર સત્કારે, એમ તો અમે ઇચ્છીએ છીએ.

આ સાથે ભાઇ રાયચુરાને એક સુચના કરવાની અમે વીસરી શકતા નથી. રાજકીય કે સામાજિક સુધારા કરવાની ધગશ જ્યારે પ્રજાના દીલમાં ઉત્પન્ન થાય છે, ત્યારે તે તે સમયના લેખકો, વિચારકો, રસાયનશાસ્ત્રીઓ એ બધા પોતપોતાના પ્રદેશમાં એકજ પ્રકારના પ્રયત્ન કરવા માંડે છે. અત્યારે આપણો હીંદુ સમાજ અનેક કુરુઢિઓનો ભોગ બની ઉંડી વ્યથા ભોગવી રહ્યો છે અનેક સુકોમલ બાળ વિધવાઓનાં રસ અને યૌવન શોષાઇ જાય છે, બાળલગ્ન અને કજોડાંની કહાણીઓ શેરીએ શેરીએ અને ચકલે ચકલે સંભળાયા છે. વિધવાઓનાં પુનર્લગ્ન ઉપર બંધન મુકી તેમની નીતિના ચોકીદારો ખડે પગે રહી સહેજ કલંકનો ભાસ થતાં મોટું સ્વરુપ આપી સમાજને ચમકાવે છે. આમ અનેક વિધવાઓનાં જીવન ખારાં થઇ ગયાં છે. આવા આવા સામાજિક પ્રશ્નોને અત્યારે સમર્થ લેખકોએ હાથમાં લેવા જોઇએ. આ વીશે વાર્તા લખાય, કવિતા રચાય, ભાષણો થાય, લેખો લખાય, આમ ચારે પાસથી એકજ દિશામાં પ્રયાસ થાય, તો સમાજનો સડો દૂર થતાં વાર લાગે તેમ નથી

ભાઇ રાયચુરાએ ગ્રામ્ય જીવનનો સારો અનુભવ મેળવ્યો લગે છે. એમની વાર્તાનો રસ વાંચનારના હૃદયમાં સીધો ઉતરી શકે તેવી એમની કલમ છે. વળી એમની ભાષા પણ સરળ છે; આ બધી અનુકુળતાને ધ્યાનમાં લઇ જો તેઓ પોતાનું જીવન આવાં કાર્યોમાં અર્પે તો સમાજના આશીર્વાદ મેળવવા ઉપરાંત સંગીન કાર્ય સાધી શકશે. રસીલી વાર્તાઓમાં કંઈ અંશે કાર્ય સધાયુ છે, માટેજ તેમને ઉપર્યુક્ત સુચના કરવા અમે પ્રેરાઇએ છીએ.

૨

લેખકઃ

રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ, સભ્ય, સાહિત્ય સંસદ.

શાપ સંભ્રમ અને બીજી કવિતાઓ (સંસદ ગ્રંથાવલિ નં ૯)—લેખક: સ્વર્ગ૰ નર્મદાશંકર પ્રભુરામ ભટ્ટ, પ્રકાશકઃ ધી સાહિત્ય પ્રકાશક કંપની લીમીટેડ, મુંબાઇ. મૂલ્ય: રૂ. ૦—૧૨—૦.

આજથી પચ્ચીસ વર્ષ ઉપર ગુજરાતી કાવ્યની દેવી એના ઉછરતા ભકતજન પાસે જે કાવ્યસ્તોત્રો ગવરાવતી તેનું ઝાંખું પરંતુ આશાજનક દર્શન આ કવિતાઓ જરુર કરાવશે. સ્વર્ગ૦ નર્મદાશંકર ભટ્ટનું યુવાનું વાતાવરણ કાવ્યમય હતું. સ્વર્ગ૦ કાંતની કાવ્યદેવી એ વાતાવરણને પ્રેરણાઓ પાતી. પચ્ચીસ વર્ષની વયમાં યમદેવે આ ઉગતા કવિને સંસારમાંથી નહીં ઝડપી લીધા હોત તો આ કવિતાઓનો સરસ પરિપાક ગુજરાતને આજ જરુર મળત.

અધ્યાપક બલવંતરાય ઠાકોરે આ કવિતાઓની પ્રવેશકદ્વારા સંક્ષેપમાં પણ યથાર્થ રીતે પીછાન કરાવી છે, આપણા તે વખતના, તે પહેલાંના અને હાલના કાવ્ય સાહિત્યની સાચી સમીક્ષા તલસ્પર્શી દૃષ્ટિથી એમણે કરી છે.

(૧) પોઢયો પંકજમાં શશી,
કમળનાં જોડા થકી નીસરી;
સેરો નિર્મલ મોતીની,
ધવલતા પામી લતા હેમની;
સ્પર્શે પદ્મ કલિ–દ્વિપુષ્પની,
નથી સુકાઇ કૈં માલિકા;
આ ઉત્પાત પરંપરાથી અટકયું
જાવાનું મારું સખા!

(સંસ્કૃત 'પુષ્પ બાણ વિલાસ'નું ભાષાંતર પૃષ્ઠ ૧૭-૧૮).

(૨) હબકીને ચપલા ધરણી પડી
ભયથી ચાદર ઓઢી ગઇ પ્રભા!
નવ ખસેડી શકે શક હોય શું?
હૃદય કોમળ સ્ત્રીજનનું ઘણું!

(મેઘનાદ પૃષ્ઠ ૫).

કવિ યુવકની કૃતિમાંથી ઉપલાં બે અવતરણો એમની ભાષાંતર અને સર્ગશક્તિએ સાધેલી રસિકતાની સાક્ષી પુરવા બસ થશે. કાવ્યદેવીના અખુટ ભંડારમાંથી આટલું થોડું છતાં મોંઘુ અમૃતપાન કરાવી જનાર કાવ્યાત્માને આપણી સ્મૃતિમાં તાજા કરનાર અધ્યાપક ઠાકોર તેમજ રા. લાભશંકરને ખરેખર ધન્યવાદ આપવો જોઈએ.

શંકિત હૃદય—લેખકઃ રા. રમણલાલ વસંતલાલ દેશાઇ, પ્રકાશકઃ રા. મોહનલાલ મનસુખરામ શાહ, વડોદરા મૂલ્ય રુ. ૦–૧૨–૦

ગુજરાતની અધઃપાત પામેલી રંગભૂમિને આપણા સાહિત્યકારમાંથી આશાનાં કિરણોનો પ્રકાશ મળવા માંડયો છે એ શુભ ચિન્હોનાં દર્શન છે. રા. રમણલાલ વસંતલાલ દેસાઈએ ઐતિહાસિક સંયુક્તા નાટયકૃતિ પછી શંકિત હૃદયની ભાવનાશીલ એકંદરે ઉત્તમ નાટયકૃતિ આપણને અર્પી આપણી રંગભૂમિની સેવા કરી છે. વિશેષ આનંદની વાત એ છે કે આ કૃતિને ગુજરાતનાં મુખ્ય મુખ્ય શહેરના તખ્તા ઉપર અસરકારક અભિનય કલાએ ભજવી બતાવી આપણા યુવક વર્ગે એને ઔચિત્ય સાચવી સુપ્રસિદ્ધ કરી છે. નાટયકાર અને નૈતિકબળવાળા આ વિદ્યાર્થી નટ વર્ગની સહકારિતા અમે ઉંડા સમભાવથી જોઇ રહ્યા છીએ અને એમના પ્રયાસને વ્યાપક સ્વરુપ પામતો જોવા ઇચ્છા રાખીએ છીએ. વિદ્યાર્થીઓ કે શિષ્ટ વર્ગમાંના નટોજ હાલ તો આપણી રંગભૂમિને થોડા કદમ ઉન્નત કરી શકે એવી સ્થિતિ છે. કૃતિની ત્રુટિઓ અને સફળતાનું રા. મંજુલાલ મજમુદારે વિસ્તારથી આસ્વાદન કરાવ્યું છે. સંગીત કાવ્યોદ્વારા રસનો ઉદ્રેક અનુભવાય છે. કૈંક અણવિકસ્યા છતાં જીવંત ગદ્યમાં પ્રાણ પુરાયા છે. વર્તમાન ગુજરાતના ભાવનામય જીવનનો એમાં ઠીકઠીક સાક્ષાત્કાર પમાય છે. હાસ્યરસ અને યથાર્થતાનાંએ ઈચ્છિયાં દર્શન થાય છે.

ગુજરાતના યુવક વર્ગની સાહાય્ય ઉપર આપણી રંગભૂમિના પુનરુદ્ધારની આશા રહેલી છે. ગુજરાતની થોડી છતાં સફળ નાટય કૃતિઓ હજુ મોટી સંખ્યામાં ભજવી શકનાર આપના સુશિક્ષિત નટવર્ગની રાહ જોઇ રહી નથી?

અમારું તે અમારા માટે—કર્તા અને પ્રકાશકઃ રા. મંગળદાસ મંછારામ પકવાસા. સોલીસીટર, મુંબાઇ મૂલ્ય રુ. ૦–૧૨–૦.

હીંદનો સુષુપ્ત આત્મા જાગ્રત થતાં એની અમરતા અને અસ્મિતાને સાકાર કરવા દુનીઆભરના રાષ્ટ્રોના ઉદય અને અસ્તોના ઈતિહાસોના અભ્યાસ કરી લેવા તત્પર થયો છે. આયર્લૉડનો રાષ્ટ્રીય આત્મા તેને દબાવી રાખવા પ્રયત્નશીલ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૩૮]




લેખક:

**સ્વ. શરદચંદ્ર મંતુભાઇ મહેતા**

૧

આખી છાબ ભરી મધુર ફુલથી તેં કાન્તને અર્પવા,
ચાલી તું રસમાલણી! કર મહીં માળા ગુંથેલી અહા!
તારાં શું ફુલડાં બધાં દઇ દીધાં, એકેએ રાખ્યું નહીં?
રાખ્યું જો કદી હોય તો હૃદયથી અર્પે મને એ નહીં?

૨

ત્યાં તો એ તુજ કાન્ત પાસ દઇ કૈં લેતી ફુલો તું હશે,
તો શું એકજ—એક કાજ મમ તું લાગી ન આજે શકે?
ને એવું ફુલડું કદી રસભર્યું આખું ન આપી શકે,
તો ઝીણી ફુલ પાંખડી સ્મિત કરી અર્પે ન એકે મને?

૩

રે સંકોચ વિના કદીએ મુજને તેએ ને આપી શકે,
તો દ્રષ્ટિય દયાભરી દુ:ખભરી એકે ન નાખી શકે?
ને પુષ્પો તુજ કાન્તનાં ચરણમાં આ અર્પતાં માલણી!
આંસુડાં મુજ કાજ નેત્રથી શકે ખેરી ન એકે અયિ?

# આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ



## વડોદરાનું વ્યાખ્યાન *

રા. ચંદ્રશંકર પંડ્યાએ વડોદરાનાં સાહિત્ય રસિકોને મુંબાઈની પરિષદમાં આવવાને વીનંતી કરતાં કહ્યું કે વડોદરાનાં સાહિત્ય રસિકો મોટી સંખ્યામાં મુંબાઈની પરિષદમાં ભાગ લેવાને આવશે અને પરિષદને તેના ઇતિહાસમાં એક વિશિષ્ટ સ્વરુપ આપશે.

વળી તેમણે જણાવ્યું હતું કે વિવિધ પ્રકારના પ્રશ્નો ત્યાં ઉપસ્થિત થશે અને એટલા માટે એ જરૂરનું છે કે સમસ્ત ગુજરાતે ત્યાં પોતાના પ્રતિનિધિઓ મોકલવા જોઇએ.

ત્યાર બાદ રા. મુનશીએ જણાવ્યું હતું કે પરિષદે હવે માત્ર એક મેળાવડા રૂપે ન રહેતું જોઇએ પરંતુ એક સંસ્થા બનવું જોઇએ. અત્યાર સુધીમાં સાહિત્યની યાત્રાએ જવા જેવું માત્ર તેણે કર્યું છે. પણ હવે જો પરિષદને પોતાનું અભિન્ન ધારણ કરી રાખવું હોય તો તેણે પોતાની પ્રવૃત્તિઓ ને વિશિષ્ટ પ્રશ્નો ઉપર એકાગ્રતાથી ધ્યાન કરવું જોઇએ; દિવસે દિવસે પોતાની પ્રવૃત્તિઓને આગળ ધપાવની એક ઉપયોગી સંસ્થા તેણે થવું જોઇએ.

ગુજરાતી જોડણીના પ્રશ્નનું નિરાકરણ કરવું એ અઘરું છે પણ તે છતાં સંપૂર્ણતા લાવવાના મિથ્યા પ્રયત્નો ન કરતાં જેમ બને તેમ સરળ અને વ્યવહારુ રીતે તોડ નીકળે તેમ પ્રયત્ન કરવો જોઇએ.

બીજો પ્રશ્ન પરિષદના બંધારણ વીશેનો છે અને તે તો કેટલેક અંશે પરિષદ મંડળથી તેનું નિરાકરણ થયું છે.

વક્તાએ ત્યાર બાદ કહ્યું કે પરિષદનું ખરું કામ તો જુની ગુજરાતીના શિષ્ટ સાહિત્યને તેમજ હાલના શિષ્ટ સાહિત્યને યથાર્થ રીતે ગોઠવી વિવરણ સાથે પ્રસિદ્ધ કરવાનું છે. એમ કરવાથી નવગુજરાતમાં પ્રચલિત એવા નવા આદર્શો સાહિત્યમાં અમર થશે સાહિત્ય પરિષદે સાહિત્યના પુનરુદ્ધારનું મંદિર બનવું જોઇએ. હું આશા રાખું છું કે આ પરિષદમાં ભાગ લેવાને સાહિત્ય રસિકો માત્ર તહેવારો ભોગવવા આવશે નહીં અથવા તો મુંબાઇનું આતિથ્ય ભોગવવા આવશે નહીં જેઓ ત્યાં આવે તેણે એવા મક્કમ વિચારથી આવવું જોઇએ કે ચિર કાળ પહોંચે એવા કાર્યનો પાયો નંખાય.

* તા. ૧૪-૧૨-૨૫ ના રોજ વડોદરામાં ત્રાન્સ સ્કૂલના હોલમાં રા. ભાનુસુખરામ મહેતાના પ્રમુખપણા નીચે રા. કનૈયાલાલ મુનશી અને રા. ચંદ્રશંકર પંડ્યાએ આપેલાં ભાષણો.

## ભાવનગરનું વ્યાખ્યાન*

"આવતી સાહિત્ય પરિષદ" વીશે અધ્યાપક બીડેના પ્રમુખપણાં નીચે રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડયાએ પોતાના વ્યાખ્યાનમાં જણાવ્યું હતું કે સને ૧૯૨૬ ના ઇસ્ટરના તહેવારોમાં મુંબાઇ શહેરમાં સાહિત્ય પરિષદ ભરાવાની છે, તે માટે સ્વાગત દેવા હું આવ્યો છું.

કાઠીઆવાડ તો મને મારું પોતાનું વતન લાગે છે અને તેમાંએ ભાવનગર પોતાના ભાવ–સભ્યતાને માટે જાણીતું છે. અહીંથી હું કાઠીઆવાડનાં બીજાં મુખ્ય મુખ્ય શહેરોમાં નિમંત્રણ દેવા જવાનો છું.

હવે આપણી "આવતી પરિષદ" વીશે બોલતાં આપણે ત્રણ મુદ્દાઓ ધ્યાનમાં લેવાના છે. એક તો સમગ્ર સાહિત્ય ભાવના, બીજુ સાહિત્ય પરિષદ તે ભાવનાને પોષવા માટે જે કરી શકે તે, અને ત્રીજું મુંબાઇમાં સાહિત્ય પરિષદ શું વિશેષ કરી શકે? અને એ ત્રણે બાબતોનો સમન્વય કરવો જોઇએ.

સાહિત્ય ભાવના માટે આપણી કલ્પના સર્વદેશીય હોવી જોઇએ. તેમાં સર્વનો સત્કાર થાય અને કોઇનો બહિષ્કાર ન થાય એવું આપણું સાહિત્ય વિશાલ અને વિવિધ બનાવવાની જરુર છે. સાહિત્ય રચનાત્મક, વિવેચનાત્મક તેમજ તે ગંભીર, વિનોદી અને મનન યોગ્ય વગેરે તમામ પ્રકારના સાહિત્યનો આપણને ખપ છે. આપણું ગુજરાત એટલું વિશાલ છે કે તેમાંના વિભાગોમાં દરેકની વિશિષ્ટતા છે. અને વિભાગની વિશિષ્ટતા ખોવાયા વગર આખા ગુજરાતની એકતા સાધવાની આપણને જરુર છે. માટે તેવા સાહિત્યમાં સર્વનો સ્વીકાર કરવો તેમાં શાણપણ છે, ઉદારતા છે અને તેજ સત્ય છે. આપણી સાહિત્યની કલ્પના ઉન્નત, વિવિધ, અને વિશાલ જોઇએ, તેમાં સંકુચિતતા જોઇએ નહીં.

વળી સમગ્ર ગુજરાતની એકતા સાથે આપણે આખા હીંદના ઐક્યનો પણ ખ્યાલ કરવાનો રહે છે. મહારાષ્ટ્રના તો આપણે પાડોશી છીએ અને મહારાષ્ટ્ર, બંગાળ, ઉત્તર હીંદ એ બધા સાથે પરસ્પર વિનિમયની પણ જરુર છે. વળી બીજી રીતે જોઇએ તો એકલાં નાગરિક ગીતોમાંજ રસ હોય અને ગ્રામ્ય ગીતો લુખાં હોય એવું પણ માનવું ન જોઇએ. ભાઇ રાયચુરાએ પરિશ્રમ કરીને બતાવી આપ્યું છે કે કાઠીઆવાડના સોરઠા અને દુહામાં કેવી રસમયતા તરવરે છે! આપણે વાતો કરીએ રાષ્ટ્રીય એકતાની, અને કોઇ પણ ભાષાની અવગણના કરીએ તે પણ ખોટુંજ કહેવાય. છેલ્લાં વીસ વરસથી જો કે પરિષદની સંસ્થા ચાલે છે, અને તેના અહેવાલો પણ મોજુદ છે, અને આપણે કંઇક કરી શકયા છીએ એમ કહી શકાય તો પણ એ પણ એકવીસ વરસની મુદતના પ્રમાણમાં સમગ્ર ગુજરાતને શોભે તેવું હજી થયું નથી માટે પરિષદને સાહિત્યસંવર્ધનનું એક સાધન બનાવવા માટે તેનું બંધારણ કરવું જોઇએ. બેશક જેને હજી વધવું છે તેને એકદમ બાંધી ન દેવાય એ વાત સાચી છે, પરંતુ સમસ્ત ગુજરાતનો બુદ્ધિ-

* ભાવનગર સાહિત્ય સભા તરફથી તા. ૧૮–૧૨–૨૫ ના રોજ આલ્ફ્રેડ હાઇ સ્કુલના લેક્ચર હોલમાં અ. બીડેના પ્રમુખપણા નીચે શ્રીયુત ચંદ્રશંકર નર્મદાશંકર પંડયાએ આપેલું ભાષણ.

વૈભવ તેમાં સામેલ થાય અને સાહિત્યનો વિકાસ થતો જાય એવું સુઘડ બંધારણ થવું જોઇએ. તેમાં હૃદયની વિશાલતા, સાત્વિકતા અને ક્ષંતવ્યતા જોઇએ. આમ બંધારણવાળી પરિષદ થાય તે ઇચ્છવા જેવું છે. પરિષદ સર્જનાત્મક કર્તાઓને માન આપી શકે. સર્જનાત્મક સાહિત્યમાં સ્વયંભૂ આવિર્ભાવની જરુર પડે છે, તે કંઈ આજ્ઞા કરવાથી ઉત્પન્ન થઇ શકતું નથી એવી કૃતિઓનો કેવળ રાગદ્વેષ વિહીન દૃષ્ટિએ તોલ કરવો જોઇએ કેમકે "તુંડે તુંડે મતિર્ભિન્ના" હોય છે.

વળી અન્વેષણ, ચિંતન પાંડિત્ય વગેરે ચિંતનાત્મક લેખોનું પણ પરિષદમાં સ્થાન છે, અને એ ઉપરાંત વિવિધ પ્રકારની સર્વ સામગ્રીનો સાહિત્ય પરિષદમાં યોગ્ય સત્કાર થવો જોઇએ.

હવે મુંબાઇ એ હાલની સંસ્કૃતિનું પણ કેંદ્ર છે અને તેમાં અર્વાચીનતા છે. મહારાષ્ટ્રની સંસ્કૃતિનું પણ સ્થાન છે. મુંબાઇમાં વ્યાવહારિકતા વિશેષ છે. તેથી તે સ્થળે આપનું સ્વાગત સારી રીતે થશે તેની ખાત્રી હું આપું છું. ભાઇશ્રી મુનશીને ઘણો ઉત્સાહ છે અને તેમના મનોરથો ઘણા મોટા છે. આપણા સાહિત્યની અભિવૃદ્ધિ કરનાર પરિષદ દઢીભૂત થાય અને તે સાહિત્ય સંવર્ધનનું કાયમી સાધન બને તેની સિદ્ધિ માટે આપ સર્વ સાહિત્યરસિકો ત્યાં જરુર પધારશો. અને "અરિક્ત પાણિ" ન્યાયે આપને કંઈ અર્પણ કરવું હોય તે જરુર અર્પણ કરશો.

કાઠીઆવાડમાંથી મણિશંકર, ત્રિભુવન, બોટાદકર એ ગયા છે, અને તેમની ખોટ પડી છે. પણ કાઠીઆવાડમાં અનેક સાહિત્ય રસિકો છે. રા. નૃસિંહપ્રસાદ અને રા. ગિજુભાઇ તથા રા. મેઘાણી વગેરે એ પોતાના નિબંધો સાથે આવવું એવી મારી વીનંતી છે.

ગઇ પરિષદ વખતે ભાવનગરે જેવી આખા ગુજરાતને શોભા આપી છે તેવીજ શોભા ભાવનગરના સાહિત્યરસિકો આ વખતે મુંબાઇની સાહિત્ય પરિષદમાં ભાગ લઇને જરુર આપશે એમ ઇચ્છું છું.

ત્યાર પછી પ્રમુખ મહાશય અધ્યાપક ભીડેએ જણાવ્યું કે સાહિત્યની ભાવના વીશે ભાઇશ્રી ચંદ્રશંકરે જે વિદ્વત્તાભર્યું વ્યાખ્યાન આપ્યું છે તે મનન કરવા યોગ્ય છે અને તેમનું હૃદયપૂર્વક-સ્વાગત વધાવી લેવા યોગ્ય છે. ભાવનગરનાં સાહિત્ય રસિકો જરુર તે આમંત્રણનો સ્વીકાર કરશેજ એમ હું તેમનીવતી જાહેર કરું છું.

સાહિત્ય રસિકોએ નિબંધ સાથેજ આવવું એમ તેમણે જે આગ્રહ કર્યો છે તેમાં મને જરા મુશ્કેલી લાગે છે. કેમકે આ પરિષદની બેઠકની જાહેરાત કંઈક મોડી અથવા ટુંક મુદતની બહાર પડી છે, પરિષદ મળવાની તારીખ અગાઉ માત્ર દોઢ માસ જેટલી મુદત મળવાથી નિબંધની સાથેજ આવવું એ બંધન આકરું છે કેમકે મનનાત્મક સંગીન નિબંધો તૈયાર કરવા માટે આ સમય ઘણો ટુંકો છે. બાકી તેમાં હાજરી આપવા માટે સૌને મારી સલાહ છે.

તે પછી ભાઇશ્રી વિજયરાય કલ્યાણરાયે વક્તાનો તેમજ પ્રમુખ મહાશયનો આભાર માન્યો હતો.

## પત્રિકા નં. ૫

પરિષદ માટે ચોક્કસ દિવસો નક્કી થયા છે. આવતા એપ્રીલ માસમાં તા. ૨, ૩ તથા ૪, શુક્રવાર, શનિવાર તથા રવિવારના દિવસોએ પરિષદ મળશે. અમે આશા રાખીએ છીએ કે સાહિત્યવિલાસી સજ્જનો આ દિવસો મોકળા રાખી પરિષદમાં પધારશે.

પરિષદના સત્કાર મંડળના પ્રમુખ તરીકે રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીની ચુંટણી સર્વાનુમતે થઇ છે.

નીચેનાં સદ્ગૃહસ્થો અને સન્નારીઓની પણ સર્વાનુમતે સત્કાર મંડળનાં ઉપપ્રમુખો તરીકે ચુંટણી થઇ છે.

| | |
|---|---|
| ઓ. સર લલ્લુભાઇ આશારામ શાહ | રા. રણછોડદાસ નારણદાસ |
| રા. ભુલાભાઇ જીવણજી દેસાઇ | રા. હીરાલાલ ડાહ્યાભાઇ નાણાવટી |
| રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય | રા. મકનજી જુઠાભાઇ મહેતા |
| ડૉ. જીવણજી જમશેદજી મોદી | સૌ. સુશીલા નરસિંહરાવ દીવેટીઆ |
| રા. જહાંગીર જ. વિમાદલાલ | બાઇ સકીનાબાઇ પટેલ |
| ડૉ. રૂસ્તમ એન. આર. રાણીના | ગં. સ્વ. તાપીબહેન મુનશી |
| રા. નગીનદાસ ત્રિ. માસ્તર | નીઝામુદીન કુરેશી |
| શેઠ ગુલાબચંદ દેવચંદ ઝવેરી | શેઠ માણેકલાલ પ્રેમચંદ રાયચંદ. |
| રા. પરશોત્તમ વિશ્રામ માવજી | |

પરિષદને અંગે સાહિત્ય અને કલાનું પ્રદર્શન ભરવાનો પણ નિશ્ચય છેવટનો થઇ ગયો છે તેનો લાભ પણ સર્વ સાહિત્યવિલાસી સજ્જનો લેશે એમ આશા રાખીએ છીએ.

પરિષદને જુદા જુદા વિભાગોમાં આ વરસે વહેંચવી નહીં એમ નિર્ણય થઇ ગયો છે; છતાંએ સાહિત્ય, વિજ્ઞાન, ઇતિહાસ આદિ સર્વ વિષયોને તથા તે તે વિષયો સંબંધી આવેલા નિબંધોને પૂર્ણ ન્યાય મળે તેવી વ્યવસ્થા કરવામાં આવશે.

પરિષદના પ્રમુખશ્રીની ચુંટણીને માટે તા. ૨૩–૧–૧૯૨૬ ને વાર શનિ ઠરાવવામાં આવ્યો છે. સત્કાર મંડળના સર્વ સભાસદોને આ ચુંટણીમાં ભાગ લેવાની અમે વીનંતી કરીએ છીએ. અને આ ચુંટણીમાં ભાગ લેવા માટે મોટી સંખ્યામાં સાહિત્યવિલાસી સજ્જનો સત્કાર મંડળમાં જોડાશે એમ આશા રાખીએ છીએ.

પ્રમુખશ્રીની ચુંટણી માટે સત્કાર મંડળે નીચે મુજબ ઠરાવ કર્યો છેઃ-

"પરિષદના પ્રમુખની ચુંટણી કરવા સત્કાર મંડળની સભા તા. ૨૩–૧–૨૬ એ મળશે. પ્રમુખપદ માટે જે જે વિદ્વાનોનાં નામ સભા આગળ રજુ કરવાનાં હોય તે નામો તા. ૧૮–૧–૨૬ સુધીમાં લેખીત મોકલી આપવાં."

સભામાં નવાં નામો રજુ કરવા દેવામાં આવશે નહીં.

અમે આશા રાખીએ છીએ કે સત્કાર મંડળના જે સભાસદોને પ્રમુખપદ માટે જે નામ સુચવવાનાં હોય તેમણે તે નામો તા. ૧૮–૧–૨૬ સુધીમાં, મંત્રીઓને મળે, તે પ્રમાણે મોકલી આપવાં.

## પત્રિકા નં. ૬

૧ સાહિત્ય પરિષદ સાથે સાહિત્ય પ્રદર્શન ભરવાનું નક્કી થયું છે.

૨ આ પ્રદર્શનમાં મુકવાના નમુનાઓને ગુજરાત અથવા તો ગુજરાતીઓ સાથે સીધો સંબંધ હોવો જોઇએ.

૩ આ પ્રદર્શનમાં શુદ્ધ સાહિત્ય સાથે સંબંધ ધરાવતી વસ્તુઓ ઉપરાંત સાહિત્યના આત્મારુપ કલાના નમુનાઓને પણ સ્થાન આપવામાં આવશે.

૪ કલાના નમુના ચિત્રકલા, ફોટોગ્રાફી, શિલ્પ તથા સ્થાપત્યની બહારના લેવામાં આવશે નહીં.

૫ આ નમુનાઓ મેળવવા માટે માર્ગદર્શક યાદી નીચે મુજબ છેઃ—

**સાહિત્ય વિભાગ**

(૧) પ્રાચીન તથા અર્વાચીન સાહિત્યકારોની હસ્તલિખિત કૃતિઓ.
(૨) પ્રાચીન હસ્તલિખિત પ્રતો–ભિન્ન ભિન્ન ભંડારોમાં હોય તેની યાદીઓ.
(૩) સદ્ગત સાહિત્યકારોની છબીઓ તથા તેમનાં નિકટનાં કુટુંબીઓની છબીઓ.
(૪) સદ્ગત સાહિત્યકારોનાં સ્મરણ ચિન્હો તેમજ તેમનાં મકાન વગેરેની છબીઓ.
(૫) સદ્ગત સાહિત્યકારોની કૃતિઓની પ્રથમ પ્રત (છાપેલી.)
(૬) સદ્ગત સાહિત્યકારોએ લખેલા પત્રો.
(૭) તામ્રલેખ, શીલાલેખ, જુના સીક્કાઓ વગેરે.
(૮) તામ્રલેખ, શીલાલેખ, જુના સીક્કાઓ સંગ્રહિત હોય તેની યાદીઓ.
(૯) સામયિક પત્રોની પ્રથમ પ્રત તેમજ જે બંધ પડી ગયાં હોય તેમની છેલ્લી પ્રતો.
(૧૦) વર્તમાન સમયનાં સર્વ સામયિક પત્રોની એક એક નકલ.
(૧૧) સર્વ હસ્તલિખિત પત્રોની એક એક નકલ.
(૧૨) ગુજરાતમાં લખાયેલાં અથવા મળી આવેલાં અન્ય ભાષાઓનાં હસ્તલિખિત પુસ્તકો.

**કલા વિભાગ**

(૧) પ્રાચીન કલાની ગુજરાતી ચિત્રકલાના નમુના.
(૨) અર્વાચીન ચિત્રકલાના નમુના.
(૩) સામયિક પત્રો માટેનાં ચિત્રો.
(૪) પુસ્તકો અને ચોપાનીઆં માટેનાં પૂંઠા ઉપરના કલાત્મક શણગાર.
(૫) પુસ્તકો અને ચોપાનીઆં શોભીતાં બનાવે એવી ડીઝાઇનો.
(૬) ચોપડીઓ બાંધવાની કલાના નમુના
(૭) ઇલ્યુમીનેટેડ મેન્યુસ્ક્રીપ્ટ. (દીપ્તિમય અલંકૃત હસ્તલિખિત ગ્રંથો.)
(૮) કલાત્મક ફોટોગ્રાફી તથા ફીલ્મના નમુનાઓ.
(૯) શિલ્પકલાના નમુના પ્રાચીન તથા અર્વાચીન.
(૧૦) સ્થાપત્યના નમુનાઓ તથા ઉત્તમ સ્થાપત્યનાં ચિત્રો.

૬ ગુજરાતના સાહિત્ય અને કલાવિલાસી સજ્જનો તથા પ્રાચીન વસ્તુઓના સંગ્રહ કરનારાઓને પોતાની પાસેના નમુનાઓ પ્રદર્શનમાં મોકલવા વીનંતી છે.




સામુદ્રિક દીપ લેખકઃ રાજારામ શાસ્ત્રી, પ્રકાશકઃ રાયચંદ્ર પરશરામ ઋષિ મૂલ્યઃ રુ. ૧–૪–૦.

અમી ઝરણાં: લેખકઃ રા. શયદા પ્રકાશકઃ "બેધડી મોજ" ઑફીસ, પાયધુની, મુંબાઇ નં. ૩. મૂલ્ય રુ. ૧–૮–૦

રસ–ધારા: લેખકઃ રા. શાંતિલાલ વિ. ઓઝા, સયાજી હાઇસ્કુલ, વડોદરા.

શિવ પુજા: લેખકઃ રા. નરસિંહગિરિ મ. મહેતા, કંતારેશ્વર, કતારગામ. મૂલ્ય રુ. ૦–૬–૦

હીંદના કરનું આધુનિક અર્થશાસ્ત્રઃ લેખકઃ રા. મનમોહન પુરુષોત્તમ ગાંધી, સાહિત્ય સભા, વડોદરા.

રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસનું જીવન ચરિત્ર. સંપાદકઃ રા. સાકળચંદ જેઠાલાલ શાહ.

હીંદના તત્વજ્ઞાનનો ઇતિહાસ ભા. ૨. લેખકઃ રા. નર્મદાશંકર દેવશંકર મહેતા. પ્રકાશકઃ ગુ. વ. સોસાયટી.

કાવ્ય સુધાકર લેખકઃ શ્રીમદ અજીત સાગર સૂરિ.

શ્રી સુર સુંદરી ચરિત્રઃ લેખકઃ શ્રીમદ અજીત સાગર સૂરિ.

સ્વર્ગનો પ્રકાશ લેખકઃ સ્વ. અમૃતલાલ પઢીઆર.

ગીતાંજલિ (હીંદી) ભાષાંતર કર્તા રા. ગીરધર શર્માજી નવરત્ન.

પદ્યરત્ન પ્રભા (હીંદી) ભાષાંતર કર્તા મે. લેખકઃ રા. ગીરધર શર્માજી નવરત્ન.

ઇમર્સનના નિબંધો અનુવાદકઃ શાંતિશંકર ભાનુશંકર ભાવનગર.

રહસ્યગુંજન લેખકઃ રા. મોહનલાલ વિ. ગાંધી.

ગીત રત્નાકરઃ લેખકઃ શ્રીમદ અજીત સાગર સૂરિ.

જીવનચર્યા લેખકઃ રા. માવજી દામજી શાહ.

નવરાત્રિના ગરબા: સંગ્રાહકને પ્રકાશકઃ રા. નરોત્તમ હરખચંદ દામણી–વેણીશંકર વહાલજી પઢીઆર ચોરવાડ મૂલ્ય ૦–૫–૦.

નાગરોનું વિશિષ્ટત્વ અને શ્રેષ્ઠત્વ લેખકઃ રા. અંબાલાલ બુલાખીરામ જાનીનું ભાષણ.

વેસ્મા યુવક મંડળ અને સાર્વજનિક લાયબ્રેરીનો ૧૯૧૬–૧૭ થી ૨૨–૨૩ સુધીનો વૃત્તાંત.

શ્રી ભારત સરસ્વતી મંદિર કરાંચીનો ૧૯૨૩–૨૪ થી ૧૯૨૪ થી ૨૫ નો અહેવાલ.

શ્રી રાવળ સાર્વજનિક પુસ્તકાલયનો ૧૯૮૦–૮૧ નો અહેવાલ.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૬૮]

## કેટલુંક પરચુરણ

[અનુસંધાન પૃષ્ઠ ૫૨૮ થી]

"એ વીશે તેં સહેજ વિચાર સરખો પણ નહીં કર્યો?" મેં પુછ્યું.

"ના જી."

જેમણે વીકુને જોયોજ નથી તે આ વાત માનવાની ના પાડે છે. મનુષ્ય સ્વભાવશાસ્ત્રથી એ ઉલટું છે, શકયતાની મર્યાદાનું પણ ઉલ્લંઘન કરી જાય છે. છાશમાં પાણી આ બાબતમાં વધુ પડતું ઉમેરાયું છે એમ વિવિધ પ્રકારે એ લોકો આ વાત તોડી પાડવાને કહે છે. જે લોકોએ વીકુને જોયો છે તે લોકો આ વાત તરતજ માની લે છે.

સ્નેહવદનના આવવાથી—વાંચનાર સ્નેહવદનના આગમનની વાત ભુલી નહીં ગયા હોય એમ હું માનું છુ—અમે બધા આનંદમાં આવી ગયા. સ્નેહવદનમાં આજ એક મોટી ખુબી છે. જેમ જેમ સંજોગો, આસપાસની વસ્તુસ્થિતિ વધુ પ્રતિકુળ તેમ તેમ સ્નેહવદન વધુ ને વધુ આનંદી થતા જાય. માત્ર આનંદી દેખાવાનો યત્ન સ્નેહવદન કરે છે એમ નથી, પણ નાનાં નાનાં દુઃખ, ક્ષુદ્ર અગવડો વગેરે માર્ગમાં આવવાથી સ્નેહવદનને ખરેખર આનંદ થાય છે અને ઉત્સાહ આવે છે. આવી જાતના બનાવો બની ગયા પછી કેટલેક કાળે આપણે એ યાદ કરીને હસી શકીએ છીએ. સ્નેહવદન જ્યારે એ બનાવ બનતા હોય ત્યારે હસે છે. પાણીથી તરબોળ થઇને પોતે આવ્યા તેથી પોતાનો ચીતાર જોઇને ખડખડાટ હસતા સ્નેહવદન દાખલ થયા, અને દાખલ થતાંજ ધાંટો પાડીને તેમણે કહ્યું: "સરલાબ્હેન! આ અમારો વેષ જોયો? કંઇ ગરમાગરમ મશાલાની ચહા બા-પાવો કે ટાંઢી નીકળી જાય."

એમના આવ્યા પછી થોડીવારમાં વરસાદ પણ ગયો એટલે અમે બધા બહારજ ખુરશી નાખીને બેઠા અને વાતવરણને અનુકુળ ગંભીર વિષયો ઉપરજ વાતે ચઢયા.

મેં એક વાત કહી. હું એક દિવસ સાંઝે ઘેર જતો હતો ત્યાં ટ્રેનમાં મને એક માણસ મળ્યો. આ માણસને હું ખાસ ઓળખતો નહતો પણ અમારે સાહેબજી સલામનો તો વ્યવહાર હતોજ. આખે રસ્તે અમે વાત કરી અને પછી છુટા પડયા. બીજે દિવસે અચાનક મને જણાયું કે જે માણસ સાથે મેં વાત કરી એમ હું ધારતો હતો તે માણસ તો છ મહીના થયાં મરણ પામ્યો હતો.

અલબત્ત, મેં કોઇ બીજા માણસને આ માણસ ધારીને વાત કરી હશે. એમ ખુલાસો આપી શકાય; પણ આશરે અરધા કલાકની વાતચીત ઉપરથી પણ મને કે સામા માણસને મારી ભુલ નહીં જણાઇ એ જરા અજબ થવા જેવું છે.

આ ઉપરથી સ્નેહવદને મને પુછયું: "તમે 'સ્પીરીચ્યુઆલીઝમ'માં માનો છો?"

"આ પ્રશ્ન જરા (તત્ત્વાદ) વિશાલ છે. તમે સ્પીરીચ્યુઆલીઝમ એટલે શું કહેવા માગો છો?" મેં પુછ્યું.

"વારુ, તમે માની શકો કે એક મૃત્યુ પામેલા મનુષ્યનો આત્મા પાછો આ જગતમાં આવી શકે છે અને આવીને કંઈ કાર્ય કરી શકે છે અથવા તો કંઈ કાર્ય કોઇ દ્વારા કરી શકાવે છે? દાખલા તરીકે; મારા એક મિત્ર હમેશાં ટેબલ ઉપર આંગળીઓ મુકીને પ્રેતાત્માને બોલાવતા હતા. એક વખત તે ટેબલે પોતાની મેળે ખંડના મધ્યભાગમાંથી ખસીને પેલા મિત્રને ભીંત સાથે દબાવી દીધો. તમારામાંથી કોઇ પણ આ વાત માની શકે છે?"

"હું માની શકું," ભાનુશંકર બોલ્યા. "પણ તે પહેલાં મારે તમારા મિત્રને આ વીશે પુછવુંજ જોઇએ. સ્વાભાવિક અને અસ્વાભાવિક વચ્ચેનો તફાવત આપણે ઘણીવાર એટલોજ ગણીએ છીએ કે જે વારંવાર બને તે સ્વાભાવિક: અને જે કોઇકજ વખત બને તે અસ્વાભાવિક જે બનાવ આપણે કોઇ પણ સાધારણ રીતે સાબીત નહીં કરી શકીએ એટલે તે બનાવ આપણે માનવોજ નહીં એવો કેટલાકનો મત છે; પણ હું આ મતને ટેકો આપી શકતો નથી."

"પ્રેતાત્મા અહીં આવી શકતા હશે અને કોઇક કાર્ય કરી શકતા હશે એમ તો હજી હું માનું છું પણ અહીં આવીને ટેબલ ઉપર ટકોરા મારવા જેવાં કાર્ય કરવાની ઇચ્છા ધરાવતા હશે એમ હું માની શકતો નથી" કનૈયાલાલ બોલ્યા.

"એ તો હું પણ માનતો નથી," સ્નેહવદને કહ્યું. "પણ મારું કહેવું જુદુંજ છે. ધારો કે એક માણસને પોતાની તીવ્રમાંતીવ્ર ઇચ્છા પુરી પાડયા વિના મૃત્યુ આવ્યું તો મૃત્યુ પછી તેનો આત્મા તે ઇચ્છા પુરી પાડવા પાછો અહીં આવી શકે એમ તમે માનો છો કે કેમ ?"

"જો આપણે એક વખત એમ માનીએ કે મૃત્યુ પછી પણ આત્માને આ સંસારની વાસના રહી જાય છે તો પછી આ વાત મનાય એવી છે ખરી. પણ આ કહેવામાં તમારી મતલબ શી છે ?" કનૈયાલાલે કહ્યું.

"હમણાંજ હું કહું છું," સ્નેહવદને કહ્યું; "મેં આ વાત આજેજ સવારે એક વૃદ્ધ ફ્રેંચ ડાકટર પાસેથી સાંભળી છે. હકીકત સાદી અને ટુંકીજ છે અને બાસઠ વર્ષ પહેલાંના ત્યાંની પોલીસના રીપોર્ટો વાંચવાથી જાણવામાં આવે તેવી છે.

"પણ આ વાતનો સૌથી અગત્યનો મુદ્દો કોઇ પણ ઠેકાણેથી જણાય તેમ નથી અને જણાશે પણ નહીં.

"વાતની શરુઆત એક પુરુષે બીજા પુરુષના જીવનમાં મોટો ઉલ્કાપાત કરીને તેના સર્વ સુખનો નાશ કર્યો ત્યાંથી થાય છે. ગુનોહ શો હતો તેની મને ખબર નથી પણ પેલા બીજા પુરુષની પહેલા પુરુષ પ્રત્યેની ધિક્કારની ઉગ્રતા અને ભીષણતા જોતાં બીજા પુરુષની સ્ત્રીને પહેલા પુરુષે કલંક લગાડયું હોય એમ સંભવે છે.

"તેમ છતાં આ માત્ર એક અટકળ છે અને વાતમાં એ બહુ મહત્વ ધરાવતી નથી એટલે હું એ પ્રશ્ન ત્યાંથીજ પડતો મુકું છું. ગુનોહ કરનાર પુરુષ નાઠો. બીજો પુરુષ તેની પુઠે પડયો. આ ભયંકર શરતમાં પહેલા પુરુષને માત્ર એક દિવસ જેટલો વખત નાસવાનો મળ્યો હતો. શરતનું ક્ષેત્ર આખી દુનીઆ હતું અને ઇનામમાં પહેલા પુરુષની જીંદગી હતી.

"તે વખતમાં મુસાફરી કરનાર થોડા હતા એટલે પુઠ પકડવી સહેલી હતી. પહેલા પુરુષને બીજો પુરુષ પોતાનાથી કેટલો દૂર છે એની ખબર નહીં હોવાથી અને પોતે આખરે તેના પંજામાંથી નાસી છુટયો છે એવી ભ્રાંતિ થવાથી કોઇક કોઇક વખત તે અમુક સ્થળે વિશ્રાંતિ લેવા થોભતો. બીજા પુરુષને પહેલો પુરુષ પોતાનાથી કેટલો દૂર છે તેની ચોકસ ખબર પડતી જતી હોવાથી તે બીલકુલ વિશ્રાંતિ લેતોજ નહીં. આથી દિનપ્રતિદિન ધિક્કારથી ઉત્તેજીત પુરુષ અને બીકથી નાસતા પુરુષ વચ્ચેનું અંતર ધીમેધીમે કમી થતું જતું હતું.

"એક ગામે બીજા પુરુષને ખબર પડતી કે પહેલો પુરુષ આગલી રાતે સાંજે સાત વાગે ત્યાંથી ગયો છે; એટલે બીજો પુરુષ મનમાં

બબડતોઃ 'હવે અઢાર કલાકનું છેટું રહ્યું છે. કે નહીં, મને જલદી ખાવાનું આપો અને મારી ગાડીના ઘોડા બદલાવી નાખો."

"બીજે ગામે અંતર સોળ કલાકનું રહેતું."

"વચમાં ગાડીમાંથી ડોકું કાઢીને બીજો પુરુષ વટેમાર્ગુઓને પુછતોઃ 'અહીંથી એક કદાવર અને ખુબસુરત પુરુષની ગાડી ગઇ છે? ગઇ છે તો કયારે ગઇ?"

જવાબ મળતોઃ "સાહેબ! આજે સવારેજ ગઇ." બીજો પુરુષ હાંકનારને કહેતોઃ "દોડાવ, જોરથી દોડાવ, જોરથી દોડાવશે તો જે માગશે તે આપીશ."

ઘોડાવાળો કહેતોઃ "પણ સાહેબ, ઘોડા મરી જાય તેનું શું?" તો જવાબ મળતો. "જીવતાની કીંમત હોય તેના કરતાં બમણા."

"એમ કરતાં કરતાં આખરે એક દિવસ બીકથી નાસતા પુરુષે રસ્તામાં એક દેવળ જોયું એટલે તે અંદર ગયો અને ગુંઠણીએ પડીને ત્યાં પ્રાર્થના કરવા લાગ્યો. ઘણીવાર સુધી તેણે પ્રાર્થના કરી કારણ કે કુબતો માણસ ધર્મના તૃણને પણ વળગે છે. તે પ્રાર્થના કરતો હતો એટલામાં પેલો બીજો પુરુષ ત્યાં આવી પહોંચ્યો અને તે પણ પહેલા પુરુષથી સહેજ છેટે ગુંઠણીએ પડયો; પણ તે તો પ્રભુનો ઉપકાર માનવાજ ગુંઠણીએ પડયો હતો એટલે તરત ઉઠીને ઉભો થયો. પહેલા પુરુષે પ્રાર્થના કરતાં આંખ ઉઘાડીને જોયું તો બીજા પુરુષને જોયો પણ તે બીજા પુરુષની આંખમાં પ્રકાશી રહેલાં વિજયના તેજને લઇને તે ઉઠી શકયો નહીં. બીજો પુરુષ એક પછી એક ખુરશી ખસેડતો પહેલા પુરુષ પાસે ધીમે પગલે આવતો ગયો. પહેલો પુરુષ ફાટેલી આંખે તે જોઇ રહ્યો.

"એમ કરતાં કરતાં જ્યારે બીજો પુરુષ પહેલા પુરુષની છેક સમીપ આવ્યો ત્યારે અચાનક દેવળમાં પ્રચંડ ઘંટાનો અવાજ થયો. આ અવાજથી બીજા પુરુષની છાતી બેસી ગઇ અને એક ક્ષણમાં નિઃશબ્દ તે મૃત્યુ પામીને ગબડી પડયો. તેના મુખ ઉપર તેમ છતાં પણ વિકટ હાસ્ય ફરકી રહ્યું હતું.

"પહેલો પુરુષ પ્રભુનો આભાર માની દેવળની બહાર ચાલ્યો ગયો.

"બીજા પુરુષના શબનું શું થયું તે બરાબર જણાયું નથી. તેના કોઇ મિત્રો ન હતા, તેને કોઇ ઓળખનાર પણ ન હતું. અજાણ્યા પુરુષનું દેવળમાં મૃત્યુ થયું છે એટલીજ વાત બહાર જણાઇ.

"અનેક વર્ષો વહી ગયાં. પહેલો પુરુષ નામાંકિત વિજ્ઞાનશાસ્ત્રી તેમજ રસાયનશાસ્ત્રી થઇ ગયો. તેની પ્રયોગશાળામાં તેના કાર્યમાં મદદરૂપ થઇ પડનાર અનેક પદાર્થો અને વસ્તુઓ હતાં જેમાં એક પુરુષનું હાડપિંજર ખાસ ધ્યાન ખેંચતું હતું. આ હાડપિંજર બહુ જુનું હતું અને તેમાં સમારકામ પણ ઘણું કરવામાં આવ્યું હતું. એક દિવસ હાડપિંજર પડી ગયું અને કોઇ પણ ઉપયોગમાં આવે તેવી સ્થિતિમાં રહ્યું નહીં. આથી આવું બીજું હાડપિંજર ખરીદવાની તે પહેલા પુરુષને જરૂર પડી. આવી વસ્તુઓ વેચનારને ત્યાં કહેવડાવ્યાથી દુકાનદારે એક પુરુષનું હાડપિંજર મોકલાવી આપ્યું. સાંજે પેલું હાડપિંજર જુના હાડપિંજરની જગ્યાએ ઉભું રહ્યું.

"પેલો નામાંકિત પુરુષ પ્રયોગશાળામાં પોતાની રોજની ખુરશી ઉપર બેઠો અને પોતાના નવા પ્રયોગમાં વિચાર પરોવવાનો યત્ન કરવા લાગ્યો. પણ કોણ જાણે શાથી વિચાર સ્થિર રહ્યા નહીં. તેના વિચાર એકજ દિશામાં જવા લાગ્યા.

"આવી મનની સ્થિતિ દૂર કરવા પેલા પુરુષે એક પુસ્તક ઉઘાડીને વાંચવા માંડ્યું. પુસ્તકનો વિષય નહીં વાંચી શકાયો. તેને બદલે એક પુરુષે બીજા પુરુષનું જીવન નષ્ટ કર્યું હતું તે ઉપરથી બીજા પુરુષે પહેલા પુરુષની પુઠ પકડી હતી તેજ કથા વંચાઇ. ગુસ્સે થઇને તે પ્રખ્યાત રસાયન શાસ્ત્રીએ પુસ્તક ફેંકી દીધું અને બારીમાંથી બહાર જોવાનો યત્ન કર્યો. બહાર એક જુનું, વિશાલ દેવળ જણાયું. દેવળના ઓટલા ઉપર એક પુરુષનું શબ પડ્યું હતું. શબના મુખ ઉપર વિકટ હાસ્ય ફરકી રહ્યું હતું.

"પોતાની જાતની મુર્ખાઇ ઉપર ચીઢવાઇને તેણે અટ્ટહાસ્ય કર્યું. પણ અટ્ટહાસ્ય તરતજ અટકી ગયું કારણકે એ પ્રયોગશાળામાં પોતાના અટ્ટહાસ્યના પ્રત્યુત્તરમાં એક બીજું અટ્ટહાસ્ય સંભળાયું. સહસા ભયથી તેના પગ જમીન સાથે ચોંટી ગયા. તેણે ફરીથી અટ્ટહાસ્ય સાંભળવાનો યત્ન કર્યો પણ સંભળાયું નહીં. જે દિશામાંથી અવાજ આવ્યો હતો તે દિશામાં તેણે જોયું. ત્યાં માત્ર પેલું નવું હાડપિંજર વિકટ હાસ્ય કરતું દેખાયું. નામાંકિત રસાયનશાસ્ત્રી મુખ ઉપરનો પરસ્વેદ લુછ્યો તે પ્રયોગશાળામાંથી બહાર નીકળી ગયો.

"બે દિવસ સુધી પેલો પુરુષ એ ઓરડામાં જઇ શક્યોજ નહીં—ગયોજ નહીં. ત્રીજે દિવસે એને એમ લાગ્યું કે આ પ્રમાણે બીહીને ફર્યા કરવું એ તો માત્ર બાયલાપણુંજ કહેવાય એટલે હીંમતથી દીવો લઇને તે અંદર ગયો. અંદર જઇને પેલાં હાડપિંજરને તેણે બારીકાઇથી તપાસ્યું. 'ત્રણસો ફ્રાંકમાં લીધેલાં હાડકાં છે. એનાથી મારે ગભરાવું!' આટલું બોલીને તેણે વિકટ હાસ્ય કરતા તે હાડપિંજરના મુખ આગળ દીવો ધર્યો. જાણે શ્વાસોચ્છ્વાસથી પવન નાંખ્યો હોય તેમ દીવો છુઝ્યો.

"આથી પ્રથમ તેનું હૈયું કંપ્યું પણ તરત તે પાછો હીંમતવાન થઇ ગયો. ઘર જુનું હતું અને ભીંતિમાં ફાટ ઘણી હતી કોઇક ફાટમાંથી પવન આવ્યો હશે એટલે દીવો છુઝ્યો હશે એમ તેણે મનને મનાવ્યું. હાડપિંજરના મુખ સામે ટગર ટગર જોતો તે દીવો લઇને પાછો હઠ્યો અને પાછું મનમાં તેણે ઉપલું કારણજ છે એમ ઠસાવ્યું. પાછા હઠતાં તે પોતાના ટેબલ આગળ ગયો અને ત્યાં દીવો મુકીને પોતે ખુરસી ઉપર બેઠો. ખુરસીના હાથા તેણે જોરથી પકડી રાખ્યા. તેની આંગળીઓ આ જોરથી ફીક્કી પડી ગઇ.

"તેણે કામ કરવાનો યત્ન કર્યો પણ હાડપિંજરના આંખના ખાડા તેને પોતાની તરફ ખેંચતા હોય એમ તેને લાગ્યું. તે ઉઠ્યો અને ઓરડામાંથી ચીસ પાડતા નાસી જવાની તેની ઊર્મિને દબાવી દેવાના યત્ન કરવા લાગ્યો. બીકથી ધ્રુજતાં, તેની દૃષ્ટિએ એક પડદો પડ્યો. તેણે ખસેડીને પોતાની અને હાડપિંજરની વચ્ચે મુક્યો. પછી પાછો પોતાનું કામ કરવાનો યત્ન કરવા લાગ્યો. બેચાર મીનીટ એ પ્રમાણે એણે કર્યું પણ પછી એનાથી રહેવાયું નહીં. પોતાની આંખ જે જોવા માગતી હતી તે જોવાને તેણે માથું ઉંચક્યું.

"કદાચ તેની આંખે તેને દગો દીધો હશે. કદાચ પડદાની અમુક સ્થિતએ પ્રમાણે બનવા પામ્યું હશે. ગમે તેમ હોય પણ એણે—એની આંખે હાડપિંજરનો એક હાથ પડદાની આ બાજુ ધીમે ધીમે આવતો જોયો. એક ભયાનક ચીસ પાડીને તે જંમીન ઉપર ગબડી પડ્યો અને બેભાન થઇ ગયો.

"ઘેરમાંથી બધાં માણસો આ ચીસ સાંભળીને દોડી આવ્યાં અને તેને ઉચકીને તેના બીછાના ઉપર લઇ ગયાં. ભાનમાં આવતાં તેણે પહેલો પ્રશ્નજ એ પુછ્યો કે તેમણે એ હાડપિંજર

ક્યાં જોયું. ? જ્યાં ગોઠવેલું હતું ત્યાંજ એમણે જોયું હતું એવો જવાબ સાંભળ્યો છતાં સંતોષ નહીં પામવાથી તેણે બધાંને પાછાં જોવા મોકલ્યાં. જોઇ આવીને બધાંએ છુપી રીતે હસતાં પાછું એનું એજ કહ્યું અને ઘણું કામ કરવાથી તેની તબીયત બગડી આવી છે અને વિશ્રાંતિ અને હવાફેરની જરૂર છે એમ પણ કહ્યું. આ તેણે કબુલ કર્યું.

"આ પ્રમાણે ઘણા મહીના સુધી તે ઓરડાનું બારણું બંધ રહ્યું. પછી એક શીઆળાની ઠંડી રાતે પેલા રસાયનશાસ્ત્રીએ એ ઓરડાનાં બારણાં ઉઘાડીને અંદર જઇને બારણાં દઇ દીધાં.

"તેણે દીવો સળગાવ્યો, ચોપડી ઉઘાડી અને ટેબલ ઉપર જોઇતી વસ્તુઓ ગોઠવવા માંડી. ભુતકાળની બીક પાછી તેના હૃદયમાં પેઠી.

"પણ આ વખતે તે બીકને–તે ગેરવ્યાજબી બીકને તેણે જીતવાનો નિશ્ચય કર્યો હતો. હવાફેરથી તે તંદુરસ્ત બન્યો હતો અને મગજ પણ સ્થિર અને ચોખ્ખું હતું. તેણે જઇને બારણાં બરાબર વાસ્યાં અને કુંચી લઇને કલમદાનમાંથી બહાર બીજા ઓરડામાં ફેંકી દીધી.

"પાછળથી તેની વૃદ્ધ ચાકરડીએ સુવા જતી વખતે તેનાં બારણાં ઠોકયાં હતાં અને તેને 'ગુડ નાઇટ' પોતાના રીવાજ પ્રમાણે કહી હતી. જવાબ નહીં મળવાથી તેણે શકથી ફરીથી બારણાં ઠોકયાં એટલે અંદરથી 'ગુડ નાઇટ'ના શબ્દોનો અવાજ આવ્યો એટલે સંતોષ પામીને તે ચાલી ગઇ.

"તે વખતે તેને એ વીશે ઝાઝા વિચાર આવ્યાજ નહતા પણ પાછળથી વિચાર કરતાં તેણે જણાવ્યું હતું કે એ અવાજ બહુ કર્કશ અને યાંત્રિક લાગ્યો હતો. એ અવાજ કોના જેવો હતો તે સરખાવવાનું એને કહ્યું ત્યારે એણે કહ્યું હતું કે કોઇ યંત્રનું પુતળું બોલે તો એવુંજ બોલે.

"બીજે દિવસે સવારે પણ એનું બારણું બંધજ રહ્યું. પણ આ પ્રમાણે આખી રાત અને બીજે દિવસ પણ તેઘણીવાર બારણાં બંધ કરીને કામ કરતો એટલે કોઇને આશ્ચર્ય ઉત્પન્ન થયું નહીં. પણ જ્યારે તે દિવસે સાંઝે પણ બારણાં ઉઘડ્યાં નહીં ત્યારે ચાકરો અને બીજાં બધાં માણસો તેના બારણા આગળ ભેગાં થયાં અને આગળ જે બનાવ બની ગયો હતો તે યાદ કરીને ગભરામણમાં પડ્યાં.

"તેમણે બારણા આગળ કાન ધર્યા પણ અવાજ સંભળાયો નહીં. તેમણે બુમો પાડી પણ જવાબ મળ્યો નહીં, તેમણે બારણાં જોરથી અફાળ્યાં પણ સામેથી અવાજ સંભળાયો નહીં.

"આથી ગભરાટ અને ધાસ્તીથી તેમણે બારણાં તોડવાનો યત્ન કર્યો અને મહા મહેનતે આખરે તોડ્યાં પણ ખરાં. બધાં માણસો ટોળું થઇને અંદર દાખલ થઇ ગયાં.

"પેલો નામાંકિત રસાયનશાસ્ત્રી પોતાની ખુરશી ઉપર ટટાર બેઠો હતો. બધાં માણસોને પ્રથમ એમ જણાયું કે તે ઉંઘમાંજ મૃત્યુ પામ્યો હશે. પણ જ્યારે તેઓ પાસે ગયાં અને દીવાનો પ્રકાશ તેના મુખ ઉપર તેમણે નાખ્યો ત્યારે તેના ગળાં ઉપર માણસની આંગળીના હાડકાંના ડાઘ હતા અને કોઇ પણ મનુષ્યની આંખમાં સાધારણ રીતે નહીં જણાતાં હોય તેવાં ભયંકર બીક અને ભયાનક ભયનાં ચિહ્ન તેની આંખમાં સ્પષ્ટ જણાતાં હતાં."

સ્નેહવદન વાત કહી રહ્યા. કેટલીક વારે ભાનુશંકરે પ્રસરેલી શાંતિમાં વિઘ્ન નાખ્યું. "આજે રાતે મારે તો અહીંજ સુઇ રહેવું છે." સ્નેહવદનની વાતોમાં મુળ આજ ખાસ ખુબી છે. તેમની વાતો સાંભળ્યા પછી એકદમ કોઇથી ઘરની બહાર એકલા નીકળાતું નથી.

## આપણા કેટલાક મહાજનો



[ અનુસંધાન પૃષ્ઠ ૫૨૦ થી ]

ચિરંજીવ સ્થાન મળશે એમ લાગે છે. એ તો કહેવત છે કે ગરીબનું નસીબ ગરીબ હોય તેમ આપણું ગુજરાત ગરીબડું રહી ગયું; નહીં તો વળી જ્યાં ગાંધીજી જેવા વિશ્વવિખ્યાત મહાજન વસતા હોય ને જગવિખ્યાત થવા જોઇએ તેવા કવિ હોય ત્યાં આજે એક નહીં પણ અનેક શાંતિનિકેતનો સ્થપાયાં હોત; ગુજરાતના તીરથે તીરથે વિશ્વભારતિના મઠો પ્રગટયા હોત; અહીંથી સંસ્કૃતિની મહા સરિતાઓ વહેતી હોત; અહીંથી જીવનની રસધારાઓ ઉડતી હોત અને આપણા ગુજરાતને વિશ્વ આજે વંદતું હોતઃ પણ ગાંધીજી આવી રાજકીય પ્રવૃત્તિમાં પડ્યા ને કવિએ અસહકારનો ભેખ લીધો ને ટીકાવૃત્તિ આદરી એટલે........એટલે આજે બીચારું ગુજરાત નમતું ચાલે છે.

બાકી બે મહાજનો રહ્યા—મુનશી અને આણંદશંકર. ગાંધીજી અને નાનાલાલથી કંઇક અંશે નિરાશ થએલું ગુજરાત આજે આ બે જણ તરફ જોઇ રહ્યું છે. એ નજરમાં નિરાશા છે; કંઇક અવિશ્વાસ છે; થોડોક સંકોચ છે; અણગમો છે; દ્વેષવૃત્તિનો ધિક્કાર છે અને હોંશ અને ઉલટ પણ છે. ઇતિહાસનો ઈરસ્નો તો લખે ત્યારે પણ આજનું આશાવાદી ગુજરાત આમને લીધે કંઇ કંઇ સ્વપ્નાંઓ પણ મનમાં લખી રહ્યું છે.

મુનશીની આકાંક્ષાઓ ઉચ્ચ છે. કૈલાસ જેવી દુર્ધર્ષ અને કાલાગ્નિ સમી દુઃસહ જેવી કંઇક. એમનાં સ્વપ્નાંઓ પાંખાળાં છે. એમની પ્રવૃત્તિમાં વેગ, ઉત્સાહ અને શ્રદ્ધા છેઃ ઉલ્લાસ—એ મુનશીનો મુદ્રામંત્ર લાગે છે. આવા કાર્યધુરંધરો બહુધા હોય છે તેમ મુનશી જરા વધારે પડતા આશાવાદી છે. આજના જીવનમાં ને સાહિત્યમાં બધે એમને ઉલ્લાસજ જણાય છે. આ વાત સહેલથી ગળે ઉતરે એવી નથી. આજના સાહિત્યમાં ને જીવનમાં વેગ છે, ગતિ છે પણ ઉલ્લાસ હજી નથી. આવશે એમ ઇચ્છીએ એ જુદી વાત છે. પતરાંનો ખાલી ડબો ખખડે તેવો આજના જીવનનો અવાજ છે. ઉંચા ટેકરા પરથી શિવાલયનો ઘંટારવ સંધ્યાકાળે ચોગમ પ્રસરતો નીચે ઉતરે એવો પ્રતિભાવાળો, રમ્ય કે આનંદકારી અવાજ આજના જીવનનો નથી લાગતો. બીજી બાજુથી સ્મશાનનાં ભૂત ને મુડદાંની નિર્જીવતા ઓછાં થતાં જાય છે એ પણ જુએ તેને દેખાય એમ છે. પ્રજા આળસ મરડી ઉભી થતી જણાય છે, કયાંક ઉત્સાહ નજરે પડે છે. કયાંક દેશ અને વ્યક્તિની સ્વતંત્રતા માટે પ્રાણપુરા પ્રયત્નોની વાતો તો થવા માંડી છે. લોકો રસિક થયા છે અને અસ્મિતાના અગ્નિની સ્થાપના થઇ છે. એ ઉત્સાહ છે કે ખાલી ધમપછાડ? એ સ્વતંત્રતા છે કે સ્વચ્છંદતા? એ રસિકતા છે કે વિલાસવેડા? એ અસ્મિતાની વેદીમાંથી અહંકારનો દાવાનલ તો ફાટી નહીં ઉઠે? એવા પ્રશ્નો વ્યાજબી રીતે પુછાય છે; અને કોઇક કોઇક તેને ઉત્તર આપે છે કે આજનો માનવી આવતી કાલના જોષ જોવા બેસે તો આજનું કામ રહી જશે—શું થશે કે શું થવા બેઠું છે તે કોઇ કહી શકે એમ લાગતું નથી. એટલું છે, ગુજરાતના હિતચિંતકો હિતની ચિંતા કર્યા કરવાને બદલે કંઇ કાર્ય કરવા મંડી પડે તો વધારે સારું; પણ એ બધી કોને પડી છે?

મુનશીના કાર્યમાં મને પુરેપુરી શ્રદ્ધા નથી; એનું કારણ એ છે કે અત્યારે એ કાર્ય મને અસ્પષ્ટ લાગે છે અને સમજાતું નથી. મુનશીના કેટલાક સિદ્ધાંતો મને માન્ય નથી કારણ કે તે હું માન્ય રાખું તો હું રખડી મરું; મુનશીની પ્રવૃત્તિઓમાં હું જોડાયો નથી કારણ એની ઝડપથી હું

ગભરાઇ જાઉં છું; મુનશી કોઇના મિત્ર નથી એમ સાંભળ્યું છે એટલે મારા મિત્ર છે એમ કહેવાની હીંમત ચાલતી નથી; મુનશી તરફ મને ઈર્ષા નથી કારણ મારે બીજાં પેઠે પાટણ કે લાટનું રાજ્ય લેવું નથી. ગાંધીજી તરફ મને થોડો ઘણો પણ પૂજ્યભાવ છે; નાનાલાલ માટે કૈંક આકર્ષણ છે; આણંદશંકરભાઇ માટે મન કચવાય છે પણ માન છે; અને મુનશીને કેટલાક પેઠે પ્રજાના કૃષ્ણ જેવા એક કે અદ્વિતીય હું માનતો નથી; છતાં હું એટલું જોઉં છું કે બધા પરવારી ચુકયા છે ત્યારે મુનશી કૈંક કરવાની ઉમેદ રાખે છે; એ કોરે મુકવા જેવી વાત નથી. એમનામાં જોહુકમી છે: એમની સંસ્કૃતિની ઢબછબ કૈંક ઢીલી છે: એમને લોક બહેલાવવાની ટેવ પડી ગઇ છે: એવું એવું ઘણું કહી શકાય એમ છે છતાં ચંદ્રશંકર કહેતા હતા તે ખરું લાગે છે કે જો કોઇ કૈં કરે તો આજે મુનશી કરે એમ છે. શું કરશે તે તો હું સમજી શકયો નથી.

જેમને મુનશીના કાર્યક્રમ સામે સાચો ખોટો વિરોધ છે તે લોક પ્રી. આણંદશંકર તરફ યાચક દૃષ્ટિથી જુએ છે. આણંદશંકરભાઇમાં સામર્થ્ય છે. કાલની ગતિને તો કોઇ અટકાવી શકયું નથી પણ પ્રજાના પ્રારબ્ધના પુરમાં પોતાના લાલ પીળા રંગ પુરી શકે એટલી ૭ત એમનામાં છે. પણ મુનશી શું કરશે ને કયાં લઇ જશે એવી શંકા રાખનારને આણંદશંકરભાઇ કયાંય પણ લઇ જશે કે નહીં એ વીશે શંકા થાય તો ખોટું નહીં. જીવનનો મધ્યાહ્ન ઉતર્યા પછી કૈંક કરી શકવું એ અશકય નહીં પણ કઠણ છે. તેમાં વળી આણંદશંકરભાઇ રહ્યા તત્વજ્ઞાની. ગુજરાતના પ્રારબ્ધ ઉપરનું પાંદડું એ ઉંચુ કરે ને મહીંથી ગુજરાતની યશસ્વી ભાગ્યરેખાઓ ઝળહળી ઉઠે એ તો બીજાં સ્વપ્નાંઓ જેવું એક સ્વપ્નું લાગે છે: પણ સારુ, માણસ ઘરડું થાય છે: આંધળી આશા સદા જુવાન છે એટલું આશ્વાસન છે.

× × ×

માણસ પોતેજ ઇતિહાસ ઘડતો હોય છતાં તેની તેને જાણ નથી હોતી. ગાંધીજી, નાનાલાલ, મુનશી અને આણંદશંકર–આ ચાર જણ જો ધારે તો ગુજરાતની સોનાની મુરત કરી દે. પણ કદાચ એમને પણ જાણ નહીં હોય કે ગુજરાતનું સુકાન આજે એમના હાથમાં છે. કેટલીક અજ્ઞાન સ્ત્રીઓ કાચના મુલે હીરાઓ વેચી દે છે ત્યારે એમની આપણે દયા ખાઇએ છીએ પણ આવા સુકાનીઓ પ્રજાના જહાજને લઇ જવા માંડે છે ત્યારે કોઇ વાર ક્રોધ અને ગુંગળામણ થાય છે. પછી હીંદુઓને સહજ એવા નસીબમાં શ્રદ્ધા રાખી મન વાળી લઇએ એ જુદી વાત છે.

આજના ગુજરાતનું નસીબ ગમે તેમ, ગમે તેના હાથે રચાતું હોય કોઇવાર ભવિષ્યકાળને નોતરી એમાં દૃષ્ટિ માંડીએ છીએ ત્યારે ગુજરાતનો સૂર્ય મહોજ્જ્વલ પ્રકાશતો લાગે છે. ગુજરાતની સંસ્કૃતિનો વિજયધ્વજ દશેદિશામાં ફરકતો નજરે પડે છે. ગુજરાતની જયઘોષણાનો ભેરી નાદ સર્વત્ર સંભળાય છે ને ગુજરાતનાં નરનારીઓનાં પ્રફુલ્લ જીવનની સુવાસ બધે પ્રસરી રહે છે. ત્યારે આજના મહાજનો તે વખતના લોક આગળ નાનાં નાનાં દેખાય છે. પછી આંખ ખુલી જાય છે ત્યારે આજના ગુજરાતના નસીબને દોરતા, માત્ર આ ચાર મહાજનો નજરે પડે છે.

સંપૂર્ણ.

———

## નવું સાહિત્ય

[ અનુસંધાન પૃષ્ઠ પર૩ થી ]

રહેનારી અંગ્રેજ પ્રજાની દોષપાત્ર રાજ્યપદ્ધતિ સામે સકાંભર ઝુઝી કેવી રીતે સ્વતંત્ર માપ્ત કરી શક્યો એ ઇતિહાસ દોઢ સદીના પર ચક્ર તળે ચંપાઈ રહેલા હીંદને જેવો તેવો બોધ આપે એમ નથી. હીંદી પ્રજાના ઉન્નતિ માર્ગમાં આ ઇતિહાસની જવલંત જ્યોતિઓ તેની જુદી જુદી ભાષાઓમાં જેટલી વિશેષ ઉતરી જાય તેટલી જરૂરની હતી. રા મંગળદાસ પકવાસાએ આ જ્યોતિઓને ગુજરાતીમાં સરસ અને સચોટ રીતે ઉતારી આપણા રાષ્ટ્રીય સાહિત્યમાં એક ઉમદા વધારો કર્યો.

ઉપોદ્‌ઘાતમાં રા કનૈયાલાલ મુનશી આ કરુણ ઇતિહાસને ઉદ્દેશી કહે છે:

અનેક સદીઓ થયાં આયર્લાંડ બ્રીટીશ સામ્રાજ્યનું અભાગી અંગ હતુ ઇગ્લાંડના લાભ માટે એની મહત્વાકાંક્ષા. એનુ સુખ ને એનું સ્વાતંત્ર્ય કચડી નાંખવામાં અંગ્રેજી રાજપુરુષો પોતાની કાર્યદક્ષતાની સાર્થકતા સમજતા, એને દેશ ખાતર તનતોડ પ્રયાસો કરવામા, સતત લઢત કરવામાં, અને પ્રાણ અર્પવામાં ઉત્સાહી આયરીશો જીવનનું સાર્થક્ય સમજતા. ઘણા લાંબા કાલ સુધી એ દેશના ઇતિહાસને પાને પાને અંગ્રેજી જુલમ ને આયરીશ નીરાધારી, અંગ્રેજી ક્રૂરતા ને આયરીશ દેશભકિત અવ્યવસ્થિત પણ આત્માવિહોણી અંગ્રેજી દમનનીતિ અને ભાવનાશીલ અને નીડર આયરીશ મક્કમપણું લખાયા છે. અને આ ઇતિહાસનો અંગ્રેજી અને આયરીશ મુત્સદ્દીપણાને શોભાવે એવો છે.

રા. મંગળદાસનો આ દેશભકિતભર પ્રશંસનીય પ્રયાસ આ સ્વતંત્રતાના વિગ્રહના છેલ્લા શાસ્ત્ર 'સીનફીન'નાં યાને અમારું તે અમારા માટે એ સિધ્ધાંતનાં—રેખાદર્શન કરાવવાનો છે. એ રેખાદર્શન એમણે ઉચિત રીતે કરાવ્યું છે.

એમની ગદ્યશૈલીમાં સરલતા છે, સચોટતા છે, પ્રભાવ છે વાચકને એ રસપૂર્વક ખેંચી રહે છે. એકજ અવતરણથી એ સ્પષ્ટ થશે.

જે સખ્તાઈથી ઈંગ્લાંડે આયર્લાંડમાં ઈસ્ટરના બળવાને માટે કામ લીધું અને 'સીનફીન'ના સરદારોને પકડીને કેદ કર્યા અથવા ફાંસી દીધા તેથી તેથી 'સીનફીન'વાળા થોડોક વખત તો ડઘાઇજ ગયા. સર્વત્ર થોડોક વખત શાંતિ પથરાઈ. ઇંગ્લાંડના લોકો સમજ્યા કે આપણી દમનનીતિ ફતેહમંદ થઈ છે. આપણે ઠીક ઘડો બેસાડયો છે. હવે કૈં નહીં તો થોડેક વખત તો આયર્લાંડ દબાએલું રહેશે.

આ ગદ્યસરિતાનાં જળ સડસડ આનંદી બાળકો જેવાં દોડે જાય છે. આપણા રાજપ્રકરણી સાહિત્યની ગદ્યશૈલીનો એક અસરકારક પ્રકાશ રા. પકવાસાએ સબળ રીતે સાધ્યો છે. એ પ્રકારને નાહક પાંડિત્યનો પટપટારો રૂચતો નથી. અનુચિત આડંબરપણાનો એમાં મિથ્યાભાર નથી. મિથ્યા આવેશોથી રોગગ્રસ્ત થઈ એ નિર્બલ થઇ જતી નથી. આવી રસભર શૈલીમાં દેશભક્ત આયરીશોના સ્વાતંત્ર્ય ઇતિહાસને ગુજરાતની સેવામાં રજુ કરવા માટે લેખકને ધન્યવાદ ઘટે છે એમની આ કૃતિનો લાભ ગુજરાતી આલમ પુરતો લે અને એમની પાસે આવા અન્ય રાષ્ટ્રોના ઇતિહાસો આલેખાવે.

---

## સ્વીકાર

[ અનુસંધાન પૃષ્ઠ ૫૩૦ થી ]

ખડાયતા જ્ઞાતિ પુસ્તકોની સમાલોચના લેખકઃ રા. બાલુભાઇ ત્રિભુવનદાસ દેશાઇ મુંબાઇ, વિના મૂલ્યે.

Baby week in Baroda 1925. publiihed by Dr. D B. Talati.

ગુજરાતની વર્નાક્યુલર સોસાયટીનો ઇ. સ. ૧૯૨૪ ની સાલનો અહેવાલ.

શ્રી રાષ્ટ્રીય વિનય મંદિર કાલોલ વાર્ષિક અહેવાલ.

કપડવંજ સાર્વજનિક વ્યાયામ મંદિર ૧૯૨૪ ના વર્ષનો અહેવાલ.

ગુજરાત વ્યાયામ મંડળ મુંબાઇનો ૧૯૨૪ ના વર્ષનો અહેવાલ અને યોજના.

ઇડરમાં અત્યાચાર લેખકઃ રા. મથુરાદાસ ગાંધી મૂલ્ય ૦—૦—૩.

હીંદુસ્થાનમાં માતાઓ અને બાળકોના રક્ષણનો પ્રશ્નઃ—બાળકોમાં અકાળ મૃત્યુનાં કેટલાંક કારણો અનુવાદક રા. રતિપતિરામ ઉદ્યમરામ પંડયા, વડોદરા.

ટાઢીઓ તાવ અને તેને નાબુદ કરવાની યોજનાઃ લેખક અને પ્રકાશકઃ દા. તલાટી વડોદરા, મુલ્યઃ રુ. ૦—૨—૦.

શ્યામ વિરહશતકઃ લેખકઃ કવિ નવલરામ વલ્લભજી જેતપુર, મૂલ્યઃ રુ. ૦—૨—૦.

## રજા

[અનુસંધાન પૃષ્ઠ ૪૮૩ થી]

ચહા પાણી નાસ્તો, ફ્રુટ વગેરે લહેરથી ઉડાવજો ને વાંચ્યે રાખજો.

બહુ ઝડપથી વાંચવાની ટેવ હોય તો આગળથી 'રાજાધિરાજ' પણ લાવી રાખજો.

આખા દહાડામાં મઝા લુટી લુટીને તમે ધરાઇ જશો. ખાવાનું, પીવાનું, સુવાનું, વાંચવાનું ને સેવા ચાકરી એટલી થશે કે ન પુછો વાત. તમારાં પત્નીના પ્રેમની પણ પ્રતીતિ થશે.

વખતે સાંજના એ કૈંક લઇને આવે તો જરા ધ્યાન રાખજો. આખા દહાડામાં તમે કેટલું ખાધુ એનો એણે હીસાબ રાખ્યો ન હોય!

બનતા સુધી તો હીસાબ નહીં રાખ્યો હોય. દબાણ કરીને કહેશે કે આ બટાટાની કાતરી કે બટાટા પૌંવા કર્યા છે. જરાક લોને.

ધીરે રહીને નજર નાખી લેજો કે કેટલા છે? ઘણુંખરું પુરતા હશે. કહી દેજો કે 'ઉંહ, હવે તો મને ભુખ નથી.'

'પણ કૈં ખાધા વિના ચાલે? શક્તિ કેમ રહેશે?'

'પણ રુચિ નથી તે શું કરું? મારે તો ખાવુંજ નથી.'

મનમા ભાવે ને મુડી હલાવે એ બરાબર કરી બતાવજો. વાત વધી ને 'મારા સમ' ઉપર આવશે એટલે ધીરે રહીને થોડુ ખાઇ લેજો. થોડુંકજ સમજ્યાને.

પછી આખા દહાડાનો કે આખી રજાનો સરવાળો કાઢજો. તમને કેનેરીની ગુફા જોવામાં કે ધારાપુરીની સહેલમાં મઝા વધારે પડત કે આ મારી રીતે પથારીમાંજ વધારે મઝા પડી તેનો હીસાબ કાઢજો.

એક વાત ધ્યાન રાખજો. બનતા સુધી ગંભીર રહેજો ને તમારાં પત્ની ડાક્ટરને બોલાવવાની વાત કરે તો નાની નાજ પાડયા કરજો. કહેજો કે એવું કૈં ગભરાવા જેવું નથી. કારણકે ડોકટરને બોલાવશે તો બોડનું ચોડ વેતરાવશે. એ બેટીબાપ સમજશે પણ નહીં કે તમને શું રોગ થયો છે ને ગુંચવાડામાં પડી જઇને માથુ હલાવશે.

## મોહન માયા

[અનુસંધાન પૃષ્ઠ ૪૯૭ થી]

**નોકર**

[અંબાલાલને] શેઠ સાહેબ! મહાત્માજી પાંચ છ ગૃહસ્થો સાથ આપને મળવા આવ્યા છે.

**નરોતમ**

કોણ કોણ છે?

**નોકર**

જી, સાહેબ મને બ.બર ખબર નથી, પણ મહાત્માજી ઉપરાંત એક તો કવિરાજ... [ગભરાય છે.]

**હીરાસિંહ**

એ ગેંટાલાકા તો કુછ સેવટજ દીખાતા નહીં!

**માયાવતી**

[તેને દૂર કરવાના પ્રયત્નથી] સચ કહી, સરદાર સાહેબ! મગર દેખો આપ ઇસ તર્ફ આઓગે મેરી સાથ? મેં આપકો સંગ્રહ-સ્થાન દીખલાઉં!

**હીરાસિંહ**

[તેની સામે એક તીરછી નજર નાખે છે એક સેકંડ પછી] જી હા જરુર બાઇસાહેબા! [તેની પુઠે પુઠે જાય છે]

**અંબાલાલ**

[મળેલી મંડળી સન્મુખ જુએ છે. સ્મિતહાસ્ય] હવે આપણને ટગર ટગર જોવાનું કંઈ કારણ નથી. મને તો નથી લાગતું કે હાલ આવનાર મૂર્તિઓ ઉઠાવગીર હોય

**સારાભાઇ**

ઉઠાવગીર હોય કે નહીં. પણ આપણે તો આદરસત્કાર કરવોજ જોઇએ. [નોકરને ઘરધણીના અવાજે હુકમ કરે છે] જારે, તું મહાત્માજીને અહીં લઇ આવ. [નોકર એક ક્ષણ આ અજાણ્યાના હુકમને માન આપવું કે નહીં તેનો વિચાર કરતો લાગે છે પણ અંબાલાલ શેઠે માથું નમાવ્યું એટલે ગયા વિના તેને છુટકો નથી. થોડીવારે ગાંધીજી હસતે વદને દાખલ થાય છે. સાથે એમના હંમેશના બે ત્રણ સહચરો છે]

**મહાત્મા ગાંધી**

કેમ, અંબાલાલ શેઠ! શી નવાજુની ચાલે છે?

[પણ અંબાલાલશેઠ તો સ્તબ્ધજ બની ગયા લાગે છે. હાથ જોડી નમસ્કાર કરી વ્યર્થ સ્મિત કરતા જડ જેવા ઉભા છે.]

**એક સહચર**

શેઠજી! મહાત્માજીને હમણાંજ ખબર મળ્યા કે તમારે ત્યાં દેવી ભવાઇ ચાલી રહી છે!

**બીજો સહચર**

[ક્રોધયુક્ત અવાજે] એમણે એવી સ્વપ્ને પણ આશા નહોતી રાખી કે તમારા જેવા ચુસ્ત ગાંધીભક્તને ત્યાં આમ મહાત્માજીની નાલીશી અને અપમાન કરવામાં આવશે.

[સારાભાઈ આનો ઉત્તર કંઈ કટાક્ષ કે ગરમીથી વાળત, પણ મહાત્માજી બોલતા હોવાથી એ ચુપ રહે છે.]

**મહાત્મા ગાંધી**

[સહચરોને] હું સ્વપ્ને કેવી આશા કે ઉમેદ રાખું છું તેનું તમને જ્ઞાન કેમ થયું? [એના સહચરો ગ્લાનિ પામે છે અને સહેજ પાછા હઠે છે.]

**સારાભાઇ**

અને, મહાત્માજી [તેને નમસ્કાર કરે છે.]...

મહાત્મા ગાંધી

[પ્રસન્ન, પ્રફુલ્લ વદને]. તમે અંબાલાલ શેઠના ચિરંજીવી સારાભાઇ, નહીં?

અંબાલાલ

[હવે કૈંક ધૈર્ય આવ્યું, એટલે આગળ આવી ઓળખાણ કરાવે છે] હાજી, મહાત્માજી! એ આજેજ કેટલાક વર્ષે પારીસથી આવ્યો. અને તેણે પણ અસહકાર વ્રત તો આજ્યીજ અંગીકાર કર્યું છે. એણે બેરોનેટસીનો ઇલકાબ ત્યજી દીધો,—આપનું શિક્ષણ પ્રત્યક્ષ કરવા ખાતર.

મહાત્મા ગાંધી

[સારાભાઇને] આટલી ઉંમરે બેરોનેટસી મેળવવા જેટલી લાયકાત સંપાદન કરવા માટે તમને ધન્યવાદ આપું, કે એનો ત્યાગ કરવા માટે? દેખાવ ખાતર માત્ર જો ત્યાગ કર્યો હોય,—ફક્ત મને બાળક સમજી મારું મનરંજન કરવા એ નાટકી પ્રયોગ આદર્યો હોય [તેના અવાજમાં કૈં અદ્દભુત ગમગીનીનો તાર સંભળાય છે.] તો તો......

સારાભાઇ

[તેને સહૃદયે, સવિનય નમે છે.] મહાત્માજી, મને વ્યાજસ્તુતિ કરતાં આવડતી નથી. આપને રંજીત કરવાનો ખ્યાલ નહીં, પણ મારી આ નાની બહેનની [પુષ્પાને બતાવે છે] શીખવણીથી બાપાને ખુશ કરવાનો કૈંક અંશે ઇરાદો ખરો, જોકે સાથે એટલું પણું સત્ય ખાતર ઉમેરવું જોઇએ કે મને એ

મો–૧

નામના માનનો ત્યાગ કરવાથી મોટો ભોગ આપવો પડ્યો હોય એમ લાગતુંજ નથી.

મોહન

અને મને તો એટલુંજ વિસ્મય કારણ લાગે છે કે મહાત્માજી જેવા મનસ્વી આ ઇંગ્રેજી બર્યાં માનપાનનો બહિષ્કાર કરવામાં અને કરાવવામાં આટલો મોટો ભોગ કેમ સમજ્યા હશે, કે જેથી તેને પરાવિધ અસહકાર વ્રતમાં આવું પ્રધાનપદ આપ્યું! મારો ઇલકાબ—[હવે જરા અચકાય છે.]

નરોતમ

[આગળ આવી ઓળખાણ કરાવે છે.] આ મારા બાળસ્નેહી મુંબાઇના સર મોહનદાસ માધવદાસ.

સારાભાઇ

[આ લાગ ઠીક આવ્યો છે, નવું નીશાન તાકવાનો] અને હવે પછી અમારી પુષ્પાના વિવાહિત પતિ અને પ્રણયી [સૌ આનંદમય ચહેરે હસે છે. પુષ્પા શરમાઇ પાછી હઠવા જાય છે તેને મધુરી પકડી રાખે છે. અંબાલાલ શેઠ વિસ્મય પામે છે,—અને પૂજ્ય મહાત્માજી-ની હાઝરીમાં કૈં વધુ પડતું બોલાઇ જાય તેની ધાસ્તીથી—મૌન રહે છે.]

મહાત્મા ગાંધીજી

મોહનભાઇ! એનો તમારા જેવા ગર્ભ-શ્રીમંત અને દેશાટણથી પ્રવીણ બનેલા ઉદાર વિચારના, જન્મથીજ ઇલકાબધરને સમજાયજ નહીં. સરકારે સન્માનિત દેશીઓની કૃત્રિમ પ્રતિષ્ઠા પણ આપણાજ દેશી ભાઇઓએ એટલી બધી વધારી છે, એવી સન્માનિત વ્યક્તિઓ હજુ પણ એટલી બધી અનુકરણીય પ્રજામાં ગણાય છે, કે એ સરકારદત્ત સન્માન-નો મુળથી ત્યાગ કરવા અને કરાવવાથી જે માનસિક જાગૃતિ જન્મે છે, તેની કીંમત તમારા જેવા ન સમજે. હું જે કરું છું તે......

સારાભાઇ

[એને મુગા રહેવાની ટેવજ નથી, તે અત્યારે કેમ શીખે? છતાં વિવેકનો ભાસ ચાલુ

રાખવા પ્રયાસ તો કરે છે] અવિનય ક્ષમા કરજો, મહાત્મા ગાંધીજી! પણ આપ જે કરો છો, અને કરવા અનુમોદન આપો છો, તેમાં શું અમારા બાપાજીની ગાં...આપના પ્રતિની મોહ–માયા પણ સમાપ્ત ગઇ કે?

અંબાલાલ

[હવે એક બોલ બોલવાની જરુર છે] તું મુગો રહે, સારુ! મને કૈં મહાત્માજીએ...

મહાત્મા ગાંધીજી

[એમના મોં પર તો એજ શાંત સ્મિત ફરકે છે.] સારાભાઇ, તમે તો ઘણાએ દેશો અને ઘણાએ લોકો જોયા હશે. ત્યારે શું તમારા જોવામાં ક્યાંય નથી આવ્યું કે દુનીઆમાં કૈંક અંશે પ્રતિષ્ઠિત થએલી વ્યકિતને તેના અનુરાગીઓ પ્રીતિને કારણે પણ એવું રુપ–એટલુ મહાત્મ્ય–આપે છે, કે જે તે મુળ વ્યકિતને ન્દતર અપ્રિય હોય, કિંવા કષ્ટકર્તા હોય!

ગાંધીજીનો ૧ લો સહચર

મહાત્માજી કૈં કોઇને કહેવા નથી જતા–કોઇ પણ મહાપુરુષ એમ કહેજ નહી,–કે તમે મારી ભકિત કરો. પૂજા કરો.

અંબાલાલ

[માનસિક ઉભરાને રોકી નથી શકતો] પણ તે મહા વ્યકિત ખરેખર દૈવાંશી હોય તો પૂજા કરવામાં પાપ શું?

મધુરી

[એને પણ આ લાગ ઠીક દેખાય છે.] મનની પ્રીતિ અને મનની ભકિત સ્વભાવજડ પુરુષમાત્રથી સમજાતાંજ નથી.

મહાત્મા ગાંધીજી

[મધુરીને] પ્રીતિ એક વસ્તુ છે–ભકિત તદન બીજી ચીઝ છે. તમે બંનેને એક કરી નાખો છો. એજ મારા જેવા પામરને સંતાપકારી બને છે અને એ સંતાપ કોને કહીએ! [મધુરી ઝંખવાય છે. હવે પુષ્પાનો વારો છે, તેનો હાથ દાબી સૂક્ષ્મ શાત્વન કરવાનો] [મહાત્માજી સારાભાઇ અને મોહનને ઉદેશે છે.] કહેવા જઇએ તો કોઇ માને પણ નહીં, અને વ્યર્થ સંતાપ વધે! એટલે હું તો હવે એની કનવાર કરતોજ નથી. પણ જ્યારે માનસિક પ્રીતિ અંબાલાલ શેઠની ભકિતનું રૂપ લે ત્યારે દીલમાં એવી વ્યથા ઉદ્દભવે કે શબ્દોમાં એનો ખ્યાલ આપવો પણ દુર્ઘટ છે. એક તરફથી એવા પ્રેમીજન હોઇ શકે છે એટલા જ્ઞાન માત્રથી અદ્દભુત આલ્હાદ! અને બીજીગમથી એ પ્રેમની પ્રવૃત્તિ જોઇ એની વિકૃતિ અનુભવી.–એટલો~ કે એથી વધારે સંતાપ મેં તો કદીએ કોઇને અણુસારે પણ કહ્યું નથી કે હું મશીહા–કે અગીઆરમો અવતાર છું. છતાં લોકો મને અડવાથીજ–કેવળ પોતાનીજ માનસિક શ્રદ્ધાથી–ચમત્કાર Miracles થતા જુએ, તો મારે તેમને કેમ અટકાવવા?

નરોતમ

પણ, મહાત્માજી! આવા માનસિક પ્રેમની ખાસ કરીને સ્ત્રીઓ પર તો માઠી અસર– [અતરની ઊર્મિ ન રોકાવાથી આટલું બોલાયું. પણ હવે ભાન થયું કે આમ કહેવાથી મધુરી ઉલટી વધારે રીસાશે એટલે અધવચ મુંઝાય છે, અને અટકે છે.]

મહાત્મા ગાંધી

ભાઇ તમે સ્ત્રીઓના નૈસર્ગિક પ્રેમમય સ્વભાવને હૃદયને નથી ઓળખતા એટલે આવી ધારતી બતાવો છો,–અને તેથીજ આવો ફારસ ભજવવાની ધૃષ્ટતા કરી [સ્મિત જરા વધારે ખીલે છે.] પણ તમારેજ અનુભવથી

જુઓને કે ખરા મોટા મનવાળું કોણ? તમે કે તમારી મધુરી? [ગાંધીજી અને સારાભાઇ હસે છે. પુષ્પા પણ સ્મિત કરે છે. નરોત્તમ લજવાય છે. મધુરી—એના ભાવ કોણ આ—લેખી શકે? એ નીચું જોઇ રહે છે.] અલબત મેં એવા ઉછૃંખલ વ્યક્તિઓ ઘણાએ જોઇ છે કે જેનો માનસિક પ્રેમ કે ભક્તિ માત્ર સ્વમવત, ખ્યાલી, નિર્માલ્ય હોય છે. [હવે એમનો સ્વર ગંભીર બને છે.] આજકાલની કહેવાતી કેળવાએલી, અને ફરજીયાત નકામી કે નિરુદ્યમી રહેતી સ્ત્રીઓના મગજ આવી ભ્રમણા ભયંકર રૂપ લે.—અનિષ્ટ કરે—એ અસંભાવ્ય નથી પણ તેથી શું આપણે એના મુળને ઉખેડી નાખવાં? [પળવાર કોઇ જવાબ આપતું નથી. આખરે મધુરા અતિ મંદ સ્વરે બોલે છે.]

### મધુરા

એમણે તો એજ રસ્તો સ્વીકાર્યો.

### મહાત્મા ગાંધી

તેમાં એમનીજ લઘુતા દેખાઇ. તમારે તો, બહેન! સર્વ પ્રકારે આનંદ પામવાનુંજ કારણ છે, કેમકે આવા કઠોર પ્રયોગને અંતે પણ પરિણામ શું? એમના તમાન પર અગાધ પ્રીતિનો અપ્રતીમ અને પ્રત્યક્ષ અનુભવ, કેટલી નવોઢાઓને આવા આલ્હાદકારક અનુભવ જીંદગીમાં થતા હશે, વારું?

### અંબાલાલ

પણ મહાત્માજી! એમની એ ભવાઇમાં બીચારા કવિરાજની નિરર્થક બદનક્ષી થઇ તેનું શું?

### મહાત્મા ગાંધીજી

[એજ અપૂર્વ સ્મિત ચાલુ છે] અંબાલાલ શેઠ એના ઘડીભરના કુતુહલથી સકલ વિશ્વ: પૂજનીય કવિવર ટાગોરની બદનક્ષી થાય ખરી કે? અને ખુદ આ નાટકકારો પોતેજ નાટકને અસત્ય માનતા હતા—ફક્ત એક ઘડીભરના પ્રયોગ ખાતર રંગભૂમિનાં પાત્રનો ભાગજ કેવળ બજાવતા હતા—તેમાં કવિરાજનું કે કોઇનું પણ અપમાન થાયજ કેમ? મને તો ખાતરી છે કે અહીં બજવાએલા નાટકની રસિકતાનો માહીતી મળશે ત્યારે તેઓ તો જેમ હું હસ્યો તેમ હસી એમાંથી આનંદ મેળવશે. અને જે કૃતિકાર મગજે આ અવનવી. યુક્તિ શોધી પ્રયોગ આદર્યો તેને કદાચ અભિનંદન આપશે. [હવે સૌના દીલને આરામ થાય છે, એટલે હસવા લાગે છે] નાટક રચના એ પણ એક કળા છે. અને એ કળાનું કૌશલ્ય પીછાની શકે તેને તો આમાં જરા પણ બળતરા કરવાનું કારણ નથી.

### સારાભાઇ

[હર્ષાવેશમાં] અને ન પીછાને તેની અમારે પરવા નથી. કેમ મધુ?

### માયાવતી

[જમણે દરવાજેથી આવે છે] લો. એ પીડા પતી! હીરાસિંહ ગયો. [મહાત્માને જોઇ જરા ગભરાય છે. નમે છે. અને ખુબ જાણવાજોગ બીના જણાવી દે છે] પણ જતા જતાંએ મુર્ખામી તો કરનોજ ગયો [જાણે અતિજ શરમાતી હોય] મને પરણવાનું......

### અંબાલાલ

માયા!—

[પણ હવે કોઇને ગુસ્સે થવાનું મનજ નથી, એટલે સૌ આ સમાચાર સાંભળી ખડખડાટ હસી પડે છે.]

### નરોત્તમ

[મજાકમાં] ત્યારે, ફોઇબા, હા પાડી કે?

માયાવતી

[કૃત્રિમ ક્રોધ] જુઓ, નરોત્તમદાસ! વળી લવાઇ માંડી!

સારાભાઇ

[નરોત્તમની વહારે] એ તો, ફોઇબા! સુધરવાનોજ નથી. મારી તો સલાહ થાય છે કે એને અને મધુરીને દેશનીકાલ કરો. આદમ ઇવને જેમ બાગે ઇરમમાંથી ફરેસ્તાએ બાતલ કર્યાં હતાં તેમ! ભલે એ બે જણ પોતાનું ફોડી લે.

માયાવતી

[વાત ઉડાવવા] તે તો થશે! પણ દરમ્યાન કોઇને આ પૂજનીય મહાત્માજીનો સત્કાર કરવાનું પણ સુઝતું નથી.

મોહનદાસ

હવે, ફોઇબા! તમે ખરેખર ગૃહેણી બનવા લાગ્યાં છો!

માયાવતી

[આશ્ચર્ય ચકિત] તમારી ફોઇ? કયારથી થઇ?

પણ જવાબ આપવાની જરૂર કે ફુરસદ કોઇને જણાતી નથી. કારણ સૌ અંબાલાલ શેઠની પુંઠે બીજા રૂમમાં જવા માંડે છે.

---

## સ્વપ્નદ્રષ્ટા

—:(૦):—

[અનુસંધાન પૃષ્ઠ ૪૭૯ થી]

સુદર્શનનું લોહી ઉકળી આવ્યું. આ બધા તેની નજરે દેશદ્રોહી દેખાયા. એને વચલો પડદો તોડી, આ બધાને કહેવાનું મન થયું કે જેની તે મજાક કરતા હતા તે રાષ્ટ્રીયના. વિજયી પ્રાબલ્યમાં બહાર પડી હતી; અને એમના જેવા સેંકડોથી હાથમાં રહેવાની નથી.

આખરે સભા વિસર્જન થઇ; અને નામદારે આવી સુદર્શનને પોતાને ત્યાં આવવાની ભલામણ કરી. સુદર્શન ના નહીં કહી શકયો. નામદારે ગાડી કાંદાવાડી લેવડાવી અને સુદર્શનનો જોઇતો સામાન લઇલીધો ને અંબાલાલને ઉતારી મુકયો.

જાણે જેલમાં જતો હોય એવી મનોદશા અનુભવતો સુદર્શન કાંદાવાડીથી વાલકેશ્વર ગયો.

૬

સુદર્શને જ્યારથી નામદારના બંગલામાં પગ મુકયો ત્યારથી પોતે અક્ષમ્ય પાપ કરતો હોય એવું તેને લાગવા માંડયું.

કાંદાવાડીની ગંધાતી ખોલીમાં નિર્ધનતા હતી. ભાવના હતી, દેશદાઝ હતી, સ્વદેશી વ્રત હતું, આત્મત્યાગ હતો. તે છોડી જ્યાં વૈભવ, ને સ્વચ્છતા માથે વીહરતા, જ્યાં મીજાજ ને સ્વાર્થ સદચાર કરતાં, જ્યાં વિદેશી સામગ્રી ને રાષ્ટ્રદ્રોહ ડગલે ડગલે દેખાતો ત્યાં આવતાં તેનું અંતર ચીરાઇ જતું. ગોલ્ડસ્મીથનું વાક્ય તેના કાનમાં સંભળાયા કર્યું:—The nackedness of the indigent world can be clothed from the trimmings of the rich. (નિર્ધન દુનીઆની નગ્નતા ધનવાનોની કોર ઝાલરથી ઢાંકી શકાય); અને તેના અંતરમાં 'મા'નો અવાજ સંભળાયો: "આવા મારા પુત્રો પરદેશી વિલાસમાં લોભાઇ મારી પરાધીનતા ચીરંજીવ કરતા હતા. સુદર્શન! તારે આવા કપુત જોડે શું?"

સુદર્શનને એક ખંડ આપવામાં આવ્યો. એણે ત્યાં મુકેલા આરસામાં પોતાનાં વાળ, પહેરવેષ, મોઢું જોયાં. અને ચારે તરફ જોતાં તેને સ્પષ્ટ જણાયું કે તેનું સ્થાન આ સોફીઆની દુનીઆમાં નહોતું, પણ કાંદાવાડીમાં, ગામડામાં, ગંદવાડમાં જ્યાં તેના દેશબંધુઓ સડતા હતા ત્યાં હતું. તે અહીંઆં પોતે કલંકરુપ હતો. આ પરદેશી ભભક હીંદમાં કલંકરુપ હતી.

આવા અનેક વિચારોના વમળમાં તેણે કપડાં કાઢયાં, મોઢું ધોયું. ને તે બહાર આવ્યો ત્યારે નામદાર ને સુલોચના તેની વાટ જોતાં હતાં.

"સદુભાઇ! તમે અહીંઆં નહીં આવ્યા તે ખોટું કર્યું હોં. હું ને રાવબહાદુર તો બાળપણના મિત્રો છીએ." નામદારે સલુકાઇ વાપરી.

"મને અહીંઆં નહીં ફાવે"

"અરે કંઇ વાત છે, બધી સગવડ કરી આપત."

"કાકા! મને આ સગવડ ને આ સુખ પરિચિત નથી" સુદર્શને નીચું જોઇ કહ્યું.

"તો પરિચિત થશો. તમે પાસ થાઓ પછી અહીંઆંજ રહી એલએલ. બી. થવાનું છે"

સુદર્શને હસીને ડોકું ધુણાવ્યું

"કેમ?" નામદારે આશ્ચર્ય પામી પુછયું.

"આટલા સુખમાં મારાથી વંચાય નહીં ને વિચાર નહીં થાય. મને તો મુશ્કેલીઓમાંજ મઝાદ પડે છે," સુદર્શને જવાબ આપ્યો. તેની નજર સુલોચના પર પડી. કયાં આ અકડાઇમાં ને અભિમાનમાં બેઠેલી, વિદેશી હાસ્યમાં માણતી સુલોચનાનું ઠંડુ, મહેરબાનીભર્યું સ્વાગત ને કયાં મજુરી કરતી છાવણમાં પણ ગર્વ ધરતી દેશદાઝે ભીની બનેલી, હસમુખી ધનીબહેનનું

હેતાળ આતિથ્ય? તેને લાગ્યું કે આ ઘરનું વાતાવરણ ત્રણ દહાડા મારી આસપાસ રહેતો જરૂર મારે આત્મઘાત કરવો પડે.

"વડોદરામાં બેઠા બેઠા તમે પણ જીવનના સિદ્ધાંતો ઠીક ઘડી કાઢ્યા છે?" નામદાર મહામુશ્કેલીએ કચવાટ ખાળી, હસ્યા.

સુદર્શન મુગો રહ્યો.

"હજુ કાપડીઆ કેમ નથી આવ્યા," નામદારે પુછ્યું.

"હું ધારું છું કે આ ગાડી ઉભી રહી તે એમનેજ લઇ આવી હશે" સુલોચના બોલી.

સુદર્શનના ગંભીર વ્યક્તિત્વની છાયા નામદાર પર પણ પડી. તેને લાગ્યું કે આ નાના છોકરામાં ગુંગળાવે એવું વાતાવરણ પેદા કરવાની અજબ શકિત હતી.

એટલામાં પ્રોફેસર કાપડીઆ પંચીયું, હાફ કોટને ટોપી પહેરી આવી પહોંચ્યા.

"ચાલો કાપડીઆ આવ્યા કે?" નામદારે કહ્યું.

"આવ્યો-આ આવ્યો" તપકીરનો એક ચપટો નાકમાં મુકતાં કાપડીઆ આવ્યા.

"સુલોચના! જા જમવાની તૈયારી કર," નામદારે આજ્ઞા કરી. "કાપડીઆ! આ મારા મિત્રનો છોકરો સદુભાઇ. મેં વાત કરી હતી તે."

કાપડીઆ ખંડની વચ્ચે ઉભા રહ્યા. તેણે નાક પર ચશ્માં ધીમેથી ગોઠવ્યા. ને સુદર્શન નવું જાનવર હોય તેમ તેને પગથી તે માથા સુધી જોયા કર્યું.

"ઠીક! સદુભાઇ કેમ છો?"

"સારું," ઉભા થઇ વિનયપૂર્વક સુદર્શને કહ્યુ.

"બી. એ.ની પરીક્ષા આપવા આવ્યા છે." નામદારે કહ્યું; "વડોદરા કોલેજમાં છે, વિપ્લવવાદી છે. અરવિંદ ઘોષના ભક્ત છે."

કાપડીઆ એક સોફા પર બેઠા, નાક લુછ્યું ને બોલ્યાઃ "કોલેજમાં બધા વિપ્લવવાદી, મધ્યાવસ્થામાં બધા કોંગ્રેસવાળા, ને ઘડપણમાં બધા સરકારના સેવક. નાનપણમાં કૈં ખોવાનું નહીં એટલે વિપ્લવવાદ સરસ લાગે; મધ્યાવસ્થામાં આગળ પડવા વ્યવસ્થિત ચળવળની જરૂર જણાય; ઘડપણમાં મેળવેલું સાચવવા કાયદાને વ્યવસ્થાના મદદનીશ થઇ બેસે હા-હા-હા! સમજ્યા?" કાપડીયાએ કહ્યું.

"એટલે સદુભાઇ પણ ઘડપણમાં કાયદાને વ્યવસ્થાના મદદનીશ થશે" નામદારે કહ્યું.

સુદર્શનને આ વાકયો ડામ જેવાં લાગ્યાં; તેણે ઉચું જોયું, બને તેટલી નમ્રતાથી પુછ્યુંઃ "મેઝીનીનું શું?"

"યુરોપીઅનની વાત જવા દો" કાપડીઆએ કહ્યું; "હીંદમાં હીંદીની વાત કરો."

"એટલે આપણે માણસ નથી?" સુદર્શને પુછ્યું "એક પ્રકારના. એક વિજ્ઞાનશાસ્ત્રી કહે છે તેમ "Featherless biped" (પીંછા વગરના બેપગા) તો ખરાજ સમજ્યા?" કાપડીઆએ જવાબ આપ્યો.

"ત્યારે બીજા બેપગા કરે ને આપણે કેમ નહીં એમ સદુભાઇનું કહેવું છે." સોફા પર આડા પડતા નામદારે કહ્યું. જમાઇ મેળવવાના આ અખતરાથી એને કંટાળો આવતો હતો.

"વિપ્લવવાદી હોય તે" કાપડીયાએ આંગળીઓ છુટી છુટી કરતાં ગણત્રી કરવા માંડી, "નિર્ધન જોઇએ. ભાવનાશીલ જોઇએ. સ્વપ્નામાં જીવી શકે એવો જોઇએ. ને કોઇએક મહાદેવથી સદાય બળતો જોઇએ. હીંદીને નિર્ધનતા એટલી સાધારણ છે કે તેથી એને કૈં અગવડ પડતી નથી ને પરિણામે અસંતોષ થતો નથી. એની ભાવનાશીલતા વ્યવહારુ જીવનથી એટલી નીરાળી છે કે બને નદીઓ, સંગમ વિના. નીરાળી વહી જાય

છે. એની સ્વમદૃષ્ટિ એટલી સૂક્ષ્મ ને અવાસ્તવિક હોય છે કે તે તરત વૈકુંઠ ને રાધા કૃષ્ણ નહીં તો બ્રહ્મના સાક્ષાત્કાર કરવાનાજ કુદકાં મારી રહે છે. ને અહિંસા પરમોધર્મ એની રગમાં એટલો છે કે ચાલીસ કલાક દ્વેષની ઝનુન તે સેવી શકતો નથી. સમજ્યા? કેશવચંદ્રએ ધાર્મિક વિપ્લવ માંડ્યો ને આખરે તે મહારાજાને છોકરી આપી ને નરસિંહ મહેતાની જેમ કરતાલ કુટવા લાગ્યો. નર્મદાશંકરે સામાજિક વિપ્લવ શરુ કર્યો ને આખરે તે ધર્મ ને વર્ણનાં રહસ્યો પારખવા બેઠા. વીસ વર્ષ આપો, એટલે તમારા સદુભાઇ કાં તો આડંબરી ધનાઢ્ય થશે, નહીં તો ઘેલછાભર્યા ભગતડા થશે, સમજ્યા?"

કાપડીઆનાં ભાષણ ફુરસદની વખતે નામદારને ઘણાં ગમતાં એટલે ધામેથી સીગારનો ધુમાડો મોંમાંથી કાઢતાં તેણે આ સાંભળ્યા કર્યું. સુદર્શનને આ પ્રોફેસરના વાક્યમાં રસ પડ્યો: તેનાથી એનામાં પરિચિત વિચારો સંકલ્પો ને સિદ્ધાંતો જાગ્યા. તેણે આતુરતાથી શબ્દે શબ્દ સાંભળ્યો ને કાપડીઆએ પુરું કર્યું ત્યારે એની બુદ્ધિ સતેજ થઇ, એની જોડે બાથ ભીડવા તૈયાર થઇ રહ્યો.

પણ એટલામાં સુલોચના આવી. 'પપા! વખત થઇ,' ચાલો કહી નામદાર ઉઠ્યા. ને અનેક વિદ્યાના વાક્ચતુરની માફક તેણે નવો વિષય કાઢ્યો. "આવતી કોંગ્રેસમાં ઘણી ગરબડ મચવાની છે. પ્રોફેસર! આજે અમે તેનો વિચાર કરવા મળ્યા હતા."

"અને તમારા dictator (સર્વસત્તાધિકારી) એ શું કર્યું!" હસીને કાપડીયાએ પુછ્યું.

"અમારો કોઇનો હીસાબજ નથી!"

"કેટલો? હા–હા–હા. બંગાળના રમખાણથી તમે બધા ઘણા અકળાયા લાગો છો."

"Not a bit (જરાએ નહીં)" પાટલા પર બેસતાં નામદારે કહ્યું.

"તોફાન શરું થયું, એટલે ઓસ્ટ્રીચે સુરક્ષિત રહેવા રેતીમાં માથું ખોસ્યું કે શું?"

"અરે એ idiots (મુરખાઓ) શું કરવાના હતા! એ બાબુઓનાં માથાંજ ઠેકાણે નથી. સદુભાઇ જરાક તો લો."

"જી, મારાથી વધારે નથી ખવાતું."

"સુલોચના! કાલે સદુભાઇને સવારે ફરવા લઇ જજે."

"મારે કાલે રાતના તો જવું છે એટલે કાલે મારા મિત્રોને મળવા જવું પડશે."

"સવારના ફરી આવજો."

"જી" સુદર્શને કહ્યું.

ને પછી અનેક વાતોમાં જમણ પુરું થયું. કાપડીઆએ રજા લીધી ને નામદાર પોતાના કામમાં રોકાયા.

સુદર્શન પોતાના ખંડમાં જઇ બેઠો. કાપડીઆના શબ્દોએ તેની કલ્પનાશક્તિ ઉત્તેજી હતી. પ્રોફેસરે પણ 'મા'નાજ શબ્દો જાણે વાપર્યા હોય એવું લાગ્યું. શું 'મા'ના પુત્રોમાં માનવતાજ નથી? શું માના 'પ્રાણ' પાછા નહીં આવે?

પણ પાંચ દિવસની સખત મહેનત પછી સુદર્શનની સ્વમદૃષ્ટિ પણ થાકી ગઇ હતી. તે પથારીમાં સુતો ને તેણે આંખો ઉઘાડી ત્યારે સવાર પડી હતી.

૭

સુલોચના સુદર્શનને લઇ ફરવા નીકળી ત્યારે ગાડીમાં ક્ષોભનું વાતાવરણ છાઇ રહ્યું હતું. આ 'બોચીયા' જોડે ફરવા નીકળવાથી સુલોચનાનું અભિમાન ઘવાયું હતું. અને રખે તેને આ છોકરા જોડે કોઇ જોઇ જાય એમ તેને લાગ્યા કરતું હતું. એ ઉપરાંત શિવલાલ, નામદાર ને કાપડીઆ પર એ છાપ પાડી શકયો હતો, તેનું રહસ્ય તે કળી શકી નહોતી છતાં તે અદૃષ્ટ રહસ્યનો તેને ધાક લાગવા માંડ્યો હતો. સુદર્શનને

એમ લાગતું હતું કે તેને સુલોચના પરણાવવાની યોજનામાં આ એક પ્રયોગ હતો; એટલે કોઇ અપ્સરા તરફ ઋષિરાજ ચોંકીને ચાલે તેમ તે ચાલતો હતો. અને આ ભભકાદાર, સુઘડ, અભિમાની ને તોછડી છોકરી તરફ તેને તિરસ્કાર આવતો હતો.

થોડીક આડી તેડી વાત કરતાં તે ચોપાટી પર આવ્યાં.

"આ તમારા શિવલાલ શ્રોફનું ઘર" સુલોચનાએ કહ્યુ.

"આપણે અહીંઆંથીજ ફરવાનું માંડી વાળીએ તો કેમ ?" સુદર્શને કહ્યું; "મારે શિવલાલને મળવું છે."

"પપા વઢશે. પછી જેવી મરજી" સુલોચનાએ બેદરકારીથી કહ્યું.

"વખત થોડો છે, ને મારે કામ ઘણું છે" સુદર્શને જવાબ વાળ્યો. મારો "સામાન કાંદાવાડીમાં મોકલાવજો ને નહીં તો હું શિવલાલની ગાડી મોકલીશ."

સુલોચનાએ ગાડી રાખી ને સુદર્શન ઉતરી ચાલ્યો ગયો.

સુલોચના થોડીવાર અંધારમાં જોઇ રહી. એક નાનો સરખો છોકરો પણ કેટલો કચવાટ પેદા કરી શકે છે ? આખરે નાક ચઢાવી તેણે ગાડીવાળાને ગાડી ઘેર લઇ જવા ફરમાવ્યું.

સુદર્શને શિવલાલને ત્યાં ખાધું; બપોરે કોલેજમાં જઇ અંબાલાલને મળી મીસ વકીલની ઓળખાણ કરી; પછી કાલબાદેવી પર જઇ થોડાં પુસ્તકો ખરીદ્યાં; ને સાંજના અંબાલાલને ત્યાં આવ્યો.

"સદુભાઇ ! તમારે સારું મેં એક રુમાલ ભરી રાખ્યો છે" ધનીએ એમ કહી એક નાનકડા દોરાનો રુમાલ આગળ ધર્યો.

સુદર્શને રુમાલમાં દોરાથી ભરેલા શબ્દો 'વંદેમાતરમ્' વાંચ્યા ને તેનું હૈયું ઉછળી આવ્યું. પ્રેરકતાની શી અપ્રતિમ મૂર્તિ ! તેણે ભીની આંખે રુમાલ લીધો; ને કપડાં બાંધ્યાં.

શિવલાલ ને નારણભાઇ પણ આજે અંબાલાલને ત્યાંજ જમવાના હતા. તે બધા જમ્યા ને રાતની ગાડીએ સુદર્શને મુંબાઇ છોડ્યું.

તે પહેલાં પોતે મુંબાઇ ભણવા આવે તો અંબાલાલને સાંજ પૈસા આપી રહેવું એવી ગોઠવણ તેણે કરી દીધી હતી.

---

## પ્રકરણ ૧૦ મુ

### મુંબાઇમાં વસવાટ

૧

સુદર્શન પોતાને ગામ ગયો ને બીજે દિવસે તે રાવબહાદુર પ્રમોદરાયના સખત ગુસ્સાનો ભોગ થયો. એ ગુસ્સાનું કારણ નામદાર જગમોહનલાલનો પત્ર હતો.

મુંબાઈ...૧૧-૧૯૦૬.

રા. પ્રમોદભાઇ,

ચિ. સુદર્શન મુંબાઇ આવી ગયો—અને અમારે ત્યાં ઘણું કર્યું પણ નજ ઉતર્યો. કૈંક અભિમાન, કૈંક ખોટા ખ્યાલો, ને કૈંક મૂર્ખ જેવા આદર્શોએ એ આશાસ્પદ છોકરાને બગાડી મુકયો છે. ખોટું લગાડશો નહીં—મારે મન પણ એ છોકરુંજ છે એટલે આમ લખું છું. આ બધું જોતાં આપણે આપણો સંબંધ ગાઢો કરવાના પ્રયત્નો મોકુફ રાખવાજ પડશે. એજ—ગંગા બાળીને પ્રણામ!

લી.

જગમોહનભાઇના

જય જય

"તેં આ શું કર્યું, મુર્ખા!" બરાડો મારી પ્રમોદરાયે સુદર્શનને કહ્યું, "દહાડે દહાડે અક્કલ ઓછીજ થતી જાય છે. મુંબાઇ જઇ શું શું ડેળી આવ્યો?"

"બાપાજી! કૈં નહીં. પણ મારી જીંદગી મારી રીતે જીવવાને હું હવે લાયક થયો છું."

"એટલે ગમે તેને ખોટું લગાડવાનો અધિકાર મળ્યો નહીં?" રાતાપીળા થઇ રાવબહાદુરે કહ્યું.

"મેં એમનું જરાએ અપમાન કર્યું નથી. જ્યાં મને રુચે નહીં ત્યાં ઉતરું શા વાસ્તે? ને એની સુલોચનાને હું શું કરું? પરણવી તો મારે છેને! એને રાખવા હું કાચનું કબાટ ક્યાંથી લાવું?" તપી જઇ સુદર્શને કહ્યું.

"એટલે તું સુલોચનાને નહીં પરણવાનો."

"મારી મરજી નથી-સુલોચનાની મરજી નથી. હવે જગમોહન કાકાની મરજી નથી. પછી નાહક શું કામ આશા રાખો છો?"

"તું કરવાનો શું છે?"

"મને પૈસો નથા જોઇતો, મારે પ્રતિષ્ઠા નથી જોઇતી, મને કન્યા નથી જોઇતી."

"પછી રાખ ચોળી ફરવું છે?"

"મેં તો ક્યારનીએ રાખ ચોળી છે."

"છોકરા તું મને ઉકાળ નહીં. ઘણી ગરબડ કરશે તો ઘરની બહાર કાઢી મુકીશ."

"તમે કહેશો પછી બીજી પળે નહીં રહું. બાપાજી! શું કામ ગુસ્સે થાઓ છો? હું ખરાબ છું? હું દુર્ગુણી છું? હું પાપી છું? મારો શો વાંક? મારે મારી જીંદગી મારી રીતે ઘડવી છે, અને તમારી રીતે તમને ઘડવા દેવાનો નથી એ પણ ચોક્કસ"

"તું બહુ ડાહ્યો થયો છે."

"હું તો બાલક છું."

"તેમાં શું? આ ઘેલછા તારે છોડવીજ પડશે નહીં તો—"

"બાપાજી! મારી ઘેલછા જોરજુલમથી કદી નહીં જાય" જરાક ઉંચે સ્વરે સુદર્શને કહ્યું.

"નહીં જાય! નહીં જાય!" ત્રાડ પાડી રાવબહાદુર હીંચકા પરથી ઉઠયા ને સુદર્શનની પાસે જઇ તેને એક તમાચો ચોઢી કાઢયો. "નહીં જાય" દાંત કચકચાવી ઉગ્ર રાવબહાદુરે ફરીથી કહ્યું: "ખબરદાર જો આવી નફટાઇ મારે મોઢે બતાવી છે તો! બાળ તારું મોં."

સુદર્શનની આંખમાં પલવાર દ્વેષ આવ્યો, પણ તેના બાપ માટે તેને ઘણુંજ માન ને હેત હતાં; અને હંમેશાં પુત્રનો આદર્શ સાચવવાને બનતો પ્રયાસ કર્યો કરતો હતો. તે મુંગે મોઢે નીચું જોઇ ઉભો. તેના હૈયામાં કૈં કૈં કહી નાખવાની ઝનુન પ્રગટી હતી, પણ તેણે તે દબાવી.

તે નીચું મોઢું કરી ચાલ્યો ગયો. તેને લાગ્યું કે તેની માનવતાની કસોટી શરુ થતી હતી. તે હેઠળ ગયો ને ખુણે બેસી સંકલ્પ કર્યો કે જે ઘરમાં તેને પોતાની રીતે જીવવાનો અધિકાર નહોતો-જ્યાં તેને 'મા'ની ભક્તિ કરવાનો હક નહોતો ત્યાં રહેવું નકામુ હતું. જીવનના આદર્શો ને સેવેલાં સ્વપ્નાં તેને ઘરની બહાર નીકળી જવા નીમંત્રી રહ્યાં હતાં. નિરંકુશ દેશભક્તિ સેવવા તેને સ્વાતંત્ર્યની જરુર જણાઇ.

તેણે ઘર બહાર જવાનો નિશ્ચય કર્યો. તેણે પોતાનું ધોતીયું, એક ખમીસ, બે ચોપડીઓ, એક ડાવરી ને પાસે પડેલા ચૌદ રુપીઆ બાંધ્યા; અને મધરાત પછી ઘરમાંથી નીકળી, બે વાગ્યાની ગાડીમાં મુંબાઇ જવાનો નિશ્ચય કર્યો.

માબાપ તેનો ઇરાદો જાણી ન જાય તેટલા માટે તે રીત પ્રમાણે ૧૦ વાગે પથારીમાં જઇ, જાગતો માંગતો સુતો અગીયારેક વાગે ઘર અર્ધું શાંત થઇ ગયું. તેનો ઉપડવાનો વિચાર કર્યો ને ત્રીજે માળેથી રાવબહાદુરનાં ઉતરતાં પગલાં

સાંભળ્યાં તે જાણે ઉંઘતો હોય તેમ મુંઢ ફેરવી સુઇ રહ્યો.

પ્રમોદરાય ને ગંગાભાભી ધીમે પગલે તેની પથારી પાસે આવ્યાં. બંને પથારી પાસે ક્યાં સુધી ઉભાં રહ્યાં ને તેને જોઇ રહ્યાં. રખેને તે જાગે છે એમ પકડાઇ જાય તેથી સુદર્શન ભારે શ્વાસે સુઇજ રહ્યો.

"મારાથી ઘણું જોરમાં મરાઇ ગયું" પ્રમોદરાયે ગંગાભાભીને કહ્યું. તેના અવાજમાં હેત ને ખેદ બંને હતાં. "છોકરો તો હીરા જેવો છે."

"તમે અમથા આકળા પડો છો" ગંગાભાભીએ ધીમેથી જવાબ વાળ્યો; "એ મોટો થયે એની મેળે સીધો થશે. એ તો જગમોહનભાઇના મગજનાં ઠેકાણાં નથી તેમાં એમ લખ્યું. તેની સુલોચના નહીં મળે તો મારો છોકરો કુંવારો રહેવાનો છે?"

સુદર્શન આ ભાવનું પ્રદર્શન સાંભળી રડવા જેવો થઇ રહ્યો. તેને લાગ્યું કે ક્યાંસુધી મા ને બાપ બંને તેને હેતથી જોઇ રહ્યાં; એક વખત તો જાણે બંનેએ એકજ ભાવના ઉમળકાથી હાથમાં હાથ નાખ્યા હોય એવું લાગ્યું; એક વખત તેના શરીર પર પ્રમોદરાયે પોચેથી હાથ ફેરવ્યો. આ બંને તેને આંખની કીકી, ગણતાં હતાં. થોડીવારે બંને ધીમે પગે ઉપર ચાલ્યાં ગયાં.

તે ગયાં એટલે સુદર્શને ફરીને આંખ ઉઘાડી–તેની આંખમાં આંસુ આવ્યાં હતાં. તેના ગળામાં ડુમો ભરાઇ આવ્યો હતો. વાતાવરણમાં અપાર્થિવ મૃદુતા ને સ્નેહાળતા હતાં. એ જાદુઇ વાતાવરણમાં એણે ફરીથી છતી આંખે વૃદ્ધ માત પિતાને પથારી પાસે ઉભાં રહી તેના તરફ મમતા વર્ષાવતાં જોયાં. આ બંનેના જીવનનો તે પોતે આશાતંતુ હતો. પોતે જો જાય તો શ્રવણને વિયોગે તેનાં માતપિતા મુઆં તેમ આમની દશા થાય. શું એમને નાહક મારવામાં માનવતા હતી? શું એમને સુખી કરી 'મા'ની ભક્તિ નહીંજ થાય? શું અત્યારે માબાપની સેવા ને 'મા'ની સેવા વચ્ચે વિરોધ હતો?

ક્યાંસુધી તેણે વિચાર કર્યા કર્યો. તેણે અનેકવાર પોટલી ઉંચકી કપડાં પહેરવા માંડવાનો વિચાર કર્યો; પણ જીવ ચાલ્યો નહીં.

બાર થયા, એક થયો—ગાડીનો વખત થઇ ગયો. સુદર્શન જાગતો માંગતો પડી રહ્યો. ભળભાંખળું થયું ત્યારે તેણે નીસાસો મુકયો.

"મા! મા! આ બેને આમ મારી ને હું ક્યાં જાઉં? મા! એમને છોડવાની જરુર હોય તો આજ્ઞા કરજે."

તે પથારીમાં પડ્યો ને થોડી વારે તેની આંખ મીંચાઇ.

૨

બીજે દિવસે પ્રમોદરાય ને સુદર્શન બંનેએ આગલા દિવસનો બનાવ વીસારે પાડ્યો અને બધું હતું તેમ ચાલ્યું. જગમોહનલાલ, સુલોચના તમાચો—બધું એક સ્વપ્ના જેવું થઇ ગયું.

થોડે દહાડે સુદર્શન બી. એ. માં સેકંડ કલાસમાં પાસ થયો તેની ખબર આવી, ને આખું કુટુંબ આનંદ મહોત્સવમાં પડ્યું પેંડા વહેંચાયા; ચહા પીવાઇ. મુબારકબાદીના પત્રો આવ્યા; રાવબહાદુર ગર્વથી ફરવા લાગ્યા, ગંગાભાભીની આંખમાં હરખનાં આંસુ આવ્યાં. અને જીંદગીનાં ઉઘડતાં દ્વારથી સુદર્શનને હર્ષ થયો. અંબાલાલનું સાહચર્ય, મુંબાઇનું શક્તિપ્રેરક વાતાવરણ, દષ્ટિબિંદુઓ વિકસાવવાની તકો; અને સાથે મંડળને સજીવ બનાવવાનું લક્ષ્ય, અને ધનીનું હેતભર્યું સહાનુભૂતિથી ભીનું પ્રોત્સાહન. —આ બધાં અંગોનાં બનેલાં નવાં ને રમણીય જીવનનાં સ્વપ્નોની મઝાહ માણવામાં તે ગુંથાયો.

ભીમનાથ તળાવને આરે સ્થપાએલા મંડળ વીશે તે અનેકવાર રોજ વિચાર કરતો; અને તેના સભ્યોની પ્રવૃત્તિ કેવી રીતે કેંદ્રરૂપ થઇ, દેશમાં રાષ્ટ્રીયતા ને સ્વાતંત્ર્ય લાવે તેનો તે વિચાર કર્યાજ કરતો. તેને એક ખ્યાલ પ્રગટયો હતો કે તે મંડળનો બીજો દરેક સભ્ય એકદેશીય દૃષ્ટિથી રાષ્ટ્રીય પ્રશ્ન વીચારતો હતો—માત્ર તે પોતે એકલોજ તે બધી દૃષ્ટિઓ ને સમગ્ર રીતે જોઇ શકતો હતો, અને માત્ર તેનીજ યોજના સર્વગ્રાહી હતી. દરેક સભ્યની એકદેશીય પ્રવૃત્તિ બીજાની પ્રવૃત્તિ જોડે મેળવી, એક સર્વદેશીય ચળવળ કેમ પ્રગટાય તેનો વિચાર તે કર્યા કરતો હતો. આ વિચારો કરતાં સ્વપ્નાં અનુભવવાની તેની શક્તિ પર અંકુશ મૂકાયો. દરેક પ્રવૃત્તિ પોષવાને માટે જોઇતાં સાધનો કેવાં જોઇએ ને તે કેમ મેળવાય તેનો વિચાર કરતાં સ્વપ્નાંનો વિસ્તાર વ્યવહારુ મર્યાદામાં આવવા લાગ્યો.

આ બધાથી મુશ્કેલીનો સવાલ તો 'મા'ના 'પ્રાણ' ઓળખી તેને પાછા લઇ આવવાનો હતો. પ્રોફેસર કાપડીઆના શબ્દોએ તેના હૃદય પર આઘાત કર્યો હતો. શું 'મા'ના 'પ્રાણ', તેજ કાપડીઆની વિપ્લવાત્મક માનવતા! અને એ 'પ્રાણ' 'મા' ને પાછા મળતા નથી કારણ કે કાપડીઆએ કહ્યું હતું તેમ હીદી નિર્ધન, ભાવનાશીલ, સ્વપ્નદ્રષ્ટા ને મહાદેવી થવાને અશક્ત હતો!

જાન્યુઆરી આવ્યો ને નરમ પડેલા રાવબહાદુરે સુદર્શન કાયદાનો અભ્યાસ કરે તે ઇરાદાથી અંબાલાલને સો પૈસા આપી રહેવાની રજા આપી. જમશેદલાલ તરફ રાવબહાદુરને પણ અણગમો થયો હતો એટલે તેની વાત તો તે બોલતાજ નહીં.

શીઆળાની એક સવારે સુદર્શન એક ટ્રંક, અને પથારી સંઘ ચર્નીરોડ સ્ટેશન પર ઉતર્યો અને તેડવા આવેલા અંબાલાલને મળ્યો. બંને મજુરને માથે પેટી મુકાવી કાંદાવાડીમાં ગયા અને ધનીનું હેતાળ સ્વાગત સ્વીકારતાં સવાર તો વહી ગઇ.

સુદર્શન લૉ કૉલેજમાં જવા લાગ્યો, અને આખો વખત પીટીટ લાઇબ્રેરીમાં તેજ ગાળવા માંડયો. એને લાગ્યું કે ઇતિહાસો ને જીવન ચરિત્રોમાં રહેલું રહસ્ય ઉકેલ્યા વિના 'મા'ના 'પ્રાણ' પાછા લાવવાનો કોયડો ઉકેલાવાનો નથી. એ કોયડો ઉકેલવા તેણે અનેક વિષયોનો અભ્યાસ શરૂ કર્યો.

જ્ઞાનના સંચય સાથે તેણે વિચાર પણ ઘણો કરવા માંડયો અને વખત મળ્યે અંબાલાલ શિવલાલ કે મીસ વકીલ જોડે વાતચીત કરતો. તે બધાંનો વિષય એકજ હતો—માતૃભૂમિ. સૌ બધાંને લક્ષ્ય એકજ હતું—માતાનો ઉદ્ધાર.

સાથે સાથે તે મંડળના સભ્યો સાથે પણ ગાઢ સંબંધ રાખી રહ્યો હતો. કેશરશરૂ બજારમાં મચ્યો રહેતો, પણ સુદર્શન તેને અવારનવાર મળતો ને ઘડી બે ઘડી જુદા જુદા પ્રશ્નો પર તે ચર્ચા કરતા. અંબાલાલ ને મીસ વકીલ છાનામાનાં બોંબ તૈયાર કરવાના પ્રયોગો કર્યા કરતાં; અને તે પ્રયોગો ઘણા થોડા વખતમાં સફળ થશે એમ તેઓ સુદર્શનને ખાત્રી આપતાં. શિવલાલ શીનીયર બી. એ. માં હતો પણ જુદી જુદી સંસ્થા, ને તેના ચાલકો સાથે સંબંધમાં આવી દરેકની ચાવી શી છે તે નક્કી કરવામાં પ્રવૃત્ત રહેતો.

મગન પંડયા બી. એસસી. ના છેલા વર્ષ માટે વડોદરે મહેનત કરી રહ્યો હતો, અને પાસ થાય તો વડોદરા રાજ્ય તરફથી તેને વિદેશ મોકલે એવી પેરવી કરવામાં પડયો હતો.

પાઠક એમ. એ. થયો હતો, અને કોઇ પ્રકારે સારી નોકરીમાં ગોઠવાવા માટે ચીઠ્ઠીઓ

મેળવવામાં, ને લોકોને રીઝવવામાં રોકાએલો રહેતો.

ધીરુ શાસ્ત્રી બી. એસસી. માં પાસ થયો હતો અને કોઇ પણ પ્રકારે આર્ય સમાજની પ્રવૃત્તિનો અભ્યાસ થઇ શકે એવી તક શોધતો હતો.

સનત્કુમાર જોષીએ ઇંટરમીડીએટ પાસ કરી અખાડાઓ માટે ચાલકો કેળવવાની યોજના હાથ પર લીધી હતી.

ગિરિજાશંકર શુકલ સીનીઅરમાં આવ્યો હતો. છતાં અભ્યાસ તરફ બેપરવા રહી લશ્કરી વ્યવસ્થા વીશે મોટા મોટા વિચારો કરી રહ્યો હતો એમ ખબર આપતો.

નારણભાઇ પટેલે બી. એ. માં ગણિતમાં ફર્સ્ટ કલાસ લીધો, અને એમ. એ. થવું કે આઇ. સી. એસ. થવા વીલાયત જવું તેનો વિચાર તે ચલાવતો હતો.

મોહનલાલ પારેખ વિપ્લવવાદ પ્રસારવાનું કામ કર્યા કરતો હતો.

૩

પણ આ બધા કરતાં સુદર્શનના મગજમાં અગ્રસ્થાન ધનીબહેને લેવા માંડ્યું હતું. અંબાલાલની માફક તે પણ તેને ઘરકામમાં મદદ કરતો; અને આખી બપોર નવરો હોવાથી તેને શીખવવાની ને તેની જોડે વાતો કરવાની તેને તક મળતી. ધની આતુર શિષ્યા હતી; અને નાની વયે પણ સામાને રીઝવવાની કળા તેને આવડતી. તે મીઠું હસતી, ને અવારનવાર મશ્કરી પણ કરતી. ધીમેધીમે આ બેનો સમાગમ વધતો ગયો; અને બે કલાક ધની સાથે વાંચવામાં કે વાત કરવામાં ગાળવા એ દિવસના ક્રમનો એક અગત્યનો ભાગ થઇ પડ્યો.

સુદર્શન ધનીને વિદેશી ને સ્વદેશી મહાત્માઓની જીવનકથા કહેતો; માતૃભૂમિની કારકીર્દીના જુદા જુદા પ્રસંગો વર્ણવતો; અર્વાચીન દેશભક્તોના જીવનની માહીતી આપતો; તે તેને પોતાનાં બાલપણનાં સ્વપ્નાં કહેતો, ને કોલેજમાં સેવેલાં સ્વપ્નાંની રેખાઓ કૈંક કૈંક દર્શાવતો. આંખો પહોળી રાખી, હોઠ વણબીડ્યા રાખી ધની બધું સાંભળતી, ને સુદર્શન બોલતો અટકે કે "પછી ?—" કહીને ટહુકો કરતી. આ 'પછી ?' સુદર્શનના કાનમાં સુમધુર પડઘા પ્રગટાવતો.

સ્ત્રીની આગળ હૃદય ખોલવું એ પુરુષને મોક્ષથી પણ વધારે આકર્ષક છે, સચ્ચિદાનંદથી પણ વધારે આલ્હાદક છે; પણ જો સ્ત્રી શિષ્યા હોય—જો તે પુરુષને પુજતી હોય—જો ખોડ જોવાની તેને આવડત નહીં હોય ને સ્વતંત્ર ધોરણ બાંધવાની બાહોરી નહીં હોય—જો પુરુષે રચેલી શબ્દજાળની મોહિનીમાં પરવશ થવાની તેનામ નિર્બલતા હોય તો તે પુરુષને પલવાર અદ્ભુત પ્રેરણા આપે છે; તેના વ્યક્તિત્વને વિકસાવે છે, તેનાં સ્મરણોને મહાકાવ્યનું રૂપ આપે છે; તેના ભાવિને ભવ્ય બનાવે છે;—તેને એવી પ્રચંડ મહત્તાનું ભાન કરાવે છે કે તેની માનવતા સ્વાભાવિક સ્વરૂપ તિરસ્કારી દૈવી વિસ્તારને પામે છે; અને પલવાર તે દેવોનો પણ સમોવડીઓ બન્યો હોય એમ ફાલે છે. કોઇ કહી શકે કે મેરી મોડલીન નહોત તો ઇસુ ખ્રીસ્ત પયગંબર થાત ખરો ?

આવું કૈંક સુદર્શનને થયું. તેના વિચારો ને સ્વપ્નાંઓ આ નાની અણસમજુ છોકરી આગળ વ્યક્ત કરતાં તેને પોતાની માનવતાનું માપ જડ્યું; અને પોતે પયગંબર થવા સર્જાયો હોય એવો કૈંક ખ્યાલ આવવા લાગ્યો. અને સાથે ધનીનું પણ દૈવી સ્વરૂપ તેને દેખાયું. તે માત્ર સામાન્ય છોકરી નહોતી; પણ તેની આંખ-

માં અગાધ ઉંડાણો તેણે જોયાં, ને તેની વાણીમાં અનેરી પ્રેરણા તેણે સાંભળી. તેને આમ તેમ ફરતી, કામ કરતી, વાત કરતી, જોતાં કે તેના નાનકડા દેહમાં શીરસ્તાની તેજસ્વી પારદર્શકતા તેને દેખાઇ; તે પોતાના ભવિષ્યનો વિચાર કરતો તો તેમાં ધનીની સુવર્ણરંગી દેવલતા અદ્ભુત રીતે વણેલી જણાઇ. તે દેશ નાયક પોતાને કલ્પતો તો ધની હાથમાં હાર લઇ તેને વધાવવા તૈયાર દેખાતી. તે પોતાને છુપા મંડળનો નાયક કલ્પતો તો ધની તેની પડખે ઉભી ઉભી મંડળને પ્રેરતી તેને સદા દેખાતી. તે પોતાને કારાગ્રહમાં પડેલો ધારતો, તો ધની બહાર વ્રત કરી તેની વાટ જોતી તેને દેખાતી. તે પોતાને શૂલિ પર ચઢતો કલ્પતો તો દૂરે ન દેખાય એવી રીતે ઉભેલી ધનીનાં દિવ્ય ચક્ષુઓમાંથી શક્તિ મેળવી પોતાની છેલ્લી પળો ને ગૌરવાન્વિત કરતો જોતો.

આ બધાં સ્વપ્નામાં પાર્થિવ તત્ત્વ નામનુંજ હતું. ધની તેની સ્વપ્નસૃષ્ટિમાં દેવી સરખી બીરાજી રહી હતી; અને વાસ્તવિક જીવનમાં તે ગમે તેવી હોય તો પણ સ્વપ્નજીવનમાં તે અપૂર્વ દેવી બની બધા પર રાજ્ય ચલાવા લાગી. અને છતાં આ ભાવનાશીલ વિદ્યાર્થી તેને સગાભાઇથી વધારે નિર્મલ સ્નેહ ને માન આપી વર્તતો. ઉગતું, નિર્દોષ, સરકારી માનવહૃદય, ભાવનાશીલ કલ્પનાની દૃષ્ટિએ વિકસતું સ્ત્રીતત્ત્વ જુએ તેમ સુદર્શન ધનીને જોઇ રહેતો.

(આ રસિક વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં).

---

## બહેન

[અનુસંધાન પૃષ્ઠ ૨૮૬ થી]

રાતે નીલમણિ ઉંઘમાં બકવા માંડ્યો. સવારે કંઈ પણ વિચાર કર્યા વગર માંદા ભાઇને લઇને શશિકલા ગાડીમાં બેઠી અને શહેરમાં જઇ દાક્તરને ઘેર પહોંચી ગઇ. દાક્તર ઘેરજ હતા અને ઘર છોડીને ક્યાંય ગયા નહોતા. ગૃહસ્થ કુટુંબની સ્ત્રીને જોઇ કે તેમણે એક ઓરડો ઠીક કરાવ્યો, એક વિધવા સ્ત્રી બોલાવી અને દરદીની સારવાર શરૂ કરી.

બીજેજ દિવસે જયગોપાળ આવી પહોંચ્યો. ક્રોધથી લાલચોળ થઇને પોતાની સ્ત્રીને તરતજ સાથે ચાલી નીકળવા હુકમ કર્યો.

સ્ત્રીએ કહ્યું: "મારા કટકા કરી નાખશો તોપણ હું અહીંથી ખસવાની નથી. તમે મારા નીલમણિને મારી નાખવા ધારો છો; તેનાં માબાપ નથી, મારા સીવાય તેનું કોઇ નથી હું તેને બચાવીશ."

જયગોપાળે ખીજાઇને કહ્યું: "સારે અહીંજ રહે. તું હવે મારે ઘેર આવતી નહીં."

શશીએ જરા તપીને કહ્યું: "ઘર તમારું ક્યાં છે? મારા ભાઇનું એ ઘર છે!"

ઠીક છે, તે જોયું જશે.

આડોશીપાડોશી આ બનાવ બન્યા પછી ખુબ વાતો કરવા લાગ્યાં. પાડોશણ બોલી કે ધણીની સાથે લડવું હોય તો બાપુ! ઘેર બેસીને લડોને. ઘર છોડીને જવાની જરુર શું? ગમે તેમ હોય પણ ધણી તો ખરો ના! વગેરે.

સાથે જેટલા પૈસા હતા તે ખુટ્યા એટલે ઘરેણાં વેચીને શશીએ તેના ભાઇને મોતના પંજામાંથી બચાવ્યો તેને ખબર મળી કે ગામમાં તેની જે મોટી જમીન હતી અને જેની આવક ઘણી આવતી હતી તે, જમીનદારની સાથે મળી જઇને જયગોપાળે પોતાના નામે ચઢાવી દીધી હતી. એટલે હવે બધી મીલકત તેની થઇ ગઇ હતી; તેના ભાઇની નહીં.

રોગમાંથી સાજો થઇ નીલમણિ કરુણ સ્વરે કહેવા લાગ્યો કે બહેન ઘેર ચાલો. ત્યાં તેના ભાઇબંધ ભાણેજને મળવા તેને કંઇ કંઇ થતું હતું. તેથીજ વારંવાર કહેતો કે, બહેન! ઘેર ચાલોને, મોટી બહેન! એ સાંભળીને બહેન રોવા માંડતી ને કહેતી કે આપણું ઘર હવે ક્યાં રહ્યું છે?

પરંતુ માત્ર રોવા કરવાથી કંઈ ફળ નથી. આખી પૃથ્વીમાં એક બહેન સીવાય તેનું કોઇ નહોતું એમ વીચારી આંખ લુછી, શશી, ડેપ્યુટી માજીસ્ટ્રેટ તારિણીબાબુને ઘેર ગઇ અને તેની સ્ત્રીને વીનવી.

ડેપ્યુટી સાહેબ જયગોપાળને ઓળખતા. સારા ઘરની સ્ત્રી ઘરની બહાર નીકળીને મીલકતને માટે પોતાના સ્વામી સાથે લડવા નીકળી તેથી શશી તરફ તે નારાજ થયા.

તેણે તરતજ જયગોપાળને કાગળ લખ્યો. જયગોપાળ સાળાની સાથે પોતાની સ્ત્રીને જોરજુલમથી ગાડીમાં બેસાડી ઘેર લઇ ગયો.

ધણીધણીઆણી બીજીવારના વિરહ પછી ફરીવાર પાછાં મળ્યાં!

ઘણે દિવસે ઘેર પાછા ફરતાં પોતાના જુના ભાઇબંધો મળવાથી નીલમણિ ખુબ રાજી થઇને રમવા લાગ્યો. તેનો નિશ્ચિંત આનંદ જોઇને શશીનું અંતર ચીરાવા લાગ્યું.

૪

શીઆળામાં માજીસ્ટ્રેટ સાહેબ બહારગામ તપાસણી કરવા નીકળ્યા હતા અને શીકાર શોધતા ગામની પાસે તંબુ નાખીને પડ્યા હતા. ગામને રસ્તે સાહેબની સાથે નીલમણિનો ભેટો

થયો. બીજા છોકરાઓ તેમને જોઇ ચાણક્યના શ્લોકને સહેજ ફેરવીને નખી, શૃંગી, દંતિ વગેરેની સાથે સાહેબનો પણ સમાવેશ કરીને ઘણે દૂર નાસી ગયા હતા. પરંતુ ગંભીર પ્રકૃતિ નીલમણિ અટલ કુતૂહલથી શાન્તભાવે સાહેબનું નિરીક્ષણ કરવા લાગ્યો.

સાહેબને કૌતુક થવાથી પાસે આવ્યા અને પુછ્યું: "તમે નીશાળમાં ભણો છો?"

બાળકે માથું નમાવીને જણાવ્યું કે હા.

સાહેબે પુછ્યું: "તમે કયું પુસ્તક ભણો છો?"

નીલમણિ પુસ્તકનો અર્થ ન સમજવાથી મુંગે મોઢે સાહેબની સામે જોવા માંડયો.

માજીસ્ટ્રેટ સાહેબ સાથેના આ પરિચયની વાત નીલમણિએ ખુબ રસથી પોતાની મોટી બહેનને કહી સંભળાવી.

બપોરે કોટ પાટલુન ને પાઘડીથી શણગારી જયગોપાળ માજીસ્ટ્રેટ સાહેબની સલામે ગયો. અરજદાર, ચોકીદાર સીપાઇઓ વગેરેની ચારે બાજુએ મેદિની જામી છે. સાહેબને ગરમી લાગવાથી તંબુની બહાર કેંપટેબલ બીછાવી બેઠા છે, અને જયગોપાલને ખુરશી પર બેસાડી સ્થાનિક ખબરો પુછી રહ્યા છે. જયગોપાળ, તેના ગામના લોકોની નજર સામે આ ગૌરવવાળુ આસન મેળવવાથી ફુલાતો હતો અને મનમાં ઇચ્છતો હતો કે તેની ઇર્ષા કરનારા હમણાં આવીને સ્થિતિ જોઇ તો જાય કેવું સારું!

એવે વખતે નીલમણિને સાથે લઇને લાજ કાઢેલી એક સ્ત્રી એકદમ માજીસ્ટ્રેટ સાહેબ આગળ આવીને ઉભી રહી, અને કહ્યું: "સાહેબ, તમારા હાથમાં આ મારા અનાથ ભાઇનું કાંડું સોંપું છું, તમે બચાવો."

અગાઉ જોએલાં ગંભીર પ્રકૃતિ અને મોટા માથાવાળા બાળકને અને બાઇને સારાં ઘરનું માણસ સમજી, સાહેબ એકદમ ઉભા થઇ ગયા, અને કહ્યું કે તમે તંબુમાં પધારો.

સ્ત્રીએ કહ્યું: "મારે જે કંઇ કહેવાનું છે તે હું અહીંજ કહીશ."

જયગોપાળ ગભરાવા માંડયો. પરવારતા, ગામના લોકો કંઇ નવાજુની ધારીને ચારે તરફ આગળ ધસવા માંડયા. સાહેબે લાકડી ઉગામ્યાની સાથે બધા નાસી ગયા.

પછી શશી, પોતાના ભાઇનો હાથ પકડીને તે માબાપ વિનાના બાળકનો બધો ઇતિહાસ, આદ્યોપાંત કહી ગઇ. વચ્ચે જયગોપાળ કંઇ કહેવા જતો ત્યારે સાહેબ લાલચોળ મોઢે તડુકી ઉઠતા કે ચુપ રહો! અને સોટી બતાવી, ખુરશી પરથી ઉભા રહેવા ફરમાવી દીધું.

જયગોપાળ મનમાં ને મનમાં શશી ઉપર ગુસ્સે થતો મુંગો મુંગો ઉભો રહ્યો. નીલમણિ બહેનની છેક નજીક ઉભો રહીને છાનોમાનો બધું સાંભળતો હતો.

શશીની વાત પુરી થઇ કે માજીસ્ટ્રેટે જયગોપાળને કેટલાક સવાલો પુછ્યા. અને તેના જવાબ સાંભળ્યા પછી ઘણીવાર ચુપ રહ્યા. પછી શશીને ઉદ્દેશીને કહ્યું: "બચ્ચા, આ મુકદ્દમો કદાચ મારી આગળ ન ચાલે તોપણ તમે નિશ્ચિંત રહેજો. આ બાબતમાં જે કંઇ કરવું ઘટશે તે બધું હું કરીશ. તમે તમારા ભાઇને લઇને વિના ભયે ઘેર જાઓ."

શશીએ કહ્યું: "સાહેબ જ્યાં સુધી પોતાનાં ઘરબાર પાછાં ન સોંપાય ત્યાં સુધી મારા ભાઇને લઇને જવાની મારી હીંમત થતી નથી. હમણાં તમે નીલમણિને નહીં બચાવો તો બીજું કોઇ તેને બચાવી શકે તેમ નથી."

સાહેબે પુછ્યું: "ત્યારે તમે કયાં જશો!"

શશીએ કહ્યું: હું હમણાં મારા ધણીને ઘેર જઇશ, મારી કંઇ ચિંતા નથી."

સાહેબ મ્હેજ હસ્યા અને ગળામાં માદળીયું પ્હેરેલ, દુબળા, કાળા, ગંભીર, પ્રશાંત, મૃદુ સ્વભાવ, છોકરાને પોતાની સાથે રાખવા કબુલ થયા.

શશી જવા તૈયાર થઇ ત્યારે છોકરાએ તેને પકડી રાખી. સાહેબે કહ્યું: "બચ્ચા બીશ નહીં, આવ."

ઘુમટામાંથી અવિરલ અશ્રુ સારતાં સારતાં શશી બોલીઃ 'બાપુ, ભાઇ, જા ભાઇ, પછી તારી બ્હેન મળશે."

એમ કહી, ભાઇને આલિંગન કરી, તેને માથે પંપાળી ધીરેથી કપડું મુકાવી એકદમ તે ચાલી ગઇ. આ તરફ સાહેબે નીલમણિને ડાબે હાથે વીંટી લીધો અને તે બ્હેન બ્હેન કરીને બુમ મારવા લાગ્યો. એકવાર પાછી ફરી શશી, જમણો હાથ સાંત્વના આપતીહોય તેમ લંબાવી, વિદીર્ણ હૃદયે ચાલી ગઇ.

વળી તે લાંબા કાળનાં પરિચિત પુરાતન ઘરમાં વરવહુ મળ્યાં.

પરંતુ આ મીલન લાંબો કાળ ટકયું નહીં. કારણ કે થોડાજ દિવસ પછી ગામના લોકોએ સાંભળ્યું કે રાતમાંજ શશીને કોલેરા થવાથી મરી ગઇ હતી અને રાતમાંજ તેની દહનક્રિયા આટોપી લેવામાં આવી હતી.

વિદાય કાળે શશીએ ભાઇને વચન આપ્યું હતું કે 'પછી મળીશ' એ વાત પાળી શકાઇ હતી કે નહીં તે ખબર નથી.

---

# સંસદ ગ્રંથાવલિ

| | |
|---|---|
| ૧. રણજીતરામના નિબંધો<br>લેખક:<br>સ્વ. રણજીતરામ વાવાભાઇ મહેતા<br>મૂલ્ય: રૂ. ૧–૮–૦ (પોસ્ટેજ જુદું.) | ૮. રેખાચિત્રો અને બીજા લેખો<br>લેખક:<br>સૌ. બ્હેન લીલાવતી.<br>મૂલ્ય: રૂ. ૩–૦–૦ (પોસ્ટેજ જુદું.) |

ગુજરાતના સર્વોત્તમ લોકપ્રિય નવલકથાકાર:

## રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી કૃત

૨. ગુજરાત-એક સાંસ્કારિક વ્યક્તિ.
મૂલ્ય: રૂ. ૦–૪–૦ (પોસ્ટેજ જુદું.)

૩. પુરંદર પરાજય અને અવિભક્ત આત્મા.
મૂલ્ય: રૂ. ૦–૧૨–૦ (પોસ્ટેજ જુદું.)

૪. કોનો વાંક?
મૂલ્ય: રૂ. ૩–૦–૦ (પોસ્ટેજ જુદું.)

૫. પૃથિવીવલ્લભ.
મૂલ્ય: રૂ. ૧–૮–૦ (પોસ્ટેજ જુદું.)

૬. ગુજરાતનો નાથ.
મૂલ્ય: રૂ. ૪–૦–૦ (પોસ્ટેજ જુદું.)

૭. રાજાધિરાજ.
મૂલ્ય: રૂ. ૪–૮–૦ (પોસ્ટેજ જુદું)

૧૦ મારી કમલા અને બીજી વાતો.
મૂલ્ય: રૂ. ૧–૮–૦ (પોસ્ટેજ જુદું)

| | |
|---|---|
| ૯. શાપસંભ્રમ અને બીજી કવિતાઓ<br>લેખક:<br>સ્વ. નર્મદાશંકર પ્રભુરામ ભટ્ટ.<br>મૂલ્ય: રૂ. ૦-૧૨-૦ (પોસ્ટેજ જુદું.) | **ગુજરાત**<br>**કાર્યાલય.** |

c/o 'સાહિત્ય' પ્રેસ,
૧૦–૧૪, બેંકહાઉસ લેન, મેડોઝ સ્ટ્રીટ, કોટ–મુંબાઇ ૧.

ઉપરનાં બધાં પુસ્તકો મેસર્સ આર. વનમાળીદાસ, બુકસેલર્સ; ઠે૦: જુની હાટીઆ મહાજનવાડી સામે, ૩૯૭, કાલબાદેવી રોડ: એમની પાસેથી મળશે.

# આધુનિક ઇતિહાસને ઘડતાં સમાજબલો

[અનુસંધાન પૃષ્ઠ ૪૯૮ થી]

મરુ ભૂમિમાં અદૃશ્ય થઇ જતાં માલમ પડે છે અને જ્યાં પરસ્પર સહાય એજ સ્વભાવિક ધર્મ છે ત્યાં સ્પર્ધા અસ્તિત્વમાં આવે છે, અને પુરુષ અને સ્ત્રી વચ્ચે એક પ્રકારનું દ્વંદ્વ—યુદ્ધ મચી રહે છે. આ વલણને પરિણામે, બર્ટ્રન્ડ રસલ જેવા વિચારશીલ પુરુષો માને છે કે, લગ્નની સંસ્થા નાબુદ થશે, રાજ્ય બધાં બાળકોને ઉછેરશે, અને જાહેર ભોજનગૃહોમાં લોકો પોતાનો ખોરાક લેશે.

વળી ઉદ્યોગવાદનું એક બીજું વલણ એવું છે જે ઘણાએ આસ્તિક લોકોનાં હૃદયને આઘાત પહોંચાડયા વિના ન રહે. એ ઇશ્વર અને ધર્મનાં સદંતર અસ્વીકારને લગતું છે. બેકુનીને ઘડેલાં "ઇન્ટર નેશનલ એલાયન્સ ઓફ સોશ્યલ ડેમોક્રસી"ના કાર્યક્રમનું પહેલુંજ વાક્ય "આ સંસ્થા પોતાને નિરીશ્વરવાદી જાહેર કરે છે" એવું છે. પ્રાચીન ભારતવર્ષમાં એ એકવાર આવું વલણ લોકાયત પંથના અર્થશાસ્ત્રીઓએ બતાવ્યું હતું. એ પંથનો નેતા ચારવાક હતો. તેઓ પ્રત્યક્ષવાદી હતા. કોઇ પણ પ્રકારનાં અદૃશ્ય તત્વનાં અસ્તિત્વનો તેઓ ઇન્કાર કરતા. આકાશ તત્વ જેવી વસ્તુનો પણ અસ્વીકાર કરવા જેટલી હદ સુધી તેઓ ગયા હતા. તેઓ ઇશ્વર, ધર્મ કે નીતિવિષયક સર્વ વિચારો વિરુદ્ધ આજે જેમ કોઇ ઝનુની સ્વૈરવાદી (Anarchist) કે સામ્યવાદી (Socialist) ઝઝુમે છે તેમ સખત રીતે ઝુમ્બેશ ઉઠાવતા. પણ ભારતના આ નાસ્તિક ફીલસુફોને અંતે કડવો અનુભવ થયો હતો કે ઇશ્વરનો અંત આણવા જતાં તેમનોજ અંત આવી ગયો. આજ આ યુરોપીય લોકાયત પંથનું શુ થાય છે એ આપણે જોવાનું છે. પણ યુરોપનાં આ નાસ્તિકતા તરફનાં વલણનાં કારણો શોધી કાઢવાં એ બહુ ભારે વાત નથી. જનસમૂહનો મોટો ભાગ દુઃખ અને દારિદ્રથી પીડાઇ રહ્યો છે. આ બધા લોકોને વારંવાર ધર્મગુરુઓ તરફથી કહેવામાં આવે છે કે "તેમનું નશીબજ એવું છે," "પ્રભુની ઇચ્છા છે." "બધું દુઃખ તેમણે મુગે મોઢે સહન કરવું જોઇએ."—વગેરે પણ આ દુઃખી લોકો તેમને દુઃખ આપવામાં ઇશ્વરનો ન્યાય સમજી શકતા નથી. મુડીદાર તો ઇશ્વરના અસ્તિત્વમાં માને. કારણકે તેને તો પોતાના સદ્‌ભાગ્ય માટે કોઇકનો આભાર માનવાનો છે; પણ ગરીબ લોકો કને તો એવું કૈંજ નથી જેથી તેઓને ઇશ્વર પ્રત્યે આભારની લાગણી ઉછળી આવે, અને તેઓ એટલા બધા દુઃખી હોય છે કે દુઃખની તેમને પરવા હોતી નથી. અને એથી સ્વભાવિક રીતે ઇશ્વરનો તેમને ડર લાગતો નથી. આમ ઇશ્વરના અસ્તિત્વમાં માણસ જે બે રીતે—પ્રેમથી કે ભયથી માનવા પ્રેરાય છે તે બંને વસ્તુઓનો ગરીબ લોકો માટે અભાવ છે. આથી જે ઇશ્વરનાં નામ હેઠળ તેમને સદીઓથી રીબાયલા રાખવામાં આવે છે તે ઇશ્વરની સામે તેઓ બળવો કરે તેમાં આશ્ચર્ય નથી. વળી ધર્મ એક એવી વસ્તુ છે જે આગળ વધતી સંસ્કૃતિ સાથે એકાએક વધી શકતી નથી; અને એથી લોકોના આચાર વિચાર અને ધર્મ વચ્ચે એવો મોટો ભેદ પડી જાય છે કે વિજ્ઞાનની દૃષ્ટિથી વિચાર કરનાર લોકોને ધર્મ જંગલી ભૂતકાલનાં નિરુપયોગી અવશેષ જેવોજ લાગે છે.

આ ઉપરાંત ઉદ્યોગવાદનું બીજું વલણ મનુષ્યને કલાપ્રિય નહીં પણ ઉપયોગિતાવાદી

## કેટલાંક મનુષ્ય પ્રાણીઓ

[અનુસંધાન પૃષ્ઠ ૫૩૧થી]

ઓળખીતાઓને તેણે ખબર આપી પણ દીધી હોય કે "શેઠે ભાજી મંગાવી છે."

વાલકેશ્વર બંગલેથી શેઠ મુસને (એ માણસનું નામ મુસ હતું) ભાજી માટે પુછે. મુસ કુદકો મારી ટેલીફોન આગળ જાય અને રીસીવર કાને લગાડી ટેલીફોનનાં ભુંગળાં પર મોં લગાડી ભાજી માટેના મુસના પ્રયાસ, ભાજીવાળીઓની એકસંપી અને બદમાસી, સારી જાતની તાજી ભાજી માટે મુસની ધગશ વગેરે બાબતો પર લંબાણથી વિવેચનની શરુઆત કરે ને બોલેઃ—

"નારે શેઠ, આઉ સુબેરમે છે બજે નલબજાર ભાજી ગીન્યાસવ્યો."

પણ અમારા શેઠ મુસની ખાસીઅત આબાદ જાણતા. "દાસ્તાને મુસ" શરુ થતાંજ એ મુળ મુદ્દાનો સવાલ "ભાજી આવી કે કેમ?" એ પુછી લેતા અને તેનો હકારમાં જવાબ મળતાં ટેલીફોનનું રીસીવર પાછું જ્યાંનું ત્યાં મુકી એ ચાલી જતા, અને મુસાજી પોતાનું લાંબુ વિવેચન ટેલીફોનનાં ભુંગળાં પાસે કરી, સામી બાજુ તેમની વાત કોઇ સાંભળતું નથી એ પ્રતિતી મોડી મોડી થતાં ચાટ પડી, બબડતા, અટકતા પાછા પોતાને સ્થાને આવી બેસતા અને એકંદર દુનીઆ તરફ તિરસ્કાર વર્ષાવતા.

ઘણાં ખરાં લપ વૃદ્ધ હોય છે, અને એવું પણ બને છે કે આપણાં નજદીકનાં સગાંઓ, પાસેનાં વડીલો એવાં 'લવરી' હોય છે. કોઇ કાકા તો કોઇ મામા તો કોઇ માજી કે કોઇ ફુઇબાના સપાટામાં આવી જઇએ તો મને કમને પણ એમનો અગાઉ પાંત્રીસ વખત સાંભળેલો યાત્રાનો અહેવાલ, કે જીવનના કોઇ પ્રસંગનું બ્યાન કે ન્યાતના કોઇ પ્રસંગ કે બનાવની એમની દૃષ્ટિએ લાંબી નુકતેચીની અને સમાલોચના આપણને ધીરજથી સાંભળવી પડે.

લપની વાત હંમેશાં કંટાળારુપ હોય છે. મેધાના ચમકારા, હાસ્યનાં છાંટણાં, નવીન દૃષ્ટિબિંદુ કે રસની જમાવટ ત્યાં હોતી નથી એવું એવું હોય તો વળી એવી વાત કરનાર લપ કહેવાયજ નહીં. લપ અથવા લવરી તો એકજ સરખે અવાજે, સાંભળતાં જરા પણ સ્વાદ કે મઝા ન આવે એવી રીતે પોતાનું પીંજણ કર્યેજ જાય છે.

લપને ભોળાં, ભોળું કે ભોળી ગણવી કે પોતામાં જ મશગુલ (self-centred) ગણવી એ શંકાનું હું પોતે તો સમાધાન નથી કરી શક્યો. કેટલાંક આપબળથી આગળ વધેલાં અને પોતાના ધંધામાં પાવરધાં માણસ પણ વાત કરવા માંડે ત્યારે લપ થઇ પડે છે. એમની વાતચીતમાં હરહંમેશ, ચોવીસે કલાક એમનાં પોતાનાંજ પરાક્રમ, એમની હાડમારી અને એમની મુશ્કેલીઓ, એ મુશ્કેલીઓની સામે થવામાં એમણે બતાવેલી ચાતુરી, ચાલાકી, હીંમત અને બુદ્ધિ, એમની આશાઓ, એમની મહત્વાકાંક્ષાઓ, એમની ભાવનાઓ, એમના સિદ્ધાંતો, એમના અનુભવો, એમનાં સ્વપ્નાં અને એમનાં મનોરાજ્ય એમ બધું પહેલેથી છેલ્લે સુધી એમનામય હોય છે. જ્યારે મળો ત્યારે તમારે તો ઘણા વખત સાંભળ્યું હોવા છતાં પાછું એમનું જીવનચરિત્ર પહેલેથી છેલ્લે સુધી સાંભળવું પડે. આવી રીતે મારા એક મિત્રનું જીવનચરિત્ર મારે એને સ્વમુખે લગભગ સાડત્રીસં વખત સાંભળવું પડ્યું હતું.

કેટલાંક લપ ભોળાં ભટાક હોય છે એ પણ ખરું. એમની વિચારશક્તિ—કલ્પના ચાલતી નથી ઉડે છે—અરે પંજાબ મેલની ઝડપથી દોડે છે. એક પ્રસંગ બન્યો હોય કે એક દૃષ્ય જોયું હોય તો

તેની એમના મન પર જે છાપ પડે તેનો ચીતાર એ બીચારીઓ ટુંકમાં· થોડા· શબ્દોમાં આપી શકતાંજ નથી. લંબાણ, વિગત અને પુનરાવર્તન-નો એમને રોગ થયો હોય એમ લાગે. ઘણી વખત તો આપણને એમ પણ લાગે કે આવી બીચારી લપો કે બાપડી લવરીઓ માંદગીના છેડા સુધી કોઇ દિવસ ધરાઇને પોતાની વાત કોઇને કહી શકતાં હશે કે ?

આવી લપ સાહિત્યના ક્ષેત્રમાં ઝુકાવે તો ? વાતજ ના કરો. એ નાનકડી કવિતાઓ કે નવલિકાઓ કે એકાંકી નાટક તો નાજ લખે. એ તો મહાકાવ્યોજ ઉપાડે, અને નવલકથાઓ લખે. તે પણ એક બે ભાગની નહીં પણ સાત સાત, આઠ આઠ, અને બાર બાર પુસ્તકો લખે, અને નાટક લખે તો તે એટલું લાંબુ ચાલે એટલું લાંબુ—જવા દયો. ટુંકમાં એવી લપોની સાહિત્ય કૃતિઓ સાહિત્યના ઓમાઇડની ગરજ સારે.

એવું લપ નામનું પ્રાણી ન કરે નારાયણ અને એક જાહેર વક્તા હોય તો વળી જોઇ લો શ્રોતાઓની અવદશા ! તેને બોલવા ઉભું કરવામાં આવે તો વળી બંધજ ન પડે. પણ સદ્ભાગ્યે એવી લપોને વખતસર અટકાવી વચમાંથીજ બેસાડી દેવા માટેજ પ્રમુખ નામના પંતુજીઓની શોધ થઇ છે. અને એવા સરનશીન અને અધ્યક્ષ નામથી ઓળખાતા પંતુજીઓ લપોને ઠીક કાબુમાં રાખી શકે છે.

લપની તરફેણમાં બોલવા માગીએ તો કહી શકાય કે એમને સ્થળ અને પ્રસંગના અંતરાય હોતા નથી. એમના વિચારો ગહન, ભાવનાઓ તાગ ન લાગે એટલી ઉંડી, ધીરજ અપરંપાર, ઉદ્યમ નિરંતર, વાણીનો પ્રવાહ અસ્ખલિત, ફેફસાં અને જડબામાં ઝાઝું જોર વગેરે વગેરે.

[બીજાં વિચીત્ર પ્રાણીઓની ઓળખાણ આવતા અંકમાં]

## તેજબા

[અનુસંધાન પૃષ્ઠ ૫૦૬ થી]

સો સો સામંતો ઠકરાળાંને લેવા આવ્યા. દાસી સાથે મોજલ પડદામાં તેજબા નીચે ઉતરી: લોકલાજે એને ધીમાં પગલાં ભરવાં પડતાં હતાં.

તેજબાને લઇ સૌ ગઢ ઉપર આવ્યાં.

ડીલ્લમાં દોડા દોડી થઇ રહી. 'બા પધાર્યાં' 'બા પધાર્યાં' કહેતી ખવાસણોએ દોડા દોટ કરી મુકી.

તેજબાના ઉનારા વચલા ખંડમાં હતા. ખંડ શણગારવામાં મણા નહોતી કરી; દીવાના પ્રકાશમાં તેજબાની આંખો અજીતને શોધતી હતી.

એક ઘરડી ખવાસણ તેજની મનોદશા સમજી. એણે પાસે આવી કહ્યું: "બાપુ હમણેં પધારશે. સામે ગામ સીધાવ્યા છે."

"કયારે ?"

"છેક હમણેં. આખો દી ચેન નથી પડ્યું. ઘડીકમાં દરબાર ને ઘડીકમાં ગઢ એમ ફરવામાંજ દી ગાળ્યો'તો. નમતા પહોરે સામા ગામનાં માણસો આવ્યાં'તાં. કહેતાં'તાં કે વાઘ વાઘણની એક જોડીએ ઘાણ કાઢ્યો છે. કૈંક જીવ લીધા છે, ને હજીએ એ વકરાએલાં ફરે છે, આખા ગામનો જીવ પડીકે બંધાયો છે."

"પછી ?"

"અટલું સાંભળતાં બાપુ તરવાર ને ભાલો કસી માણસોને લઇ ધાયા. કહેતા ગયા છે 'હમણેં આવું છું.'

× × ×

તેજ બારીએ ઉભી ઉભી જોયાં કરે છે. એને ખાવા પીવાનું કયાંથી ગમે? સંધ્યાનાં ઝાંખાં અજવાળાં જોતી એ બારીએ ઉભી રહી.

ઘોડીના ડાબલા સંભળાયા. તેના કાન સતેજ થયા. એણે રસ્તા પર જોયું. કાઠી ઘોડી ચારે પગે ઉછળી રહી છે. જમીન સરસી પડી પડી એ ઉછળે છે.

ઘડીમાં ઘોડી રાજગઢમાં આવી.

ઘોડી ઉભી રહે એ પહેલાં ઠાકોર કુદી પડ્યા. લખુભાને ઘોડી આપીને મહેલમાં ગયા.

### ૫

રાત્રિ શરુ થઇ ગઇ.

અમી વરસાવતો ચાંદો ઉગ્યો, પણ ઉગતા ચાંદાને શુતાવળ જેવી કાળી કાળી વાદળીએ ઘેરી લીધો.

ચાંદની ન ખીલી.

અજીતના આનંદનો પાર નહોતો. તેજ સાથે વાત કરતાં એને શેર શેર લોહી ચઢતું હતું.

જમીને જોડલી ઘડીક અગાશી ઉપર આવે છે.

અજીતે જોયું ડુંગરો શાંત ઉભો હતો. કોઇ વીરને માથે એનો ફેંટો શોભી રહ્યો હોય તેમ ઉપર ગઢ શોભી રહ્યા હતા; નીચે રાજગઢ ઉભું હતું.

ગઢ પુરો થાય ત્યાં ઉંડી ખીણમાં એક સરોવર પથરાયું હતું.

અજીત તેજને લઇ નીચે ઉતર્યો. ફરતાં ફરતાં બંને ગઢની પેલી પાર પહોંચ્યાં.

ડુંગરાની ધાર પુરી થતી હતી: નીચે ઉંડી એક તળાવડી લહેરતી હતી. ચોમાસે ચોમાસે ડુંગર નહાતો ને તળાવડી એનું પાણી ઝીલી લેતી.

ડુંગર નહાતાં થાકે નહીં; તળાવડી ઝીલતાં થાકે નહીં.

પાણી ઝીલી ઝીલી એનુ હ્રદય વિશાલ બનતું ગયું, મુળ તળાવડીને ઠેકાણે આજે તો મોટું સરોવર લહેરીઓ લે છે.

ડુંગરની ધાર ઉપર બેસી ઘણીએવાર અજીતે ડુગરાને ભેટતાં તળવડીનાં નીર નીહાળ્યાં હતાં. કોઇ દી વહેલી સવારે ને કોઇ દી આથમતા સુરજ વખતે એ ત્યાં આવતો.

આજે તેજને એ સ્થળ બતાવવા એ તલપી રહ્યો હતો. બને ત્યાં આવ્યાં.

એક મોટી શિલા ઉપર બંને બેઠાં.

શાંતિની એક પળ પછી તેજે ધીમેથી પુછયું: "પેલાં વાઘ વાઘણનું શું થયું ?"

"બંનેએ કેર વર્તાવ્યો'તો. કૈંક હ્ત્યા કરી હતી. હું ગયો ત્યારે એ ગામને પાદર લીલી કુંજમાં પડયાં'તાં. લોકો બીચારા ઘરમાં પેરી રહ્યા'તા.

પડકારો સાંભળી બેઉ ઉછળી આવ્યાં, ભાલાથી વાઘ તો વીંધાયો, પણ વાઘણ છટકી ગઇ. માણકીએ પાછી પાની નહોતી કરી; જેમ તેમ એને રોકી: વાઘણ ડુંગરો વગી ગઇ, હું અહીં આવ્યો. વાઘણના સિકાર વળી કોક દી કરશું."

તેજબા ખીણ તરફ જોઇ રહી હતી, સરોવરનાં પાણી સાથે એને નાચવાનું મન થઇ જતું.

"તેજ ! પેલો ચક......"

અજીત થંભી ગયો. એને થયું જાણે કોઇ હિંસક પ્રાણી આસપાસ ભમે છે. બીજીજ પળે એણે ધાર્યું એ તો દિવસના ભણકારા.

"તેજ! પેલા ચક પરનાં કમળ નથી ખુલતાં..."

તેજ સહેજ હસી.

એકાએક અજીત ઉભો થઇ ગયો. હાથ તરવારની મુઠ ઉપર પડયો; એણે તરવાર ખેંચી.

દિવસની વકરાએલી વાઘણ ભમતી ભમતી અહીં આવી હતી. સામા પથ્થર પાછળ લપાઇ એ વેર વાળવા તૈઆર થઇ હતી.

વાઘણ કુદે એ પહેલાં અજીતે પાસે જઇ તરવારનો ઘા ફેંકયો: વીજળી જેવી તરવારે ચમકારો કર્યો.

વાઘણની ગરદન ઉપર ઘા પડે એ પહેલાં એ કુદી; એક છલંગ ભરી ને પથ્થર સાથે અંથડાઇ; તલવારના બે કકડા થઇ ગયા.

વાઘણ ખુબ ઉશ્કેરાઇ.

રાજપુતના ગુસ્સાનો પાર ન રહ્યો.

એ કટાર કાઢવા વાંકો વળ્યો. ભયંકર ઘુઘવાટ સાથે વાઘણ એના ઉપર ધસી.

ઘવાએલી વાઘણે એક થાપો અજીતના ખભા ઉપર માર્યો. માંસનો લોચો નીકળી પડયો ને લોહીની ધાર ચાલી.

તેજબા રાજપુત કુંવરી હતી. ભયનું એને ભાન નહોતું, પણ અજાણ્યા પ્રદેશમાં, પતિના પ્રથમ મીલનમાં આવી પડેલું વિઘ્ન એને ગુંચવી રહ્યું હતું.

અજીતનું લોહી એનાથી ન જોવાયું. પોતાની નાની કટાર કાઢી એ ધસી.

લાંબો રસ્તો છોડી એ સીધી દોડી. આડો એકજ નાનો પથ્થર હતો: એક છલંગે તેજ પથ્થર ને વળગી.

પણ નવા મહેમાનને ખબર નહોતી કે પથ્થર નીચે ખીણમાં જવાનો પગથાર છે. પથ્થર એના મથાળે પડયો'તો.

ગોવાળીઆ ઘર ઘર રમી પથ્થરો ગોઠવતા, આજે કોઇ ગોવાળીએ પગથારને મથાળે પથ્થર મુકયો'તો.

તેજબા નહોતી જાણતી; જાણતી હોત તોએ ધણીની વહારે જતાં એ ભુલી જાત.

પથ્થર ઉપર જબર દબાણું થયું. એકજ પળમાં ગડગડગડ કરતો પથ્થર તેજબાને લઇ પગથાર ઉપર થઇ ધબાક દઇ પાણીમાં પડયો. મોભ મોભ જેવડાં મોજાં ઉછળ્યાં, જાણે કોઇ રાક્ષસી નાચ કરવા લાગી.

વાઘણને મારી અજીત પાછો ફર્યો. વિજયનો હર્ષ એની આંખમાં તરતો હતો; એક ડગલું આગળ વધતાં એણે ધબાકો સાંભળ્યો. એ ચમકયો, એણે દોટ મુકી ધાર ઉપર આવતાં અજીતે જોયું એની માનીતી તલાવડી આજે ગાંડીતુર બની છે.

અજીત બધું સમજી ગયો. એણે ઉપરથી-જ ભુસકો માર્યો. 'હર હર મહાદેવ'ની કારમી ચીસ ચોમેર ફેલાઇ ગઇ. લાંબી લાંબી વામો ભરતો અજીત પોતાનું રત્ન શોધવા લાગ્યો.

આખી તલાવડી—સરોવર—ડોળી વળ્યો પણ તેજ એને ન મળી.

સેંકડો ડુબકીઓ ખાધી પણ એને તેજ ન મળી.

અજીત નિરાશ થયો એનું વીર શરીર કંપવા લાગ્યું. કદીએ ન પીગળે એવા હૈયામાં શોકનો સાગર ફેલટયો; આંખે આંસુ સર્યાં.

બીજો પ્રયત્ન પણ નિષ્ફલ ગયો.

કાંઠે બેસી અજીતે 'મારી તેજ! વહાલી તેજ!' આમ બોલ્યા કર્યું. શાંત ખીણમાં માત્ર એના પડઘા પડતા હતા.

કીલ્લો આખો ખળભળી ઉઠયો. સૌને જાણ થઇ. મોટા મોટા તારા પડ્યા પણ કાળરુપ પથ્થર નીચે દટાએલી તેજ કોઇને હાથ ન આવી.

× × ×

રાજગઢ સુનું પડયું છે.

ચૈત્ર સુદી પુનેમ ઉપર રાજગઢના મેદાનમાં એક મેળો ભરાય છે. દૂર દૂરથી ઘણાં માણસ ત્યાં આવે છે.

સૌ કહે છે મેળાને દિવસે ઉગતા સુરજ સાથે એક કમળ સરોવરનાં જળમાંથી ઉગે છે. ઘરડાં વાત કહે છેઃ "એતો તેજબા ઉગે છે."

મેળાને દિવસે અંધારે ઉત્તર તરફથી એક યોગી ઉતરી આવે છે. મેળા તરફથી ગઢ તરફ કે રાજગઢ તરફ એની આંખ સરખીએ નથી જતી. સરોવરના એક પથ્થર ઉપર એ બેસે છે. આતુરતાથી કમળની રાહ જુએ છે, સુરજ ઉગે છે ને સરોવરમાં ઉંડે ઉંડેથી એક કમળ તરી આવે છે. કમળ જાણે હવામાં નાચી યોગીને પ્રણામ કરે છે.

યોગી એના તરફ પ્રેમભરી નજરે જોઇ રહે છે. કોઇવાર એની આંખમાં આછાં આંસુ દેખાય છે. એક અંજળી ચઢાવી એ ઉભો થાય છે

ધીમે પગલે—અતિ ધીમે પગલે યોગી પોતાને રસ્તે પાછો જાય છે.

## સંબોધનના પ્રકારો

—:(૦):—

[અનુસંધાન પૃષ્ઠ ૫૦૮ થી]

સીવાય આ નવા જમાનામાં બીજું એક પણ નામ ચાલી શકેજ નહીં એમ એમણેજ મારા પિતાને કહ્યું હતું. "અંગ્રેજો 'ઓલ્ડ બોય' અને 'ઓલ્ડ ગર્લ' કહે છે કેની અને પારસીઓમાં પણ 'દીકરા' ને 'દીકરી' કયાં નથી કહેતાં! આપણે હીંદુ લોકોજ એવા કે કશામાં સુધરીએ-નહી." એમના મતના સમર્થનમાં એમણે ઉમેરેલું. પણ મને કૈં આ વાત ગમી નહીં. ત્યારે તો 'બબુ-બબી' 'છોકરો-છોકરી' 'બચુ-બચુડી' કેમ નહીં? અને દુબળા ભણશે ત્યારે તો 'પોયરા-પોયરી' કરવા માંડશે. ના ભાઇ, આ વાત તો મારે ગળે કૈં ઉતરી નહીં.

'પણ ત્યારે શું?' મારાં લગ્ન જેમજેમ પાસે આવ્યાં તેમતેમ મારા મનમાં વધારે ને વધારે મઝભાંગ થવા લાગી.

કેટલાક પુરુષો પત્નીને અને કેટલીક સ્ત્રીઓ પતિને 'સાહેબ' કહે છે મેં એની સાથે વાક્ય ગોઠવી જોયાં. "કેમ સાહેબ! આ ગમશે કે?" "સાહેબ! હું ભુલેશ્વર જાઉં છું. કૈં કામ છે?" શ...શ...શ...કેવું વિચિત્ર લાગે છે? મારી ચતુર પત્ની તો મને હાલનાં ને ચાલનાં બનાવ્યાંજ કરે. કહેશે "ના, એમ નહીં. તમે સાહેબ ત્યારે હું મડમ" નારે, મડમ નો ભારે પડે. અને બૈરીને 'સાહેબ' ને 'સરકાર' કહેનારા જુદા, હું નહીં.

મને એકવાર અંગ્રેજી 'ડીઅર' અને 'ડાર્લીંગ' દાખલ કરવાનો વિચાર આવ્યો. પણ કમળા બહુ અંગ્રેજી ભણી નહોતી. અને કોઇ ઠેકાણે ગયાં હોઇએ ને ડીઅર ને ડાર્લીંગમાં વાત કરતાં હોઇએ અને એને બીજું કૈં આવડે નહીં ત્યારે ફજેતો થાય કેની? અને બધાં મશ્કરી કરે તે જુદાં. એવું વિદેશી નામ કૈં કામનુંજ નહીં. એમાં સ્વદેશી સ્નેહ પણ કૈં આવે નહીં.

લોકો ઘાટી અને નોકરો તો કહે પણ પોતાની જાતેજ પોતાને 'શેઠ' અને 'બાઇ' કહી બોલાવે છે. મારા વકીલ કાકાનાં નવાં વહુ હતાં કેની તે કાકા ગુસ્સે થાય ત્યારે પટામણું મોં કરી "શેઠ! શેઠ! આમ તો જરા જુઓ! મારા પર ગુસ્સે થયા છો કે? જુઓ શેઠ હોં, આજે હું તમારી સાથે બોલવાની નથી." વગેરે, અને વકીલ કાકા પણ એમને 'બાઇ'જ કહેતા. હું નાનો હતો ત્યારે છાનુંમાનું આ બધું સાંભળેલું. મને તે વખતે એવું હસવું આવે! એવું હસવું આવે! અને હજુ પણ એ વાત યાદ આવે છે ત્યારે હસી પડાય છે. જો કે નવી કાકી તો પાડોશણો આગળ ગર્વથી કહેતાં કે અમારે ત્યાં લોકની માફક કોઇ દહાડો ટુંકારે બોલાવવાનો રીવાજ નથી.

કેટલાક લોકોને હજુએ વહુનું નામ દેતાં શરમ આવે છે. કૈં કામ હોય તો 'તમારી ભાભી'ને મોકલો, અને 'તમારા ભાઇ'ને જરા આમ બોલાવોને. વળી કેટલીક સ્ત્રીઓ તો 'તમારા દીયર' અને 'તમારા દીકરા'નીજ વાત કરશે. બહુ થાય તો વળી 'એ' અને 'એમને'. આખી દુનીઆ-માં વીસમી સદી ચાલે છે ત્યારે આપણી દુનીઆ-માં અરાઢમી સદી પણ હજુ પુરી નથી થઇ. આપણે કોઇ દિવસ સુધરવાનાજ નથીને.

મારા પ્રાણલાલ ફુવાના ઘરમાં હજુ 'મારા ઘરવાળા' અને 'મારી ઘરવાળી'નો પ્રકાર ચાલે છે. મારા કાનમાં તો હંમેશા એવું કોઇ બોલે ત્યારે ઘોડાવાળો ને ઘોડાવાળીનાજ ભણકાર સંભળાય. એના કરતાં તો સાત ભવ કુંવારા રહેવું સારું તે એવું કોઇ કહે તો નહીં.

કેટલીક સ્ત્રીઓ કાગળમાં પતિને "સૌભાગ્ય-શોભન-પ્રાણનાથ" લખે છે: ઘણે પુરુષોને

સ્ત્રીઓનું સૌભાગ્ય શોભાવ્યા વિના બીજો કંઈ ધંધોજ નહીં હોય! અને કેટલાક પુરુષોએ સ્ત્રીને ‘સૌભાગ્યવતી'ને નામે સંબોધે છે. પણ પોતે જીવતા છે એવું દર પળે એને યાદ દેવડાવવાની કંઈ જરુર? અને સ્ત્રીઓએ એવી મુરખી હશે કે આવું દેખીતું સત્ય એકદમ વીસરી જઈ શકતી હશે! ના, ના, આવું મુરખા જેવું તો હું કંઈ કરવાનો નહીં.

હું કોલેજમાં હતો ત્યારે સંસ્કૃત નાટકો વાંચતી વખતે મને ‘આર્યપુત્ર' અને ‘પ્રિયે' કે ‘દેવી' વિશેષણો આવતાં તે બહુ સુંદર લાગતાં. કમલા ‘પ્રિયે' કે ‘દેવી' તો બહુ સહેલાઈથી થઈ શકે પણ મારાથી કંઈ ‘આર્યપુત્ર' થવાય નહીં. પેલા ભામિનીભૂષણના ભટજીને થતું તેમ મારાએ ભરોસો"ડોશી સાંભળે તો મારી સ્ત્રી મને ‘પુત્ર'

આખી તલાવડી—રીતે મારી મશ્કરીજ

પણ નેજ એને ન મળી. ગ કામ છે.

સેંકડો ડુબકીઓ ખાધી પણ એને ન મળી.

અજીત નિરાશ થયો એનું વીર શરીર કંપવા લાગ્યું. કદીએ ન પીગળે એવા હૈયામાં શોકનો સાગર ઉલટયો; આંખે આંસુ સર્યાં.

બીજો પ્રયત્ન પણ નિષ્ફલ ગયો.

કાંઠે બેસી અજીતે ‘મારી નેજ! વહાલી નેજ!' આમ બોલ્યા કર્યું. શાંત ખીણમાં માત્ર એના પડઘા પડતા હતા.

કરુંજ શાનો! જેનાથી રાધાજી રીસાયાં તેનાથી વળી કમળા રીસાયા વગર રહે!

આમ ને આમ લગ્નના બે દિવસ પહેલાં હું છેક ગુજરાતી હેમલેટ બની ગયો. અને ‘આ કે તે'ના વિચારોમાં મને પીડી ચોળી તેનું એ ભાન રહ્યું નહોતું. મારા સસરાજી એમની પત્નીને ‘પંડિતા' કહેતા તે તો જાણે ઠીક; કારણ કે મારાં સાસુ જરા દોઢ ડાહ્યાં હતાં. પણ મારા કાકા સસરા તો એમની વહુને ‘ચક્કર' કહેતાં, જો કે બીચારાં ડાહ્યાં હતાં તો પણ. આ સીવાય પણ સાંભળ્યાં બહુ હસવા જેવા પ્રયોગો સાંભળ્યા. નરભેરામભાઈના ઘરમાં ‘કીકાની બા' અને ‘કીકાના બાપા' કહેવાનો રીવાજ હતો. લોકો ‘અલી' કહે છે એ કરતાં તો એ સારું પણ એવું કહેવાનો તો મને સ્વપ્ને પણ વિચાર આવે નહીં.

મારો સાળો પ્રિતમરાય એની પત્નીને ‘ડોશી' કહેતો તે મને ગમ્યું. પણ કમળાએ રોજ રોજ એ નામ સાંભળેલું એટલે એને એમાં કંઈ નવીનતા લાગે નહીં એમ ધારી એ વિચાર માંડી વાળ્યો જેમાં નૈસર્ગિકતા ન હોય તે નામ

યોગ્ય

રહે છે. કોઈક કંટાળ્યો છું. આવતી કાલે મારા

આંસુ દેખાય છે. મારા મિત્રો ધારે છે કે હું

ઉભો થાય છે તલ્લીન બન્યો છું, એમને

ધીમે પગલે—અતિ ખબર હોય! એક

પોતાને રસ્તે પાછો જાય વ્હેલી સુઝે એમ માની

ાના નિર્ણય પર

મારી મુશ્કેલીમાં

શે. માત્ર નીચે

પણ નામ

વસ્તુઓ જોઈએ.

જોઈએ કે જે

ેાય છતાં પારકાની

જેમાં

સન્માન અને સ્નેહ બંને દેખાય. તે શ્રવણ મધુર અને અર્થસુંદર હોવું જોઇએ. ઉપરાંત. લાડ અને નવીનતા પણ જરા દેખાય. બસ, આટલું હશે તો ચાલશે.

પણ આ બધા જવાબો આવતાં તો વાર લાગશે અને કાલે હું પરણી જઇશ. ત્યારે શું થશે!

× × ×

જડયું! જડયું! જડયું! મને એકદમ કુદવાનું મન થાય છે; પણ એટલી મહેનત પછી મને એ સુઝયું છે કે મહેનત કરી ન હોય એવા અધિકાર વિનાના માણસોને એ કહેવાનો મારો વિચાર કૈં થતો નથી. તમે મેં કરી તેટલી મહેનત કરી એટલાં બીજાં નામોની શોધ કરી મને લખી જણાવશો ત્યારેજ આ અપૂર્વ સંબોધનની ભેટ તમને મળશે. ત્યાં સુધી એકલી કમલાને માટે મેં એ 'રીઝર્વ' રાખ્યું છે.

## મારી હકીકત

[ અનુસંધાન પૃષ્ઠ ૫૫૨થી ]

નિકળેલાં એના બાળબોધ અક્ષરવાળાં પુસ્તકો બહુજ છે—એ સિવાયે બીજી ઘણી પોથીયો—ભાગવત, ચંડીપાઠ, આદિલઇ જે છપાઇજ નથી.

શિક્ષામાળા પુસ્તક રત્નમાં ત્રિકોણ મિતિનો વિષય જે ઝીણા બાળબોધ અક્ષરે છે તે એનો પહેલો લખેલો. એના સહુથી સરસમાં સરસ બાળબોધ અક્ષરવાળાં પુસ્તકો ગુજરાતી **વિદ્યા ઉદ્દેશ લાભ ને સંતોષ** અને મરેઠી **ડમાર્ગનનું બીજ ગણિત છે.** ગુજરાતી અક્ષરવાળાં પુસ્તકોમાં **ભૂગોળ વિદ્યા** (ઝીણા અક્ષરનો), પહેલી છપાયલી **સંસાર ચોપડી** અને **મંડળી મળવાથી થતા લાભનો** નિબંધ. **પિંગળ પ્રવેશ** પહેલી આવૃત્તિ ને **રસ પ્રવેશ** પણ એનાજ લખેલા છે. મેં એના બાળબોધ અક્ષરનો સરસમાં સરસ નમુનો રાખવાને સુનેરી કાગળ ઉપર ચંડી પાઠ લખાવ્યો હતો જે તેણે મોટી ધીરજથી ને સફાઇથી મોટે અક્ષરે લખ્યો હતો—પણ એ પોથી ડાકતર ભાઉ દાજીની નજરે પડેથી એણે પોતાની લાઇબ્રેરીમાં રાખવાની ઇચ્છા દેખાડીને લઇ લીધી—હું ઘણોજ દલગીર છઉં કે તે તેની પાસે પણ ન રહી—પુઠું કરાવવાને ડાકતરે બહાર કહાડી હતી એવામાં કોઇ ચોરી ગયું. લાલશંકર કહેતા કે 'હમારા જેરવીસનાં ખાતામાં એક દક્ષણી લહીયો હતો તેના જેવો તો મુંબઇ પ્રેસિડેન્સીમાં ન્હોતો ને તેના પછી તો હું એક રહ્યો છઉં પણ હવે અવસ્થાથી અક્ષર ઊતરીગયા છે !

એટલા ઉદ્યમની સાથે ઘર ચલાવવાની કાળજી રાખતા—મારી માએ બે વરસ ખાટલો ભોગવ્યો તેની ખટપટ કરતા—એ જ્યારે સુરત રહેતા ત્યારે છાપખાનાવાળાના આગ્રહથી સુરતથી કોપી લખી પોસ્ટમાં મોકલતા. લખ લખ લખ એજ એનો ઉદ્યોગ.

એટલો ઉદ્યમ જોઇને લોકને એવું લાગશે કે તે લોભી હતા પણ નહીં. ઘરમાં કુટુંબને સારી હાલતમાં રાખવાનેમાટે પરોણા દોસ્તોની ખાતર કરવા માટે અને ન્યાતમાં ઉજળાં કહેવાતા હતા તે તેવા હમેશ કહેવાઇયે એટલા માટે અને અંદર તો પોલું હતું માટે એને ઉદ્યમ કરવો પડતો—તેમાં વળી ડાહ્યો દીકરો દેશાવર ભોગવે તે પ્રમાણે છાપખાનાવાળા એનાજ અક્ષર પસંદ કરતા તેથી તેઓ એનેજ મ્હેનત આપતા—બાપુ હરશેઠ દેવલેકરે તો ખરીજ ભક્તિ દેખાડી કે એના મુવાં પછી કોઇ ગુજરાતી પુસ્તક બીજાની પાસે લખાવી છપાવ્યું નથી.

સદરઅદાલતમાં રહ્યા છતાં એણે વકીલ મુનસફની પરીક્ષા ન આપી તેનું કારણ એ કે તે તરતના લાભને વધારે જોતા, અને વકીલ થઇ ખુશામતને તથા મુનસફ થઇ ઉપરીના ટપકા સાંભળવાને ઇચ્છતા નહીં. તેઓ કહેતા કે 'લોકો સરકારી કામદારોને માન આપેછે પણ તેઓને ટોપીવાળાઓના કેટલા ટપકા સાંભળવા પડેછ ને તેઓને કેટલી અંદરખાનેની ખુશામતથી નિભવું પડેછ ને હમેજ જાણીયેછ.' 'ઇશ્વરે મારાં કાંડાંમાં જોર મુકયુંછ એટલે માટે નચિંતથી રળવાનું છે; મોટા કામમાં હાથ ઘાલવાથી કેટલીક નીતિને આઘે મુકવી પડેછ.'

એક વખત વિદ્યારામ શિરસ્તેદારે લાલશંકરને કહ્યું કે 'મારું એક પુસ્તક લખવું છે તે ઘેર આવીને લખો.' મારા બાપે જવાબ દીધો કે 'ઘેર આવીને તો નહીં લખું મારે ઘેર લખું' એ અને બીજે કેટલેક પ્રસંગે સ્પષ્ટ ભાષણ કરેલું તેથી તે શિરસ્તેદાર મનમાં નારાજ હતો ને ઊંચે પગારે વધવા દેતો નહીં. પણ જુનો, પુક્ત ને હોશિઆર કારકુન પડ્યો એટલે તેનાથી તેને કહાડી મુકાવાયો નહીં.

લાલશંકર સહુનેજ સારી સલાહ આપતા—શાંત રીતે તડને ભડ જવાબ દેતા—તેમ વ્હેવારમાં પણ ઘણા ચોખા રહેતા. પોતાના ઘરખરચનો હિસાબ લેતા—રૂપિયો પેઢી ઉપર મુકાવી કાપી આપતા—દુનિયાદારી સમજતા.

( આ રસિક આત્મકથાનો વધુ ભાગ આવતા અંકમાં )

## આગામી ગુજરાતી સાહિત્ય પરિષદ*

સવાલ-સાહિત્ય પરિષદે અત્યાર સુધીમાં મોટામાં મોટું ને સારામાં સારું કામ શું કર્યું છે?

જવાબ—અત્યાર સુધી સાહિત્ય પરિષદે મુખ્ય કામ તો એ કર્યું છે કે જે જે ગુજરાતીઓ ગુજરાતની એકતામાં ને સંસ્કૃતિમાં માનતા હોય, તેઓને ભેગા આપ્યા છે. આને પ્રતાપે ગુજરાતના ભાવિમાં શ્રદ્ધા રાખનારાઓ એકઠા મળી શક્યા છે. હું તો ગુજરાતની રાષ્ટ્રીયતામાં માનનારો છું; એટલે મારી નજરે આ સેવા નાનીસુની નથી. આ ગુજરાતી રાષ્ટ્રીતાને હીંદી રાષ્ટ્રીયતા જોડે વિરોધ નથી.

સ.—પ્રાંતિક રાષ્ટ્રીયતા અને આખા દેશની રાષ્ટ્રીયતા એ બે એક સાથે કેમ સચવાય?

જ.—હું તો પહેલેથી માનું છું કે હીંદી રાષ્ટ્રીયતાનું શિખર પ્રાંતિક રાષ્ટ્રીયતાના થાંભલા ઉપરજ રચાવું જોઇએ જેને આપણે હીંદુસ્થાનમાં પ્રાંત કહીએ છીએ, તે પ્રાંતો નથી, પણ સંસ્કાર, સમાજ, સાહિત્ય અને કેટલેક અંશે સમાન લોહીનાં બનેલાં નીરાળાં રાષ્ટ્ર છે. આ નીરાળી રાષ્ટ્રીયતા અને સંસ્કારી અસ્મિતા એજ આપણો ધર્મ છે. અને એજ ધર્મને અનુસરતા આપણે વિકાસ સાધી શકીશું. દરેક પ્રાંત સબળ રાષ્ટ્ર થશે, તો પછી હીંદી રાષ્ટ્રીયતા એક કલચરલ ફેડરેશનનું સ્વરુપ લેશે. આ મારો મત તો જુનો છે; પણ આ રવિવારે 'ક્રોનીકલ'માં આવેલા મી. પાઇટના પુસ્તકના ઉતારાથી પુષ્ટિ મળે છે પણ આ વાત અપ્રસ્તુત થતી જાય છે.

સ.—પરિષદનું સ્વરુપ અને બંધારણ કેવા પ્રકારનું હોવું જોઇએ?

જ.—અત્યાર સુધી સાહિત્ય પરિષદ એક સંમેલનરુપે હતી. હવે એ સ્વરુપ છોડીને વ્યવહારુ સંસ્થા તરીકે તેણે કારકીર્દી શરુ કરવી જોઇએ. ભાવનગરથી શરુઆત થઇ છે. પણ અત્યારે આપણે એનું બંધારણ એવું મજબુત અને ધોરણસર કરવું જોઇએ કે જેથી પરિષદ મંડળ બધી સંસ્થાઓમાં વધારે પ્રભાવશાળી થઇ શકે. આ કરવા માટે એના પરિષદ મંડળને મજબુત બનાવવાની જરુર છે. પરિષદ મંડળમાં સભ્યની સંખ્યા ઓછામાં ઓછી ૫૦૦૦ પર લાવવી જોઇએ અને ગુજરાતમાં સાહિત્ય ને કેળવણીની પચાસેક સંસ્થા મંડળ સાથે એફીલીએટ (જોડાયી) થવી જોઇએ. તે ઉપરાંત ગુજરાતના સાહિત્ય અને ભાવિમાં જેને શ્રદ્ધા હોય અને જે પૈસા, શક્તિ અને સમૃદ્ધિનો ભોગ આપી શકે એવા ઓછામાં ઓછા ચાલીસથી પચાસ માણસોની મધ્યસ્થ સભાએ એના કાર્યક્રમનો હંમેશ વિચાર ચલાવવો જોઇએ. તે ઉપરાંત જે પરિષદ મંડળના અમલદારો હોય, તેઓએ તેઓની ફરજ આખું વર્ષ કામ કરવાની હોવી જોઇએ. આ બધું કરવા માટે સાહિત્ય પરિષદ જે અત્યારે માત્ર એક જાત્રાના મેળારુપ છે તેણે વ્યવહારુ સંસ્થા બનવું જોઇએ.

વોલંટીઅરો, તોરણો વગેરે ભપકો ઓછો થાય તો દરકત નહીં. બે હજાર ને બદલે બસેં માણસો આવે તોપણ દરકત નહીં; પણ ૧૯૧૫ પહેલાંની કોંગ્રેસના સ્વરુપનું આછું અનુકરણ એમાં દેખાય છે તેને બદલે એકેડેમી અને એક યુનીવર્સીટીની સેનેટ એ બંને સ્વરુપ સાથે રહી

* મુંબાઇના 'સાંજ વર્તમાન' દૈનિક પત્રના પ્રતિનિધિને તા. ૧૦-૧-૨૫ ના રોજ રા. કનૈયાલાલ મુનશીએ આપેલી મુલાકાતને લેવાલ.

શકે એવી સંસ્થા ઉભી થાય પછી એના મહોત્સવમાં જોઇએ તેટલી ધમાલ થોડા દહાડા માટે આપણે કરીએ તો વાંધો નહીં. પણ ખરા કામને ભોગે તો નહીંજ.

સ.—પરિષદનું સ્થાન ક્યાં રાખવું ?

જ.—પરિષદનું સ્થાન નક્કી કરવું જોઇએ. જ્યાંસુધી કાર્યકર ઓફીસ એક જગ્યાએ નહીં હોય, ત્યાંસુધી એનાથી કંઇપણ કામ માથે લેવાય નહીં. અત્યાર સુધી જુદેજુદે ઠેકાણે સ્થાનિક ઉત્સાહ કેળવી સમસ્ત ગુજરાતની એક સંસ્થા એ છે એવી માન્યતા ઉભી થવા દો. હવે કોઇ એક ઠેકાણે એનું સ્થાનક થાય તો ખોટું નહીં.

સ.—સાહિત્ય પરિષદનું સ્થાનક ક્યાં થવું જોઇએ ?

જ.—એ સ્થળ કાં તો અમદાવાદ, વડોદરા કે મુંબાઇમાં હોઇ શકે. પણ જો સાહિત્ય પરિષદે ભગીરથ કામ માથે લેવું હોય, તો મુંબાઇ સીવાય તેનો છુટકો નથી. જેટલી લાગવગ, જેટલો પૈસો અને જેટલી શક્તિ એને મુંબાઇમાં મળશે, તેટલી બીજે મળવાની નથી. હું તો એમ માનું છું કે જો મુંબાઇમાં સ્થાનક કરી પરિષદના બધા કાર્યકર્તાઓ બે વર્ષ મહેનત કરે, તો પરિષદને માટે મકાન, લાઇબ્રેરી અને પ્રેસ ત્રણે વાનાં થઇ શકે; એ ત્રણ વાનાં જ્યાં સુધી થાય નહીં ત્યાં સુધી કંઇ પણ ચિરસ્થાયી કામ કરી શકે નહીં. જે ઠેકાણે સ્થાનક થાય તે ઠેકાણે આવવા માટે કાર્યકર્તાઓને જો ખર્ચ પુરો પાડવામાં આવે તો કોઇને પણ અગવડ નહીં પડે એમ હું માનું છું. થોડાક ઉત્સાહી કાર્યકર્તાઓ વર્ષમાં પાંચ પંદર વખત એક સ્થાને મળે એ પણ ફાયદો નાનો સુનો નથી અને મુંબાઇમાં લગભગ ઘણાખરા ઉત્સાહી ગુજરાતીઓને વર્ષમાં એક વખત આવવું તો થતુંજ હશે.

સ.—ઘણાઓ માને છે કે સાહિત્ય પરિષદમાં વાડા છે. આપને શું એ વાત ખરી લાગે છે ?

જ.—હાલ તો નથીજ, એક વખત હશે તો કોણ જાણે ? એના સ્થાપક સ્વ. રણજીતરામ તો ઘણાજ ઉદાર વિચારના હતા, અને આજે ન્યાત કે જાતનો વિચાર કર્યા વગર તેમજ પોતે ક્યા સાહિત્ય સંપ્રદાયના છે તેની પરવા કર્યા વગર બધા એક હાથે કામ કરે છે, એ હું જોઉં છું અને તેનો મને અનુભવ છે. અમદાવાદ, વડોદરા ને મુંબાઇ ત્રણેના કાર્યકર્તાઓ અત્યારે મને એકજ આદર્શ ને ઉત્સાહથી કામ કરતા જણાય છે.

સ.—મુંબાઇના કાર્યકર્તાઓમાં કંઇ મતભેદ છે કે ?

જ.—મુંબાઇના કાર્યકર્તાઓ અને સંચાલકો વચ્ચે એકતાનતા તેમજ ઘણે અંશે ખરા મુદ્દાઓ ઉપર એકજ મત છે. કારોબારી સભા ને વ્યવસ્થાપક સમિતિ બંનેમાં મુખ્ય મુદ્દાઓ ઉપર કંઇ પણ વિરોધ નથી. એટલુંજ નહીં પણ બધા જેમ બને તેમ મળી સંપીને પરિષદને પાર ઉતારવા મથી રહ્યા છે. ગયા શનિવારની કારોબારી સભામાં વિભાગી પરિષદ કરવી કે નહીં તે ઠરાવ પર મત લેવાયા હતા અને તેમાં ૨૯ વિરૂદ્ધ ૫ મતથી વિભાગ ન કરવા એમ સભાએ ઠરાવ્યું હતું. સ્વાગત સમિતિમાં પ્રમુખની ચુંટણી કઇ પદ્ધતિ પર કરવી તે ઠરાવ ૪૧ વિરૂદ્ધ ૨ મતે પસાર થયો હતો. આજ બતાવશે કે પરિષદનાં કાર્યકર્તાઓમાં એક તાનતા છે તેમજ થોડા વધતો મતભેદ થાય તોપણ વધુ મતે જે નક્કી થાય તે પાર ઉતારવાની તત્પરતા છે.

સ.—ગુજરાત મંડળનો વિરોધ કહેવાય છે એ શું ખરું છે ?

જ.—ગુજરાત મંડળી મંડળ તરીકે, કોઇ વ્યક્તિ બાદ કરતાં, કોઇ કહેતો વિરોધી હતું નહીં

હોય નહી. સંસદના ઘણાં સભ્યો ગુજરાત મંડળના સભ્યો છે અને તેની કાર્યવાહી સભ્યો ર પણ છે. હું પણ ગુજરાત મંડળનો સભ્ય છું. ા. ઉછરંગરાય ઓઝા કારોબારી સભાની સ્તાંત સમિતિના સભ્ય છે; ભાઇ કેશવપ્રસાદ દેસાઇ જે સંસદના સભ્ય છે ને કારોબારી સભાના મંત્રી છે તે ગુજરાત મંડળના મંત્રી છે. સંસદના એક વખતના સભ્ય અને સત્કાર મંડળના ઉપપ્રમુખ રા. નગીનદાસ માસ્તર જે ગુજરાત મંડળના પ્રમુખ છે એ પરિષદની વ્યવસ્થાપક સમિતિના સભ્ય તરીકે આગળ પડતો ભાગ લે છે. ભાઇ ચંદ્રશંકર પંડ્યા સંસદના તેમજ ગુજરાત મંડળના આગળ પડતા સભ્ય છે અને પરિષદના મંત્રી છે. હું ને એ ભાઇ હમેશાં સાથે કામ કરીએ છીએ. એટલે આ જે ગપ ચલાવવામાં આવી છે તે બીનસત્તાવારી અને કોઇના મુદ્દા પાર પાડવા માટે ઉભી કરવામાં આવી હોય તો કોણ જાણે ?

સ.—સાહિત્ય પરિષદ સફળ થાય તેટલા માટે મુંબાઇની જનતાએ શું કરવું જોઇએ ?

જ.—મુંબાઇની જનતાએ પહેલું કામ તો કાર્યકર્તાઓને સુગમતા કરી આપવાનું છે. મુંબાઇમાંથી સત્કાર મંડળના ૫૦૦ સભ્યોની હું આશા રાખું છું. હજી ૧૫૦ થયા છે. બાકીનું કામ અધુરું છે.

મુંબાઇનું બીજું કાર્ય પરિષદ ભરાય તેને દરેક રીતે ફતેહમંદ કરવાની સગવડો કરી આપવાનું છે અને ત્રીજું કામ જો પરિષદનું બંધારણ મજબુત થાય તો તેને જોઇતા પૈસા પુરા પાડવાનું છે. તેને મુંબાઇએ ગુજરાતી ગણું છું એટલે ગુજરાતના પ્રથમ શહેર તરીકે એણે મે[illegible] ફ ળો આ[illegible]વો જોઇએ.

સ.—સાહિત્ય પરિષદની ખાસ ઉપયોગિતા શામાં છે ?

જ.—ગુજરાત એક સંસ્કારનો પ્રાંત છે. કોઇક વખત ગુજરાતને એક રાજકીય તંત્રે માટે—એ ધ્યેય માટે કામ કરવું તેમાં હું ગુજરાતની પહેલી ફરજ સમજું છું. પણ એ રાજકીય ફેરફાર દૂર છે. એ થાય ત્યાં સુધી આપણી સાંસ્કારિક એકતા આપણે જાળવવી જોઇએ ને વધારવી જોઇએ. સાહિત્ય પરિષદ મજબુત થાય અને ગુજરાતની યુનીવર્સીટી થાય તો આપણે આ મોટો ગઢ જીત્યા એમ હું માનું છું. એટલે અત્યારે બધું વીસારી આ એ કામ પર ગુજરાતીઓએ મંડવું જોઇએ. આ કામ પુરું પાડવાનું એક મુખ્ય સ્થાન પરિષદ છે તેથીજ એની ઉપયોગિતા છે.

સ.—મુંબાઇમાં સાહિત્ય પરિષદના પ્રમુખની ચુંટણી સંબંધે આપના વિચારો જણાવશો ?

જ.—હું વ્યવસ્થાપક સમિતિનો પ્રમુખ છું એટલે એ વીશે કંઈ કહી શકતો નથી, પણ જે કોઇ પ્રમુખ થાય તેની લાયકાત આ પ્રમાણે હોવી જોઇએ.

(૧) સાહિત્યની કરેલી સેવા.

(૨) સાહિત્ય પરિષદના કાર્યક્રમમાં તેણે રાખેલો રસ.

(૩) અને આવતાં બે વર્ષ સુધી આપણી સાથે રહી કાર્ય કરવાની તત્પરતા.

આ ત્રણે શરતો પુરી કરી શકે તેને પ્રમુખ ચુંટવાથી પરિષદ વિજયી થશે.

સ.—આપ મહાત્મા ગાંધીજીને મળવા ગયા હતા એ વાત ખરી કે ? અને જો વાંધો ન હોય તો એ મુલાકાતનું પરિણામ કહેશો ?

જ.—હું મહાત્મા ગાંધીજીને મળ્યો હતો ખરો પણ એ વીશે હાલ હું કંઈ કહેવા માગતો નથી.